# કવિ ચરિત્ર.



આશ્ચર્યકારક છે કે ભાલણ જેવો સમર્થ કવિ સેંકડો વર્ષ સુધી પ્રખ્યાતિમાંજ ન આવ્યો. કવિ દલપતરામે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી માટે લેખી ગ્રંથોનો સંગ્રહ કર્યો હતો, તેમાં ભાલણ કૃત કાદંબરી અને નળાખ્યાન હતાં, તે છતાં પણ એ કવિ માટે સન ૧૮૮૫ સુધી કોઇએ ઝાઝી તપાસ કરી હોય એમ જણાઇ આવતું નથી. ફક્ત કવિ નર્મદાશંકરે સન ૧૮૭૨ માં પ્રેમાનંદનો દશમ સ્કંદ પ્રસિદ્ધ કર્યો તેની પ્રસ્તાવનામાં સંવત્ સૈકા સત્તરમાં " સિદ્ધપુર પાટણના ભાલણ એણે " દશમ સ્કંદ રચ્યાનો ઉલ્લેખ માત્ર કરેલો છે. સન ૧૮૭૭ માં જ્યારે હું પાટણ ગયો ત્યારે મને એ કવિનાં કેટલાંક છૂટક પદો એક મારા નાગર મિત્રને ત્યાંથી મળી આવ્યાં, અને તે રામ બાળલીલાનાં પદ હોઇ તે પ્રાચીન કાવ્યમાળા ભાગ ૧૨ માં દાખલ થયેલાં છે. કેટલેક વર્ષે મને કાદંબરીની ભાળ મળતાં હું તે વાંચતો હતો, તેવામાં એટલે સન ૧૮૮૫ માં સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવે "ભાલણ" વિષેની કેટલીક હકીકત બુદ્ધિપ્રકાશમાં છપાવી, તેમાં સૂચવેલું કે એ કવિને શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસે પ્રથમ પ્રસિદ્ધીમાં આણ્યો હતો. એ કવિનું નળાખ્યાન* વાંચ્યા પછી તેનો સપ્તશતી નામક ગ્રંથ મારે હાથ આવ્યો, અને તે જોતાં તેના વિષેની મારી શ્રદ્ધા વધી. સન ૧૮૮૭ ના પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં એ સપ્તશતી મેં સટીક પ્રસિદ્ધ કરી, તેમાં કવિ ચરિત્ર દાખલ કરવા માટે કવિતાના રસિક અને શોધક સ્વ. નારાયણ ભાર્થી યશવંત ભાર્થી જે મારા મિત્ર હતા તેમને તપાસ કરી હકીકત મેળવી આપવા લખ્યું. તેમણે પૂરી પાડેલી હકીકત એ સપ્તશતીમાં પ્રસિદ્ધ કરવામાં આવી હતી, તેનો સાર લઇ આ ચરિત્ર લખવામાં આવ્યું છે.

ઘણી તપાસ કર્યા છતાં ભાલણનો જન્મ કે અવસાન કાળ જણાઇ આવ્યો નથી; તથાપિ તે પંદરમા સોળમા શતકમાં થઇ ગયો એ વાત તો

* એ શિવાય ભાલણે ભીલડી સંવાદ, ધ્રુવાખ્યાન, ઉદ્ધવ આવાગમન, રૂકિમણી વિવાહ અને ભાગવતનો દશમ સ્કંદ એ ગ્રંથો રચેલા છે.

નિઃસંદેહ શાબીત થાય છે. દિશાવાળ જાતનો એક બ્રાહ્મણ કહે છે કે તેનો પૂર્વજ મીઠારામ અને ભાલણ સંવત ૧૪૫૧ માં દક્ષિણ હૈદ્રાબાદ ગયા હતા. ભાલણ જ્યારે દક્ષિણ હૈદ્રાબાદ અને ઔરંગાબાદમાં રહેતો હતો, ત્યારે ત્યાંના કોઇ રત્નાદિત્ય રાજાના દિવાને તેને પૂજવા માટે ચામુંડા દેવીની એક મુર્તિ આપી હતી, જે હજી પણ ભાલણના ઘરમાં મોજુદ છે. તેના પૃષ્ટ બાગે નીચે પ્રમાણે કોતરેલું છે.

**संवत १५२० वर्षे ठाकुर रत्नादित्य भाउही चामुंडा पूजनार्थं ठ रत्नादित्य पूठी दिवान याणीआ.**

આ સાલમાં અને ૧૪૫૧ ની સાલમાં ૬૯ વર્ષનો ફેર પડે છે, તેથી સંશય પડે છે; પરંતુ રા. નારાયણભાર્થીને ભાલણના મકાનમાંથી જે ફાટાંતુટાં પાનાંનું પોટકું મળી આવ્યું, તેમાં એક જન્માક્ષરનું પાનું હતું, તેમાં સંવત १४७२ **वर्षे भाद्रवा वदी–दिने शनी दशोत्तीर्णा एवं जन्म तो गत वर्ष ११ मास २ दि. ८ तदन्तुं संवत भाद्रवा वदी ने वुध दशा प्रवेश** ઇત્યાદિ દશા ફળ આપેલું છે. વળી બીજી પીઠે **संवत १४८२ वर्षे आसो सुदी ४ सुधी उमर वर्ष २१ मास २ दिन १२** ની લખી છે, તે ઉપરથી સમજાય છે, કે આ પુરૂષનો જન્મ સંવત ૧૪૬૧ માં થયો હતો અને તે બહુકરીને ભાલણનો પુત્ર હોય. ભાલણના પુત્ર વિષ્ણુદાસે રામાયણનો ઉત્તરકાંડ રચેલો છે, તે પૂર્ણ થયાનો સંવત્ ૧૫૭૫ આપે છે. તે તેણે વૃદ્ધાવસ્થામાં લખ્યો હોય તો ભાલણનો સમય ૧૫ મા શતકમાં હતો એમ માની શકાય. ભાલણ દીર્ઘાયુષી હતો તેની શાબીતી એ છે કે ચોથા આશ્રમમાં પેઠા શિવાય બ્રાહ્મણથી સંન્યાસ ગ્રહણ થઇ શકે નહિ. ભાલણે સંન્યાસ લીધા પછી જીવતે સમાધિ લીધી હતી.

પુસ્તક લોકોને આપી દીધાં અને બાકીનાં તે ઉપાડી ગયો એમ કહેવાય છે. રા. નારાયણ ભાર્યાએ ભાલણને ઘેર જઇ એક કોઠડીમાં જોયું તો ઉત્તર બાજુએ ભાલણની ગાદી માલમ પડી, તે ઉપર ખુદ ભાલણને પગે પહેરવાની ચાખડીઓનાં બે પાટીઆં પડ્યાં હતાં. તેની પૂજા કરવામાં આવે છે, તેથી તે ઘણી જીર્ણ હાલતમાં છે. ગાદી ઉપર એક તકિયો હતો તેની પછવાડે ભાલણને પહેરવાની એક ભગવી ટોપી, ચાદર, અને રૂમાલ હતાં, તે સર્વ ખાધીનાં હોઇ રૂમાલ બહુ જીર્ણ હાલતમાં જણાયો. આ લુગડાંમાં એક કાગળ પાટણથી લખેલો હતો, તેમાં ભાલણના ચિરંજીવને યજ્ઞોપવિત આપવાની મિતિ નક્કી કરીને દક્ષિણમાં ઔરંગાબાદ જ્યાં ભાલણ હતો ત્યાં મોકલવામાં આવેલો, પણ લાંબા પંથને લીધે મુહૂર્ત આડો એક દિવસ રહ્યો ત્યારે તે પહોંચ્યો. તે વાંચીને એકજ રાત્રિએ ભાલણ પાટણ આવ્યો ! એ કાગળ લૂગડામાં છે એમ પૂજારીએ કહ્યું, પણ લૂગડાં તપાસતાં તેનો પત્તોજ ન લાગ્યો !

ભાલણની મૂર્તિ તાંબાના અરધા ફુટના પત્રા ઉપર ચાંદીનું પત્રું ચઢાવેલું તે ઉપર કોતરેલી જોવામાં આવી. તેમાં ભાલણનું સ્થૂળ શરીર છે, અને નાસિકાનો અગ્રભાગ અંગુષ્ટ, કનિષ્ટકા અને અનામિકા વડે પકડીને તે પ્રાણાયામ કરે છે, અને તેણે ઉડિયાનબંધ આસન લગાવ્યું છે, એટલે એક પગની એડી બીજા પગ તળેના મધ્યભાગે રાખીને બીજા પગની એડી વડે મલદ્વારનો ભાગ દાબેલો છે; તેથી એમ સમજાય છે કે તે યોગ ધ્યાનમાં નિમગ્ન થએલ છે. નીચે મૃગ ચર્મ પાથરેલું છે, અને તેની સામે એક કુકડાનું ચિત્ર છે. એ ગાદી નીચે એક બાજઠ પડયો છે તેના ઉપર ચોપાટના એક બાજુના ભાગ જેવું કોતરેલું છે, તેમાં જે ઘર પાડ્યાં છે, તે સોગઠીને ઠેકાણે જૂદા પ્રકારના પુષ્પ જેવાં ચિત્ર દેખાય છે. તે બાજઠ

કારણ કદાચ તેનો પ્રથમ પ્રયાસ હોય, કિંવા ઉતારનારનું અજ્ઞાન હોય. કવિએ સંસ્કૃત ભાષાનો સારો અભ્યાસ કરેલો એ વાતની ખાત્રી તેણે કાદંબરી જેવા કઠણ ગ્રંથનું કવિતાબદ્ધ ભાષાંતર કર્યું છે તે ઉપરથી થાય છે. ભાષાંતર જૈન ગુજરાતીમાં હોવાથી કેટલાક એવું અનુમાન કરે છે કે તે વખતે જૈનશૈલીની જૂની ગુજરાતી ભાષા ચાલતી હશે; પરંતુ તેણે રચેલા બીજા સર્વ ગ્રંથો તેમ તેના પુત્રો વગેરેએ કરેલી કવિતા જોતાં મહા કવિ પ્રેમાનંદના સમયમાં ચાલતી ભાષા જેવીજ લગભગ તે સમયની ભાષા હતી. પુરાવામાં ભાલણકૃત દશમસ્કંદ, નળાખ્યાન અને સપ્તશતી બસ છે. વિશેષમાં તેના પુત્ર ચતુર્ભુજે સંસ્કૃત સુદેશ પુરાણનું પદ્યબંધ ગુજરાતીમાં ભાષાંતર કરેલું છે, તેમાંથી થોડા નમુના નીચે આપ્યા છે.

મનવાંચ્છિત બહુ નીપજે અન્ન, સહુનાં શ્રીહરી ચરણે મન.
ત્યાં દેવશર્મા નામે દ્વિજ વસે, વેદ ધર્મ પ્રિછી અભ્યસે;
વેદશાસ્ત્રનું અહેને જ્ઞાન, ઇડા પિંગળા જાણે ધ્યાન.

ભીમ કવિકૃત પ્રબોધ ચંદ્રોદય નાટકનો છેવટ ભાગ.

અધિક સકળ શાસ્ત્ર સિદ્ધાંત, પ્રેમ અધિક ઉપરી વેદાંત;
**શ્રીપુરૂષોત્તમ** તણા પ્રસાદ, કીધું એહ કથા અનુવાદ.
પ્રબોધ ચંદ્રોદય વિસ્તાર, નાટક શાંત મિહર સંસાર;
ભીમ ભણી નારાયણદાસ, અંક સમાપ્ત પૃષ્ટ પ્રકાશ.

મહાત્મા ભાલણના ચમત્કાર વિષે અનેક દંતકથાઓ ચાલે છે. તે ઔરંગાબાદથી એક રાતમાં પાટણ આવ્યાની વાત પાછળ અપાઇ છે. બીજી દંતકથા એવી છે કે તે એક દિવસ સવારમાં પોતાના ઘરના ઓટલા ઉપર લીમડાનું દાતણ કરતા હતા, તેવામાં એક ઉન્મત્ત સાધુ આવી બોલવા લાગ્યો, કે તેં મહારાજ અને પ્રભુપદ ધારણ કર્યું છે તે મૂકી દે, અથવા શક્તિ બતાવ. સાધુના બોલવા સામે કંઇ લક્ષ ન દેતાં તેમણે દાતણની બે ચીરી કરી એક પોતાના ઘર આગળના ચોકમાં ફેંકી અને બીજી તોડીને રસ્તામાં નાખી દીધી. ચોકમાં નાખેલી ચીરીને જમીનમાં ઉભી રોપવા તેમણે સૂચના કરી. થોડા વખતમાં તે ચીરી નવ પલ્લવ થવા લાગી, અને કાળે કરીને તેનું મોટું વૃક્ષ થયું. એ લીમડો સવંત્ ૧૯૦૫ ની સાલમાં પડી ગયો, તે વાત ઘણા લોકોના જાણવામાં છે. ત્રીજી દંતકથા પાટણના ગાદી ગોર ગૌરીશંકર વૈજનાથ કહે છે; તે એ કે ભાલણ અને મારી જ્ઞાતિનો ( દિશાવાળ બ્રાહ્મણ ) મીઠારામ તથા એક નાગર ને એક મોઢ ચાતુરવેદી મિત્રો હતા. તેમને દેવીની ઉપાસના હતી, અર્થાત્ તેઓ શક્તિ મતના હતા. મીઠારામની ઇષ્ટ દેવી સિદ્ધાંબિકા અથવા સિદ્ધ માતા હતી. ચારે મિત્રો વાર તહેવારે મહા પૂજા રચતા હતા. તેમના કોઇ શત્રુએ મ્લેચ્છ અધિકારીને ચાડી ખાધી. ભાલણે જે દિવસે મહા પૂજા રચી તે રાત્રિએ ખડકીમાં કોઇ પ્રવેશ ન કરે, માટે પોળીઅણને સખત મના કરી હતી, છતાં મધ્ય રાત્રિને સમયે સદર અધિકારી સાથે બે ચાર માણસ લઇ આવ્યો અને કમાડ ઉઘાડવા આગ્રહ કરવા લાગ્યો. પોળીઅણે બાર ન ઉઘાડ્યાં ત્યારે તેને એવી ધમકી આપી, કે તેણે ભાલણ પાસે દોડી જઇ સર્વ હકીકત કહી; તેથી ભાલણે દ્વાર

વાની આજ્ઞા કરી. અમલદાર આવી ભાલણ પાસે બેઠો ને કહેવા લાગ્યો કે અમે પ્રસાદીની આશા રાખીએ છીએ, ત્યારે ભાલણે સીસા આગળ હાથ રખાવી ધારા કરી તો તેમાંથી દૂધ નીકળ્યું, અને વાસણ ઉપર રૂમાલ ઢાંકેલો હતો તે ઉઘાડતાં તેમાં તરેહવાર પુષ્પો દેખાવા લાગ્યાં ! અધિકારીએ ઉઠવાની રજા માગી ત્યારે ભાલણે ક્રોધના આવેશમાં કહ્યું, કે આજથી સત્તર દિવસે તને આ સંસારમાંથી રજા મળશે ! આવો શાંપ દીધા પછી તે અધિકારી બરોબર સત્તર દિવસે મૃત્યુ પામ્યો ! ચોથી દંતકથા જીવણદાસ નામનો વૃદ્ધ સાધુ કહે છે. કોઇ મ્લેચ્છ રાજવંશી પાટણની હકુમત ભોગવતો હતો, તેને કોઇએ કહ્યું કે ભાલણ પાસે સેંકડો ખૂબસુરત ઓરતોનો જમાવ થાય છે, અને કનૈયાની પેઠે ભાલણ તેમની સાથે વિહાર કરે છે. એવું સાંભળીને તુરતજ ભાલણને પકડી મંગાવ્યો, તે વખતે તેના ગળામાં પુષ્પોનો હાર હતો, કપાળે ચંદન હતું અને માથું ઉઘાડું હતું. તેવાજ રૂપમાં તેને એક કોટડી મધ્યે કેદ કરી તાળું વાસવામાં આવ્યું. સાંજની વખતે તે હાકેમ પાટણના દરવાજા બહાર પૂર્વ દિશાએ મીરાંનાં દર્શન કરવા ગયો. તે ઠેકાણે જુએ છે તો મીરાંના ઓટલા ઉપર તેજ બ્રાહ્મણ તેજ રૂપમાં બેઠેલો દીઠો ! કચેરીમાં જઇ તપાસ કરાવતાં જાણે રસ્તે ચાલી આવવાથી શરીરે ને પગે રજ વળગેલી હોય તેવી સ્થિતિમાં બ્રાહ્મણને જોયો એટલે તેને તેણે તુરતજ મુક્ત કર્યો ! આપણા દેશમાં તેમ અન્ય દેશોમાં પણ મહંતો, મહાત્માઓ અને આચાર્યોના પરચા ઘણા ચાલે છે. નરસિંહ મહેતા, મીરાંબાઇ, ભોજા ભગત, કેવળપુરી વગેરેના ચમત્કાર લોકોમાં મશહૂર છે. ભાલણે જીવતાં સમાધિ લીધી હતી. તેની સમાધિ પાટણના ઇશાન કોણ તરફ બે માઇલ દૂર હરિહર મહાદેવના દેવળની નજીકમાં છે, અને તેની પાસેંજ તેના ગુરૂની સમાધિ છે.

કાદંબરી બાદ કરીએ ( કેમકે તે હજી પ્રસિદ્ધ થઇ નથી ) તો પણ ભાલણના બીજા ગ્રંથો ઉપરથી તે ઉત્તમ કવિયોની પંક્તિમાં આવે છે. પ્રેમાનંદની પેઠે ભાલણે પોતાને " કવિ " કોઇ ઠેકાણે લખ્યો નથી. સપ્તશતીમાં તે કહે છે કેઃ—

લઘુ દીર્ઘ તાલ પ્રબંધ માત્રા, શબ્દ છંદ બહુ મર્મ,
ભાષા ભેદ જાણું નહિ જે, નાના પેર કવિ ધર્મ.

× × ×

માત્રા ભેદ જાણું નહિ, કંઇ તાલ છંદ પ્રબંધ;
કે' ભાલણ સહુકો સુણો, કહો કથા સંબંધ.

વળીઃ—

કવિત બુદ્ધિ અહિં જોવી નહીં,
કૃષ્ણ કથા સાંભળવી સહી.

× × ×

પરંતુ દશમસ્કંદના ૩૩૬ પદના છેવટ ભાગમાં નીચે પ્રમાણે લખ્યું છે, તે ઉપરથી તે પોતાને કવિ કહેવડાવતા હશે અથવા લોકો તેમને કવિ કહેતા હશે એમ જણાય છે. મારામાં ઉત્તર દેવાની શક્તિ છે, મને મારૂં વ્યક્તિપણું દેખાડી આપીશ એમ પણ પોતે કહી જાય છે; કેમકે ખળ લોકો દોષ જોવા જાય છે.

પ્રાકૃતને પ્રીછવા કરી, ગુર્જર ભાષાએ વિસ્તરી;
ખળ જોવાને જોયે દોષ, કવિ કાવ્યા માટે મન રોષ.
મર્મ મન કેરો જે લહે, સાધુ હોય તે તો ગુણ ગ્રહે;
દૂષણ દેવા જે મન કરે, તે માંહે આવી ઉચ્ચરે.
કહે ભાલણ દેખાડીશ વ્યક્તિ, ઉત્તર દેવા છે મુજ શક્તિ.

રા. રામલાલ ચુનીલાલ મોદીએ પ્રથમ વસંતમાં કેટલુંક લખેલું અને તે પછી ગત સાહિત્ય પરિષદ્ માટે એક લેખ લખેલો જે સમાલોચકમાં છપાયો છે, તેમાં સ્વ. નારાયણ ભારથીએ આપેલી હકીકત વિષે આક્ષેપ લીધેલા છે, પરંતુ તેમણે ભાલણના જીવનચરિત્ર ઉપર કંઈ વિશેષ અજવાળું પાડેલું જણાતું નથી. તેમણે ભાલણની કવિતાના સંબંધમાં દશમસ્કંધ વગેરેમાંથી ઉતારા આપી ઘણું સારૂં વિવેચન કર્યું છે, અને ભાલણ એક ઉત્તમ કવિ હતો એમ બતાવી આપ્યું છે.

છે. હ. કાંટાવાળા.

# ગ્રંથવિવેચન.



મહા કવિ ભાલણ કૃત દશમસ્કંદની બે પ્રતો મને મળી આવી હતી. મારા મિત્ર *રા. ઘનશ્યામ બાપુભાઇ વૈદ્ય તરફથી મળેલી પ્રત બાળબોધ દીવ્ય અક્ષરે લખેલી છે ( જો કે તેમાં કંઇ કંઇ ગુજરાતી અક્ષરોને ગુજરાતી મરોડ જોવામાં આવે છે ). એ પ્રત આજથી બસેં વર્ષ ઉપર એટલે સંવત્ ૧૭૭૦ ના વૈશાખ શુદ ૧૦ મે વડનગરા નાગર જ્ઞાતીય દીક્ષિત શિવરામ કુંવરજીએ પૂરી કરેલી છે. એ પ્રત વધારે શુદ્ધ ને જૂની હોવાથી તે ઉપર વિશેષ આધાર રાખી તેને પ્રત નં. ૧ ગણી છે.

બીજી પ્રતિ મારા મિત્ર *રા. નરભેરામ જમિયતરામ, તે રેવાકાંઠાના માજી દફતરદાર એમણે પાટણથી મહા પ્રયાસે મેળવી આપી હતી. એ પ્રત સુંદર ગુજરાતી અક્ષરે ( કોઇ કોઈ સ્થળે બબ્બે ત્રણ ત્રણ અક્ષરનાં સામટાં માથાં બાંધેલાં છે. ) લખેલી છે. એમાં લખનારનું નામ ઠામ કે સાલ જણાવી નથી. એને મેં પ્રત ૨ તરીકે ગણીને બન્નેનાં પાઠાંતર પૃષ્ઠ નીચે આપ્યાં છે. પહેલી પ્રતમાં પ્રથમ પદ અને તેની સંખ્યા આપી આગળ જતાં માત્ર રાગજ આપેલા છે.

બંને પ્રતોમાં કેટલો ફેર છે, અને મેં જે શુદ્ધ પ્રત કરી તેમાં કેવો ફેરફાર કરવામાં આવ્યો છે તે જણાઇ આવવા સારૂ નીચે નમુના આપું છું.

પદ રાગ—( પદ ૬ પ્ર. ૧ )

પ્રત ૧. આવો માહારા વીરા ॥ હુ કહુ તે કરો ધીરા ॥
પ્રત ૨. આવો માહારા વીરા ॥ હું કહું તે કરો ધીરા ॥
શુદ્ધ કરી તે. આવો માહરા વીરા, હું કહું તે કરો ધીરા;

ઢાળ.

પ્ર. ૧ દેવતા દુખિ કરો તમો વેર આણિ અતિ ઘણું ॥
પ્ર. ૨ દેવતા દુઃખી કરો તમે વૈ આંણી અતી ઘણું ॥
શુ. દેવતા દુઃખિ કરો તમે, વૈર આણી અતિ ઘણું;

* આ બંને મિત્રોનો હું આ સ્થળે આભાર માનું છું.

પ્ર. ૧ યાદવા કુલ ને ગોપ ગોપિ એ સુભ છે આપણ્ ॥ ૨
પ્ર. ૨ યાદવા કુલ ને ગોપ ગોપી એ શું ભે છે આપણો ॥ ૨
શુ. યાદવ કુળને ગોપ ગોપી, એ શું ભે છે આપણું. ૨

પ્ર. ૧ કંસ રાઅ શીખ દીદ્ધિ એણિ પેર તે ॥
પ્ર. ૨ કંસ રાય સીખ દીધી એણી પેરે તેહ ॥
શુ. કંસ રાયે શીખ દીધી, એણી પેરે તેહને;

પ્ર. ૧ વચન માહારુ સત્ય માનિ દુખ પમાડો એહને.
પ્ર. ૨ વચન માહરું સત્ય માંની દુખ પમાડો એહને ॥ ૩
શુ. વચન મારૂં સત્ય માની, દુખ પમાડો એહને. ૩

પ્ર. ૧ તાહાથિ યાદવ દુખી થઇને દોહો દસે નાસિ ગઆ ॥
પ્ર. ૨ તાંહથી યાદવ દુખી થઇને દોહ દેસે નાહાસી ગઆ ॥
શુ. ત્યાંથી યાદવ દુખી થઇને, દોહદિશે નાસી ગયા.

પ્ર. ૧ વૈદરભ પલિયા કેટલા કો કંસ નગરી આવીઆ ॥ ૪
પ્ર. ૨ વૈધદરભ પલીઆ કેટલા કો કંસ નગરી આવીઆ ॥ ૪
શુ. વૈદર્ભ પળિયા કેટલા, કો કંસ નગરી આવિયા. ૫

**પદ ૧૦૧ ( ૧૧૪ પ્ર. ૧ ) રાગ ગોડી.**

પ્રત ૧ અંન લેઇને આવીયાં, યાંહાં છે કૃષ્ણ કૃપાલજી ॥
પ્રત ૨ અંન લઇને આવીઆ જાંહ છે કૃસ્ણ ક્રીપાલજીઃ
શુ. અન્ન લઇને આવિયાં, જ્યાં છે કૃષ્ણ કૃપાલજી.

પ્રત ૧ માતપિતાયેં વારીયાં ન ધરી શંક્યા લગાર॥આવ્યાં હરીભણી ॥
પ્રત ૨ માત પીતાએ વારીઆં ન ધરી શંક લગારજી ॥આવ્યાં હરિભણી॥
શુ. માત પિતાએ વારિયાં, ન ધરી શંકા લગાર; આવ્યાં હરિભણી॥

પ્રત ૧ કો કોહોને વારી ભર્ત્તારે કોહોને ભ્રાતે તેહજી ॥
પ્રત ૨ કોહોને ભરથારે વારીઆં ને કહોને ભ્રાતે તેહજી ॥
શુ. કોને ભર્તારે વારિયાં, કોને ભ્રાતે તેહજી;

પ્રત ૧ કોહાને સાસુ સસરે વારી ॥ પણુ ન રહ્યો તેહનો દેહ॥આ. ૨
પ્રત ૨ કોંહોને સાસુએ વારીઆં પછે ન રહ્યો તેહનો દેહજી॥ આ. ૨
શુ. કોને સાસુ સસરે વારી, પણુ ન રહ્યો તેનો દેહ. આ. ૨

પ્રત ૧ આજ્ઞા કોહોની માનિ નહી. ॥ લીધાં ચતુર્વિધ અન્નજી ॥
પ્રત ૨ આગના કોની માંની નહી લીધાં બહુ વીધી અંનજી ॥
શુ. આજ્ઞા કોની માની નહિ, લીધાં ચતુર્વિધ અન્નજી;

પ્ર. ૧ સીઘ્ર વહીને આવીયાં કરવાને દરશંન ॥ આ૦ ॥ ૩
પ્ર. ૨ સીઘ્ર થઇને આવીઆં પ્રભુતુ કરવા દરશંનજી ॥ આ. ૩
શુ. શીઘ્ર વહીને આવિયાં, કરવાને દર્શનજી. આ૦ ૩

પ્ર. ૧ એમ આવ્યાં યમ વૃષાકાલે નદીતણાં તાં પૂરજી ॥
પ્ર. ૨ એમ આવ્યાં હરી ભણી નદી તણું યંમ પુરજી ॥
શુ. એમ આવ્યાં જ્યમ વર્ષાકાળે, નદી તણાં ત્યાં પૂરજી;

પ્ર. ૧ સમુદ્રમાંહે આવી મ્યલે । ત્યમ આવી ભરિ સૂર ॥આ૦ ૪॥
પ્ર. ૨ મલી તનો ત્યંમ આવ્યાં હરી ચરણે નાંમ્યું શીશ ॥આ. ૪॥
શુ. સમુદ્ર માંહે આવી મળે, ત્યમ આવી ભરી શૂર. આ૦ ૪

પ્ર. ૧ એહેવે કૃષ્ણજીયેં ત્યાંહાં સેવકનેં મસ્તક મૂક્યો હાથજી ॥
પ્ર. ૨ તેણે સમે શ્રી કૃસ્ણજી સેવકને મસ્તગ મુંકો હાથંજી ॥
શુ. તેણે સમે શ્રી કૃષ્ણજી, સેવકને મસ્તક મૂક્યો હાથજી;

પ્ર. ૧ બીજે કર કમલની ઉપરિ । ફેરવે છે તાં નાથ । આ૦ ૫ ॥
પ્ર. ૨ બીજે કર તાંહ કમલની પેરે ફેરવે છે રુઘનાથ। (આ. ૫ ॥
શુ. બીજે કર કમળની પેરે, ફેરવે છે રઘુનાથ. આ. ૫

**ભાષા**—કેટલાક વિદ્વાનો ભાલણની અને તેના સમયની ભાષાને જૂની ગુજરાતી ગણે છે; પરંતુ શાસ્ત્રી વ્રજલાલે ભાષાના જે યુગ જણાવ્યા છે તે મને વાજબી લાગે છે. જો પ્રાંતિક રૂપો ને શબ્દો જે હાલ પણ પાટણ વાડામાં, ઉત્તર ગુજરાતમાં અને તેની આસપાસના પ્રદેશોમાં પ્રવર્તે છે, તે લક્ષમાં લેવામાં આવે તો ભાલણના વખતની, પ્રેમાનંદના કાળની અને હાલના સમયની ભાષામાં ઝાઝો તફાવત જણાશે નહિ. જોડણીની બાબતમાં તો હાલની માફક અને તે કરતાં પણ વધારે ગોટાળો ચાલતો હતો. ઉપર જે મૂળ પ્રતમાંથી ઉતારા આપ્યા છે, તેની ત્રણ લીટીમાંજ કોને શબ્દ ત્રણ રીતે લખેલો છે: અનુસ્વાર અનિયામિત રીતે મૂકાતાં, જોડાક્ષર ઉપર લક્ષ અપાતું નહિ; અને હ્રસ્વ દીર્ઘનો

ગત કેટલાક શબ્દો અદર્શ થાય, કે તેમાં ફેરફાર થાય; પણ તેથી ભાષાનું સ્વરૂપ બદલાઇ ગયું કહેવાય નહિ. ભાષણુ કૃત કાદંબરીમાં જૂની કે જૈન શૈલી છે એમ કહેવામાં આવે છે, અને તે જૈન કવિયોને અનુસરવાના કારણથી પણ હોય.

રાગ—કવિ પ્રેમાનંદે જે રાગ વાપર્યા છે તે કવિ ભાલણુની કવિતામાં વપરાયા છે, એટલું જ નહિ, પણ તેમનો જૈન કવિયોએ પણ ઉપયોગ કરેલો છે, મતલબ કે તે ઘણા પ્રાચીન કાળથી ચાલ્યા આવે છે; પરંતુ જ્યારે તેમની સરખામણી કરીએ છીએ, ત્યારે તેમાં તાલ માત્રાનો તફાવત જણાય છે; દાખલા તરીકે પ્રેમાનંદનો રાગ ગોડી (કડવું ૧૧) જુઓ.

નમો નમો નારાયણ નમો, પ્રભુ આદિ સ્વરૂપ અનંત,
નમો બ્રહ્માનંદ નમો નમો, ત્રિગુણાતીત ભગવંત.

સરખાવો એને ભાલણુના ગોડી સાથે.

ઘેર આવ્યા વસુદેવ, મન આનંદ ઘણો;
પ્રથમે દેવકી તનં, કીર્તિમાન જણ્યો. પદ ૪
દેવકી કહે તમે સાંભળો, પુરા થયા દશ માસ જી;
ઉદરમાંહે ત્યાં ગર્ભ ધર્યો છે, તે કરશે તેજ પ્રકાશ.
પીયુજી શું કહિયે. પદ ૧૧
પ્રગટયું અદ્દભુત બાલ, વસુદેવજી નિરખે;
ચિંતા ચિત્ત અપાર, તેજ જોઇ હરખે. પદ ૧૪

રાગ નટનારાયણ લઇએ. પ્રેમાનંદના કડવા ૧૪ માં:—

ધન્ય જશોદા ધન્ય જશોદા, વણ પ્રસવે થઇ માતા;
કોનું સાંચ્યું કોણ ભોગવે, લખ્યો લેખ વિધાતા.

એને સરખાવો ભાલણુના નટનારાયણ સાથે

જશોદા માત, સાંભળો વાત, કરે ઉત્પાત,
સુંદરવર ઘર માંહેરે; કહો કેમ કીજે.
ચંચળ કાય, કોણ ઉપાય, માંખણ ખાય,
દોણી ફોડી દૂધની. કય.

ભાલણુનો નટનારાયણ વિમલ પ્રબંધના એ રાગને મળતો આવે છે.

રાગ સામેરી. ભાલણનો.

વસુદેવ કેરો રે તન, તેડાવ્યો રાજન;
સાહી તેહને કાન, માર્યો કુંવર રાજન. પદ ૫

રાગ સામેરી. પ્રેમાનંદનો.

કંસ કહે હો ઋષિજન, સાંભળ્યું રાયજીનું વચન;
ઉગ્રસેનનું કહેવું આચરીયે, અમો સગા વસુદેવને કરીયે.

રાગ ધનાશ્રી.

પીયું શું થાશે આજની રજની મને કયી પેરે જાશે. પી૦
ઝરમર મેહ વર્ષે છે રે ભારી, વિજળી ઝબુકે ને નિશા અંધારી. પી૦
ભાલણ પદ ૧૨.

શ્રી વશુદેવજી વિનંતી કરે, દીનત્વ હળવે ઓચરે;
ભગિની તમારી નયણે નીર ભરે, એમ વધ કીધે કહો અર્થ શો સરે.
પ્રેમાનંદ કડવું ૭.

પ્રેમાનંદમાં ઢાળ છે ને ટેક–આંકણી નથી.

આ ઉપરથી જે અનેક રાગો ગુજરાતીમાં ચાલે છે, તેમની ઉત્પતિ, માપ, દેખીતો તફાવત વગેરેનો શોધ કરવાની અગત્ય વિદ્વાનોને જણાશે.

**શ્રીમદ્ ભાગવતનો દશમસ્કંદ**–ખાસ કરીને વૈષ્ણવ લોકોને ભાગવતનો આ ભાગ બહુ પ્રિય છે, કેમકે તેમાં શ્રીકૃષ્ણનું રસીલું ને સવિસ્તર ચરિત્ર આપવામાં આવ્યું છે, વળી તેમાં શ્રૃંગારાદિ રસ, કૌટુંબિક વર્તન, સામાજિક રીતભાત વગેરેનું વર્ણન હોવાથી તે વાંચવાની અન્ય ધર્મીઓને પણ ઇચ્છા થાય છે. તે ઉપરથી તેનાં ગુજરાતી ભાષામાં ભાલણે, પ્રેમાનંદે અને રત્નેશ્વરે ભાષાંતર કરેલાં છે. મહાન કવિઓ કેવળ ભાષાંતરને વલગી રહેતા નથી, કેમકે તેમાં તેમની કવિતા શક્તિ જણાઇ આવતી નથી. ભાલણે અને પ્રેમાનંદે મૂળમાંથી કંઇ છોડી ન દેતાં પોતાને જ્યાં ઠીક લાગ્યું ત્યાં વિશેષ વર્ણન કર્યું છે, અને બંનેએ તેવો ઇસારો પણ કરેલો છે. પદ ૩૪૧ ને છેડે ભાલણ લખે છે કે:—

કહી કથા ભાગવતની, **કાંઇ અન્ય પુરાણ;**
ભણે ભાલણ ભક્તિભાવે, સ્તવ્યા શારંગપાણ.

પદ ૧૨૨ થી ૧૫૫ સુધી દાણ લીલાને છે તે મૂળમાં નથી, પરંતુ તેમાં કવિએ જે અગાધ રસ ધટાવ્યો છે તે વાંચનારને આકર્ષ્યા વિના રહેતો નથી. એજ રીતે પદ ૧૫૮ થી ૧૭૩, ૧૮૧ થી ૧૮૫, ૧૯૩–૯૪ ૧૯૭, ૧૯૮–૯૯, ૨૦૫ થી ૨૦૭ મૂળમાં નથી. નંદજશોદાનો સંવાદ, કૃષ્ણ ભણવા ગયા ત્યારે મથુરાવાસીનો સંતાપ, ઉદ્ધવ ગોપી સંવાદ ખરેખર રમણીય છે. સત્યભામાના રૂસણામાં તો કવિએ ૯૬ જ વાળી છે. પદ ૧૧૮ માં અસલ **एवंविधानि कर्माणि गोपाः कृष्णस्य वीक्ष्य ते ॥ अतद्वीर्यविदः प्रोचुः समभ्येत्य सुविस्मिताः ॥** ને ઠામે "સ્તુતિ ગોપિકા તેણીવાર" એવું કવિએ લીધું છે તે બરાબર લાગતું નથી. પદ ૩૧૫ માંનું વર્ણન મૂળમાં ન છતાં તે શ્રીધરની ટીકામાંથી લીધું છે. શ્રીધર લખે છે કેઃ—

**यदा गार्ग्यः श्यालेन षंढ इत्युक्तस्तदा यादवैरुपहसिते क्रुद्धोऽसौ श्रीमहेशं प्रसाद्य यदुभीषणं पुत्रं वरं लब्धवान् । ततश्च यवनेन्द्रेण अपुत्रेण स्वक्षेत्रं पुत्रोत्पादनाय प्रार्थितो गार्ग्यः कालयवनं अजीजनत् इति पुराणप्रसिद्धम् ॥**

મૂળના અધ્યાય ૩૦ માં **अनयाराधितो नूनं भगवान् हरिरीश्वरः॥ यन्नो विहाय गोविंदः प्रीतो यामनयद्रहः ॥** એવો પાઠ છે તેમાં **अनया आराधितः** અથવા **अनया राधितः**

એ ઉપરથી રાધા શબ્દ લીધેલો જણાય છે; બાકી દશમમાં કોઇ જગાએ "રાધા" શબ્દ જણાતો નથી.

**ભાલણ અને પ્રેમાનંદ.** આજ સુધી પ્રેમાનંદ, સામળ, અને દયારામને પહેલા વર્ગના કવિઓ ગણવામાં આવ્યા છે–ભાલણનો એકલો દશમસ્કંદ જ તેને પહેલા વર્ગમાં મૂકવાને બસ થાય છે એવું મારૂં માનવું છે.

ભાલણ અને પ્રેમાનંદ બંનેએ દશમ સ્કંદ પ્રાકૃત ભાષામાં રચેલો છે, તેથી તેમની શકિતનો મુકાબલો કરવાનું તે એક સાધન થઇ પડે એમ છે. જે ખાસ ખૂબીઓ પ્રેમાનંદના દશમમાં જોવામાં આવે છે તે ભાલણમાં કમી છે, તેમ જે ખાસ ખૂબીઓ ભાલણે બતાવી છે તે પ્રેમાનંદના દશમમાં કમી છે. દાખલા તરીકે નાગદમન જ્યારે ભાલણે ટુંકાવી દીધી છે,

ત્યારે તેનું ખૂબીદાર વર્ણન પ્રેમાનંદે કર્યું છે, અને તેમાં મારૂં માણકડું રીસાયું રે સામળીયાજી એ કવિતા તો હદજ વાળી દે છે. સુદામા ચરિત્રમાં સુદામો દ્વારકામાં પ્રવેશ કરી શ્રી કૃષ્ણના મંદીર તરફ જાય છે, તે વખતનું તેની દીનતાનું, અને છોકરાંની ચેષ્ટાનું વર્ણન જેટલું હૃદયભેદક છે, તેટલું ભાલણે કરેલું વર્ણન નથી. પ્રેમઘેલી ઓખા પોતાની સાહેલીને સ્વપ્નાંતરમાં પરણ્યાની અને વિરહવેદનાની જે વાત કરે છે, તેમાં પ્રેમાનંદનું કવિત્વ બેશક ચઢીઆતું છે. કવિ ભાલણે જ્યાં દાણલીલાનું વિસ્તારથી વર્ણન કર્યું છે ત્યાં પ્રેમાનંદે તે ટુંકાવ્યું છે. પદ ૧૬૮ થી ૧૭૩ સુધીમાં રાધાનો તેની સખિ સાથેનો સંવાદ ઘણો મનોરંજક અને શૃંગારરસની પરિસીમા કરનારો છે. કવિ દયારામના એક પદમાં આવુંજ વર્ણન હોવાથી જાણે તે ભાલણમાંથી ઉતાર્યું ન હોય એમ લાગે છે; પરંતુ એકજ વિષયનું વર્ણન કરવામાં ઉત્તમ કવિયોની સામ્યતા વખતે જણાઇ આવે છે. પ્રેમાનંદે પણ વખતે ભાલણમાંથી કંઈ લીધું હોય એમ કોઇ કહે છે. પણ આવાં વર્ણન વ્રજભાષાના અને સંસ્કૃતના કવિઓએ પણ કરેલાં છે. સત્યભામાનું રૂશણું જે ભાલણે વર્ણવ્યું છે, તેમાં અનેક પત્નીના નાયકને સંસારમાં કેવાં મહેણાં ટૂણાં સાંભળવાં પડે છે તેનું આબેહૂબ ચિત્ર પાડેલું છે. પ્રેમાનંદે આવું જ વર્ણન રોપદર્શિકા સત્યભામા આખ્યાનમાં કરેલું છે, તે ઉપરથી કોઇ વિદ્વાન્ એવો આક્ષેપ લે છે કે શ્રી કૃષ્ણ પરમાત્માને માટે આવું લખવું એ અયોગ્ય છે; પરંતુ ભાલણે પણ તેમજ કર્યું છે; જુઓ—

રીસે ભરાણી તે ભામિની રે, ઉતાર્યાં આભરણ;  
અંબર શ્વેત તે પહેરિયું રે, મનમાં માગે મરણ.  
નયણે નીર માયે નહી રે, મેલે બહુ નિશ્વાસ;  
સૂને મંદિર જઇ માનિની રે, સૂતી થઇ નિરાસ.

× × ×

સતભામાને મંદિર આવી, બેઠા યાદવરાયજી;  
કરમાંહે લઇ વિજણો, પ્રેમે ઢોળે વાય. વાલા અળગ

× × ×

બહુનાયિકનું બોલ્યું માને, તે તો મૂરખ નારીજી,  
સહુએને ભલું મનાવે, ક્ષણ્ મેલે વિસારી.

તમને તો દોહલ્યું નહીં, જો સઘળીએ રીસાવેજી,
કુબ્જા છે જે મનની માની, તે હવડાં આહીં આવે. વા૦
ધાવંતા જે પૂતના શોષી, એવા ઘર થકી દયાળજી;
મોટે થાતે મામો માર્યો, ઉસાર્યું મોસાળ. વા૦

× × ×

મૂરખ પિતા માહરો, જેણે સગાઇ કીધીજી;
જાણી પ્રીછી આવા લંપટને, મુજને તો જે દાધી. વા૦

× × ×

હવે આણી નેહ, વરાંસો એહ, ક્ષમા કરો તેહ, અપરાધી છું તાહરો.
કહો કયમ કીજે.

મતલબ કે મોટા કવિઓ તેમ ભકત કવિઓ પણ પ્રસંગે દેવ દેવીઓને સામાન્ય મનુષ્ય જેવાં ચીતરે છે, અને તેમની પાસે લોક રૂઢિનાં, કુલાચારનાં ને બીજાં હસવા જેવાં કાર્ય કરાવે છે. પ્રેમાનંદ અનિરૂદ્ધને ઓખા પાસે દોરડો છોડાવે છે, અને ભાલણ પણ કૃષ્ણ અને સત્યભામા પાસે તેમ કરાવે છે; તથા સાસુ ધૂસર મૂસલ વગેરે લઇ આવે છે, વરનું નાક તાણે છે, કંસારનો કોળીયાવાળો હાથ ખસેડવા લાડીને સહિયરો શીખવે છે, અને કોનું ચલણ થશે તે જાણવા પાસા પણ રમાડે છે ! ( પદ ૩૬૪–૬૫ ).

શૃંગારરસ ઘટાવવામાં ભાલણ પ્રેમાનંદ અને દયારામ એક બીજાને નમ્યું આપે એમ નથી. પ્રેમાનંદ નવે રસના વર્ણન માટે ખ્યાતિ ભોગવે છે. ભાલણમાં પણ બીજા રસો જોવામાં આવે છે. તેણે વીરરસ બરાબર ગજવ્યો નથી તેમ કોઇ કહે છે, પણ નીચેનો નમુનો વાંચક વર્ગની ખાત્રી કરવા માટે બસ થશે. રૂકિમણી હરણનો પ્રસંગ પદ ૩૩૬ ).

મૂછ મરડે, દાંત ઘરડે, હોઠ કરડે હઠ ચઢે;
ગાળ દેતા, મને વેંતા, આયુધ લેતા અડવડે.
અરે ધૂતારો, વેગે મારો, ઝાલો ત્યાં એ મૂઢને;
રખે રસલો, જાયે કુશલો, મહીએ મસલો પ્રૌઢને.
મન કૂદે, અશ્વ ગૂંદે, રેણુ ઊડે ખુર તણી;
તે યોધ ઝૂઝે, હોઠ સૂઝે, તીર મૂકે હરિ ભણી.

પ્રહાર સાલે, રૂધિર ચાલે, વીર ઝાલે શીશને;
યોધ બળિયા, ભૂમિ ઢળિયા, બાણે બળિયા ઇક્ષને.
થયા ખોડા, પડયા ઘોડા, કર્યા ખોડા હલધરે;
ઉંટ નાસે, પ્રહાર ત્રાસે, પેર પાસે શી કરે.
શૂર સાથી, હણ્યા હાથી, ભરે ભાથી બાણના;
ભીડ ભારી, મહી સારી, પગ પસારી પ્રાણના.
કુંડળ ઝળકે, મુગટ ચળકે, ભૂમિ સળકે યોધને;
ભૂપ ભાગે, બાણુ વાગે, ઝાળ લાગે ક્રોધને.
મગધ માઠો, નેટ નાઠો, ઘણું ઘાઠો હો હઠી;
નયન સૂણે, કોટ ધૂણે, વૈર પૂણે મતિ મઠી. ઇત્યા.

હવે ભાલણની કવિત્વ શક્તિ અને મનોહર બાની બતાવવા થોડાક ઉતારા આપી લંબાણ થવાને ભયે આ વિવેચન બંધ કરીશ.

## રાગ ધનાશ્રી.

મહી મથન કરૂં, કાન શેરી ધરૂં, નિસરૂં ક્ષણક્ષણ દ્વાર ધાઇ;
કો કહે આવતો, વેણુ વજાડતો, લાડે બોલાવતો, કહીને આઇ.
વાટ જોઉં કહાનની, શ્યામલવાનની, પ્રેમનિધાનની મીટ માંડી;
પ્રેમને પરહરી, રીસ શાએ ધરી, લાલચ અનુસરી ગયોરે છાંડી.
રેણુ દીસે ઘણી, વાટ મથુરાતણી, તે હણી કંસને કૃષ્ણ આવે;
સામા જઇએ ધસી, વન માંહે વસી, હસી મને માત કહી બોલાવે.

## રાગ ગોડી.

કવિ કો ગોકુલમાં નહી, તો કોણે તને ભણાવીજી,
કામશાસ્ત્રની કલા એવડી, તુજમાં ક્યાંથી આવી. સાચું બોલોજી.
રાજહંસ દીઠા નથી તો, ચાલ કોની લીધીજી;
વ્યંગ બોલવું આવડું, એ મતિ કોણે દીધી. સાચું.
હાવભાવ ક્યાંથી શીખ્યાં ને, આંખલડીના ચાળાજી;
કામી નરને બાંધવા, હાર (હીર ?) તણા જેમ ગાળા. સાચું.

સહુશું મીઠું બોલવું, અને રાખવું મનજી;
જૂઠાં સાચાથી રૂડાં, કયાં શીખ્યાં વચન. સાચું.

સુરત ભેદની ભાવના તમે, કોણ કનેથી જાણીજી
થોડી વયમાં કયાંથી શીખી, એવી મીઠી વાણી. સાચું.

× × ×

## રાગ ગોડી.

કર ઝાલીને વળતી મુજને, માયા માંહે પાડીજી;
અતિશે કોમળ આંગળી; કહી ટાચકડા વજાડી. સુખ પામી ઘણું.

શું વખાણું સુંદરી આ, ગોરો પંજો તારોજી;
ત્રાજુડાં મ પડાવશો, ભાવ મનનો મારો. સુખ.

એક ચિબુક એ કાં ગાલે છે, એણે બહુએ સરશેજી;
જે કો નયણે નિહાળશે, તે પાસા માંહે પડશે. સુખ.

મેલી કરની આંગળી પછી, ચરણે ઘાલ્યો હાથજી;
મેં તવ પાણે સાહિયા, તમે અમારા નાથ. સુખ.

× × ×

એવું કહીને ચરણ તળાંસે, મુખ સામું નિહાળેજી;
જાણે કોયે દેવતા તે, નયણ નિમેષ ન વાળે. સુખ.

હાર જુએ ને ઉર ઉઘાડે, ગલગલિયાં કરે પ્રીતેજી;
ગાલે સાં ચુંબન કરે, રમવા તણી રસ રીતે. સુખ.

વેસરનું મોતી જુએ ને, હાથ ફેરવે ગાલજી,
વાટ જોઈ મેં અતિ ઘણી, કામિની તારી કાલ. સુખ.

હરિ સામું જોવંતાં મારી, ચોળી તણી કસ ત્રૂટીજી;
કાયા ત્યાં વિહ્વળ થઈ, કટિથી ફાલી છૂટી. સુખ.

× × ×

## રાગ પરજીયો.

ઓલંભા હું એક મુહૂર્તમાં, લક્ષ લોકના લાવ્યો રે;
એવો કહીને ઉત્તર વાળે, તે રોષ હૃદેમાં નાવ્યો. કૃષ્ણ કહે માતા સુણો.

કારજ કંઇ કરવા નવ દીધાં, અજ્ઞાનપણે મેં એને રે;
પ્રાણ થકી પરમાનંદ વાલો, સદા નિરંતર જેને. કૃષ્ણ.

માંકડાંને મહી મેં ખવડાવ્યું, ભાવ્યું નહિ તે નાખ્યું રે;
કહેતાં પાર નાવે કહિં, જે જશોદાયે સાંખ્યું. કૃષ્ણ.

ક્યરે ખરડયો ખોળે બેઠો, વણસાડી શુભ સાડી રે;
એમ અસંખ્ય અન્યાય કરીને, સંતાપી મેં માડી. કૃષ્ણ.

આલિંઘન એણી પેરે દેતી, આંસુ ભિંજાતો વાંસો રે;
તે ટળવળતી ત્યાં મેલી છે, શો કરવો તે સાંસો. કૃષ્ણ.

કોનું મુખ જોઇને જીવશે, કોને દીઠે ઠરશે રે;
ભાલણપ્રભુ રઘુનાથ કહે છે, મારે વિરહે ( તે ) મરશે. કૃષ્ણ.

કૃ. દ. કાંટાવાળા.

---

॥ શ્રી ગણેશાય નમઃ ॥

# દશમસ્કંધ બાળલીલા.

## ॥ શ્રી સરસ્વતીપ્રસાદાત્ અથ દશમસ્કંધ બાળલીલા લિખ્યતે ॥

### પદ ૧. રાગ વેરાડી.

શ્રી ગણપતિને પ્રણમું રે, સિદ્ધિબુદ્ધિનો દાતાર;
હરસુત મન આણી દયારે, કરો તે મારી સાર. ૧

લક્ષ લાભ સુત તાહરેરે, મોદકનો આહાર અનંતરે;
ગજમુખ અતિ શોભે ભલુંરે, ઝળકે ઉજ્વળ દંતરે. ૨

આદ્ય માતા તુજને નમુંરે, તારી છે વિખ્યાતરે;
આ ગ્રંથ તો ચાલશેરે, જો પૂઠે રહેશો માતરે. ૩

કવિ વિવિધ નાના ઘણારે, મુજને તે દેશે ખોડરે;
વાલ્મિકિ સરખા હવારે, તેને કહું કર જોડરે. ૪

મનમાંહે ઇચ્છા એવી રહે, શ્રી ભાગવત દશમસ્કંધરે;
શ્રીકૃષ્ણ ક્રીડા માંહે છે ઘણી, તે કરીશ પ્રબંધરે. ૫

પરીક્ષિત પૂછે શ્રીશુકદેવને, મને ઋષિજી કહો વિસ્તારરે;
શે કારણ ત્યાં અવતર્યારે, સ્વામી દેવ મુરારરે; ૬

---

**समाप्तिकामो मङ्गलमाचरेत्॥** એ શ્રુતિવાક્યાનુસારે પ્રાચીન અર્વાચીન ગ્રન્થકારો આરંભમાં મંગળાચરણ કરે છે. તે મંગળના ત્રણ પ્રકાર છે. આશીર્વાદાત્મક, વસ્તુનિર્દેશાત્મક અને નમસ્કારાત્મક. આ ગ્રંથના કવિશિરોમણિ ભાલણ કવિ તે પધ્ધતિને અવલંબી નમસ્કારાત્મક મંગળ કરે છે. પદ ૧.–૧ સિધ્ધિબુધ્ધિનો દાતાર, સિધ્ધિ–નિર્વિઘ્ન સમાપ્તિરૂપ સિદ્ધિ અથવા ઐશ્વર્ય. હરસુત–શંકરપુત્ર. સાર–સહાય, ૫. પ્રબંધ–કવિતાબધ્ધ રચના. ૬. મુરાર–( સં. મુરારિ ) વિષ્ણુ.

કહે શુક રાજા સાંભળોરે, તમે પૂછ્યું મુજને સારરે;
ભાલણપ્રભુ અવતર્યારે, તેનો કહું વિચારરે. ૭

## પદ ૨. રાગ સામેરી.

વસુધાં માથે ભાર, અતિશે થયો નિર્ધાર;
રહ્યું એ ન જાયે આપ, તન માંહે પામી તાપ. ૧
તાપ પામી તેજસ્વી ભૂપ, અતિશે સુંદર રૂપ.

### ઢાળ.

મહા તેજસ્વી રૂપ તે, જે વર્ણવ્યું જાયે નહિ;
દેવક યાદવતણે મંદિર, દેવકી કન્યા સહિ. ૨

તેહશું વિવાહ મળ્યો, વસુદેવ પાણિગ્રહણ કરે;
સ્વર્ગથી અંતરિક્ષ આવી, ગાન દેવતા ઓચરે. ૩

આનકદુંદુભિ પરણિયો, ને આપી બહુ પેરામણી;
દેવકરાય રળિયાત થયા, તે પ્રીત વાધી અતિ ઘણી. ૪

હસ્તિ બહુ શણગારી કરીને, ચાર શત આગળ કર્યા;
જેને કુંભસ્થલથી ઝરે, માતંગ એવા મદ ભર્યા. ૫

તુરી પંદર સહસ્ર સાથે, અષ્ટાદશ શત રથ હો;
દ્વિસહસ્ર દાસી દેવકી, સંગે આપી સમરથ હો. ૬

કંસભાઇ પ્રીતરાઇ, દેવકી કેરો સહી;
તેને પૂઠે મોકલ્યો કહ્યું, પહોંચાડી આવો અહીં. ૭

કંસ સાથે આવિયો ને, અશ્વ ત્યાં ચલાવિયો;
હરખ ધરતો મનશું, મથુરા સમીપે આવિયો. ૮

તે સમે આકાશવાણી, કંસને એવી થઇ;
આઠમો સુત દેવકીનો, મારશે તુજને અહીં. ૯

---

પદ–૨. ૧ રહ્યું ન જાયે આપ–પોતાથી સહન થતું નથી માટે; ૩. પાણિ–ગ્રહણ–હાથ પકડવો–લગ્ન. અંતરિક્ષ–આકાશ. ૪. આનકદુંદુભિ–વસુદેવનું નામ છે. ૫. માતંગ–હાથી. શત–સો ૬. તુરી–ઘોડા, સહસ્ર–હજાર. સમરથ–(સં.) સમર્થ. ૮ હરખ–(સં.). હર્ષ.

વચન એવાં સાંભળીને, રીસ મનમાંહે વસી;
કહે ભાલણ હાથ ગ્રહ્યો, મારવા બેનને ધસી. ૧૦

## પદ ૩. ( સામેરી ).*

ક્રોધભરાણોરે પાપી, કહે શિર નાખું કાપી,
રથથી સાહી કેશ, અબલા બાલેવેશ. ૧

### ઢાળ.

અબલા બાલેવેશ સાહી, ખડ્ગ લઇ માથે રહ્યો;
વસુદેવજીએ શીઘ્ર તેનો, પાણ ત્યાં તત્ક્ષણ ગ્રહ્યો. ૨

વિવાહ સમે ભોજવંશી, કોણ તારો ધર્મ હો;
બેન નાની મારવી તે, મહાનિંદિત કર્મ હો. ૩

તે માટે તુજને કહું, મૂકય તું એને સહી;
અપરાધ જો અતિ ઘણો હોયે, તોય સ્ત્રી હણવી નહિ. ૪

તમે એને બેન જાણી, દયા આણો મનમાં;
કંસ રાજા શમાવો જે, તાપ પામ્યા તનમાં. ૫

એણી પેરે પ્રતિબોધ દીધો, પાપી પણ માને નહિ;
નયણ રીસે રાતડાં, રહ્યો ક્રોધ મનમાંહે ગ્રહી. ૬

વસુદેવજી પછે વિચારીને, કંસશું વાણી વદે;
એહથી મરવું નથી તો, જ્ઞાન કાં નાણો હદે. ૭

મૃત્યુ એના ગર્ભથી છે, તો પ્રતિજ્ઞા ત્યાં હું કરૂં;
જે વારે એહથી પુત્ર હોયે, તે તહાં તમ આગળ ધરૂં. ૮

બોલ દીધો એવો તે વારે, કંસ રલિયાઅત થયો,
ભાલણપ્રભુ રઘુનાથનો, ભય તેના મનથી નવ્ય ગયો. ૯

---

* પ્ર. ૧-૨ રાગનું નામ નથી.

પદ ૩-૨ ખડ્ગ-તલવાર. શીઘ્ર-જલદી. પાણ-( સં. પાણિ ) હાથ. ૬. પ્રતિબોધ-( સં. પ્રતિ-બુધ્ ) શીખામણ. નયણ-(સં. નયન) આંખ. ૭. નાણો-આણો.

## પદ ૪. રાગ ગોડી.

ઘેર આવ્યા વસુદેવ, મન આનંદ ઘણો;
પ્રથમે દેવકી તન, કીર્તિમાન જણ્યો. ૧

તેહનું અદ્ભુત રૂપ, તેજ નવ જાય કહ્યું,
જાણે આદિત્ય કોટિ પ્રકાશ, તેજ ન જાય સહ્યું ૨

તે લઇ ચાલ્યા વસુદેવ, આવ્યા કંસ ભણી;
આપ્યો તેહને હાથ, શંકા નવ ગણી. ૩

કંસ થયો રળિયાત, દેખી સુત ઘણું;
પાછું આપ્યું બાલ, તે વસુદેવતણું; ૪

લઇ જાઓ તમે ઘેર, વસુદેવજી એને;
જેને હાથે છે મૃત્યુ, અમે હણશું તેને. ૫

વળતાં તે વસુદેવ, લઇ ચાલ્યા તેટલે;
આવ્યા નારદ મુન્ય, કંસ ભણી એટલે. ૬

અરે કંસ રાજન, આજ તે કહ્યું કરો;
એને આપ્યો બાળ, તે પાછો હરો. ૭

એ નંદ ગોપ વસુદેવ, એહજ દેવ સહિ,
અને દેવકી નાર, એમાં સંદેહ નહિ. ૮

હરવા ભૂમિનો ભાર, આવ્યો છે અહિં;
દૈત્યને મારશે ઠામ, મન જો તું સહિ. ૯

દેવકીનો અષ્ટમો ગર્ભ, તને ત્યાંહિ હણશે;
પોતે પૂરણ બ્રહ્મ, આવી પ્રગટ થશે. ૧૦

કંસને કહી સંકેત, નારદ વેગે ગયા;
ગાતા ગુણ ગોવિંદ, અંતરધાન થયા. ૧૧

રાય તણે મન ક્રોધ, આવી પ્રગટ થયો;
ભાલણપ્રભુનો ભ્રાત, કંસે તેડાવીયો. ૧૨

---

પદ ૪. ૭ હરો-(સં. હૃ-લઇ લેવું), લઇ લો. ૮ સંદેહ-(સં. સમ્+દિહ્) સંશય. ૧૧ સંકેત-છાનીવાત. અંતરધાન-(સં. અંતર્ધાન) અલોપ થવું તે.

## પદ ૫. રાગ સામેરી.

વસુદેવ કેરોરે તન, તેડાવ્યો રાજન
સાહી તેહને ઠાન, માર્યો કુંવર રાજાન. ૧

### ઢાળ.

રાજકુંવર ઠાર માર્યો તોય, ક્રોધ મનથી નવ રહ્યો;
અંતઃકરણે કોપ કરીને, મનમાંહે તે દહ્યો. ૨

સેવકને તેડી કહ્યું, તમે વચન મારાં આચરો;
દેવકી વસુદેવને લઇ, કારાગૃહ ભણી સાંચરો. ૩

રખવાળ તમે ત્યાં થઇ રહેજો, જાવા ક્યહિં પામે નહિ;
પુત્ર જ્યારે જન્મ પામે, ત્યારે આવી કહો સહિ. ૪

બંધન માંહે રાખીયાં ને, પાગ ત્યાં બેડી જડી;
રખવાળ આગળ પાછળ બેઠા, અવસ્થા એવી પડી. ૫

પુત્ર જ્યારે જન્મ પામે; રાય આગળ લઇ ધરે;
કંસ રાજા તે ક્રોધ પામી, પ્રાણ ત્યાં તેના હરે. ૬

કંસાસુર ને યાદવકુલને, વૈર ત્યાં એવાં પડયાં;
પિતા જે પોતા તણો, ઉગ્રસેનને લોઢાં જડયાં. ૭

રાયે સેવક તેડીયો, જેનું નામ કો જાણે નહિ;
પ્રલંબ ને ચાણુર મલ્લ, પૂતના ધેનુક સહિ. ૮

તૃણવંત ને કેશી અઘાસુર, કંસને ઘેર આવિયા;
ભાલણ કહે આવતા દેખી, રાયને મન ભાવિયા. ૯

## પદ ૬. રાગ × (સામેરી).

આવો માહરા વીરા, હું કહું તે કરો ધીરા;
પ્રાક્રમ કરી તમે ખેવ, દુખિયા કરો સહુ દેવ. ૧

ઢાળ.

દેવતા દુખિ કરો તમે, વૈર આણી અતિ ઘણું;
યાદવકુલ ને ગોપ ગોપી, એ શું ભે છે આપણું. ૧

કંસ રાયે શીખ દીધી, એણી પેરે તેહને;
વચન મારૂં સત્ય માની, દુખ પમાડો એહને. ૨

ત્યાંથી યાદવ દુખી થઇને, દોહદિશે નાસી ગયા;
વૈદર્ભ પળિયા કેટલા, કો કંસ નગરી આવિયા. ૪

પછે પુત્ર ૭ વસુદેવના, તે યમપુરી ચલાવિયા;
બળભદ્ર વળતા દેવકીને, ગર્ભમાંહે આવિયા. ૫

કંસ રાયે સાંભળ્યું જે, ગર્ભ દેવકી આદર્યો;
દુઃખ તે પામે ઘણું ને, શોક મનમાંહે કર્યો. ૬

દેવકી કહે વસુદેવને, પુત્ર જ્યારે જન્મશે;
રખવાળ જઇને જાણ કરશે, દુષ્ટ ભાઇ લઇ જશે. ૭

આપણું કાંઇ નહિ ચાલે, પાપી એહને મારશે;
ભાગ્ય એવું કયાં થકી, ભાલણપ્રભુ ઉગારશે. ૮

## પદ ૭. રાગ મારૂ.

વિષ્ણુ મન વિમાસી વાત, યોગમાયા તેડી વિખ્યાત;
આવી ચરણે નામ્યું શીશ, શું કહો છો તમે શ્રીજગદીશ. ૧

આદ્ય પુરૂષ કહે સાંભળો બાઇ, વ્રજમાં તમે જાઓ ધાઇ;
વસુદેવની વનિતા છે જેહ, રોહિણી નામ કહાવે તેહ. ૨

દેવકી ગર્ભ ધર્યો છે જેહ, આકર્ષણ કરજો ત્યાં તેહ;
આરોપણ કરજો નિર્ધાર, રોહિણી કેરા ઉદર મુઝાર. ૩

---

૧ ભે-( સં. ભી ) ભય. ૪ દોહ દિશે-દશે દિશા, ચારે તરફ. વૈદર્ભ-દેશનું નામ, ૫ યમપુરી-જમરાજાની નગરી.

પદ ૭-૧ વિમાસી-વિચારી. ૨ વનિતા-સ્ત્રી. ૩ આરોપણ-સ્થાપન કરવું તે.

ગર્ભ આકર્ષણ જે ત્યાં થશે, સંકર્ષણ નામ કહાવશે;
અતિ બળિયા માટે બલદેવ, કહાવશે મોટા કરશે સેવ. ૪

તું લેજે ગોકુલ અવતાર, જશોદા કેરા ઉદર મુઝાર;
તે દિનથી એ સઘળી સૃષ્ટ, અર્ચા કરશે જાણી ઇષ્ટ. ૫

દેવી દુર્ગા ભૂષણ હરિ, તે ઉપર દેહ ઉતરી;
ભદ્રકાલી વૈષ્ણવી જેહ, કૃષ્ણ કન્યકા અંબિકા તેહ. ૬

નારાયણી કહી નમશે સર્વ, સ્તવશે સુરનર મૂકી ગર્વ;
એ બહુ કારજ બોલ્યા ઇશ, દેવીએ ચઢાવ્યું શીશ. ૭

અંતર્ધાન થઇ તે દેવ, મહીતલ હતી જે તતખેવ;
દેવકીએ જે ગર્ભ ધરિયો, તે આકર્ષી પોતે હરિયો. ૮

આરોપણ કીધો નિરધાર, રોહિણી કેરા ઉદર મુઝાર;
લોકમાંહે એમ પ્રગટી વાત, ગર્ભ દેવકી પામ્યો પાત. ૯

પોતે નંદ તણા ગૃહમાંય, અંબા રાણી પોઢયાં ત્યાંય;
રોહિણી ગર્ભમાં ધરિયો તન, ભાલણપ્રભુનું માન્યું વચન. ૧૦

## પદ ૮. રાગ સામેરી.

વસુદેવના મનમાંય, પ્રગટયા યાદવરાય;
દેવકીના ઉદર મુઝાર, આદ્ય વિષ્ણુ અવતાર. ૧

### ઢાળ.

આદ્ય વિષ્ણુ દેહ ધર્યો, વસુદેવના ઘરમાંય હો;
દેવકીને ઉદર માંહે, આવિયા વૈકુંઠરાય હો. ૨

જાણીએ પૂર્વ દેશથી, ઉદે આદિત્ય પામિયો;
તિમ દેવકીના વદન ઉપર, તેજનો ઝલકો થયો. ૩

---

૪ આકર્ષણ-( સં. આ+કૃષ્ )-ખેંચવું તે. ૫ સૃષ્ટ-(સં. સૃષ્ટિ)-દુનિયા. અર્ચા-પૂજા. ૭ સ્તવશે-સ્તુતિ કરશે. ૮ મહીતલ-પૃથ્વીનું પડ, પૃથ્વી. ૯ પાત-( સં. પત્-પડવું) નાશ.

પદ ૮-૩ આદિત્ય-સૂર્ય. તિમ-તેમ.

કંસે દીઠી દેવકી ને, ચિંતા મનમાં પામિયો;
તેજ દીઠું અતિ ઘણું, તવ મનનું સુખ વામિયો. ૪
વૈરી મારો આવિયો એ, નિશ્ચે મુજને મારશે;
કો પુરૂષ દિસે તેજસ્વી, એ થકો કુણ ઉગારશે. ૫
રખવાળને તેડી જે, મારો રિપુ આવ્યો સહિ;
રખે ઢીલ મનમાંહે આણી, મુને જાણ કરો નહિ. ૬
એમ કહીને કંસ વળિયો, રખોપું કીધું ઘણું;
રખવાળ જાગતા થઇ રહ્યા, જાણી હિત રાજા તણું. ૭
કંસ રાજા એકાંત બેઠો, મનશું ચિંતા કરે;
ભાલણપ્રભુ રઘુનાથજીને, જો અતિ ચિતમાં ધરે. ૮

## પદ ૯. ( રાગ સામેરી ).

મન વિમાસે વાત, ભગિનીનો કરૂં ઘાત;
ગર્ભવતી છે નારી, નાની બેન એ મારી.

### ઢાળ.

બેન માહરી નાની ગર્ભવતી છે એ સહિ;
એહને જો વધ કરૂં તો, પાપ ત્યાં છૂટું નહિ. ૨
એવું પોતે મન આણી, દુષ્ટભાવ તે પરહર્યો;
બીક મનમાં અતિ ઘણી, જાણે પ્રાણ ત્યાં હવડાં હર્યો. ૩
સુતાં ખાતાં પીતાં, ચિંતાથી નવ વિસરે;
આનંદ સુખ લાગે નહિ, જાણે પ્રાણ હવડાં નિસરે. ૪
નિદ્રા તો આવે નહિ ને, શોક મનમાંહે ધરે;
બીજું કાંઇ સૂઝે નહિ, ક્ષણ ક્ષણ પ્રત્યે સાંભરે. ૫

---

૪ સુખ વામિયો—સુખ દૂર કર્યું. ૫ કુણ—કોણ. ૭ રિપુ—શત્રુ. ૭ રખોપું—રખવાળું.

કંસે મન વિચાર કીધો, પુત્ર જ્યારે આવશે;
રખવાળ મારા કહ્યા થકી, તે આવીને જણાવશે. ૬

બાલને અહિં લઇ આવીશ, હણીશ હું વેગે સહિ;
પછે મારા મનમાંહે, બીક તો કેહની નહિ. ૭

એમ કહીને મન વિલુ, ધેરાજ રાખ્યું નવ રહે;
ભાલણપ્રભુ રઘુનાથજીનો, ભેદ કોઇ નવ લહે. ૮

## પદ ૧૦ ( રાગ સામેરી ).

આવ્યા બ્રહ્મા ઇંદ્ર, તેત્રીસ ક્રોડ ને રૂદ્ર,
નારદ રૂખીશ્વર જેહ, અવતાર આઠમો એહ. ૧

### ઢાળ.

આઠમો જે અવતાર લીધો, તે સાધુને ઉદ્ધારવા;
દુષ્ટને નિપાતવાને, દૈત્ય દાનવ મારવા. ૨

મનુષ્ય કેરો અવતાર પામી, ભકિત જે નવ આચરે;
ઊંધી મતિના કાંઇ નવ લહે, તેને બહુ વિઘ્ન કરે, ૩

તેમાં ઇશિસેવા વિન જો, ઉંચે આસન બેસે જઇ;
થોડા દિનમાં દુર્મતિ ત્યાં, પડે તે ઝાંખો થઇ. ૪

તમારાં જે ચરણ સેવે, મનમાંહે આણી મુદા;
અવિચલ પદવી તેજ પામે, ત્યાં થકી ન પડે તદા. ૫

શ્રવણે સુણે મુખ કરે કીર્ત્તન, સુતાં બેઠાં જે કરે;
રૂપ લક્ષણના ગુણ તે, તમારા હૈયે ધરે. ૬

એવો જીવ ઉદાર હોયે, તેને નવ સંશય રહે;
અવતારનું એ સાધન, મનુષ્યને અવતાર હો. ૭

---

૮ વિલુ-કરમાઈ જવું પણ એ ઠેકાણે વાળ્યું હોત તો ઠીક. ધેરાજ-ધિરજ, ધૈર્ય.
પદ ૧૦-૧ રૂખીશ્વર-(સં. ઋષીશ્વર) ઋષિઓના સ્વામી. ૨ નિપાતવા-નાશ કરવા. ૫ મુદા-હર્ષ. 'તદા 'ને બદલે 'કદા '-કયારે શબ્દ લીધો હોત તો ગૌરવ ઠીક આવત. ૬ શ્રવણ-કાન. 'કરે 'ને બદલે 'સ્મરે ' જોઇએ.

ભાર મહીનો ઉતારો, એમ કહી વળિયા દેવ હો;
ભાલણપ્રભુ રઘુનાથજીની, સ્તુતિ કીધી એવ હો. ૮

### પદ ૧૧ રાગ * ગોડી.

દેવકી કહે તમે સાંભળો, પૂરા થયા દશ માસજી;
ઉદરમાંહે ત્યાં ગર્ભ ધર્યો છે, તે કરશે તેજ પ્રકાશ.
પીયુજી એ શું કહિયે. ૧
મારા મનમાંહે ઘણો, કંસ તણો છે ત્રાસજી;
તેણે કરી ત્યાં નથી સુને, પુત્ર તણી ત્યાં આશ.
પીયુજી શું કહિયે. ૨
વસુદેવ કહે મન દ્રઢ કરો, મ આણો મન અવિશ્વાસજી;
પૂર્વે પુન્ય કર્યું નહિ, તો ક્યાંથી પામીશ સુખ. પી૦ ૩
બાલક જે વારે જન્મશે, ત્યારે રખવાળ જઇ કહેશેજી;
ક્રોધભર્યો કંસાસુર આવી, ઝુંટી હાથથી લેશે. પી૦ ૪
દૈવે જે નિર્મ્યું હશે તે, આજ ત્યાં થાશેજી;
આપણ મનમાં ચિતવશું, તે સર્વે મિથ્યા જાશે. પી૦ ૫
હવે દુખથી મન પરહરો, ચિતડું રાખો ઠામજી,
આપણને સુખ આપશે, ભાલણપ્રભુ શ્રીરામ. પી૦ ૬

### પદ ૧૨ રાગ ધનાશ્રી.

પીયુ શું થાશે આજની રજની મને કયીપેરે જાશે. પી૦
ઝરમર મેહ વર્ષે છે રે ભારી, વિજળી ઝબુકે ને નિશા અંધારી. પી૦
કાણે કહીરે ગગનથી વાણી, ક્રોધે ભરાણોરે પાપી પ્રાણી. પી૦
ત્યારે મૃત્યુ તો ભલુંરે થાતું, આ દુખ દિન દિનતું ત્યારે જાતું. પી૦
પગે બેડી ને પરવશ રહેવું, કીધું પોતાનું પોતે રે સહેવું. પી૦
ખટ બાલક એણે માર્યા પહેલું, હવે આશ કીજે તેહ રે ઘેલું. પી૦

---

* પ્ર–૨ રાગ સામેરી.
પદ ૧૧–૫ ચિતવશું–વિચાર કરશું. પદ ૧૨–૧ રજની–રાત્રી.

છેલ્લો પુત્ર તે કેમ ઉગરશે, કારજ આપણું તે કયીપેરે સરસે. પી૦
ઉદરમાંહે તે દુઃખ દે છે આજ, વાંકી વેળા શી કરૂં લાજ. પી૦
બાલક રોસે ને આવશે ધાઇ, નહિ મૂકે એ પાપી ભાઇ. પી૦
એવો નહિ જે આવી મૂકાવે. શું કીજે જો મરણ ન આવે. પી૦
હરિ ભલું કરશે એમજ ભાખે, વસુદેવ સ્ત્રીને રોતી રાખે. પી૦
બોલ કહ્યા જ્યારે અતીશે મીઠા, ભાલણપ્રભુ રઘુનંદન દીઠા. પી૦
હાવાં શું થાશે, રજની તે કયીપેર જાશે.

## પદ ૧૪ રાગ ગોડી.

પ્રગટ્યું અદ્‌ભુત બાલ, વસુદેવજી નિરખે;
ચિંતા ચિત્ત અપાર, તેજ જોઇ હરખે. ૧

દીઠું નહિ એવું રૂપ, સ્વપ્ને નવ સુણિયું,
મનુષ્યને અવતાર, નથી એવું જણિયું. ૨

ચતુર્ભુજ ધરી આજ, ગદા ઉર ઝળકે;
મણિમય કુંડળ કર્ણ, કટિ કાંબી ખળકે. ૩

કંકણ અંગદ પાણ, પીતાંબર સોહિયે;
શ્રીવત્સ લાંછન જોઇ, દંપતી મન મોહે. ૪

મંદર તેજ પ્રકાશ, ઉપમા અંગ તણી;
દેખી અકળ સ્વરૂપ, સ્તુતિ કીધી ઘણી. ૫

જન્મ અમારે ઘેર, સાંભળ પાપમતિ;
ખટ માર્યા તમ ભ્રાત, દયા નહિ રતિ. ૬

સાંભળશે અવતાર, ક્રોધભર્યો આવશે;
આયુધ લઇને હાથ, કુણ તે મૂકાવશે. ૭

---

પદ ૧૪-૩ ચતુર્ભુજ-ચાર હાથ. કાંબી-પગમાં ઘાલવાનું ઘરેણું. સંબંધ બેસતો નથી; 'કટિ કાંબી' ને બદલે 'કટિ કાંચી' પાઠ હોત તો સારૂં થાત. ખળકે-અવાજ કરે. ૪ અંગદ-કડું. દંપતી-ધણીધણીયાણી. ૬ ખટ-(સં. ષટ્) ૭. રતિ-રતિપૂર.

કંસ થકી મહારાજ, અમને ઉગારિયે;
ત્રાસ ઉપન્યો તન, મનથી મૂકાવિયે. ૮

અમ સરખાને આ રૂપ, પ્રાકૃત નવ ઘટે;
સ્મરિયે સાંભલવાન, લોકાતીત મટે. ૯

વચન સુણી ભગવાન, માત પ્રત્યે વદે;
એનો કરશું નાશ, ભે ન આણો હૃદે. ૧૦

તું પુત્ર શ્રીસુત.......................
તેં વર્ષ સહસ્ર બાર, તપ કીધુંરે મહી. ૧૧

હું પ્રગટ થયો તત્કાલ, આણે રૂપ તદા;
માગો કહ્યું વરદાન, આણી મન મુદા. ૧૨

અમ સરખા ત્યાં તન, ત્યારે માગ્યા તમો;
તે માટે આ રૂપ લઇ, આવ્યા છું અમો. ૧૩

એમ કહ્યું ભગવાન, બામન બીજે વળી;
ત્રીજે આ અવતાર, વાત ન જાયે કળી. ૧૪

મને મેલો ગોકુળમાંહે, યોગમાયાને ગ્રહી;
વેગે આવો અહીં, માતને આપો સહી. ૧૫

એવું કહી ભગવાન, પ્રાકૃત રૂપ થયા.
જોતાં માય ને બાપ, આણી મન દયા. ૧૬

નહિ જાણે રખવાળ, મારગ દેશે નદી;
વાટે વિઘ્ન ન હોય, વાણી એમ વદી. ૧૭

## પદ ૧૫ રાગ પરજિયો.

ધન્ય તે કામિનીરે, હરિને જે ધરશે ખોલે;
ઉપનિષદમાંહે તો જોતા, મોટા મુનિ સરખા બોલે. ધ૦ ૧

ધવરાવી હુલરાવશેરે, સાંઇડું દેશે ગાઢુંરે;
સુંદર વદન નિહાળતાંરે, હૈડું થાશે ટાઢુંરે. ધ૦ ૨

૯ પ્રાકૃત–વ્યવહારમાં ચાલતું. પદ ૧૫–૨ સાંઇડું–આલિંગન,

આઇ આઇ કહેશે કાલું બોલશે, તે લાગશે મીઠુંરે;
મેં તો પાતક પ્રૌઢાં કીધાં, જે સુતનું સુખ ન દીઠુંરે. ધ૦ ૩

પાલણડું હુલરાવતાં, માનિની મંગળ ગાશેરે;
શું કહું તેના તનમાંહે, તે જોતાં સુખ થાશેરે. ધ૦ ૪

નાનડિયો સાદ દેતો આવશે, અધરણ અધર તે હસશેરે;
મારા ભાગ્યમાંહે નવ લખિયું, તેને અંતર વસશેરે. ધ૦ ૫

વિષમ ચરિત્ર એ વિધાતાનાં, મારે ઘરથી ઓસરિયુંરે;
પુત્રજન્મનો આનંદ ઓચ્છવ, તેને ઘેર જઇ કરિયેરે. ધ૦ ૬

તેને ઘેર તોરણ બંધાશે, થાશે અતિ દીવાળીરે;
વેરણ વિધાતાએ શું સરજ્યું, જે હું દુખે બાળીરે. ધ૦ ૭

પાગે વાગે ઘુઘરડી ને, પગલાં ભરશે લટકેરે;
ઉતાવળો આવીને મળશે, એને હરિ ત્યાં મટકેરે. ધ૦ ૮

તે જણ્યા વિના જનની થઇ, મારો ખોલો ઠાલોરે;
રૂપ દેખાડી અભિનવું, મને મૂકી કિમ ચાલોરે. ધ૦ ૯

પુનરપિ કહેવારે દેખિશું, સુંદર મુખ રઢિયાળું રે;
મેં રાંકે કાંઇ નવ ચાલે, પછે આંસુ(ડાં) ઢાળુંરે, ધ૦ ૧૦

એણીપેરે દેવકી ટળવળ્યાં, હરિને હૈયે ચાંપેરે;
પીયુતણે કર બાલક આપે, ભેથી હૈડું કાંપેરે. ધ૦ ૧૧

ભામણડાં માવડી લઇને, લઇ ચાલ્યા વસુદેવરે;
ભાલણપ્રભુ રઘુનાથ મૂક્યા, જશોદા ઘેર તતખેવરે. ધ૦ ૧૨

+( રાગ ગોડી. )

ઉઘડ્યાં કપાટ, બેડી ભાગી પડી;
લઇ ચાલ્યા વસુદેવ, વાર ન લાગી ઘડી. ૧

---

૩ આઇ ( મરાઠી )-માતા. પ્રૌઢાં-મોટાં. ૫ અધરણ-આશ્રયરહિત, સ્વતંત્ર. અધર-ઓઠ. ૬ ઓસરિયું-જતું રહ્યું. ૮ મટકે-અંગચેષ્ટાયે, હાવભાવે. + પ્ર. ૧-૨ માં રાગ નથી.

હળવાં હળવાં બિંદુ, મેઘ તણુંરે પડે;
વારિ નિવારે શેષ, ઉપર ફણાવડે. ૨
યમુના(એ) દીધો માગ, ચાલ્યા વ્રજ ભણી;
તે વારે નંદની નાર, યોગમાયા જણી. ૩
મેલી પુત્ર વસુદેવ, પુત્રી લઇ વળ્યા.
મનમાંહે ભે અપાર, મારગ વેગે પળ્યા; ૪
દેવકીને આપી હસ્ત, ને કંસથી [1]રહ્યા
ભાલણપ્રભુ રઘુનાથ, યશોદાને સેજ ધર્યા. ૫

## પદ ૧૬ રાગ ગોડી.

વસુદેવ કારાગૃહ આવ્યા, યોગમાયાને તેડીજી,
દેવકીને લઇને સોંપી, પાસામાંહે તેડી; સાંભળ સુંદરી.
કૌતુકની જે વાત. ૧
બાલક લઇને નિસર્યો, ધ્રૂજે મારો દેહજી;
રખે કો દેખે ને સાહે, ચિંતા મોટી એહ. સાં૦ સું૦ ૨
અંધારે દીસે નહિ ને, ફેરાં સુતને લાગેજી;
મેં કાંઇ ચાલે નહિ, બાણ જશાં મને વાગે. સાં૦ સું૦ ૩
અજવાળે દામિની તણે, હું વેગે વુઠો વાટેજી;
માણસ કો દીસે નહિ, કાલિંદીને ધારે. સાં૦ સુ૦ ૪
એ કંઠે યમુના વહે, અતીશે દારૂણ પૂરજી;
જાણ્યું પૂઠે આવે છે, સાહવાને બહુ શૂર. સાં૦ સું૦ ૫
બાલક તો બોલે નહિ, જેને પૂછું ભેદજી;
જેહની વાટે નિસર્યો, મનમાંહે પામ્યો ખેદ. સાં૦ સું૦ ૬
પેહું તો જાયે નહિ ને, પાછું ન વળાયજી,
એકે મતિ સૂઝે નહિ, કરૂં કવણ ઉપાય. સાં૦ સું૦ ૭
ચિંતા કરતાં અતિઘણી, દીસે નહિ લાગજી;
આગળ ત્યાં જોયું તો, તરણી દીધો ત્યાં માગ. સાં૦ સું૦ ૮

---

૨ વારિ–જળ. ૫ સેજ–પથારી. ૧ રહ્યા–' નિર્ભય ' રહ્યા જોઇયે.
પદ ૧૬—૧ કૌતુક–આશ્ચર્ય. ૪ દામિની–વિજળી. વુઠો–ચાલ્યો. ૮ તરણી–નદી.

બે પાસા પાણી થયું ને, વેગે વહી નિસરિયોજી;
પ્રાણજીવન સુધીર કરીને, હેડામાંહે ધરિયો. સાં૦ સું૦ ૯

વ્રજમાંહે કોણે જાણ્યું નહિ ને, ગયો નંદજીને ઘેરજી;
યોગમાયાએ મોહિયા, મેં દીઠી એવી પેર. સાં૦ સું૦ ૧૦

લઇ મંદિર માંહે ગયો, જ્યાંહે નંદની રાણીજી;
કારજ તો કરવું સહી, શંકા મન ન આણી. સાં૦ સું૦ ૧૧

જશોદાએ પુત્રી પ્રસવી, ને મેં કરમાંહે લીધીજી;
શ્યામસુંદરને પોઢાડી, આજ્ઞા એની કીધી. સાં૦ સું૦ ૧૨

બીતો બીતો તે તેમ રહી, પુત્રીને લઇ વળિયોજી;
સરિતા તેમની તેમ વહે, મારગમાં કો નવ મળિયો. સાં૦ સું૦ ૧૩

રખવાળે જાણ્યું નહિ ને, કુશળે કુંવરી લાવ્યોજી;
પુત્રી જાણી નહિ મારે તો, આણે જન્મ હું ફાવ્યો. સાં. સું૦ ૧૪

પાલટે શું પ્રૌઢાં થયાં, મળી નંદનો સાથજી;
ભુવન આપણે આવશે, ભાલણપ્રભુ રઘુનાથ. સાં૦ સું૦ ૧૫

## પદ ૧૭ રાગ સામેરી.

તતક્ષણ રોઇ બાળ, જાગ્યા તે રખવાળ;
બાળક પ્રસવ્યું રે જાણી, કહી કંસને રે વાણી. ૧

### ઢાળ.

વાણી કંસ આગળ કહી, ભૂપતિ જઇ જગાવિયો;
વેગે ઉઠો રાયજી. વેરી તમારો આવિયો. ૨

વચન તેના સાંભળીને, ક્રોધ મનમાંહે વસ્યો;
છૂટે કેશે કંસ રાજા, કારાગૃહમાંહે ધસ્યો. ૩

ભ્રાત આવ્યો જાણિયો ને, કન્યાને લઇ દેવકી;
દુષ્ટ આગળ લઇ ઉભી, દીન થઇ વાણી બકી. ૪

---

૯ સુધીર–સારી ધિરજ. ૧૫ પાલટે–અદલ બદલ કરે.

વીરા એ છે દીકરીને, કયમ મારશે તુજને;
ભાણેજ જાણી દયા આણી, કૃપા કરીને મુજને. ૫

ખટ બાલક તેં મારિયાં આ, કુશળ કુંવરી મૂકો અહીં;
છેલ્લું છે મારે હવે તો, બીજું કાંઇ હશે નહિ. ૬

હૈડાં સાથે રહી ચાંપી, રૂદન કરતી કરગરે;
દુઃખ દેખી બેનનું ને, પાપીનું મન નવ ઠરે. ૭

એ દઇશ તારો પુત્રને, તે વારે થાશે વહુ;
ભાલણપ્રભુ રઘુનાથની, તો માયા નવ કરે બહુ. ૮

## પદ ૧૮ રાગ પરજિયો.

દેવકીને દઇને ગાળ, જાણિયે કોપ્યો કાળ;
મારવાની મતિ કીધી, પાપીએ ઝુંટીને લીધી.

### ઢાળ.

ઝુંટીને લીધી યોગમાયા, પાણ સાથે પાછટી;
કરમાંહેથી વછૂટી, આકાશમારગ તે વટી. ૨

અષ્ટ ભુજ સ્વરૂપ સુંદર, આયુધ સુઅંબર ધરી;
દિવ્ય દેહી, યોગમાયા, કંસ પ્રત્યે ઇમ ઓચરી. ૩

મૂરખ મુજને શું મારે છે, મહા અન્યા તેં કર્યો;
કહિં એક તુજને મારવાને, વેરી તારો અવતર્યો. ૪

એવું કહી અદ્રષ્ટ થઈ ત્યારે, કંસ વિસ્મય પામિયો;
વસુદેવ દેવકી છોડિયાં ને, શોક મનનો ન વામિયો. ૫

પાગ લાગી બેનને, વિનતિ પાપી કરે;
કાલવશ એ સકલ પ્રાણી, કોણ મારે કોણ મરે. ૬

દેવવાણી થઇ મિથ્યા, અષ્ટમી જન્મી દીકરી;
ખટ બાલક મારિયાં, તે વાણી નિશ્ચય ખરી. ૭

---

પદ ૧૮—૨ પાછટી-પછાડી. વટી-વહી. ૩ અંબર-ઉત્તમ વસ્ત્ર. ઇમ-એમ. અન્યા-અન્યાય. ૫ અદ્રષ્ટ-અલોપ. ૭ દેવવાણી-આકાશવાણી.

તે રોસ મનથી પરહરો, અપરાધ અજાણે મેં કર્યો;
ભાલણપ્રભુ રઘુનાથને, ન જાણે ગોકુલ ધર્યો. ૮

## પદ ૧૯ રાગ સામેરી.

વસુદેવજી આવ્યા વારો, નહિ કાંઇ વાંક અમારો;
સાચું જૂઠું સહુ ભાખે, ઘર પોતાનું રે રાખે. ૧

### ઢાળ.

ઘર પોતાનું રાખવા, અન્યાય સહુએ આદરે;
એહ નારાયણ સરખો, કપટી ના કોટિક કરે. ૨
ગૌતમ ઋષિનો વેષ લઇ, ઇંદ્ર અહલ્યાશું મળ્યો;
વિષ્ણું વામન રૂપ થઇને, દાન દેતે બલ છળ્યો. ૩
મોહિની રૂપ ધરી માધવે, દેવતા ઉગારિયા;
મચ્છ કચ્છ વરાહ થઇ નરસિંહ, દાનવ મોટા મારિયા. ૪
વાંક પહેલો ભાણેજ મારા, તેહ બાલકને હણ્યા;
તમે આણી આપિયા તે, સાધુ સહુ કોયે ગણ્યા. ૫
મારત નહિ તો મેલ્યા જાણી, આઠમો આપત તમે;
મરણ તેને હાથ હતું, ઘરથકી વરાંસ્યા અમે. ૬
દોષ કાંઇ નથી તમારો, એ પાલટો કીધા તણો;
મનશું હું જાણું છું જે, વાંક સર્વ અમ ગણો. ૭
હવે આયુધ છાંડ્યું કહો તો, બેસારી સર્વ સાથને;
વિશ્વાસ આણી તેડાવો, ભાલણપ્રભુ રઘુનાથને. ૮

## પદ ૨૦ રાગ ગોડી.

ઇંદ્ર પ્રત્યે ઇંદ્રાણી વદે, ચાલો જોવા જઇયે;
છાંડી દેવશરીર આપણે, આહિરડાં થઇયે. ૧

---

પદ ૧૯–૬ ઘરથકી વરાંસ્યા–પહેલેથી છેતરાયા. ૮ છાંડ્યું–છોડી દઉં.

શા કીધા તમે યાગ, વાધ્યું પુન્ય ઘણું;
તોલે ન આવે તેહ, જોતાં નંદતણું. ૨

મેં તો કો વારે, દીઠો નહિરે હરિ;
ખોલે લઇ ધવરાવશે, ધન્ય તે સુંદરી. ૩

બાલમુકુંદ સ્વરૂપ, જોતાં અતિ મીઠું;
પ્રાગવડને પાન, માર્કંડે દીઠું. ૪

મારે મન મનોરથ થાય, પીયુને શું રે કહું;
જાણું નંદને ઘેર, દાસી થઇને રહું. ૫

આદ્ય પુરૂષ ભગવાન, બાલક રૂપ થશે;
પ્રીતે કરતાં લાડ, પાતક સર્વે જશે. ૬

આપણ સ્ત્રી ભરથાર, જઇયે ત્યાં પહેલું;
જો દેખું તે બાળ, સુખ પામું વહેલું. ૭

ત્યાં બ્રહ્મા ને મહાદેવ, જોવાને ધસશે;
અષ્ટસિદ્ધિ નવનિધિ, તેને ઘેર વસશે. ૮

ત્યાં મેલી ગયા વસુદેવ, યોગમાયાને ગ્રહી;
જેને ન દેખે દેવ, કારણ રૂપ સહી, ૯

જાગશે નંદની નાર, દેખશે બાલક જ્યાં;
આનંદ ઓચ્છવ થાશે, જેજેકાર ત્યાં. ૧૦

ઘેર ઘેરથી તે નાર, જોવાને આવશે;
કનક મુક્તાફળ થાળ, પ્રભુને વધાવશે. ૧૧

ભરવાડાનું ભાગ્ય, વેદે ન જાય ભણી;
જે રમશે રામા સાથ, વૈકુંઠનો રે ધણી. ૧૨

સનકાદિક દર્શન, જેતું પામે નહિ;
તે આહિરડાને પાસ, માગશે દૂધ દહીં. ૧૩

હરિને હિંદોળું (પ્રીતે), હાલરીયું ગાઉં;
પોઢે પરમાનંદ, વારણે હું જાઉં. ૧૪

---

૧૪ વારણે જાઉં—ઓવારણાં લઉં.

પોઢે પાલણામાંહે, નીચી થઇ નિરખું;
જોતાં સુંદર શ્યામ, હેડે અતિ હરખું. ૧૫

સ્વર્ગતણું સુખ બાળ, અમૃતપાન કશું;
મારે મન ભાવે રે એહ, ગોકુલ ગામ વસું. ૧૬

શક્ર કહે સુણ નાર, જોશું ગગન રહી;
નથી આજ્ઞા એહ, પ્રથમ પ્રભુ કહી. ૧૭

એવું કહી સુરરાય, સ્થાનક સ્થિર થશે;
ભાલણપ્રભુ શ્રીરામ, બાલસ્વરૂપ હશે. ૧૮

## પદ ૨૧ રાગ આશાવરી–ભાષા.

બ્રજ ભયો મહરિકે પૂત, જબ યહ બાત સુનિ;
સુનિ આનંદે સબ લોક, ગોકુલ ગુનિત ગુની. ૧

બ્રજ પૂરબ પૂરે પૂન્ય, રૂપી કુલ શિથિલ થુની;
ગ્રહ લગ્ન નક્ષત્ર બલિ શોધિ, કીની વેદધ્રુનિ. ૨

સુનિ ધાઇ સબ બ્રજનારી, સહજ શિંગાર કિયે;
તન પહરી નૌતન ચીર, કાજર નયન દિયે. ૩

કસી કંચુકી તિલક લિલાટ, શોભિત હાર હિયે;
કર કંકણ કંચન થાર, મંગળ સાજ લિયે. ૪

વે અપને અપને મેર, નિકસી ભાંતિ ભલી;
માનો લાલ મુનીનકી પાંતિ, પિંજરન ચૂરિ ચલી. ૫

વે ગાવે મંગળ ગીત, મિલિ દશ પાંચ અલી;
માનો ભોર ભયે રવિ દેખિ, ફૂલી કમળકળી. ૬

ઉર અંચલ ઉડત ન જાન્યો, સારી સુરંગ સુહી;
મુખ માંડયો રોરી રંગ, સેંદુર માંગ છુહી. ૭

---

પદ ૨૧—૧ મહર–ભરવાડ. પૂત–પુત્ર. ગુની–ગુણવાન. ૨ પૂરબ–પૂર્વનાં. પૂરે–પૂર્ણ. થુની–જોતસી. ૫ ભાંતિ–દેખાવ. લાલ મુનીન–એક જાતનું પક્ષિ. પાંતિ–પંકિત, હાર. ૭ ઉર–હૃદય. અંચલ–વસ્ત્રનો છેડો. સારી–સાડી. માંડયો–લગાવ્યો. રોરી–કંકુ. માંગ–સેંથો.

શ્રમ શ્રવનન તરલ તરૌના, બેનિ શિથિલ ગુહી;
શિર બરખત સુમન સુદેશ, માનો મેઘ ફુહી. ૮

પ્રિય પહલે પહોંચી જાય, અતિ આનંદ ભરી;
લઇ ભીતર ભુવન ખુલાય, સબે શિશુ પાયેં પરી. ૯

એક બદન ઉઘરી નિહારત, દેત અશીષ ખરી;
ચિરજીયો યશોદા નંદ, પૂરન કામ કરી. ૧૦

ધન્ય દિવસ ધન્ય રાત, ધન યહ પહર ઘરી;
ધન ધન્ય મહરજૂકી કૂખ, ભાગ સુહાગ ભરી. ૧૧

જિન જાયો ઐસો પૂત, સબ સુખ ફલનિ ફરી;
થિર થાપ્યો સબ પરિવાર, મનકી સુલહરી, ૧૨

સુનિ ગ્વાલનિ ગાય બહોર, બાલક બોલ લિયે;
ગુહી ગૂંજા ધસી બનધાત, અંગ અંગ ચિત્ર ઠયે. ૧૩

શિર દધિ માખનકે માટ, ગાવત ગીતન એ;
સંગ ઝાંઝ મૃદંગ બજાવત, સબ નંદભુવન ગયે. ૧૪

એક નાચત કરત કોલાહલ, છિરકત હરદ દહિં;
માનો બરખત ભાદો માસ, નદી ધૃત દૂધ બહી. ૧૫

જ્યાંકો જહીં જહીં ચિત જાય, કૌતિક તહીં તહીં;
રસ આનંદ મગન ગોવાળ, કાહુ બદત નહીં. ૧૬

એક ધાઇ નંદજૂપે જાય, પુનિ પુનિ પાય પરે;
એક આપ આપુહી માંહૂ, હસિ હસિ અંક ભરે. ૧૭

એક અંબર સબહી ઉતારી, દેત નિશંક ખરે;
એક દધિરોચન અરૂ દૂબ, સબનિકે શીષ ધરે. ૧૮

તબ નંદ ન્હાય ભયે ઠાડે, અરૂ કુશ હાથ ધરે;
ઘસિ ચંદન ચારૂ મંગાય, બિપ્રન તિલક કરે. ૧૯

---

૮ તરલ–ચંચળ. તરૌના–કાનનું ભૂષણ. સુમન–ફુળ. ફુહી–ઝીણાં જેલનાં ફોરાં. ૧૧ ઘરી–ઘડી. ૧૩ બહોર–સહિત (?) ગૂંજા–ચણોઠી. બનધાત–ગેરૂ. ૧૭ પુનિપુનિ–વારંવાર અંક–આલિંગન. ૧૮ અંબર–વસ્ત્ર. દૂબ–હરિઘાસ. (?) ૧૯ કુશ–દર્ભ.

નાંદીમુખ પિતર પૂજાય, અંતર શોચ હરે;
બર ગુરૂજન દ્વિજન પહરાય, સબનકે પાય પરે. ૨૦
ગન ગૈયાં ગિની ન જાય, તરૂન સબચ્છ બઢી;
નિત ચરે યમુનાજીકે કાછ, દૂને દૂધ ચઢી. ૨૧
ખુર રૂપે તાંબે પીઠ, સોને શીંગ મઢી;
તે દીની દ્વિજન અનેક, હરખિ અશીષ પઢી. ૨૨
તબ અપને મિત્ર સુબંધ, હસિ હસિ બોલ લિયે;
મથિ મૃગમદ મલય કપૂર, માથે તિલક કિયે. ૨૩
ઉર મનિમાલા પહરાય, બસન બિચિત્ર દિયે;
માનો બરખત માસ અષાઢ, દાદુર મોર જિયે. ૨૪
બર બંદિ માગધ સૂત, આંગન ભવન ભરે;
તે બોલે લે લે નામ, હિત કોઉ ના બિસરે. ૨૫
જિન જો જાચ્યો સો દિનો, રસ નંદરાય ઢરે;
અતિ દાન માન પરિધાન, પૂરન કામ કરે. ૨૬
તબ રોહિની અંબર મંગાય, સારી સુરંગ ધની;
તે દીની બધુન બુલાય, જૈશી જાય બની. ૨૭
તે નિકસી દેત અશીષ, રૂચિ અપની અપની;
તે આનંદિત બહોર, નિજગૃહ ગોપ ધની. ૨૮
તહાં ઘર ઘર ભેરિ મૃદંગ, પટહ નિશાન બજે;
બર બાંધ્યો બંદન માલ, અરૂ ધ્વજ કલશ સજે. ૨૯
તા દિનત વે તવ લોગ, સુખ સંપતિ ન તજે;
સુન સૂર સબનકી યહ ગતિ, જો હરિચરણ ભજે. ૩૦

### પદ ૨૨ રાગ સામેરી.

જાગી નંદનીરે રાણી, દીઠા શારંગપાણિ;
હૈડે અતિ ઉલ્લાદ, દાસીને કીધો સાદ. ૧

૨૧ કાછ-તીર અથવા એક જાતનું ઘાસ. દૂને-બમણે. ૨૩ મૃગમદ-કસ્તુરી. મલય-ચંદન. ૨૪ બસન-વસ્ત્ર. દાદુર-દેડકાં. ૨૯ બંદનમાલ-તોરણ. પદ ૨૨-૧ શારંગપાણિ-( સં શાર્ઙ્ગપાણિ )-શાર્ઙ્ગ નામે ધનુષ જેના હાથમાં છે તે, વિષ્ણુ. ઉલ્લાદ ( સં. ) આહ્લાદ-હર્ષ.

## ઢાળ.

સાદ કીધો દાસીને, વેગે ચાલી પ્રભુ ભણી;
પુત્ર તમારે આવિયોજી, આપો નંદ વધામણી. ૨

હાર આપો હેમનો, સ્નાન મંગળ તે કરી;
વેદ ભણતા વિપ્ર આવી, સ્વસ્તિવાચન ઓચરી. ૩

દેવ પિતૃની કરી પૂજા ને, જાતકર્મ તે વિધિ કરે;
ગૌ ગોપી ટોળે મળ્યાં તે, જન્મનું કારણ લહે. ૪

બે લાખ ગૌ વ્રજપતિયે આપી, વિપ્ર વેદના પાત્રને;
સાત પર્વત તિલ તણા તે, દાન પાવન ગાત્રને. ૫

રત્ન અંબર હેમ મુક્તા, આપિયાં ત્યાં અતિ ઘણાં;
ભાટ ચારણ ગુણીજનને, મન રીઝયાં તે તણાં. ૬

ગીત સંગીત તહાં થાયે, વિણા વેણુ મૃદંગ હો;
આકાશથી ઓચ્છવ થાયે, સુર મન પામ્યા રંગ હો. ૭

અષ્ટ સિદ્ધિ નવ નિધિ આવે, નંદ કેરે દ્વાર હો;
ભાલણપ્રભુ રઘુનાથજી, અવતરિયા અવતાર હો. ૮

## પદ ૨૩ રાગ ધનાશ્રી.

નંદજૂ મેરે મન આનંદ ભયો, સુનિ ગોવર્દ્ધન તે આયો;
તુમારે પુત્ર ભયો હો સુનિ કે, અતિ આતુર ઉઠ ધાયો. નં. ૧

બંદિજન ભિક્ષુક સુનિ સુનિ, દેશ દેશ તે આયે;
એક પહલેંહી આશા લાગી, બહોત દિનનકે છાયે. નં. ૨

તુમ દીને કંચન મનિ મુક્તા, નાના બસન અનુપ;
મોહિ મિલે મારગમેં માનો, જાત કહું કે ભૂપ. નં. ૩

તુમ તો પરમ ઉદાર નંદજૂ, જો માંગ્યો સો દીનો;
ઐસો ઓર કોન ત્રિભુવનમેં, તુમ સરકો કો કીનો. નં. ૪

---

૩ હેમ–સુવર્ણ. સ્વસ્તિવાચન–જેમાં કલ્યાણકારક વચન બોલાય છે એવું કર્મ.
૪ જાતકર્મ–જન્મ વખતે કરવાનું કર્મ. ૫ પાવન–પવિત્ર કરનારૂં. ૭ સુર–દેવ.
પદ–૨૩–૨ છાયે–ઇચ્છાયે. ૩ મનિ–મણિ. બસન–વસ્ત્ર. ૪ સરકો–સરખો.

કોટિ દિન તો પર્યો રહું, ગોવિન્દ દેખે નહીં જાઉં;
નંદરાય સુનિ બિનતિ મેરી, તબ હી વિદા ભલે પાઉં. નં. ૫
દિજે મોહિ કૃપા કરી સોઇ, જો હોં આયો માંગત;
જસુમતિ સુત અપને પાયો, ચલિ ખેલત આવે આંગન. નં. ૬
મૈયા મદનમોહન હી બોલે, યહ સુનકે ઘર જાઉં;
હોં તો તુમારે ઘરકો ઢાડી, સુરદાસ મેરો નાંઉં. નં. ૭

## પદ ૨૪ રાગ સારંગ.

આંગણુ નંદકે દધિકાદો, છરકત ગોપીગોવાળ પરસ્પર પ્રગટો જુગમે જાદો. આં. ૧
દૂધ લે ઓર દહિં લે ઘૃત માખન માટ સયુતો, ઘરઘરથી સબ ગાવતી આયો; ભયો નંદ મેહેર કે પૂત. આં. ૨
બાજે હિ તુર રહીકાયોતો, વારીવારી દે દાન;
જિયો જશોદા પુત્ર તિહારો, હો રહી સદા કલ્યાણ. આં. ૩
છરકત લોક છબિલેસે દેખી, અતિ હરખ દે પ્રીતકો બાણ;
મીરાંકો પ્રભુરાય શિરોમણુ, પ્રગટો પુરુષપુરાણ. આં. ૪

## પદ ૨૫ રાગ *દેશી.

નંદજી આવ્યા છે મળવા, તમે જાઓ ભરથાર;
કંસરાયને કર આપવા, કહે દેવકી નાર. નં. ૧
જેને ઘેર મૂકી આવ્યા છો, મારો પ્રાણઆધાર;
પ્રીત કરીને પ્રિછવો, વ્રજપતિના ગૃહનો સમાચાર. નં. ૨
વડી ભાસે વાત પૂછતાં, જાણી જાશે વિચાર;
[1]સુત સરખું નથી વહાલું, સહુ કો સંસાર. નં. ૩

---

૫ વિદા–વિદાયગીરી. ૬ માંગન–ભિખારી. આંગન–આંગણું. ૭ ઢાડી–એક જાતના માગણ. નાંઉં–નામ. પદ ૨૪ દધિકાદો–દહિંનો કાદવ. છિરકત–પરસ્પર ઉડાડવું. જાદો–વધારે. ૨ સયુત–મિશ્રિત. ૩ જિયો–જીવો. તિહારો–તમારો. *પ્ર. ૨ રાગ દેશાખ. ૧ મૂળમાં 'સંત' છે. પદ ૨૫–૨ પ્રિછવો–જાણો.

પૂછી આવો તો મન માને, મારું આણીવાર;
ભાલણપ્રભુ શ્રીરામજી, કુશલ તો સકલ અવતાર. નં. ૪

## પદ ૨૬ સામેરી.

વસુદેવજી વેગે પલિયા, ઉતારે જઇ મળિયા;
વ્રજપતિ ઉઠયા જાણી, જેમ દેહે આવ્યો પ્રાણી. ૧

### ઢાળ.

પ્રાણ આવ્યા દેહ ઉઠયો, તેમ અતિ ૨આં કરી;
માંહોમાંહે આલિંઘન દે ને, પ્રેમજળ નયણે ભરી. ૨
આસન ઉત્તમ આપિયું, આવી બેઠા સુખ ધરી;
કુશળ પૂછે ગોપને તે, નંદકુંવર અનુસરી. ૩
નંદજી એ તે થયું વારુ, વૃદ્ધવયે સુખ પામિયા;
પુત્ર આવ્યો તમારે તે, નરકનો ભે વામિયા. ૪
અમે ઘણા રળિયાત થયા, એ વાત રૂડી સાંભળી;
પુત્ર જાણી તમારે ઘેર, મનમાં પામ્યા રળી. ૫
*વૃદ્ધ નાયકા એને, ધેન દુજે અતિ ઘણી;
આનંદ સુખ છે સહુને, વન તમ તણી. ૬
કર આપ્યો કંસરાયને, હવે ભુવન પધારિયે;
ઉત્પાત થાશે ગોકુલમાંહે, એવું મન જાણું છું અમે. ૭
વહાલને વશ એપડા, દૈવને વશ થઇ સાંચરો;
ભાલણપ્રભુ રઘુનાથજી, જેમ કાષ્ટ સરિતા તરો. ૮

## પદ ૨૭ રાગ સામેરી.

નંદજી કહે છે સુણ ભ્રાત, તમારે થયો ઉત્પાત;
કંસે માર્યારે બાલ, વિપરીત થયો છે કાલ. ૧

---

પદ ૨૬–૧ પળિયા–ચાલ્યા. ૨ પ્રેમજળ–હર્ષનાં આંસુ. ૨. આંકરી (?) ૭ ભુવન–ઘર. ૮ એખડા (?) ૮ સરિતા–નદી. * મૂળમાં 'વ્રાધ નાયકા' એવો પાઠ છે.

ઢાળ

કાલ તો વિપરીત થયો છે, જે એક ન રહી દીકરી;
વૃદ્ધવયે વસુદેવજી તમો, આપદા પામ્યા ખરી. ૨

રોહિણી બલદેવ બેહુએ, અમ ઘેર ત્યાં ઉછરે;
બાલ એ મન જાણે છે જે, પ(ય) દધિ પીતાં ફરે. ૩

ચિંતા કરવી નહિ તે, જ્ઞાન આણી ટાળિયે;
દૈવને વશ દેહ છે તો, મનને કાં બાળિયે. ૪

આનકદુંદુભિ શીખ માગી, મિત્રને ચલાવિયા;
હરખ ધરતા ચિત્તમાંહે, દેવકી ભણી આવિયા. ૫

વાત કહી તે વામાને, સાંભળી હરખી સુંદરી;
ભાલણપ્રભુ રઘુનાથનું તે, ધ્યાન હૈડામાં ધરી. ૬

## પદ ૨૮ રાગ ધનાશ્રી.

પીયુજી મને મોકલો, હું તો ગોકુળ જાઉરે;
પ્રાણજીવનનું મુખડું જોઇ, કાંઇ એક સુખણી થાઉરે. પી૦ ૧

અલવે મારી આંખડીએ, એકવાર નિહાળુંરે;
વિરહ વ્યાપી રહ્યો છે મનને, તે વેદના ટાળુંરે. પી૦ ૨

છૂટાં છૂટાં પુન્ય કરી ત્યાં, જોવા ચિત્ત લાગેરે;
તમે રહેજો પાપી પાસે, થયો ભાવ નિપાગેરે; પી૦ ૩

જેમ રહે છે રોહિણી, તેમ રહીશું એ પાસેરે;
રાત્ર દિવસ આનંદે રહેશું, મુખ જોવાની આશેરે. પી૦ ૪

છાશ લેવાનું મિષ કરીને, અમે મંદિર તેને જાશુંરે;
રમતો દેખી હૈડે ચાંપી, ક્ષણું એક સુખિયાં થાશુંરે. પી૦ ૫

કુંવર જો નહિ ઓલખે તો, સાંઇડું લઇશું ગાઢુંરે;
ભાલણપ્રભુ રઘુનાથ જોઇ, હૈડું થાશે ટાઢુંરે. પી૦ ૬

---

પદ ૨૭—૫ ચલાવિયા-ઘર તરફ વિદાય કર્યા. ૬ વામા-સ્ત્રી. પદ ૨૮-૧ સુખણી-સુખી. ૨ અલવે-હળવે. વેદના-દુઃખ ૩ નિપાગે-નિશ્ચે. ૫ મિષ-બાનું.

## પદ ૨૯ રાગ ધનાશ્રી.

વસુદેવજી વળતું વદે, સાંભળ સુંદરી સાચુંરે;
વેળા વિના તેને પાસે જઇએ, તે કામ ન કીજે કાચુંરે. વ૦ ૧
આગે કુંવરીએ સંદેહ ઘાલ્યો છે, જોતાં હૈયે જાણેરે;
પાલટો કીધાનો ભરોસો મનમાંહે, રાખી રહ્યો છું છાનોરે. વ૦ ૨
જાશો તો ભરમમાં પડશે, સેવક પૂઠે થાશેરે;
લોકતણાં મન સાચાં નહિ રહે, આફ્રણિયાં ઓળખાશેરે. વ૦ ૩
તે માટે બેસી રહો, જેમ વિધાતા રાખેરે;
જાણિયે છે જે સુખ નહિ થાયે, કુંવર દીઠા પાખેરે. વ૦ ૪
સરજ્યું હશે તો પામીશું, એહનું દર્શનરે;
માનિની (કહ્યું) માન સાચું, કાચું ન કીજે મનરે. વ૦ ૫
જો મૂકીને આવ્યો છું, એકલડો કેમ રહેશેરે;
ભાલણપ્રભુ રામજી જેમ, કૌશલ્યા તેમ રહેશેરે. વ૦ ૬

## પદ ૩૦ રાગ ગોડી.

કપટે આવી કામિની, સારી સર્વ શણગારજી;
બાળકને બોલાવવા, ઇચ્છારૂપ અપાર. હરિને નવ જાણે. ૧
મોકલી તે રાજા કંસે, સકલ તણો એ કાલજી;
હેરતી હીંડે તે ત્યાં સઘળે, ઘર ઘરનાં જે બાલ. હરિ૦ ૨
છૂટી લટ કુચ પર સોહંતી, મુખ ઉપર લટકેજી;
વ્રજજનનાં ચિત્ત ચોરંતી, અંગ તણે ત્યાં મટકે. હરિ૦ ૩
વેણીમાંહે માલતિ, લીલા ગજગતિ ચાલેજી;
કર કંકણ ને મુદ્રિકા, શ્રવણે [૧]કુંડળ નિહાલે. હરિ૦ ૪

---

પદ ૨૯—૩ ભરમમાં—ભ્રમમાં. આફ્રણિયે—પોતાની મેળે. પદ ૩૦—૧ ઇચ્છારૂપ—મરજી પ્રમાણે રૂપ. હેરતી—છાનું માનું જોતી. ૩ કુચ—સ્તન. ૪ ગજગતિ—હાથીની ચાલ. ૧ મૂળમાં ' કુંડળ ' ને બદલે ' વદન ' શબ્દ છે.

[1]પ્રૌઢ નિતંબે સાડી સોહે, કટિ કિંકિણી ઝણકારજી;
કૃશોદરી મલપંતી ચાલે, તુંગ ઉરજ અતિભાર  હરિ૦ ૫

મંદહાસ્ય મુખ મરકલડે, ચંચળ [2]નયણે નિહાળેજી;
પાગે પિંજણ રણઝણે, ચોહે દિશે મીટે ભાળે.  હરિ૦ ૬

પયોધર બે વિંબે ખરડી, મલપતી તે આવીજી;
વિસ્મય પામ્યાં ગોપિકા, કોણે નવ બોલાવી.  હરિ૦ ૭

વ્રજનિવાસી એમ ચિંતવેશું, નારાયણને જોવાજી;
લક્ષ્મી ચાલીને આવી છે તે, વિરહવેદના ધોવા.  હરિ૦ ૮

[3]સુંદરી સહુ સામું જોતી, આવી નંદને ઘેરજી;
જશોદાજી વિસ્મય થયાં, ન લહી [4]તનની પેર.  હરિ૦ ૯

પાલણામાંહે પોઢિયા, સ્વામી જુગજીવનજી;
અબલાને આવી જાણીને, મીચ્યાં ત્યાં લોચન.  હરિ૦ ૧૦

પાવક ભસ્મે ઢાંકિયું, તેમ [5]ગોપવ્યું તેજજી;
અબલાએ હરજી તેડિયા, કપટે અવળું હેજ.  હરિ૦ ૧૧

પડિયારે જેમ ખડ્ગ ઢાંક્યું, બોલે મધુરી વાણીજી;
માતા બેહુએ વારી નહિ, ઉત્તમ સ્ત્રી કો જાણી.  હરિ૦ ૧૨

જેમ જાણી કો દોરડી, સૂતો લે ભુજંગજી;
તેમ તેણીએ કાલ આપણો, લઇ ધર્યો ઉત્સંગ.  હરિ૦ ૧૩

કહાનડિયાને નિરખંતાં, અતીશે લાગ્યો મીઠોજી;
મેં તો કંઇ એક બાલક નિરખ્યાં, આવો કો નવ દીઠો.  હરિ૦ ૧૪

---

૫ કૃશોદરી–નાના ઉદરવાળી. તુંગ–ઉંચા. ઉરજ–સ્તન. ૬ પિંજણ–પગનું ઘરેણું. મીટે–નજરે. ભાળે–જુએ. પયોધર–સ્તન. ૧૧ ગોપવ્યું–સંતાડયું. હેજ–હેત. ૧૨ પડિયારે–સોનાના મ્યાન વડે. ૧૩ ભુજંગ–સર્પ. ઉત્સંગ–ખોળો.

પા૦ ૧ પ્ર૦ ૧ પટકૂળની સાડી પહેરી, કટિ મેખલા ઝણકારજી;
તે સુંદરી મલપતી ચાલે, ને દૃગ મૃગના બાર.

૨. પ્ર–૨ નયન નચાવેજી. ૩ પ્ર–૨ શિશુ સામું જોતી જોતી, ૪ પ્ર–૨ મનની. ૫ પ્ર–૨ ગોપવિયું, ––શ્યામાએ શ્યામજીને તેડયા.

દુર્જર વિખે સ્તન ભર્યાં છે, તે મુખમાં મૂકે નારીજી;
બેહુ કરે પ્રેમે પીયે, તેના પ્રાણ મુરારિ. હરિ૦ ૧૫

મેલો મેલો માવજી એમ, કરતી અતિ આક્રંદજી;
ચરણ પાણ ચોહો દિશે નાખે, સ્વેદ ગાત્ર મતિમંદ. હરિ૦ ૧૬

આંખ ફટારી કેશ મોકલા, વિકળ થયાં સર્વ ગાત્રજી;
જીવ ગયો પડી તે પૃથ્વી, પોઢો પર્વતમાત્ર. હરિ૦ ૧૭

ગાઉ છ દ્રુમ ચુરણ કીધાં, પડતાં તેનો દેહજી;
શબ્દ દોહો દિશ સઘળે ચાલ્યો, ગ્રહે તારાગણ તેહ. હરિ૦ ૧૮

શબ્દ સાંભળી તેનો આવી(વ્યો), ગોલણી(નો) સાથજી
ઉર ઉપર રમતા દીઠા, ભાલણપ્રભુ રઘુનાથ. હરિ૦ ૧૯

## પદ ૩૧ રાગ સામેરી.

ક્હાનને માસી પ્રહોણીરે આવી, મથુરાંથી મામે ચલાવી;
એ તો બીડું ઝડપીને આવી, અસુરસભાથી ભા(વી). ક૦ ૧

માસી હાવ ભાવ કરી સબલા, રૂપે સાયરસુતા જાણે કમલા;
માસી માયારૂપ દેખાડયું, સારૂં ગોકુલ ભ્રમ પમાડયું. ક૦ ૨

બાઇ સુત તમારો નાનડિયો, રૂપે રૂડો છે સામલિયો;
હું વચન સુણી અવિધારૂં, બાઇ મોટું ભાગ્ય તમારૂં. ક૦ ૩

બાઇ જોઉં તમારો કાલો, મને બાલક રમવા આલો;
સ્તન ઉપર છેડો વાળી, પયપાન કરે વનમાલી. ક૦ ૪

માસી નખશિખલગે શોષી, તેને મળ્યો માવો દોષી;
પડતાં વૃક્ષ વલ્લી ભાગ્યા, ત્યાં પરિમળ ચાલવા લાગ્યા. ક૦ ૫

એને વેરભાવે હરિ ત્રુઠયા, એનાં કર્મનાં બંધન છૂટયાં;
એમ શુકજી બોલ્યા વાણી, પરીક્ષિતના હૃદેમાં સમાણી. ક૦ ૬

---

૧૫ દુર્જર–જરે નહિ એવું. ૧૬ આક્રંદ–રૂદન. મતિમંદ–મંદબુદ્ધિવાળી. પદ ૩૧. ૨ સાયરસુતા–સમુદ્રની પુત્રી. કમલા–લક્ષ્મી. ૪ પયપાન–સ્તનપાન. ૫ માવો દોષી કૃષ્ણ વત્સ.

પરીક્ષિત કહે સુણો સ્વામી, એ તો સાયુજ્ય મુક્તિ પામી;
એવું જાણી આણો વિશ્વાસ, કર જોડી કહે ભાલણદાસ. ક૦ ૭

## પદ ૩૨ રાગ ગોડી.

શુકદેવ કહે સુણો રાય, પરીક્ષિત હું કહું;
શ્રીકૃષ્ણનું બાલચરિત્ર, જે બુદ્ધિમાને લહ્યું. ૧

એક વાર ત્યાં તેહ, નક્ષત્ર માસ સહી;
ઝબકી ઉઠયા નાથ, વેગેશું તે તહીં. ૨

બાલક ઝબકી જાગ્યું, નંદે ત્યારે સહી;
તેડાવ્યા ત્યાં બ્રહ્મ, અભિષેક કરવા તહીં. ૩

પછે ઝોળીમાંહે બાલકૃષ્ણ, ત્યાં પોઢયા હતા;
રૂદન કર્યું ત્યાં આપ, પયમાન અર્થે તદા. ૪

ત્યારે જશોદા તેહ, ઉત્સવ માટે સહી;
રૂદન કરતાં નાથ, કાને સુણ્યું નહિ. ૫

ચરણ તણો ત્યાં પ્રહાર, પોતે કીધો સહી;
શકટતણા કટકાય, પોતે કીધા તહિં. ૬

પછી બાલકને અભિષેક, બ્રાહ્મણે ત્યારે કર્યો;
આપ્યાં છે ત્યાં દાન, હરખ ધરીને ખરો. ૭

પછે ત્યાં પયપાન કરાવ્યું, બાલકને તદા;
આવ્યો હતો દુષ્ટ, હર્ષ ધરીને મુદા. ૮

તે માર્યો પાપીષ્ઠ, કંસે મોકલ્યો સહી;
કહે ભાલણ તે દૈત્ય, વંટોલ રૂપ સહી. ૯

## પદ ૩૩ રાગ ગોડી.

પાવલો પારે હરિગોપાળ, જશોમતી હૂલરાવે બાલ; પા. ૧
પગ ઉપર પગ ધરતી સહી, ડગમગ ત્યાં પગ માંડે શ્રીપતિ. પા. ૨
સાંઇડું દઇ હરિને દૃઢપણે, ક્ષણ ક્ષણ પ્રત્યે જાયે ભામણે. પા. ૩

---

૬ શકટ તણા–ગાડાના.

મુખ ચુંબે અતિ સ્નેહ કરી, એમ રમાડે જનની હરિ. પા. ૪
વળી વળી પગ ઉપર હરિ ચઢે, ગોપી સહુ જાએ દુખડે. પા. ૫
ભાલણપ્રભુની ક્રીડા ઘણી, બાલક રૂપે વિશ્વનો ધણી. પા. ૬

## પદ ૩૪ રાગ ધનાશ્રી.

હરિ રિખતો માતા જસોદા દેખે, કૌતુક કરે ત્રૈલોકજ પેખે,
અભિનવી આત્મારામની રિખણી. ૧
રિખતો પાધરો ગૌધન વચ્ચે જાયે, સર્પ સૂતા તણી પૂછડી સાહે. અભિ. ૨
કાંઇ એક ભાંજે કે રખે દુખાયે, વારેવારે મેલે (ને) વળી જાયે. અભિ૦ ૩
કાદવે ખરડ્યો કૃષ્ણજી રોયે, માતા આવીને કર ધોયે. અભિ૦ ૪
પુનરપિ પંકમાંહે કર મૂકે, બાલ બીહાવતાં બહુ ઝબુકે. અભિ૦ ૫
વછના પૂછ પાછળ થકો તાણે, આ જુઓ બાલક ભે નવ આણે. અભિ૦ ૬
ધાવતાં ધીર થઇ હારજ તોડે, આંજતાં આંખનાં કાજળ ચોલે. અભિ૦ ૭
એક કહે હરિને હાઉ આવે, ધ્રૂજતો જઇ માતાને ધાવે. અભિ૦ ૮
પગલડે પગલડે પૂઠેથી હીંડું, ક્ષણ ક્ષણ લઇ હૃદયશું ભીડું. અભિ૦ ૯
પાગે પદ્મ અંકુશ ધ્વજ રેખા, નાથને નહિ ગોત્રાલની લેખા. અભિ૦૧૦
સમરી ગુરૂ વચન સુખ પામી, વિશ્વપતિ ભાલણનો સ્વામી. અભિ૦૧૧

## પદ ૩૫ રાગ ધનાશ્રી.

બોલવું જુઓ ને બાહુવા રામનું, તનુ કો ન લહે સુંદર શ્યામનું, બો૦ ૧
બોબડું બોલીને પ્રીત ઉપજાવે, એવું બોલવું શુક સનકાદિકને ભાવે. બો૦ ૨
જેના બોલ બ્રહ્માદિક વિચારે, બોલ વિચારતાં સંસાર તારે. બો૦ ૩
પદે પદ વેદાંતને તોલે, તે નંદ આગળ બાહુવો બોલે. બો૦ ૪
તોતલું બોલવું શિખવે માત, વારણે જાઉં મારા જાત. બો૦ ૫
અટપટી બોલી તે બોલે અધૂરી, યત્ન કરી કરે જશોદા પૂરી. બો૦ ૬
ઉપનિષદવક્તા બ્રહ્મા જેને ઉચ્ચરે, તે ત્યાં ભાલણપ્રભુનું કૌતુક વિસ્તરે. બો૦ ૭

---

પદ ૩૩–૫ દુખડે–ઓવારણાં લેવાં તે. પદ ૩૪–૧ રિખતો–પેટે ચાલતો. કૌતુક–આશ્ચર્ય. ૮ હાઉ–છોકરાંને બીવરાવવાનો શબ્દ; સર્પ. પદ ૩૫–૧ બાહુવા–કાલું કાલું બોલનાર. તનુ–ઝીણું ? કે શરીર અર્થે ? ૫ જાત–પુત્ર.

## પદ ૩૬ રાગ સામેરી.

કંસરાયનો મોકલ્યો, તૃણાવંત તે આવ્યો;
વંટોળિયાનું રે રૂપ, કપટ કરાવ્યું રે ભૂપ.

ઢાળ.

ભૂપે કપટ કરાવિયું, મારવા કારણ બાલને;
જશોદા ઉત્સંગે લઇને, ધવરાવે છે દયાલને. ૨

આદિ પુરૂષે ઓલખ્યો, જાણ્યું માતાને ઉપાડશે;
દુઃખ જનની પામશે, એ દુષ્ટ એને તાડશે. ૩

દેહમાં અતિ ભાર દીધો, ચકિત તે ત્યારે થઇ;
ભૂમિ મૂકી કૃષ્ણજીને, મંદિરમાં તત્ક્ષણ ગઇ. ૪

અચિંત્ય લીધા ઉપાડી, આકાશમાર્ગે સાંચરે;
કામ થયું સ્વામીતણું, એમ હર્ષ મનમાંહે ધરે. ૫

માતા બાહેર આવિયાં ને, તનને દેખે નહિ;
રૂદન કરવા માત લાગી, મૂકયો હતો મેં અહિં. ૬

આવ્યો અતિ વંટોળિયો, કુંવર મારો કયાં ગયો;
તત્કાલ જોવા નિસરી, વિલંબ કાંઇ નવ થયો. ૭

ઉત્સંગ આવ્યો કાટવા, મેં ભાર નવ જાયે સહ્યો;
ભાલણપ્રભુ રઘુનાથનો, પ્રતાપ નવ જાયે લહ્યો. ૮

## પદ ૩૭ રાગ સામેરી.

ટોળે મળી સઘળી ગોપી, લાજ તે વ્રજની લોપી;
વીલો મૂકયો રે બાલ, જશોદાને દે ગાળ. ૧

ઢાળ.

ગાળ દે છે જશોદાને, કામ ઘરનાં બાળિયે;
કાર્ય છાંડી પ્રીતિ માંડી, પુત્રને ત્યાં પાળિયે. ૨

---

પદ ૩૬-૧ તૃણાવંત-રાક્ષસનું નામ. ૩ તાડશે-મારશે. ૪ ચકિત-આશ્ચર્ય પામેલી. ૫ અચિંત્ય-વિચારી ન શકાય તે.

મેલી ઘરમાંહે ગયાં ને, આવ્યો અતિ વંટોળિયો;
જાણિયે છે જે દૈત્ય કોઇક, શ્યામસુંદરને[1] તે લઇ ગયો. ૩

નંદાદિક સર્વ ગોપ આવ્યા, દુઃખ પામ્યા અતિ ઘણું;
કહો હવે શું કીજિયેરે, પાપ પોતે આપણું. ૪

ન જાણિયે ક્યાં લેઇ જાશે, કેમે કરીને મારશે;
દયા તેને ક્યાં થકી, જે બાલ જાણી છાંડશે. ૫

ઉપાય કાંઇયે છે નહિ, જે કહાનજીને પામિયે;
પ્રાણજીવન સર્વનો છે, દુઃખ દીઠે વામિયે. ૬

કોઈક આવીને કહે, આવ્યાની વધામણી;
[2]દૃષ્ટે દેખાડે કહાનને તો, રિદ્ધિ આપું અતિ ઘણી. ૭

એણીપેરે સહુ ટળવળે છે, ખેદ[3] આણી અતિ ઘણો;
પ્રતાપ કો જાણે નહિ, ભાલણપ્રભુ રઘુનાથનો. ૮

## પદ ૩૮ રાગ સામેરી.

લઇ આકાશેરે ચાલ્યો, હરજીયે કંઠેરે ઝાલ્યો;
ધ્રુજવા લાગ્યો રે દેહ, હાલી નવ શકે રે તેહ. ૧

### ઢાળ.

હાલી તે શકે નહિ, જાણિયે ગિરિ બાંધ્યો ગળે;
મેલ બાલક મરું છું એમ, દીન થઇ વાણી વદે. ૨

વછૂટવા ઘણુંએ કરે, પણ માવજી મેલે નહિ;
હાથ બેહુએ કંઠ ઘાલી, કેશવજી રહ્યા ગ્રહી. ૩

ઇંદ્રાદિક અંતરિક્ષ જોયે, જેજે વાણી તે ભણે;
અતિ ઉંચેથી પડ્યા બેહુએ, નંદ કેરે આંગણે. ૪

---

પદ ૩૭-૧ વીલો-રઝળતો, ૫ છાંડશે-છોડી દેશે. ૬ પ્રાણજીવન=પ્રાણનો પોષક. ૭ રિદ્ધિ-સમૃદ્ધિ, પદ ૩૮-૨ ગિરિ-પર્વત. દીન-લાચાર. ૩ વછૂટવા-જૂદો પડવા. ૪ જે જે-જય જય. ૧-પ્ર.-૨ શ્યામસુંદર તોળિયો ૨ પ્ર-૨ નયણે આણી દેખાડે તેને, ધેનુ આપું અતિ ઘણી. ૩ પ્ર-૨ દ્વેષ.

ઉપર કૃષ્ણ ને દૈત્ય હેઠળ, જોતાં ગોપ ને ગોવાળણી;
પ્રાણ ગયા એમ તેહના, ને કૃપા કીધી અતિ ઘણી. ૫

પુષ્પવૃષ્ટિ ઇંદ્ર કરે ને, મનમાંહે અતિ ગમે;
દૈત્ય કેરા ઉદર ઉપર, રમાપતિ રંગે રમે. ૬

તેડી સુતને જશોદાજી, હૈડે ચાંપે ને હસે;
કરે ચુંબન અતિ પ્રેમશું, કૌતુક મનમાંહે વસે. ૭

વળી બીજા મોકલ્યા તે, મારવા કારણ સહી;
ભાલણપ્રભુ રઘુનાથનો, પ્રતાપ કો જાણે નહિ. ૮

## પદ ૩૯ રાગ પરજિયો.

અલોલો હાલરૂં રે, પોઢો પોઢો સુંદરશ્યામ;
તે કરી મને વિસર્યાં, સંસાર તણાં સર્વ કામ. અલોલો હાલરૂં રે,

ગર્ગાચાર્યે જે કહ્યું તે, સંભારો વચન રે;
પ્રાગવડને પાંદડે, પોઢયો તમારો તન રે. અલો૦ ૨

ચરણઅંગુષ્ઠ કર ધરી, મુખમાંહે તે રાખ્યો રે;
માર્કંડેયને જે દેખાડયું, તે મુજને દેખાડો રે. અલો૦ ૩

સુંદર વદન સોહામણું રે, નાનડિયા શા દંત રે;
હરખે હૈડે ચિંતવું, જાણું એહ ભગવંત રે. અલો૦ ૪

તું સૂવંતાં જુગ સૂવે, તું જાગે જાગે સર્વ લોક રે;
તારે સૂવું છે નહિ ( પણ ), જે કહિયે તે ફોક રે. અલો૦ ૫

ગુણ તારા હું શું કહું, શેષથી કહ્યા નવ જાય રે;
ભાલણપ્રભુ ભલે અવતર્યા[1], તે પ્રેમે પ્રીતે ગાય રે. અલો૦ ૬

## પદ ૪૦ રાગ ધનાશ્રી.

કહો શખી હું શું કરૂં રે, એક નિમેષ માત્ર નવ સૂએ;
આઘી પાછી જાઉં જેટલે, શ્વાસ ભરાણો રોએરે. કહો૦ ૧

૬ રમાપતિ-લક્ષ્મીપતિ. પદ ૩૯-૧ અલોલો-બાળકને હીંચકા નાખતી વખતે વપરાતો શબ્દ. ૩ ચરણઅંગુષ્ઠ-પગનો અંગુઠો. ૬ શેષ-હજાર ફણાવાળો સર્પ. ૧ પ્ર. ૧ ભાલણજન જો અવતર્યો તો.

ઉત્સંગે ત્યાં લઇને બેસું, ધવરાવ્યો નવ ધાવેરે;
પાલણડામાંહે પોઢાડું, તો નયણે નિદ્રા ન આવેરે. કહો૦ ૨

સૂતો સૂતો અતિ હસે હું, હરખે હાલરૂં ગાઉંરે;
નિદ્રા કરો મારા નાનડિયા, હું બલિહારી જાઉંરે. કહો૦ ૩

હું કહિંયે જાઉં નહિ, મુખડું જોતાં મીઠુંરે;
આશ એવડી ન હતી મુજને, સ્વપ્ન જાણિયે દીઠુંરે. કહો૦ ૪

દધિમંથન તે કયમ કરૂં, માંખણ શી વિધિ તાવુંરે;
[1]તે દિવસ એ શ્યામસુંદરને, રહી રહી હું હુલરાવુંરે. કહો૦ ૫

ગૃહે કારજ સઘળાં રહ્યાં, દિન નાખું એહજ સાથેરે;
સજની હું સુની કરી છું, ભાલણપ્રભુ રઘુનાથેરે. કહો૦ ૬

## પદ ૪૧ રાગ ધનાશ્રી.

માવજી પૂછે માતને, સુખે શ્યામશરીરરે;
રોમાંચિત તમે શેં થયાં છો, નયણે પ્રગટ્યું નીરરે. મા૦ ૧

જશોદા એણીપેરે ઉચરે, મુખડું જોતાં તારૂંરે;
અતિ આનંદે કરીને થયું છે, પ્રફુલ્લિત મન ત્યાં મારૂંરે. મા૦ ૨

વચન મનોહર સાંભળીને, હરજીએ માંડ્યો આડોરે;
એવું સુંદર જે કહો છો, આઇ મુજને તે દેખાડોરે. મા૦ ૩

માતાજી હું જાણું છું, એકવાર તેને દેખુંરે;
જે કહો છો તેની કાંતિનું, કહ્યું ન જાયે લેખુંરે. મા૦ ૪

વળતી માતા એમ વદે તે, તું કેમ દેખે તનરે;
મેં તો જેવું કીધું છે તેવું, તારે ક્યાંથી પુન્યરે. મા૦ ૫

બોલ સાંભળી જનનીનો તે, હૈડામાંહે વસિયોરે;
ભાલણપ્રભુ રઘુનાથ ત્યારે, સામું જોઇ હસિયોરે. મા૦ ૬

---

૪૦-૩ બલિહારી-ફિદા થવું તે. ૫ દધિમંથન-દહિં વળોવવું તે. હુલરાવું-બાળકને ઉંચકી-હલાવી રમાડવું તે. પદ ૪૧-૧ રોમાંચિત-વાળનું ઉભું થવું. (હર્ષ, શોક વગેરેથી) ૪ લેખું-પ્રમાણ. ૧ અ-૨ રાત દિવસ.

## પદ ૪૨ રાગ ગોડી.

અધ્યાય આઠમે ત્યાં સહી, વસુદેવે મોકલ્યા મુન્યજી;
ગર્ગાચાર્ય આવિયા, નંદે પૂજા કીધી મુન્ય, આનંદ મનજી. ૧

રોહિણી કેરા પુત્રનું, નામકરણ ત્યાં કીધુંજી;
મારા પુત્રનું નામ ધરો, તમ આવે કારજ સીધું. આ૦ ૨

વળતા ગર્ગાચાર્ય એમ વદે, તારા પુત્રનું નામજી;
કહિયેતો કંસ જાણશે, વસુદેવનો સુત શ્યામ. આ૦ ૩

તે માટે ત્યાં નામકરણ, પ્રચ્છન્ન કર્યું ગુરુદેવજી;
રોહિણી કેરા પુત્ર તણું, નામ ધર્યું બલદેવજી. આ૦ ૪

પૂર્વે વસુદેવનો પુત્ર હતો, તેણે નામ ધર્યું વાસુદેવજી;
વળી નામ ત્યાં કૃષ્ણ એનું, વળી ઘણાં અવશ્યમેવ. આ૦ ૫

વળી જેવાં પરાક્રમ કરશે, તેવાં નામ કહેવાશેજી;
તે માટે એનું જતન કરજો, (સુત) વસુદેવનો જણાશે. આ૦ ૬

એવું કહીને ગુરુ ચાલ્યા, સંકેત કિંચિત્ માત્રજી,
પુત્ર તારો એ હશે, મોટો ત્યાં ગુણપાત્ર. આ૦ ૭

નારાયણ સરખો હશે, હણશે દુષ્ટનાં વૃંદજી;
ગર્ગાચાર્ય ગયા પછી બહુ, સુખ પામ્યા ત્યાં નંદ. આ૦ ૮

બ્રહ્માદિક જેને ધાયે, તેવો સુંદર શ્યામજી;
વૃદ્ધપણે હું પુત્રજ પામ્યો; ભાલણપ્રભુ શ્રીરામ. આ. ૯

## પદ ૪૩ રાગ ગોડી.

બાલમુકુંદને નિરખિયેરે, આનંદ અંગ ન માય;
આવરે આવ ઉતાવળીરે, કોણે ખીલ્યા તારા પાય. બા૦ ૧

રંગે રીખે છે આંગણેરે, કરમાંહે નવનિત;
પ્રાગવડને પાંદડેરે, દીસે તેની રીત. બા૦ ૨

---

પદ-૪૨-૨ નામકરણ-નામ પાડવાનો સંસ્કાર. ૪ પ્રચ્છન્ન- ગુપ્ત. ૫ અવશ્યમેવ-જરૂર. ૮ વૃન્દ-સમૂહ. પદ ૪૩-૧ ખીલ્યા-બાંધ્યા.-૨ નવનિત-માખણ.

મસ્તક મુગટ હીરે જડ્યોરે, જાણિયે ઉગ્યો ભાણ;
પાછળ કચલટ લટકતીરે, મુખ બોલે અમૃતવાણ. બા૦ ૩

સુંદર વદન સોહામણુંરે, નાનડિયા શા દંત;
જાણે કમલમાં પ્રગટીરે, કુંદકલી વિકસંત. બા૦ ૪

કંઠે હરિનખ લટકતોરે, કૌસ્તુભનો આકાર;
મુક્તામાળ સોહામણીરે, જાણિયે ગંગાવાર. બા૦ ૫

હાથે સાંકળાં હીરે જડ્યાંરે, પોંચી સોહિયે પાણ;
કાંઇક કાલુંશું બોલતોરે, અમૃત ઉપમા વાણ. બા૦ ૬

કટિતટ કનકની મેખલારે, ચરણે ઘુઘરીનો નાદ;
શબ્દ તે શ્યામજીનો સાંભળીરે, ઉપજે અતિ આલ્હાદ. બા૦ ૭

છાયા દેખીને આપણીરે, ચાળા કરે અનેક;
રીઝે રામ તે મનશુંરે, સામું જોઇ વિવેક. બા૦ ૮

પૂછ ગ્રહીને વચ્છનુંરે, ઉભા થાયે આપ;
તાણતાં તે અતિ ધ્રૂજતારે, મૂકી બેસે તતકાલ. બા૦ ૯

જેની માયાયે મોહિયારે, બ્રહ્મા ને ત્રિપુરાર;
તે ખેલે નંદને આંગણેરે, પુન્ય તણો નહિ પાર. બા૦ ૧૦

ધન્ય તે માત જશોમતીરે, બેસારી ઉત્સંગ;
ચુંબન કરે મોહન મુખનેરે, રોમાંચિત થાય અંગ. બા૦ ૧૧

દે આલિંધન પ્રેમશુંરે, હૈડું ટાઢું થાય;
શાં તપ કીધાં તે કામિનીરે, થઇ સુંદરવરની માય. બા૦ ૧૨

ગૃહનાં કારજ વિસર્યાંરે, જોતાં એનું રૂપ;
એવો કોઇ દીસે નહિરે, જાણે ચૌદ ભુવનનો ભૂપ. બા૦ ૧૩

અધક્ષણ અળગાં થઇએ નહિરે, જોતાં દિન ને રાત;
ક્ષુધા તૃષા લાગે નહિરે, કરતાં એની વાત. બા૦ ૧૪

---

૩ ભાણુ–સૂર્ય. કચલટ– કેશની સેર. ૪ કુંદકલી–મોગરાની કલી. વિકસંત–( સં. વિકસિત) ખિલેલી. ૫ હરિનખ–વાઘનખ. ગંગાવાર–ગંગાનું જળ. ૭ મેખલા–કંદોરો. ૧૦ ત્રિપુરાર. (સં. ત્રિપુરારિ)–શંકર.

જાણું હું લઉં ભામણાંરે, ઉપર ઉતારૂં દેહ;
ભવોભવ વાંચ્છું એહશું રે, ચઢતો ચઢતો નેહ. બા૦ ૧૫
સુરમુનિ જોયે આકાશથીરે, લીલા કહી નવ જાય;
મનમાંહે જાણું એ રામનેરે, ભાલણજન ગુણ ગાય. બા૦ ૧૬

## પદ ૪૪ રાગ સારંગ.

જશોદા મેં મિટ્ટી નહી ખાઇ, જૂઠે બોલ લગાવત હળધર;
નંદરાયકી દુવાઇ, જશોદા મેં મિટ્ટી નહિ ખાઇ. ૧
બલકે બોલનકો રતપ આવત, હળધર કરત લરાઇ;
બિમલ આગન તિહારે મે તારી, અહિં મિટ્ટી કહાં પાઇ. જ૦ ૨
અતિ ડરપ્યો સંતનકો પ્રેમી, જબ કર લાઠી દેખાઇ;
રોબત બચન કહ્યો નંદનંદન, તબ દેખો મેરી માઇ. જ૦ ૩
દેખન બદન ચાહત મે તેરા, ચૌદ લોક હે જ્યાંહિ;
વ્રજ ગોપ ગૌ નંદ જશોદા, ગિરિધર ઠાડે માંહિ. જ૦ ૪
ચાહત ચકિત ભઇ મે તારી, નયને મેરી મુઝાઇ;
રસાતલનાથકી અકલિત લીલા, જોગેશ્વર ગતિ ન પાઇ. જ૦ ૫

## પદ ૪૫ રાગ નટનારાયણ.

જશોદા માત, સાંભળો વાત, કરે ઉપઘાત, સુંદરવર ઘરમાંહેરે; કયહો કય કીજે. ૧
ચંચળ કાય, કોણ ઉપાય, માખણ ખાય, દોણી ફોડી દૂધની. ક૦ ૨
ઉખલ પીઠ, માંડે ઢીઠ, કહાનડ દીઠ, શીકેથી ચઢીને ગ્રહે. ક૦ ૩
માંકડાં સાથ, ત્રિભુવન નાથ, લઇ લઇ હાથ, વહેંચી આપે બાલને. ક૦ ૪
અમે આપ્યું જેહ, આણીને નેહ, નવ લે તેહ, ચોરીનું ભાવે ઘણું. ક૦ ૫
આવી તત્કાલ, સૂતાં બાલ, કરીને આળ, રોવરાવી ત્યાં નિસરે. ક૦ ૬

---

૧૫ ભામણાં-ઓવારણાં. નેહ (સં. સ્નેહ)--પ્રીતિ. પદ ૪૪-૧ મિટ્ટી-માટી. ૨ લરાઈ-લડાઇ. બિમલ-ચોખ્ખું. ૩ લાઠી-લાકડી. ૪ ઠાડે-ઉભા. પદ ૪૫--૧ ઉપઘાત-નુકસાન. ૩ ઉખલપીઠ ( સં. ઉલૂખલ )-ખાણીઆની બેસણી. ઢીઠ-ઠેઠ, છેડા સુધી. ૬ આળ-અટકચાળો.

સુંદરશ્યામ, ઉત્તમ ઠામ, કરતાં કામ, લઘુશંકા ત્યાં આવી કરે. ક૦ ૭
અહિં દીસે સાધ, બહુ અપરાધ, કરતા બાધ, ભાલણપ્રભુ રઘુનાથજી. ક૦ ૮

## પદ ૪૬ રાગ કેદારો.

મેલો મેલો કહાનજીરે, દધિ મંથન કરૂં;
ક્ષણુ એક પડખોજી મનમોહન, લઇ ઉત્સંગ ધરૂં. મે૦ ૧
ઉભરાઇ જાશે મહી મારૂં. એ નવનિત હરૂં;
પછે જેમ કહો તેમ હું બેસું, પૂરણપાત્ર ભરૂં. મે૦ ૨
દૂધ કઢ્યું પાઉં મનમોહન, વચન કહું રે ખરૂં;
ભાલણપ્રભુ રઘુનાથ તું દીઠે, મનડું મારૂં ઠર્યું. મે૦ ૩

## પદ ૪૭ રાગ કેદારો.

રહ્યોરે રવૈયો ગ્રહી, ધવરાવ્યા પાખે માતાજી; મથવા દઉં નહિ. રહ્યો૦ ૧

વડી વાર થઇ રમતાં મુજને, મેં અતિ ભૂખ સહી.
હવે તો મેં રહ્યું ન જાયે, રહેવા દ્યો રે મહી. રહ્યો૦ ૨

હળધર પય પીને ત્યાં આવ્યો, મને વાત કહી;
તે સાંભળીને મન થયું મારૂં, રમતો આવ્યો અહિં. રહ્યો૦ ૩

વચન સુણી માતા કુંવરને, તેડી બેઠાં મહી;
ભાલણપ્રભુ રામને ધવરાવે; વદન જુએ રહી રહી. રહ્યો૦ ૪

## પદ ૪૮ રાગ ધનાશ્રી.

માતાને મોહનજી ધાવે, અતિશે લાગે મીઠું રે;
ચૂલે પય ઉભરાવા આવ્યું, જશોદાએ તે દીઠું. માતાને૦ ૧

અધધાવ્યો મેલીને આવે, જનની વેગે ચાલીરે;
આંખે અતિ આંસુ પડે, હરજીએ છેડે ઝાલી. મા૦ ૨

અતિ આકળી થઇ નિસરી, બલ કરી વસ્ત્ર વછોડીરે;
દૃપદ લઇ ગોવિંદ ત્યાં રહ્યારે, ગોળી મહીની ફોડી. મા૦ ૩

---

૭ લઘુશંકા–પિશાબ. ૮ સાધ–સાધુ–સારો–બાધ–પીડા. પદ–૪૬–૧ પડખોજી–(કા). દૂર રહો. ૨ મહી–દહિં. પૂરણપાત્ર–પૂર્ણપાત્ર–પૂરૂં વાસણ. પદ–૪૭–૧ પાખે–વિના. ૩ પય–દૂધ. ૪ મહી–પૃથ્વી. ૩ દૃપદ–પત્થર.

પૂર નદીની પેરે ચાલે; હરજી ક્ષોંદે માખણ ખાયરે;
ઉતારી આવી ત્યાં જોયે તો, કૌતુક દીઠું માય. મા૦ ૪

બાલક માંકડને ખવરાવે, નાચે પ્રમુદિત થાયરે;
જનનીને આવંતી દેખી, ભયભિત થઇ નાસી જાય. મા૦ ૫

કામિની લઇ કર છીમટી, પૂઠે ધાયે શ્વાસ ભરાયરે;
ભાલણપ્રભુ (શ્રી) રામની લીલા, સુર બ્રહ્માદિક ગાયરે. મા૦ ૬

## પદ ૪૯ રાગ ગોડી.

નાસીને જાશો હરિ કેટલેરે, હવડાં ઝાલું કહાન;
હૈડું દાઝે છે માહરૂંરે, ઘણું કીધું છે જાન. ના૦ ૧

કરમાંહે લઇ કામડીરે, કુંવર પૂઠે ધાય;
રીસે લોચન રાતડાંરે, જશોદાજી શ્વાસ ભરાય. ના૦ ૨

મુખડું માખણે ખરડીઉંરે, ખરડયા છે બેહુ હાથ;
નાસે ને નીર નયણે ઝરેરે, જે ચૌદ લોકનો નાથ. ના૦ ૩

જોવાને આવી ગોલણીરે, ઘર ઘરથી બહુ નાર;
ગોળી ફોડી ગોવિંદજીરે, મહીડું વહે છે અપાર. ના૦ ૪

અંતરિક્ષ અમર તે આવિયારે, ચઢી ચઢી વિમાન;
કૌતુક જોવા શ્રીકૃષ્ણનુંરે, જે લક્ષ્મીપતિ ભગવાન. ના૦ ૫

આંગણે ફેરવે માતનેરે, રહી રહી કહે વચન;
મુજને સાહી કો શકે નહિરે, જો શ્રમ કરે મહાસુન્ય. ના૦ ૬

શ્વાસે ભરાયે જશોમતીરે, હાથ ન આવે તન;
હાસ્ય કરે સર્વ ગોલણીરે, દુઃખે દાઝે મન. ના૦ ૭

માખણ મારૂં લૂંટિયુંરે, પોતાને નવ ભાવ્યું;
વહેંચી આપ્યું સર્વ બાલનેરે, માંકડાંને ખવરાવ્યું. ના૦ ૮

દહાડી કહેતી સર્વ ગોલણીરે, માનતી નહિ હું તેહ;
આજ મેં પ્રત્યક્ષ પેખિયુંરે, ભાગ્યો મનનો સંદેહ. ના૦ ૯

---

૪ પૂર–પ્રવાહ. ૬ છીમટી–કામડી.

નાનડિયો એક માહરોરે, સોનાં સારે
શીખામણ દઉં અતિ ઘણીરે, જો કર આવે આજ. ના૦ ૧૦
થાકી જાણી માતનેરે, બેઠા સુંદરશ્યામ;
જશોદાએ આવીને ઝાલિયોરે, ભાલણપ્રભુ શ્રીરામ. ના૦ ૧૧

### પદ ૫૦ રાગ દેશાખ.

જશોદા છોડો કહાનને, હું આપું ગોરસ ગોળીરે;
એવડી રીસ ઘટે નહિ તમને, હું જાણું છું ભોળી. જ૦ ૧
આગળ ઉભા દુઃખ ધરે છે, બાલક સઘળી ટોલીરે;
આંખડી અતિ અણીયાળી એની, થઇ છે રોતાં રાતી ચોલી.જ૦ ૨
હઠ કીધે કાંઇ નહિ આવે જે; મહી નાખ્યું છે ઢોળીરે;
તમને તો દુઃખ નથી લાગતું, ભાલણપ્રભુ મનમાં હોળી. જ૦ ૩

### પદ ૫૧ રાગ કલ્યાણ.

મારો કુંવર વણસેરે, તમારૂં આવે ને જાયે;
ઢોળ્યાનું દુખ નથી લાગતું, એ ઓલંભા નવ ખમાય.
એને બાંધ્યો હું શું છોડું, નામે જુગ છોડાયેરે;
ભાલણપ્રભુ સીતાપતિ સ્વામી, દામોદર કરી ગાયેરે.

### પદ ૫૨ રાગ કલ્યાણ.

નંદજીને ઘેર ખાવા ટળ્યુંરે, માંખણ માટે બાંધ્યો બાળકને;
એનું ધન સઘળુંય બળ્યુંરે. નંદજી૦ ૧
કુંવરનું ખાધું કયમ ખટકે, કે સહીને રહેવું પડયું હળ્યુંરે;
વૃદ્ધપણે એ એકજ આવ્યો, સંસારનું સુખ ગયું વળ્યુંરે; નં૦ ૨
એવો સુત કહો કયાંથી હોયે, પૂર્વ જન્મનું પુન્ય ફળ્યુંરે;
ભાલણપ્રભુ શ્રીરામ ન જાણે, તો તેનું જીવતર બળ્યુંરે. નં૦ ૩

### પદ ૫૩ રાગ ધનાશ્રી.

જશોદાજી છોડો સુંદરશ્યામનેરે, કઠિણ દામણું ખૂંચે કોમલ તન હો;
નયને નીર ઝરે (તે અતિ) ઘણુંરે, દેખીને અતિ દાઝે (અ)મારૂં મન હો. જ૦ ૧

---

પદ ૫૧–૧ વણસે–બગડે. ઓલંભા–બહુવચન (સં–ઉપાલંભ)–ઠપકો.

દોહેલે હો આવ્યો કુંવર લાડકોરે, તે ઉપર એવડી ન ધરે રીસ હો;
સુંદર બાલક છે એ અતિ ઘણુંરે, એવા નથી બીજા દશવીશ હો. જ૦ ૨

વહાલો એ છે આખા ગામનેરે, કહો કેટલું કીધું છે એણે જાન હો;
અમે સહુ મળીને આપિયેરે, જે વણસાડયું હોયે સામલવાન હો. જ૦ ૩

એના ચરણપ્રતાપે પામિયાંરે, ક્યાંરે તમારે એવડી હતી આથ હો;
નવનિધિ આવી છે એણે કરીરે, પૂજો નહિ શેં ચરણ ગોકુલનાથ હો. જ૦ ૪

એવડી તે રીસ (કરવી) ધરે નહિરે, દયા ન આવે દેખી સુંદર બાલ હો;
અમને દુખ લાગે અતિ ઘણુંરે, રોતો દેખી માતા શ્રીગોપાળ હો. જ૦ ૫

એને નામે બંધન છૂટે ભવતણાંરે, તે લઇ બાંધ્યો હરજી ઉખલ સાથ હો;
આંખલડી ચોલે છે પાણિએ કરીરે, દીન થઇને ભાલણપ્રભુ રઘુનાથ હો. જ૦ ૬

## પદ ૫૪ રાગ ધનાશ્રી.

બાઇ જાઓ મંદિર સહુકો આપણેરે, સોડ ભલાઇ રોકટ લેતાં આજ હો;
ઓલંભા દહાડી એના લાવતાંરે, સાંભળીને મુજને થાતી લાજ હો. જા૦ ૧

કુંવર તો વણસે માહરોરે, તમારૂં કાંઇ આવે ને જાય હો;
માંખણનો ચોર સહુ એને કહેરે, એમ તો મારો મહિમા ઓછો થાય હો. જા૦ ૨

નવ લક્ષ ઘેર ધેનુ દુઝે માહરેરે, આલીગારો કરતો હીંડે આળ હો;
ખાતું ને પીતું મંદિર અતિઘણુંરે, રોકટ પરઘેર જઇને ખાયે ગાળ હો. જા૦ ૩

શીખામણ મારી તો માને નહિંરે, નહિતર તે જાયે શાને કાજ હો;
દહિં ને દૂધ માંખણ છે (અતિ) ઘણુંરે, જાણે તો નાનું સરખું રાજ હો. જા૦ ૪

મોંનાં મીઠાં મેલાં મનનાંરે, જાણું છું જે પ્રેમ છે અપાર હો;
સ્વારથ વહાલો સહુને આપણોરે, પરદુખ લાગે નહિં લગાર હો. જા૦ ૫

સાચા એ સમ ખાશે તો છોડશુંરે, શીખામણ ત્યાં લાગે જો એક વાર હો;
ભાલણપ્રભુની કળા કો જાણે નહિરે, જો આવે બ્રહ્મા ને ત્રિપુરાર હો. જા૦ ૬

## પદ ૫૫ રાગ ધનાશ્રી.

અર્જુનનાં વૃક્ષ બે ભાગી પડ્યાંરે, થડ હતાં જેનાં અતિ વિશાળ હો;
પોતેને પુન્ય પૂરણ નંદનુંરે, પાસેથી ચંપાણો નહિ બાલ હો. અ૦ ૧

---

સામલવાન-(સં-શ્યામલવાન) કાળા દેહવાળો. ૪ આથ (સં. અર્થ)-પુંજી.
પદ ૫૪-૧ સોડ-છોડ. ૩ આલીગારો-અટકચાળો. પદ ૫૫-૧ ચંપાણો(કો)-ચંપાયો.

જશોદાએ એવું કહ્યું કર્યુંરે, જે થોડે કાન્હે બાંધ્યો શ્રીગોપાળ હો,
નંદજીને ભાગ્યે ફરીને ઉગર્યોરે, ચંપાતો તો તતક્ષણ થાતો કાળ હો. અ૦ ૨

જોવાને ગોપ ગોપી જે મળ્યારે, દેછે સહુએ જશોદાને ગાળ હો;
પુત્રશું એવડું કો કરે નહિરે, બાલક કરતાં આવ્યાં છે ત્યાં આળ હો. અ૦ ૩

બીજા બાલક કહે દીઠા અમેરે, કહાને ભાંગી નાખ્યા જમલાર્જુન હો;
ઉખલ ત્યાં બાલકે તાણિયોરે, વચમાં પેઠા રીખતા સામલવાન હો. અ૦ ૪

પુરૂપ બે વૃક્ષમાંથી નિસર્યારે, રૂપ સુંદર ધરિયા બહુ શણગાર હો;
પાગે લાગી સ્તુતિ કીધી ઘણીરે, રહ્યાં રહ્યાં અમે જોયું તેણે હાર હો. અ૦ ૫

આશ્ચર્ય કોઇ ત્યાં માને નહિરે, વિસ્મય પામી રહ્યો સહુ સાથ હો;
નંદજીએ કરે કરી છોડિયારે, ભાલણપ્રભુ સ્વામી શ્રીરઘુનાથ હો. અ૦ ૬

## પદ ૫૬ રાગ કલ્યાણ.

આવો જોવાને જઇયે, એ વૃક્ષ નાખ્યાં મોડી;
એવો તો હવો દીસે નહિ, સુત દીઠા લક્ષ કોડી, આવો૦ ૧

દેવ થયા બેએ સ્તુતિ કીધી, એ આગળ કર જોડી;
જાણિયે છે એને ઉદ્ધારવા, ગોરસ ગોળી ફોડી. આ૦ ૨

નંદજી હેડે ધરી રહ્યા, દામબંધથી છોડી;
ભાલણપ્રભુ રઘુનાથ અવતર્યા, ભવસાગરની હોડી. આ૦ ૩

## પદ ૫૭ રાગ સામેરી.

રાજા પૂછે શુકદેવ, કહો કથા મને એવ;
અધ્યાય દશમેરે આપ, શા માટે હતો રે શાપ. ૧

### ઢાળ.

શાપ શા માટે હતો, નલકુબર (મણિગ્રીવ)ને સહી;
ગુહ્યક ધનદના પુત્ર (તે), મહાદેવના ભંડારી તહીં. ૨

ઉન્મત્ત થઇ એકવારને સમે, કૈલાસ પામ્યા ત્યાં સહી;
ગંગામાંહિ કરે ક્રીડા અપ્સરાશું ત્યાં રહી. ૩

---

પદ ૫૬. ૧ કોડી–કોટિ, કરોડ. ૩ દામબંધથી–દોરડાંના બંધનથી. પદ ૫૭–૨ ગુહ્યક–યક્ષ, ધનદ–કુબેરનું નામ.

મદિરાનું પાન કીધું, નગ્ન થઇને તે રહ્યા;
મદમાતા અતિરાતા, રમે તેશું ત્યાં રહ્યા. ૪

એવે નારદ આવિયા, હરિગાન કરતા આપ હો;
નગ્ન રમતાં દેખીને પછે, મનમાં પામ્યા તાપ હો. ૫

અપ્સરાએ વસ્ત્ર પહેર્યાં, તેણે ત્યાં પહેર્યાં નહિં;
નારદે ત્યાં શાપ દીધો, વૃક્ષ થઇ પડજો મહી. ૬

નલકુબરને મણિગ્રીવને, જ્ઞાન ત્યાં આવ્યું સહી;
કરજોડીને સ્તુતિ કીધી, નારદની ઉભા રહી. ૭

શાપ અમે મસ્તક ધરિયે, છૂટિયે ક્યારે બાપ હો;
શત વર્ષ દેવતાના પછે, છૂટશો તમે ત્યાં આપ હો. ૮

તેણે સ્થળ હરિ પ્રગટ થાશે, સ્પર્શ ત્યાં જ્યારે થશે;
દિવ્ય દેહ તવ પામશો, શ્રીકૃષ્ણનું દર્શન હશે. ૯

એવું કહી નારદ પધાર્યાં, બદ્રિકાશ્રમ આપ હો;
ભાલણપ્રભુ રઘુનાથનો, કોઇ ન જાણે પ્રતાપ હો. ૧૦

## પદ ૫૮ રાગ સામેરી.

છૂટ્યા છે ત્યાં તેહ, શાપે મુકાણા એહ:
રૂપ સુંદર કહેવાય, હતા તેથી સુંદર થાય. ૧

### ઢાળ.

રૂપ સુંદર પામિયા ને, સ્તુતિ કીધી ત્યાંહે;
દંડવત ઘણા કરીને, વર માગ્યો ત્યાંહે. ૨

અમારી વાણી તમારા, ગુણકીર્ત્તનવિષે રહે;
અમારૂં મન તારે ચરણે, કર્ણ તારા ગુણ ગ્રહે. ૩

કર તમારી કરે પૂજા, શીશ નમે તમને;
નેત્ર દર્શન કરે તારૂં, એ વર આપો અમને. ૪

ભક્તિ તમારી અમારા, હૃદયમાં રહેજો સહી;
કહિંયે તું નવ વિસરે, એ વર અમ દીજે અહીં. ૫

તારા ભજન વિન વિષય રસ, અનેક છે ત્યાં જેહ હો;
રખે અમને તેહ આપો, ભક્તિ આપો એહ હો. ૬

પછી કૃષ્ણજીએ તે વર આપ્યો, તે ત્યાં બેહુ ગયા સહી;
ભાલણપ્રભુ રઘુનાથજીની, લીલા નવ જાયે કહી. ૭

### પદ ૫૯ રાગ ધનાશ્રી.

જશોમતી તેડી કૃષ્ણને, ચાંપે હૈડા સાથેરે;
ચુંબન કરી કહે તું ઉગાર્યો, આજ વૈકુંઠનાથેરે. જ૦ ૧

દરૂદીવડી ચાચર મેલે, હરિ ઉપર ઉતારીરે;
આનંદે ગુણગાન કરે છે, ગોકુલની સર્વ નારીરે. જ૦ ૨

લુણ ઉતારે કુંવરને, ભામણડાં લે માડીરે;
અંગોઅંગ કરે છે રક્ષા, ગૌનું પુચ્છ ભમાડીરે; જ૦ ૩

નંદજી ગૌ આપે વિપ્રને, આશીર્વાદ ભણાયેરે;
અપ્સરા ત્યાં નૃત્ય કરે છે, આંગણ ગુણીજન ગાયેરે. જ૦ ૪

સહુ વધાવે શ્યામને, ઉલટ અંગ ન માયરે;
જન્મ દિવસથી ત્યાં અતિશે, ઉત્સવ આનંદ થાયરે. જ૦ ૫

ધન્ય ધન્ય દહાડો આજનો, સુંદરવર ઉગરિયારે;
ભાલણપ્રભુ રઘુનાથજી, ઇચ્છાએ અવતરિયારે. જ૦ ૬

### પદ ૬૦ રાગ રામગ્રી.

આવો રે બાઇ એક કૌતુક જોવા, જન્મ કોટિનાં કલ્મષ ધોવા. આ૦ ૧
નંદજીનો કુંવર નાનડિયો, ઉખલ માડીને ઉંચો ચડિયો. આ૦ ૨
ચોરપણું એનું વખાણું, દોણીએ કીધું છે કાણું. આ૦ ૩
શીકું હાલે ત્યમ મુખડું ડોલે, ઉપમા શોભે ત્રિભુવન તોલે. આ૦ ૪
નવ લક્ષ ધેનુ જેને ઘેર દુઝે, તેને એવડી મતિ કેમ સૂઝે. આ૦ ૫
મુખ ઉપર જે છાંટા દીસે, નિરખંતા મારૂં મન હીસે. આ૦ ૬
આવ્યાં જાણશે તો પોતો રહેશે, તો ત્યાં મારૂં હૈડું દહેશે. આ૦ ૭

---

૬ વિષયરસ–પંચવિષય (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ)ના રસ. પદ ૫૯–૨ દરૂદીવડી. (સં. દષ્ટિદીપ.) દષ્ટિદોષનો ઉતારો. ચાચર–ચકલો. ૩ લુણ–મીઠું ૪ ગુણીજન–ગવૈયા. પદ. ૬૦–૧ કલ્મષ–( સં. કિલ્બિષ ) પાપ.

માતા કને કાંઇએ નવ માગે, આપણા ઘરનું મીઠું લાગે. આ૦ ૮
જેનો મહિમા વેદે ગાયો, તે ભાલણપ્રભુ હજી નવ ધરાયો. આ૦ ૯

## પદ ૬૧ રાગ રામગ્રી.

બાઇ એક કાનુડો કાનુડો, અમૃતપેં અતિ મીઠો;
કોટિ બાલક એ વ્રજવનિતાનાં, પણ એવો કોઇ ન દીઠો, બા૦ ૧

સૂતાં ઉઠી કામ ન કીજે, લીજે ભવનો લાવો;
નંદકુંવરનું વદન નિહાળી, રવિસુતાને એ વહાલો. બા૦ ૨

ખાવું પીવું એને નવ જોઇયે, રમવાની છે આલ;
જે ગોવિંદજીને ભોગ ન આવે, તે વારૂ વસ્ત પરિશાલ. બા૦ ૩

જે જે આલી કરો તે સાંખું, જે માગો તે આપું;
મને લોકમાંહે ભય નહિ કોનો, સ્યામ સુંદરનું છાપું. બા૦ ૪

ગોળી ફોડી ગોરસ ઢોળો, રોળો ઘર નવનિત;
પ્રેમસાગરમાંહે અમને બોળો, એટલું રાખજો ચિત્ત. બા૦ ૫

સીતાપતિ ગોકુલ અવતરિયા, ઉતારવા ભૂભાર;
ભાલણપ્રભુ રઘુનાથે લીધો, રમવાને અવતાર. બા૦ ૬

## પદ ૬૨ રાગ રામગ્રી.

જુઓ રે બાઇ કાનજી નાચે, જેના ગુણે બ્રહ્માદિક રાચે. જુ૦ ૧
આંખડલી સુંદર અણીયાલી, આપણ સામું જુએ મીટ વાળી. જુ૦ ૨
પાસે બાલક ઘુઘરીયાલાં, મોહન ચરણ તણા એ ચાળા. જુ૦ ૩
સુંદર જુઓ કેડનો લટકો, તેવો સોહિયે મુખનો મટકો. જુ૦ ૪
હસ્ત મસ્તકે કરતાં ડોલે, અમૃત સરખાં વચન તે બોલે. જુ૦ ૫
કહિયે સારે પગલું ન માંડે, માનિની રીઝે લજ્જા છાંડે. જુ૦ ૬
જશોદા આવે તો ત્યાં દેખે, મહામુનિજન એને પેખે. જુ૦ ૭
રખે એને કો માનુષ જાણો, દેવદેવ કહી પ્રેમ આણો. જુ૦ ૮
જન્મ સફળ જેણે નયણે દીઠો, ભાલણપ્રભુ જોતાં અતિ મીઠો. જુ૦ ૯

---

૬૧-૨ લાવો-ઓરિયો. રવિસુતા-યમુના. ૪ આળી-સળી, પદ ૬૨-૨ મીટ-નજર.

## પદ ૬૩ રાગ દેશાખ.

આવ આતા હું દૂધ પાઉં, પાલણુડે પોઢો મનમોહન;
હરિ હરખે હાલરું ગાઉં, આવ૦ ૧

માંખણ ચોર્યું કો કહે આવી, શ્યામ સુંદર હું ઝાંખી થાઉં;
નવ લક્ષ ધેનુ દુઝે ઘેર મારે, લોકમાંહે કહો કેમ સમાઉં. આ૦ ૨

ઓલંભે આવે આહીરડી, સહુ આગળ શા શા સમ ખાઉં;
ભાલણપ્રભુ રઘુનાથ રમો ઘેર, પ્રાણજીવન હું વારણે જાઉં. આ૦ ૩

## પદ ૬૪ રાગ પરજિયો.

સખી હું શું કરૂંરે, (વા'લો) ઘડિએ ન રહે ઘેર;
બ્રહ્માદિક જાણે નહિરે, મારા પુત્ર તણી ત્યાં પેર. સ૦ ૧

કહાન કહાન કહાન કરતી, ઘર ઘર હીંડું જોતીરે;
ક્યાં ગયો મારો નાનડિયો, જેને નાકે નિર્મળ મોતીરે. સ૦ ૨

જાણું રખે કોની દ્રષ્ટિ પડશે, રૂપ જોઇને રૂડુંરે;
ગાલે કરું કાજળનું ટપકું, મનમાં આવે કુડુંરે. સ૦ ૩

ભૂખ્યો છે નથી શીરાવ્યો, માંખણ ભક્ષ ન કીધુંરે;
ઘણીએ હું ત્યાં કરગરું, એક ટાંક દૂધ ન પીધુંરે. સ૦ ૪

રખે ગયો હોય યમુનાતીરે, એકલડો સામળિયોરે;
કહે સખી તું ક્યાંથી આવી, મારો પ્રાણજીવન કંઇ મળિયોરે. સ૦ ૫

જાણું કો ઉપાડી જાશે, જેમ પૂતનાના આંગેરે;
દેખાડે તેને હું આપું, જે કાંઇ મોંએ માગેરે. સ૦ ૬

ઘેર ઘેર બાળક છે ઘણાં પણ, બીજો નહિ કો એવોરે;
આલીગારો દેખાડો મારો, શ્યામ સુંદર જેવોરે. સ૦ ૭

જળ વિના જેમ માછલી, તિમ હીંડું ટળવળતીરે;
સામું જોઇ હસે સુંદરી, ઉત્તર નાપે વળતીરે. સ૦ ૮

ઓલંભાભાગી થઇ થાકી, વશ નાવે વનમાલીરે;
કોય કહે મારું ચોરી ખાધું, થઇ રહું ઓશિયાલીરે. સ૦ ૯

ખીજવવાને મુજને કોકે, રાખ્યો હોયે છાનોરે;
હૈડું મારૂં દાઝે છે બાઇ, તેં ત્યાં મોંએ માનોરે. સ૦ ૧૦
માંકડાં વહાલાં (છે) એને, હીંડે છે પરવરિયોરે;
ન જાણિયે શું દશરથનંદન, ભાલણપ્રભુ અવતરિયોરે. સ૦ ૧૧

## *પદ ૬૫ રાગ પરજિયો.

સજની સાંભળોરે, માગું છું હું માન;
વચન હું કહું જે તુજને, તે ત્યાં ધરજે કાન. સજની૦ ૧
દૂધ દહિં ને માંખણ ઉત્તમ, તારે ઘેર હું મેલું;
સુંદરવર જ્યમ ચોરી ખાયે, તિમ તું રાખે વહેલું. સ૦ ૨
મારા ઘરતું નથી ભાવતું, પરતું જાણી ખાશેરે;
જયમ ત્યમ કરીને કુંવર મારો, કહાનજી મોટો થાશે. સ૦ ૩
થાતો દેખી દુબલો, હૈડું મારૂં દાઝેરે;
શું કીજે જો આપ્યું નવ લે, ઘરનાંશું નવ બાઝે. સ૦ ૪
આવંતો જાણીને એને, દ્વાર ઉઘાડાં ધરજોરે;
શ્યામ સુંદર જેણે સુખ પામે, તેહ વિધ તમે કરજો. સ૦ ૫
અળગાં રહીને નિહાળજો, ઉલટભેર એ ખાતોરે;
ચિત્ત ગમે તો ઝાલજો, મનમોહન નાસી જાતો. સ૦ ૬
માંડ માંડ તમે આવિયો, ઓલંભા દેવા અમનેરે;
દૂહવણ કાંઇ મ આણશો, હું ગાલ દેઉં જો તમને. સ૦ ૭
વળતી ગોપી ઉચ્ચરે, અમ ઘર નથી અનાથરે;
સર્વસ્વ અમે સોંપિયું છે, નંદકુંવરને હાથ. સ૦ ૮
લઉં તમારૂં શા ભણી, ઘણુંએ છે ઘેર અમારેરે;
ભાલણપ્રભુ રઘુનાથ નથી કાંઇ, વહાલો ઘણું તમારે. સ૦ ૯

## પદ ૬૬ રાગ ગોડી.

બાઇ આવોને મારે ઘેર, પેર દેખાડું તુજને શ્યામની રે;
કો આગળ કરૂં રાવ, ભાવ ટાળી ઘરકામની રે. ૧

* પદ ૬૫ પ્ર–૨ માં નથી. પદ ૬૫–૭ દૂહવણ–મુઝવણ ૮ સર્વસ્વ–પોતાનું સઘળું. ૯ શા ભણી–શા માટે. પદ ૬૬–૧ રાવ–ફરીયાદ.

ભરવાને ગઇ નીર, વીર બે આવ્યા દાળકીરે;
ઉઘાડી ઘરબાર, વાર ( ન ) લાગી એક ઘડીરે. ૨

ઉખલ માંડે લાગ, પાગ દઇ પોતે ચઢેરે;
શીકેથી નવનિત રીતિ, ચોર્યાની આવડેરે. ૩

દોણીમાંહેથી દેવ, ખેવ લઇ આપે બાલનેરે;
કરતો લૂટાલૂટ, ત્રાસ નહિ પશુપાલનેરે. ૪

આપું તે નવ ખાય, માય અમેશું કીજિયેરે;
મંદિર હોયે જેહ, તે હરિ આગળ દીજિયેરે. ૫

હું પકડી આવી આજ, માગી માન નાસી ગયોરે;
માંખણે ખરડ્યા હાથ, સાથ સરખાશું ગ્રહ્યોરે. ૬

નાહા એ વતરેક, એક કહાન મેં ઝાલિયોરે;
મુખ ઉપર કોગળો એક, દૂધનો નાખી ચાલિયોરે. ૭

આંખ ચોળતાં આપ–તાપે આવી તમ ભણીરે;
કોને કહિયે માત, વાત ઘણી છે એહતણીરે. ૮

દધિ માંખણગારા નાથ, જોવાને ત્યાં બહુ મળીરે;
તમે જો દેખો ત્યાંય, મનમાંહે પામો રલીરે. ૯

નહિ કો એની જોડ, કોડે કહાન નિરખિયોરે;
વિદ્યા રૂપ વિચાર, વારેવારે મેં પરખિયોરે. ૧૦

મહિમા વેદ વિખ્યાત, વાલ્મિકિએ વખાણિયોરે;
ભાલણપ્રભુ રઘુનાથ, એવો થાતો નવ જાણિયોરે. ૧૧

## પદ ૬૭ રાગ પરજિયો.

એ તો અળગો સર્વથી, મૂરખ વળગ્યો દેખેરે;
ગુણ અવગુણ જોતાં એવો, કોઇ ન જાણે લેખેરે.
સખી હું શું કરૂંરે, વાત કળી નવ જાય. ૧

---

૪ પશુપાલ–ગોવાળ. ૭ વતરેક–(સં. વિ–અતિ–રિચ્–વ્યતિરેક) વિના. ૯ રલી–આનંદ. પદ ૬૭–૧ લેખે–રીતે.

એ કહિંયે ખાયે નહિ, સહુએ પેખે ખાતોરે;
ભૂખ્યો પણ કહિંયે નહિ, કોય ન માને દરાતોરે. સ૦ ૨

એ ઘર બહાર કહિંયે નહિ, ફોગટ કહેશે પેઠોરે;
સહુએની ત્યાં જુજવી વાણી, એતો અંતર એઠોરે. સ૦ ૩

એને સાથી કો નહિ; એહ એકલો હીંડેરે;
બ્રહ્મા હર સરખાને એની, વાત કથા છે મીડીરે. સ૦ ૪

જશોદાનો સુત એ નહિ, પ્રીછે નહિ તો જાણેરે;
એ કોથી નવ ઉપજે, તે મુનિજન વખાણેરે. સ૦ ૫

સુરનર મુનિજન સહુ મોહે, એના મુખને ચાળેરે;
વ્રજવાસીનું શું ગજું, જે સર્વને સરજે પાળે રે. સ૦ ૬

એ તો કો શું આલજ ન કરે, જૂઠું કહે છે નારીરે;
ભાલણપ્રભુ રઘુનાથને કહે છે, વેદ પુરાણ બ્રહ્મચારીરે. સ૦ ૭

### પદ ૬૮ રાગ રામગ્રી.

ક્હાનજી ઘેર આવો ઘેર આવો, વડી વાર થઇ રમતાં;
બાલક સઘલાં તમે પણ જાઓ, મંદિર મારે ભમતાં. ક્હાનજી૦ ૧

શિરાવ્યો નથી સુંદરવર, વાર લાગશે જમતાં;
અંગે અતિદુર્બલ દીસો છો, ક્રીડાતાવડ ખમતાં. ક્હાન૦ ૨

રમતાં કાલા કયમ ગમે છે, ઉગે ને આથમતાં;
મનડું મારૂં દાઝે છે, અતિ વેલા નિર્ગમતાં. ક્હાન૦ ૩

મૂરખ કો તમને નવ પામે, તીરથ દેહડી દમતાં;
ભાલણપ્રભુ રઘુનાથ આરોગો, અન્ન કર્યાં છે ગમતાં. ક્હાન૦ ૪

### પદ ૬૯ રાગ રામગ્રી.

આંગણુડે રમો મનમોહન, તો મન માને મારૂંરે;
પ્રાણથેં મુજને અધિકું વહાલું, સુંદર મુખડું તારૂંરે. આં૦ ૧

---

પદ ૬૮–૨ શિરાવ્યો નથી–જેણે ખાધું નથી. ૨ ક્રીડાતાવડ–રમતનો તાપ. ૩ નિર્ગમતાં–કાઢતાં.

શરીર મેલું થયું છે સ્વામી, પડખો તો નવરાવું રે;
દ્રાક્ષ ચરવી ને ચારોળી, કહો તો આપું ખાવું રે. આં. ૨
ક્ષણ એક બેસો મનમોહનજી, ઓળું તારી ચોટીરે;
ફૂલડેલ ઘાલીને ગુંથું, જ્યમ તે થાયે મોટીરે. આં. ૩
નયણે કાજલ સારી નીલવટ, તિલક કરૂં કેસરતું રે;
જેને ઘેર કન્યા છે સુંદર, તે નામ લેછે (તું) વરતું રે. આં. ૪
મારા સમ છે હો મનમોહન, માંખણ રોટી ખાઓરે;
ઉપર દૂધ કૂર શીરાવો, જ્યમ ત્યમ મોટા થાઓરે. આં. ૫
શેલડી ત્યાં અતિશેં સુંદર, કહો તો આપું છોલીરે.
દાડમ પાકાં છે અતિ રાતાં, આગળ મેલું ફોલીરે. આં. ૬
આઘા પાછા જાઓ જેટલે, હૈડું મારૂં કાંપેરે;
જાણું રખે કો વૃષભ આવે, પ્રાણજીવનને ચાંપેરે. આં. ૭
કહ્યું કરો જો કુંવર મારા, તો તમને પરણાવું રે;
રાધા સરખી રૂપે રૂડી, વહુઅર વહેલી લાવું રે. આં. ૮
તું તો સર્વસ્વ છે રે મારે, બીજું ન ગમે કાંઇ રે;
ભાલણપ્રભુ રઘુનંદન દીજે, એકવાર મુજને સાંઇ રે. આં. ૯

*પદ ૭૦ રાગ ગોડી.

મારા નાનડિયા ઘેર આવો, વડી વાર થઇ તુજને;
રમતાં ભૂખ લાગી હશે, સુંદરવર શીરાવો. મા૦ ૧
બીજા બાલક જે આવ્યા છે, તેને ઘેર બોલાવો;
એક વાર મને દઇ આલિંગન, તનનો તાપ સમાવો. મા૦ ૨
પરઘેર જઇ મારા મનમોહન, કાં અવહંદા બોલાવો;
નવ નિધિ છે સુત ભુવન આપણે, તો કાં રાવ કરાવો. મા૦ ૩
તેવાં કાર્ય કરો મનમોહન, જ્યમ જ્યમ થાયે ચઢાવો;
ભાલણપ્રભુ ભાર ટાળવા, આજ અમ ઘેર આવો. મા૦ ૪

---

પદ ૬૯—૨ ચરવી—ખાવા યોગ્ય. ૪ નીલવટ—કપાલ. ૬ શેલડી—શેરડી. ૭ વૃષભ—આખલો. ૮ વહુઅર—વહુવારૂ-તરત પરણેલી સ્ત્રી. ૯ સાંઇ—આલિંઘન. પદ ૭૦—૩ અવહંદા—અવદાસ. *પદ ૭૦-૭૧-પ્ર-૨ માં નથી.

### *પદ ૭૧ રામગ્રી.

આવ હરિ દેખાડું દેખાડું, તુજને મંદિર મારૂં;
સુંદર સ્થલ જોઇને ગિરિધર, મન મોહશે તારૂં. આ૦ ૧
રાધાની પાસે મુજ મંદિર, હશે હરિ તમે દીઠું;
શરીરની શ્રદ્ધા ભૂલી ગઇ, તારૂં જોતાં મુખ મીઠું. આ૦ ૨
ખાવું ખાંડ ચારોળી આપું, થાપું કરી નતનિત;
પ્રેમસાગરમાંહે કરો ઝકોલાં, આણી મુ ઉપર ચિત્ત. આ૦ ૩
સહુને મંદિર નિત્ય જાઓ છો, આજ આવો મારે ઘેર;
ભાલણપ્રભુ રઘુનાથજી, આપણ રમિયે રૂડી પેર. આ૦ ૪

### પદ ૭૨ રાગ ધનાશ્રી.

જશોદા આવો દેખાડું, શ્યામસુંદર તમને રે;
જાણો છો મુજને વહાલો, કોટિ ગણો છે અમને રે. જશો૦ ૧
કુંવર તારો લાડકો, તે કોણ છાનો રાખે રે;
કોણ છે એને શોધી કાઢે, શુક સનકાદિક પાખે રે. જશો૦ ૨
આપ્યું એ કોનું નવ ગ્રહે, યજ્ઞહુતે નવ જાય રે;
સાચી પ્રીતિ જેની જાણે, તેને ઘેર જઇ ચોરી ખાય રે. જશો૦ ૩
તમારૂં આપ્યું કયમ ગમે, તું માતા છે પણ અલગી રે;
મન સાચું જો છે અમારૂં, લેછે ઝૂટી વળગી રે. જશો૦ ૪
એથી મોટો કો નથી, તું જાણે છે નાનો રે;
તૃણાવંત (ને) પૂતના મારી, તેને ભય ત્યાં શાનો રે. જશો૦ ૫
સીતાપતિ ગોકુલ અવતરિયા, સત્યવતીસુત બોલે રે;
બીજો કો એવો નથી જે, આવે ભાલણપ્રભુની તોલે રે. જશો૦ ૬

### * પદ ૭૩ રાગ ધનાશ્રી.

જશોદા કુંવરને શેં ન વારો, આજ વહે છે એનો વારો, જશો૦ ૧

---

પદ ૭૧–૨ શ્રદ્ધા–આસ્થા, કદી શુદ્ધ હશે. ૩ થાપું–અર્પણ કરૂં. મુ–મુજ. ઝકોલાં–(બ) લહેર. પદ ૭૨–૩ યજ્ઞહુતે–યજ્ઞની આહુતિમાં અથવા યજ્ઞના આમંત્રણમાં. ૬ સત્યવતી સુત–સત્યવતીના પુત્ર, વ્યાસ. પદ ૭૩–૧ વારો–મના કરો. વારો–વખત, લાગ. * પદ ૭૩ પ્ર–૨ માં નથી.

મારગમાંહે મળે તો લૂટે, સર્વસ્વ સોંપે તે સદી છૂટે. જશો૦ ૨
વણશીરાવ્યો વનમાં કાઢો, પરંતું ચાખો નાખે દહાડો. જશો૦ ૩
આપો નહિ શેં કાંઇએ ખાવું, ભૂખ્યા આ પૂઠેરે જાવું. જશો૦ ૪
એવા નહિ દશ પંચ તમારે, એકને ત્યાં કોય ભૂખે મારે. જશો૦ ૫
સંપત્તિ ન હોય તે માનજ રાખે, કહાન માગતા દીનજ ભાખે. જશો૦ ૬
કૃપણપણે શું બહુ ધન મળશે, એને ખાધે કેમે નહિ ટળશે. જશો૦ ૭
બહુ રિદ્ધિ પામ્યા એના પગથી, એણે કરી ચડયાં ઉંચા પદથી. જશો૦ ૮
ભક્ષ કર્યાનું દુઃખ ન લાગે, આલ કરી મહી માંખણ માગે. જશો૦ ૯
ભાલણપ્રભુ રઘુનંદન ભોગી, તેને જાણે કપિલ શુક જોગી. જશો૦૧૦

## પદ ૭૪ રાગ ગોડી.

વા'લો વાય છે વાંસળીરે, વનમાં ચારે ગાય;
ઘરમાં રહીને શું કીજિયેરે, મારૂં ચિતડું પૂઠે ધાય. વા'લો૦ ૧

ગાય દહોવી મને વીસરીરે, મેં તો શેરીએ સાંભળ્યો સાદ;
ઘેલી થઇ હું તો શું કરૂંરે, મારે સાસુ સરસો વાદ. વા૦ ૨

રસોઇ નિપાવી હું રહીરે, મારે કંઠ ન ઉતરે અન્ન;
જાણું કૃષ્ણજીને જમાડિયેરે, પણ દોહલા છે દુરિજન. વા૦ ૩

ઓઢણી આછી લોબરીરે, લાલ છડી છે હાથ;
સાસુ સસરો તે શું કરેરે, અમે જાઉં હરિને સાથ. વા૦ ૪

જાણું જાયે ત્યાં નિસરીરે, પાપી મારા પ્રાણ;
કાલજડામાંહે વેધિયું રે, સોસરૂં વિરહનું બાણ. વા૦ ૫

સૂતાં બેઠાં મને સુખ નહિરે, દાઝે મારૂં તન;
નિશાએ નાવે મને નિદ્રડી રે, જે પરશું વેચ્યું મન. વા૦ ૬

દિસે જેવો ત્યાં નિરખિયે રે, રાત સોણામાંહે;
રાસ રમાડી ભોળવ્યાં રે, ભાલણપ્રભુ રઘુનાથ. વા૦ ૭

---

પદ ૭૪ પ્ર-ર માં નથી તે રાસલીલામાં જોઈતું હતું: અહીં યોગ્ય નથી. પદ ૭૪-૨ મારે સાસુ સરસો વાદ-મારે સાસુ સાથે તકરાર થાય છે. ૩ નિપાવી-તૈયાર કરી. ૪ આછી-ઝીણી. લોબરી-ધાબળી, કામળી. છડી-સોટી, લાકડી. ૬ નાવે-ન આવે. નિદ્રડી-ઉંઘ. પરશું-બીજા સાથે. દિસે-(કા) દિવસે. સોણામાંહે-સ્વપ્નમાંહે.

## પદ ૭૫ રાગ રામગ્રી.

તારાં ભામણડાં લઉં મનમોહન, વા'લા વાળુ કીજે રે;
માંખણ રોટી દૂધ કૂર છે, જે ભાવે તે લીજે રે. ૧

દુબલો દેખી તુજને, કંથ ઘણું ઘેર ખીજે રે;
એટલું માગું છું હું માવા, ઘેર ન જઇયે બીજે રે. ૨

તું તો સર્વસ્વ છે મારે, તું દીઠે મન ભિંજે રે;
ભાલણપ્રભુ રઘુનાથ એટલું, સંસારતણું સુખ દીજે રે. ૩

## પદ ૭૬ રાગ ધનાશ્રી.

કો દેખાડોરે મારો નાનડિયો, જાણિયે છે જે વિશ્વને મોહવા,
વિધાતાનો ઘડિયો. કો દેખાડોરે૦ ૧

તે દહાડાનું કામ વિસર્યું, જે મીટે એ પડિયોરે;
સુઘડ સોનારે કુંદને, કરી હૈડાશું જડિયો. કો૦ ૨

સખી એ મોહનમંત્ર એહને, ક્યાં થકી આવડિયો રે;
ભાલણપ્રભુ રઘુનાથ મારે, હૃદયાસાથે અડિયો. કો૦ ૩

## પદ ૭૭ રાગ ગોડી.

કોન તપ કીનોરી, માઇ નંદઘરણી;
લે ઉછંગ હરિકુ પય પાવત, મુખચુંબન મુખ ભીનોરી. મા૦ ૧
તૃપ્ત ભયે મોહનજૂ હસત હે, તબ ઉગમત અધરહી ફીનોરી. મા૦ ૨
(જશોમતી) લટપટ પૂછન લાગી, બદન ખેચિત બલિનોરી. મા૦ ૩

---

પદ ૭૫-૧ વાળુ-તાસનો, સાંજનું ખાણું. કૂર-ભાત. દુબલો-(સં-દુર્બલ-) અશક્ત. ૩ મન ભિંજે-(આનંદમાં) મન તરબોલ થાય. પદ ૭૬ ૧ સુઘડ-સારો ઘડનારો. સોનાર-સોની. કુંદન-સુવર્ણ. ૩ મોહનમંત્ર-મોહ પમાડવાનો મંત્ર. અડિયો-સ્પર્શ કરી રહ્યો. અર્થાત્ હૃદયથી ખસતો નથી. ૧ કોન-શું, કીનોરી-કર્યું, માઇ-માતા, નંદઘરણી-( સં. ) નંદ ગૃહિણી-નંદની સ્ત્રી. ઉછંગ-ખોળો. પાવત-પાન કરાવે છે, ૨ મુખ ચુંબન-મુખનું ચુંબન કરતાં, મુખ ભીનોરી-મુખ આનંદમય થાય છે. તબ ઉગમત અધરહી ફીનોરી-તબ-તે વખતે મુખ પહોળું કરતાં અધર ઉપર ફેણ આવે છે. ૩ બદન ખેચિત બલીનોરી-બલવાનનું [illegible]

મારગમાંહે મળે તો લૂટે, સર્વસ્વ સોંપે તે સહી છૂટે. જશો૦ ૨
વણશીરાવ્યો વનમાં કાઢો, પરતું ગાળા નાખે દહાડો. જશો૦ ૩
આપો નહિ શેં કાંઇએ ખાવું, ભૂખ્યા ગૌ પૂઠેરે જાવું. જશો૦ ૪
એવા નહિ દશ પંચ તમારે, એકને ત્યાં કોય ભૂખે મારે. જશો૦ ૫
સંપત્તિ ન હોય તે માનજ રાખે, કહાન માગતા દીનજ ભાખે. જશો૦ ૬
કૃપણપણે શું બહુ ધન મળશે, એને ખાધે કેમે નહિ ટળશે. જશો૦ ૭
બહુ રિદ્ધિ પામ્યા એના પગથી, એણે કરી ચડ્યાં ઉંચા પદથી. જશો૦ ૮
ભક્ષ કર્યાનું દુઃખ ન લાગે, આલ કરી મહી માંખણ માગે. જશો૦ ૯
ભાલણપ્રભુ રઘુનંદન ભોગી, તેને જાણે કપિલ શુક જોગી. જશો૦૧૦

## પદ ૭૪ રાગ ગોડી.

વા'લો વાય છે વાંસળીરે, વનમાં ચારે ગાય;
ઘરમાં રહીને શું કીજિયેરે, મારૂં ચિતડું પૂઠે ધાય. વા'લો૦ ૧

ગાય દહોવી મને વીસરીરે, મેં તો શેરીએ સાંભળ્યો સાદ;
ઘેલી થઇ હું તો શું કરૂંરે, મારે સાસુ સરસો વાદ. વા૦ ૨

રસોઇ નિપાવી હું રહીરે, મારે કંઠે ન ઉતરે અન્ન;
જાણું કૃષ્ણજીને જમાડિયેરે, પણ દોહલા છે દુરિજન. વા૦ ૩

ઓઢણી આછી લોબરીરે, લાલ છડી છે હાથ;
સાસુ સસરો તે શું કરેરે, અમે જાઉં હરિને સાથ. વા૦ ૪

જાણું જાયે ત્યાં નિસરીરે, પાપી મારા પ્રાણ;
કાલજડામાંહે વેધિયું રે, સોસરૂં વિરહનું બાણ. વા૦ ૫

સૂતાં બેઠાં મને સુખ નહિરે, દાઝે મારૂં તન;
નિશાએ નાવે મને નિદ્રડી રે, જે પરશું વેચ્યું મન. વા૦ ૬

દિસે જેવો ત્યાં નિરખિયે રે, રાત સોંણામાંહે;
રાસ રમાડી ભોળવ્યાં રે, ભાલણપ્રભુ રઘુનાથ. વા૦ ૭

---

પદ ૭૪ પ્ર-૨ માં નથી તે રાસલીલામાં જોઇતું હતું. અહીં યોગ્ય નથી.
પદ ૭૪-૨ મારે સાસુ સરસો વાદ–મારે સાસુ સાથે તકરાર થાય છે. ૩ નિપાવી–તૈયાર કરી. ૪ આછી–ઝીણી. લોબરી–ધાબળી, કામળી. છડી–સોટી, લાકડી. ૬ નાવે–ન આવે. નિદ્રડી–ઉંઘ. પરશું–બીજા સાથે. દિસે–(કા) દિવસે. સોંણામાંહે–સ્વપ્નમાંહે.

### પદ ૭૫ રાગ રામગ્રી.

તારાં ભામણડાં લઉં મનમોહન, વા'લા વાળુ કીજે રે;
માંખણ રોટી દૂધ કૂર છે, જે ભાવે તે લીજે રે. ૧

દુબળો દેખી તુજને, કંથ ઘણું ઘેર ખીજે રે;
એટલું માગું છું હું માવા, ઘેર ન જઇયે બીજે રે. ૨

તું તો સર્વસ્વ છે મારે, તું દીઠે મન ભિંજે રે;
ભાલણપ્રભુ રઘુનાથ એટલું, સંસારતણું સુખ દીજે રે. ૩

### પદ ૭૬ રાગ ધનાશ્રી.

કો દેખાડોરે મારો નાનડિયો, જાણિયે છે જે વિશ્વને મોહવા,
વિધાતાનો ઘડિયો. કો દેખાડોરે૦ ૧

તે દહાડાનું કામ વિસર્યું, જે મીટે એ પડિયોરે;
સુઘડ સોનારે કુંદને, કરી હૈડાશું જડિયો. કો૦ ૨

સખી એ મોહનમંત્ર એહને, ક્યાં થકી આવડિયો રે;
ભાલણપ્રભુ રઘુનાથ મારે, હૃદયાસાથે અડિયો. કો૦ ૩

### પદ ૭૭ રાગ ગોડી.

કોન તપ કીનોરી, માઇ નંદઘરણી;
લે ઉછંગ હરિકુ પય પાવત, મુખચુંબન મુખ ભીનોરી. મા૦ ૧
તૃપ્ત ભયે મોહનજૂ હસત હૈ, તબ ઉગમત અધરહી ફીનોરી. મા૦ ૨
(જશોમતી) લટપટ પૂછન લાગી, બદન ખેચિત બલિનોરી. મા૦ ૩

---

પદ ૭૫-૧ વાળુ-નાસ્તો, સાંજનું ખાણું. કૂર-ભાત. દુબલો-(સં-દુર્બલ-) અશક્ત. ૩ મન ભિંજે-(આનંદમાં) મન તરબોલ થાય. પંદ ૭૬ ૧ સુઘડ-સારો ઘડનારો. સોનાર-સોની. કુંદન-સુવર્ણ. ૩ મોહનમંત્ર-મોહ પમાડવાનો મંત્ર. અડિયો-સ્પર્શ કરી રહ્યો. અર્થાત્ હૃદયથી ખસતો નથી. ૧ કોન-શું, કીનોરી-કર્યું, માઇ-માતા, નંદઘરણી-( સં. ) નંદ ગૃહિણી-નંદની સ્ત્રી. ઉછંગ-ખોળો. પાવત-પાન કરાવે છે. ૨ મુખ ચુંબન-મુખનું ચુંબન કરતાં, મુખ ભીનોરી-મુખ આનંદમય થાય છે. તબ ઉગમત અધરહી ફીનોરી-તબ-તે વખતે મુખ પહોળું કરતાં અધર ઉપર ફેણ આવે છે. ૩ બદન ખેચિત બલીનોરી-બલવાનનું મુખ અથવા હેઠ પકડી.

રિદે લગાયે બદજૂ મોહિ તુ કુલદેવા દીનોરી. મા૦ ૪
સુંદરતા અંગ અંગ કહાં બરનૂ, તેજહી સબ જુગ હીનોરી. મા૦ ૫
અંતરિક્ષ સુર ઈંદ્રાદિક બોલત, વ્રજજનકો દુખ ખીનોરી. મા૦ ૬
ઇહ રસસિંધુગાન કરી ગાહતહે, ભાલનજન મન ભીનોરી. મા૦ ૭

## *પદ ૭૮ રાગ રામગ્રી

આઇ એ જુઠાબોલી નાર, હું એકલો કેટલાંને પીહું;
એ મળિયો પરિવાર. આ૦ ૧

સઘળી કહે છે મહીડું ખાધું, કરો એ મન વિચાર;
મિથ્યા વાત મળે નહિ, મને એવડો ક્યાંથી આહાર. આ૦ ૨

જેણે વન હું જાઉં ચારવા, પૂઠેથી ત્યાં આવે;
મોહ પામ્યાં મને નિહાળે, પછે મસ ચઢાવે. આ૦ ૩

આવી આકળિયે મને વળગે, વિકળ થઇ મહી ફોડે;
ઘેર સ્વજનને ઉત્તર દેવા, નામ માહરૂં જોડે. આ૦ ૪

વિઠ્ઠલજીનાં વચન સુણીને, સાન કરી સ્ત્રી વારે;
ભાલણપ્રભુની અકલિત લીલા, ભવસાગરમાં તારે. આ૦ ૫

## પદ ૭૯ રાગ ગોડી.

એકવાર સર્વ ગોપ, વિચાર એમ કરે; આ વનવિષે ઉત્પાત, થાય છે ખરે. ૧
તે માટે એ ઠામ, તમે છાંડો ખરે; જઇએ બીજે વન, એમ વિચાર કરે. ૨
ઉપનંદ નામે ગોપ, તે ત્યાં કહે છે સહી; અહિંથી ઢુકડું વૃન્દાવન, ત્યાં જઇયે સહી ૩
પર્વત ગોવર્દ્ધન, પાસે યમુના ત્યાંહિ, અનેક બીજાં વન, પાસે છે જ્યાંહિ. ૪
એવી મનોહર ભૂમિ, સહુને જો મન સદે, ત્યાં જઇ વસિયે વાસ, એમ ઉપનંદ વદે. ૫

---

૪ રીદે લગાયે–હૃદય સાથે ચાંપી કહે છે કે મોહિ તુ કુલ દેવા દીનોરી–મને તું કુલ દેવતાએ આપ્યો છે. ૫ હીનોરી–કમી થાય છે. ૬ ખીનોરી–નષ્ટ થયું છે. ૭ ઇહ–આ લોકમાં અથવા આ ગ્રંથમાં રસસિંધુ ગાન રસના સમુદ્રરૂપ ગાનમાં ગાહત–પ્રવેશ કરતાં અર્થાત ગાન કરતાં;ભીનોરી–આનંદ પામે છે. *પ્ર. ૨ માં નથી. પદ ૭૮–૨ આહાર–ભોજન. ૩ મસ–મિષ, આળ. –વિકળ–બ્રાભરી. પદ ૭૯. ૫ સદે–અનુકૂળ આવે.

ત્યારે સમસ્ત ગોપ, તે એમ કહે છે નંદ સહી; જાવું તેણે ઠામ, કાંઇ વિચાર નહિ. ૬
ત્યારે શકટ જોતરી ચાલ્યા, સાથ સર્વ પોતાતણો; સામગ્રી ભરી ત્યાંહિ, હરખ તે અતિઘણો. ૭
એક રથ ઉત્તમ આણિયો, રામકૃષ્ણ બેઠા સહી; આરૂઢ થઇને ચાલ્યા તતખેવ, ત્યાં આવ્યા સહી. ૮
જશોદા ને ત્યાં રોહિણી, બીજાં રથમાંહિ; બીજા ગોપ ગોપીનો સાથ, રથ ઉપર બેઠાં ત્યાંહિ. ૯
ગાતાં ગુણ ગોવિંદ, ચાલે છે રે સહી; સર્વ ઉચાળા સાથ, પહોંચ્યા તે વહી. ૧૦
આવી વૃન્દાવન, વાસજ સહુ કરે; શકટ મંડળી પેર, તે આકાર ધરે. ૧૧
વૃન્દાવનમુઝાર, સહુકો ગાયે રમે; ભાલણપ્રભુ રઘુનાથજીને ચિત્ત ગમે. ૧૨

## પદ ૮૦ રાગ દેશાખ.

વૃન્દાવનમાંહે વસ્યા જો, સ્વામી વૈકુંઠનાથ જો;
ભ્રાત સાથ રમે સહી જો, એક વાર થયો ઉત્પાત જો. ૧

વાછરૂ ચારવા નિસર્યા જો, રામ કૃષ્ણ ત્યાં બેહ જો;
રૂપ વાછરૂનું ધરી જો, વચ્છાસુર આવ્યો એહ જો. ૨

કૃષ્ણે આવતો નિરખિયો જો, બલભદ્રને દેખાડયો તેહ જો;
દૈત્ય આવે છે મારવા જો, તે જુઓ આણીને નેહ જો. ૩

આવતો તે ઝાલિયો જો, વચ્છાસુર તે દુષ્ટ જો;
ફેરવી કોઠ ઉપર નાખિયો જો, મરણ પામ્યો પાપીષ્ટ જો. ૪

ફળ પાડયાં તે કોઠનાં જો, ગોવાળિયા સહુ સાથ જો;
ભક્ષ કર્યાં મીઠાં કહી જો, યમુનાતટ ગયા નાથ જો. ૫

વાછરૂ ત્યાં જળ પાયાં જો, પોતે પીધું જળ એહ જો;
એવે ભ્રાત પૂતનાનો આવિયો જો, બકાસુર ત્યાં તેહ જો. ૬

રૂપ તે બગલાનું કરી જો, ચાંચ વધારી આપ જો;
જળકાંઠે બેઠો જઇ જો, ઝાલવાને વૈકુંઠનાથ જો. ૭

---

૭ શકટ—ગાડાં ૮ આરૂઢ થઇને—બેસીને. ૧૧ મંડળી—અર્ધચંદ્રાકાર.

પછે કૃષ્ણજીએ ચાંચે ઝાલ્યો જો, ઝીલવા લાગ્યો તેહ જો;
ત્યારે જ્ઞાન પ્રભુજીએ કર્યું જો, બળવા લાગ્યો દેહ જો. ૮
ગોપ તે મૂર્છા પામિયા જો, કરે છે આક્રંદ જો;
કહાનજીને બગલે ઝાલ્યા જો, કોણ મૂકાવશે ગોવિંદ જો. ૯
પેર તે શ્રીકૃષ્ણે કરી જો, અગ્નિ થયા પછે નાથ જો;
બળવા લાગ્યો તેનો દેહ જો, ચંચ વિડારી હાથ જો. ૧૦
ફરીને ધાઇ તે આવિયો જો, ઝાલવાને જગદીશ જો;
કૃષ્ણજીએ વળી પેર કરી જો, ફેરવ્યો પાખલ શીશ જો. ૧૧
ચંચ સાહી ઉતરડયો જો, બે ફાડ કર્યો તેણી વાર જો;
ઘેર આવી ગોપે કહ્યું જો, માતાને તેણે ઠાર જો. ૧૨
કૃષ્ણે દૈત્ય બે મારિયા જો, પ્રૌઢ કહ્યા નવ જાય જો;
વચ્છાસુર બક તે સહી જો, ચાંચે ચીર્યો તે વૈકુંઠરાય જો. ૧૩
હર્ષ સહુને વ્રજમાં થયો જો, મંગળ ગાયે નાર જો;
બાલણપ્રભુ અવતરિયા જો, હરવા ભૂનો ભાર જો. ૧૪

## પદ ૮૧ રાગ ગોડી.

નાનાં મોટાં જે વાછરૂ રે, ચારવાને હરિ જાય;
લૂણ ઉતારે જશોમતી રે, ભામણડાં લે માય. નાનાં૰ ૧
મસ્તક નવરંગ મોળિયું રે, પરકર પીત પટકૂળ;
ઓઢણી આછી લોબરીરે, એ વેદવૃક્ષનું મૂળ. નાનાં૰ ૨
ચરણે વાજે છે ઘુઘરી રે, જાણે હંસનો નાદ;
પનૈકથી પની પેહેરણે રે, મંદ ગતિ આહ્‌લાદ, નાનાં૰ ૩
પોંચી પચરંગ પાટનીરે, રંગી જેષ્ટિકા હાથ;
કેડ ખોસી છે વાંસળી રે, આવે ચૌદ લોકનો નાથ. નાનાં૰ ૪

તાપ તનનો તે ટળે રે, મળિયે રે મનસા શુદ્ધ;
ભાલણપ્રભુ રઘુનાથજીશું, દૃષ્ટાંતે જ્યમ સાકર દૂધ. જી૦ ૮

## પદ ૮૩ રાગ મારૂ.

એક દિવસ ભગવાન રે; ગોવાળને કહે તેણે ઠામ રે;
વાછરૂ ચારવા વન રે. (આઘા) જઇયે કહે જુગજીવન રે. ૧

વીણા મહુવરના કરે નાદ રે, વાછરૂ ગ્રહી ચાલ્યા વાદ રે;
કહે લો ભોજન સજાઇ રે, યમુનાતટ કરશું ભાઇ રે. ૨

મોરપિચ્છ ત્યાં તેહ રે, ગુંજાના હાર ત્યાં એહ રે;
કુંપલી કોમલ શીશ રે, ખોસે છે જુગદીશ રે. ૩

એવા નટવર વેષ કહેવાય રે, રમવાને વનમાં જાય રે;
એવો વેષ ધરી વનમાંય રે, વાછરાં ચારવા જાય રે. ૪

નાચે ગતિ જ્યમ મોર રે, દાદુરગતિ (ચાલે) કરે શોર રે;
જ્યમ પંખી બોલે વનમાંહે રે, ત્યમ પોતે બોલે છે ત્યાંહે રે. ૫

વળી વાનરનાં પુચ્છ ઝાલે (આળે) રે, જઇ બેસે વૃક્ષની ડાળે રે;
એમ રમંત રમતા ગોવાળ ત્યાંહે રે, મારગમાંહે જ્યાંહે રે. ૬

તેવે અઘાસુર પૂતનાનો ભાઇ રે; અજગર થઇ આવ્યો ધાઇ રે;
એક હોઠ કર્યો પૃથ્વી સ્થાન રે, બીજો વ્યોમ સમાન રે. ૭

જીહ્વા મારગ કીધી ત્યાંહે રે, એવે રૂપે બેઠો વનમાંહે રે;
ત્યાં આવ્યા વચ્છ ને ગોવાળ રે, એવું રૂપ દીઠું તત્કાલ રે. ૮

પછે વિચારે સહુ ત્યાંહે રે, એવે વચ્છ સહિત પેઠા મુખમાંહે રે;
કૃષ્ણ ત્યાં પેઠા જેણી વાર રે, દેવલોકે થયો હાહાકાર રે. ૯

તવ કૃષ્ણે આપણું રૂપ રે, વૃદ્ધિ કર્યું ત્રિભુવનભૂપ રે;
તાલુ ફાડી જગદાધાર રે, ગોપ વચ્છ સહિત આવ્યા બહાર રે. ૧૦

તેના મુખથી તેજ પ્રગટ થાય રે, પેઠું કૃષ્ણતણા મુખમાંય રે;
પછે વાછડાં ને ગોવાળ રે, અમૃતસ્ત્રાવી દૃષ્ટે તત્કાળ રે. ૧૧

---

૮ મનસા-મનવડે. ૩ કુંપલી-પોયણું. ૪ નટવર-ઉત્તમ નટવો. ૭ વ્યોમ-આકાશ. ૧૧ અમૃતસ્ત્રાવી-અમૃતને ઝરનારી.

બાલક વચ્છરૂપે થયા રે, પોતે શ્રીગોવિંદ;
ઘર ઘર પ્રીતિ અતિ ઘણી રે, ગૌ ગોપી આનંદ. નાનાં૦ ૧૭
ચતુર્મુખ ચાલીને આવિયા રે; વર્ષ થયું જ્યારે એક;
રંગે રમતાં તે નિરખિયાં રે, આવે નહિ વિશ્લેષ. નાનાં૦ ૧૮
પુનરપિ જોવાને આવિયા રે, ચતુર્મુખ ચાલીને જાય;
હરિની માયાએ મોહિયા રે, વારે વારે ફેરા ખાય. નાનાં૦ ૧૯
બ્રહ્માજીને દેખાડિયું રે, સર્વ ચતુર્ભુજ રૂપ;
ભ્રમ તે ભાગ્યો મનનો રે, અંતર જાણ્યું ભૂપ. નાનાં૦ ૨૦
પાગે લાગીને સ્તુતિ કરે રે, ઓળખ્યા નહિ મેં સ્વામ;
એ અપરાધ ક્ષમા કરોરે, ભાલણપ્રભુ શ્રીરામ. નાનાં૦ ૨૧

## પદ ૮૨ રાગ ધનાશ્રી.

જુઓ જુઓ રે આવે જુગજીવન, વાંસલડી ધરી વામ હાથ;
મોહન મુખના મરકલડા, મયણાં નચાવે નાથ. જુ૦ ૧
મસ્તક નવરંગ મોળિયું, છોગલડો રે જાણે પોપટ પાંખ;
શ્રવણે કુંડળ ઝળહળેરે, મારૂં મનડું રે મળવા કરે ધાંખ. જુ૦ ૨
પહિરી પરકર પીતાંબરણી રે, ગળે ગુંજા રે મુક્તાફળમાળ;
બ્રહ્મા હરથી તે ભલા રે, જે સંગે રે રમે છે રે ગોપાળ. જુ૦ ૩
જાણું વેષ લઉં ગોવાળનો રે, ત્રાજૂડાં ઢાંકું હરિ આલ;
વૃન્દાવન વળગી રહું રે, વેરીડાં વેરી દે ગાળ. જુ૦ ૪
ધન્ય તે તેવડ તેવડા રે, બાંહ્યડી રે જે મેલે કંઠ;
ભ્રમે તે ભૂલા ભમે રે, જે દેહ દમી વાંચ્છે વૈકુંઠ. જુ૦ ૫
જો વિદ્યા એવી આવડે રે, થાઉં દિવસે નર ને રાતે નાર;
પગલે પગલે પરવરૂં રે, પધારે જ્યાં પ્રાણાધાર. જુ૦ ૬
મારૂં ચિત્ત ચાલ્યું ચાકરી રે, મારી કાયા કીધી પરતંત્ર;
કામ(ણ) કીધું એણે કાનુડે રે, એની મુરલીમાંહે મહામંત્ર. જુ૦ ૭

---

૧૮ વિશ્લેષ-જુદાઈ. પદ ૮૨-૧ વામ-ડાબો. ૨ છોગલડો-છોગું. શ્રવણે-કાને. ધાંખ-ઝંખના. ૩ ગુંજા-ચણોઠી. ૪ ત્રાજુડાં-છુંદણાં. ૫ બાંહ્યડી-હાથ.

તાપ તનનો તે ટળે રે, મળિયે રે મનસા શુદ્ધ;
ભાલણપ્રભુ રઘુનાથજીશું, દૃષ્ટાંતે જ્યમ સાકર દૂધ. જુ૦ ૮

### પદ ૮૩ રાગ મારૂ.

એક દિવસ ભગવાન રે; ગોવાળને કહે તેણે ઠામ રે;
વાછરૂ ચારવા વન રે. (આધા) જઇયે કહે જુગજીવન રે. ૧

વીણા મહુવરના કરે નાદ રે, વાછરૂ ગ્રહી ચાલ્યા વાદ રે;
કહે લો ભોજન સજાઇ રે, યમુનાતટ કરશું ભાઇ રે. ૨

મોરપિચ્છ ત્યાં તેહ રે, ગુંજાના હાર ત્યાં એહ રે;
કુપલી કોમલ શીશ રે, ખોસે છે જુગદીશ રે. ૩

એવા નટવર વેષ કહેવાય રે, રમવાને વનમાં જાય રે;
એવો વેષ ધરી વનમાંય રે, વાછરાં ચારવા જાય રે. ૪

નાચે ગતિ જ્યમ મોર રે, દાદુરગતિ (ચાલે) કરે શોર રે;
જ્યમ પંખી બોલે વનમાંહે રે, ત્યમ પોતે બોલે છે ત્યાંહે રે. ૫

વળી વાનરનાં પુચ્છ ઝાલે (આળે) રે, જઇ બેસે વૃક્ષની ડાળે રે;
એમ રમત રમતા ગોવાળ ત્યાંહે રે, મારગમાંહે જ્યાંહે રે. ૬

તેવે અઘાસુર પૂતનાનો ભાઇ રે, અજગર થઇ આવ્યો ધાઇ રે;
એક હોઠ કર્યો પૃથ્વી સ્થાન રે, બીજો વ્યોમ સમાન રે. ૭

જીહ્વા મારગ કીધી ત્યાંહે રે, એવે રૂપે બેઠો વનમાંહે રે;
ત્યાં આવ્યા વચ્છ ને ગોવાળ રે, એવું રૂપ દીઠું તત્કાલ રે. ૮

પછે વિચારે સહુ ત્યાંહે રે, એવે વચ્છ સહિત પેઠા મુખમાંહે રે;
કૃષ્ણ ત્યાં પેઠા જેણી વાર રે, દેવલોકે થયો હાહાકાર રે. ૯

તવ કૃષ્ણે આપણું રૂપ રે, વૃદ્ધિ કર્યું ત્રિભુવનભૂપ રે;
તાલુ ફાડી જગદાધાર રે, ગોપ વચ્છ સહિત આવ્યા બહાર રે. ૧૦

તેના મુખથી તેજ પ્રગટ થાય રે, પેઠું કૃષ્ણતણા મુખમાંય રે;
પછે વાછડાં ને ગોવાળ રે, અમૃતસ્રાવી દષ્ટે તત્કાળ રે. ૧૧

---

૮ મનસા-મનવડે. ૩ કુપલી-પોંયણું. ૪ નટવર-ઉત્તમ નટવો. ૭ વ્યોમ-આકાશ. ૧૧ અમૃતસ્રાવી-અમૃતને ઝરનારી.

જીવાડયાં તે દેવમુરાર રે, જોવા અજ આવ્યા તે ઠાર રે;
અદ્દભુત કર્મ દેખી ત્યાંહિ રે, વિસ્મય પામ્યા મનમાંહિ રે. ૧૨

પછે તે અજગર કેરૂં ચામ રે, ગોવાળને રમવા આપ્યું ઠામ રે;
પછે કુમાર વયની લીલા જેહ રે, પંચમા વરસની કહાવે તેહ રે. ૧૩

છઠ્ઠા વર્ષની લીલા જેહ રે, સાતમે પ્રભુએ કીધા તેહ રે;
શુકજી તે કહે વિસ્તાર રે, ભાલણપ્રભુની લીલા સાર રે. ૧૪

## પદ ૮૪ રાગ ગોડી.

ગૌને ચારવા નિસર્યા રે, સુંદર શ્યામ શરીર;
રંગે રમતા ત્યાં આવિયા રે, કાલિંદીને તીર. ગૌ૦ ૧

તેવડ તેવડા ઇમ બોલિયા રે, અહિં રમવાનો નહિ લાગ;
દ્રહમાંહે વિષજળ છે સહી રે, રહે છે કાલી નાગ. ગૌ૦ ૨

એવું કહીને ગોવાળિયા રે, વાળવા લાગ્યા ગાય;
હર્ષે ફરીને આઘા ગયા રે, કાંઠે વૈકુંઠરાય. ગૌ૦ ૩

વૃક્ષ કદંબને હરિ ચઢયા રે, કાળું દીઠું વાર;
યમુનામાંહે ઝંપાવિયું રે, લીલાએ દેવ મુરાર. ગૌ૦ ૪

આક્રંદ કરે છે ગોવાળિયા રે, જે પડિયા નંદકુમાર;
વાત તે ગોકુલમાંહે વિસ્તરી રે, વર્ત્યો હાહાકાર. ગૌ૦ ૫

નંદ જશોદા ત્યાં આવિયાં રે, રોહિણી ને બલદેવ;
ગોપ સહુને વળી ગોલણી રે, ધાઇને આવ્યાં તતખેવ. ગૌ૦ ૬

કાલી નાગે તે જાણિયું રે, કોણે કીધો ઝંપાપાત;
પુરૂષ મનોહર નિરખિયો રે, વિસ્મય સરખી વાત. ગૌ૦ ૭

કાલે કાઢયો એ આવિયો રે, મરવા આણે ઠાર;
તતક્ષણ આવી વિંટિયા રે, સર્પે જુગદાધાર. ગૌ૦ ૮

સોએ મુખે ત્યાં કરડતો રે, દામોદરનો દેહ;
હરિને કાંઇ લાગે નહિ રે, અતિ કોમળ વપુ જેહ. ગૌ૦ ૯

કોઠે વ્રજપતિ ટળવળે રે, રૂદન કરે અતિ માત;
જશોમતી પડવાને આદરે રે, વારે સહુ કહી વાત. ગો૦ ૧૦

કોલાહલ થાયે અતિ ઘણો રે, ગોકુલના સર્વ લોક;
ટાળ્યો કેમે ટળે નહિ રે, માત પિતાને શોક. ગો૦ ૧૧

હળધર વારે સહુ સાથને રે, કોમળ કહીને વાણ;
ચિંતા કાંઇ મ આણશો રે, (છે) કહાનજીને કલ્યાણ. ગો૦ ૧૨

અંતરિક્ષ આવ્યા દેવતા રે, જોવાને બ્રહ્મા ઇંદ્ર;
રવિ ને ચંદ્ર ત્યાં આવિયા રે, આવ્યા એકાદશ રૂદ્ર. ગો૦ ૧૩

હરજીએ દેહ તવ મરડિયો રે, અલગો થયો અહિ ખેવ;
ફેરવીને ફણ ઉપર ચઢચા રે, નાચે નરહરિ દેવ. ગો૦ ૧૪

તાલ મૃદંગ વગાડવા રે, ગુણીજન લાગ્યા ત્યાંહિ;
કાલીનાં મસ્તક ઉપરે રે, નાદે નાચે જ્યાંહિ. ગો૦ ૧૫

જે ફણ ઉપર અહિ કરે રે, તે ઉપર દે ચરણ;
મુખથી વિષ વામે ઘણું રે, જાણ્યું પામશે મરણ. ગો૦ ૧૬

તાંડવ માડયું ત્યાં માવજી રે, આનંદ્યા જગદીશ;
કાલી મરવા સરખો થયો રે, નીચાં ઢાળ્યાં શીશ. ગો૦ ૧૭

સ્તુતિ કરે છે સહુ નાગણી રે, આગળ લઇને બાલ;
દીન ઉપર દયા કરો રે, સ્વામી શ્રીગોપાળ. ગો૦ ૧૮

માતાને દેખાડે છે ગોલણી રે, જુઓ તમારો તન;
નાચે નાગના શીશ ઉપરે રે, અતિ આનંદે મન. ગો૦ ૧૯

જનની આનંદ પામિયાં રે, નીચાં થઇને જોય;
કાંઇક હરખ ને શોક છે, આંસું આવે ને રોય. ગો૦ ૨૦

કૃપા કરીને મૂકિયો રે, ઉતરિયા ભગવાન;
ત્યાંથી સર્પ ઉચાલિયો રે, મોકલિયો નિજસ્થાન. ગો૦ ૨૧

હરજી બહાર નિસર્યા રે, દે માતા આલિંગન;
જનની લે છે ત્યાં ભામણાં રે, સુખ પામ્યાં સર્વ જન. ગો૦ ૨૨

---

૧૬ ઉપર-ઉંચી. ૧૭ તાંડવ-નૃત્યવિશેષ. આ પદ પ્ર-૨ માં ૯૩ પછી લીધેલું છે.

એણીપેર જળ નિર્વિષ કર્યું રે, આવ્યા ગોકુલ ગામ;
લીલાએ રમવાને અવતર્યા રે, ભાલણપ્રભુ શ્રીરામ. ગો૦ ૨૩

### પદ ૮૫ રાગ રામગ્રી.

જશોદાને [1]ઝાલો રે ઝાલો રે, નહિ તો યમુનામાં પડશે;
કુંવરને ઝંપાવ્યો દેખી, શોકે અતિ અડવડશે. જ૦ ૧
પેટતણી દાઝી દોહેલી, જોતાં (તે) લડથડશે;
જળ તો અતિશે ઉંડું છે રે, ક્યમ તરતાં આવડશે. જ૦ ૨
હરિથી નાગ વેગળો રહ્યો છે, શ્રી જાણીને અડશે;
નારાયણને નથી લાગતું, એહને વિષ તે ચઢશે. જ૦ ૩
માતાને પીડાતી દેખી, કૃષ્ણજી ખળભળશે;
મરશે તો પછે નંદજીને, શ્રી પાખે ક્યમ સરશે. જ૦ ૪
સ્યામસુંદર તો સમરથ છે રે, ફણગરશું ભડશે;
ભાલણપ્રભુ રઘુનાથ જાણજો, કાલીને ઉઝરડશે. જ૦ ૫

### પદ ૮૬ રાગ રામગ્રી.

જો રે બાઇ નાચે છે નાચે છે; કાલીદ્રહમાં કહાન;
નાગતણે માથે પગ દઇને, સુંદર સામલવાન. જો૦ ૧
એણે (રે) નાતડિયે ઉતાર્યું, સર્પતણું અભિમાન;
જાણિયે છે જે નિર્વિષ કરવા, એહ નદીનું સ્થાન. જો૦ ૨
અંતરિક્ષ ઇંદ્રાદિક આવ્યા; જોવાને ચઢી વિમાન;
ઉપરથી અપ્સરા કરે છે, મળતે છંદે ગાન. જો૦ ૩
નાગપત્ની જે સ્તુતિ કરે છે, તે સાંભળિયે કાન,
ભાલણપ્રભુ રઘુનાથજી આપો, એને જીવિતદાન. જો૦ ૪

### પદ ૮૭ રાગ રામગ્રી.

જશોદા રોતાં રહો રોતાં રહો, નિસરે છે વનમાલી;
ઉઠી સુતને દો આલિંગન; મુખ(લ)ડું નિહાળી. જશો૦ ૧

---

૨૩ નિર્વિષ–ઝેર રહિત. પદ ૮૫--૧ અડવડશે–આથડિયાં ખાશે. ૨ લડથડશે–ઠોકર ખાશે, ગબડશે. ૫ ફણગર–ફણધર–નાગ. ૧ પા૦ પ્ર--૨ સાહોરે સાહોરે.

યમુનાનું જળ નિર્વિષ કીધું, (એ) અહિને ઉચાલી;
પોતાનો પરિવાર લઇને, જાયે છે ત્યાં કાલી. જ૦ ૭

ગરૂડ તણી જે બીક મનમાંહે, હતી તે ત્યાં ટાળી;
માથા ઉપર પગલું દેઇ, પ્રતિજ્ઞા (તે) પાળી. જ૦ ૮

હવે આપણ ગોકુલ જઇયે, ગોધન સંભાળી;
ભાલણપ્રભુ રઘુનાથેં કીધી, આજ દીવાળી.

## પદ ૮૮ રાગ ગોડી.

શુકદેવ કહે પરીક્ષિતને, અઢારમે અધ્યાય એહજી;
પ્રાત:કાલે ગોકુલ આવ્યા, સ્વામી વૈકુંઠરાયજી. ૧

ગ્રીષ્મકાલને વિષે વહે છે, પર્વતનાં ત્યાં ઝરણજી;
અનેક વન ત્યાં શીતળ છે, ત્યાં રમે અશરણ શરણજી. ૨

એવે પ્રલંબ દૈત્ય ત્યાં આવિયો. ધરી ગોપનો વેષજી;
આવ્યો જાણી રમત માંડી, સ્વામી શ્રીદેવેશજી. ૩

બે ભાઇ વડભીરૂ થયા, કરી રમત આરંભજી;
જે હારે તે વંશીવટ લઇ, જાયે તેહનું તનજી. ૪

ભાંડિરવટ લગે તે જાયે, એવાં પણ ત્યાં કીધાંજી;
તે વારે પ્રલંબ તે હારિયો, બલભદ્રને સ્કંધે લીધાજી. ૫

સ્કંધે ચઢાવી ચાલિયો, મનમાંહે હર્ષ અપારજી;
લઇ આઘેરો જઇ કરીને, એહનો આણું કાલજી. ૬

ભાંડિરવટ મૂકીને ચાલ્યો, રૂપ વધાર્યું તેહજી;
બલભદ્રે ત્યાં ભય પામીને, મારી મુષ્ટિકા એહજી. ૭

જ્યમ વજ્રનો માર્યો પડે પર્વત, ત્યમ રૂધિર ચલાવ્યોજી;
દેવે પુષ્પવૃષ્ટિ કરી, ભાલણપ્રભુ મન ભાવ્યોજી. ૮

---

૨ અહિ–સર્પ. ઉચાલો–ઘરવાખરા સહિત કાઢી મૂકી. પદ ૮૮--૨ ગ્રીષ્મ-કાલ–ઉનાળો. અશરણશરણ–અનાથના નાથ. ૪ વડભીરૂ–ટોળીનો આગેવાન. ૫ પણ–શરત. સ્કંધે–ખાંધે. ૭ મુષ્ટિકા–ઢીક.

## પદ ૮૯ રાગ ગોડી.

શુકદેવ કહે સુણ રાય, પરીક્ષિત કહું;
ઓગણીસમે અધ્યાય, કથાપેર લહું. ૧
એકવાર વનમાંહે, રમે ગોપ સહી;
ગાયો ચરતી તૃણ, ત્યાંથી દૂર ગઇ. ૨
મુંજીવન મુઝાર, ગાયો ચરતી જેહ;
એટલે દાવાનળ, બળતો આવ્યો તેહ. ૩
તે વારે કૃષ્ણ કૃપાળ, જોતા આવ્યા તહિં;
જુએ તો આક્રંદ ગૌ, સર્વ કરે સહિ. ૪
ગંભીર વાણી પ્રભુજીએ, બોલાવી તહિં;
આવી ગાયો સર્વ, કૃષ્ણને ચરણે રહી. ૫
પૂઠેથી અગ્નિ તેહ, આવ્યો વેગે ધસ્યો;
બાળ્યા પર્વત વન, તાપ તો કહિયે કશો. ૬
અનેક જંતુ તેમાંહે, તાપે દગ્ધ થયા;
ગાય ગોપ ત્યાં સર્વ, હરિને ચરણ રહ્યા. ૭
ત્રાહિ ત્રાહિ જગદીશ, રહ્યું ન જાયે અમો;
બાળે દાવાગ્નિ સર્વ, કૃષ્ણજી રાખો તમો. ૮
બોલ્યા કૃષ્ણ કૃપાલ, મીચો ચક્ષુ તમો;
અગ્નિ તણો પ્રતીકાર, વળતો કીજે અમો. ૯
ત્યાં સૌએ મીચ્યાં નેત્ર, પ્રભુજીએ પેર કરી;
બળતો દાવાનળ, પોતે પીધો હરિ. ૧૦
પછે ઉઘાડી આંખ, ગોપ જુએ જેટલે;
ભાંડિરવટને પાસ, રમતા દીઠા તેટલે. ૧૧
આશ્ચર્ય પામ્યા ગોપ, તવ મનમાંહે હસે;
ચકિત થયા ત્યાં સર્વ, આનંદ મનમાંહે વસે. ૧૨

---

૨ તૃણ–ઘાસ. ૩ મુંજીવન–(સં. મુંજાવન) ઘાસનું જંગલ. ૮ ત્રાહિ–રક્ષણ કર, ૯ પ્રતીકાર–ઉપાય.

એ તો પૂરણ બ્રહ્મ, અવતરિયો સહી;
કરતો વેણુનો નાદ, આવ્યા પાછા વહી. ૧૩
આવ્યા ગોકુલ ગામ, હરખ માયે નહિ;
ગોપ સર્વ આનંદ, મન પામ્યા ત્યહિં. ૧૪
એમ લીલા કીધી ગોવિંદ, ગોકુલ ગામ વસી;
ભાલણપ્રભુ રઘુનાથ, જોવા આવ્યા ધસી, ૧૫

## પદ ૯૦ રાગ સામેરી.

શુકદેવ કહે સુણ રાયરે, પરીક્ષિત કહું કથાયરે;
કદંબ વૃક્ષ ત્યાં જેહરે, તેહનો મહિમા એહરે. ૧

### ઢાળ.

વૃક્ષ કદંબ જે સૂકયો નહિ, તે કહો સુજને ખરૂં;
ગરૂડ અમૃત લઇ જતો હતો, તેણે વિસામો ( ત્યાં ) કર્યો. ૨
અમૃત ભરી તે ચાંચ લોહી, સાંભળો તે રાય;
તે માટે ત્યાં બળ્યો નહિ, તે વૃક્ષ અમર થાય. ૩
વળી રાયે પૂછિયું, મને કહો ઋષિજી આપ;
કાલી નાગ શેં આવી પેઠો, જળવિષે ત્યાં આપ. ૪
ગરૂડ સર્પનો વેરી કહાવે, ભક્ષ કરતો નિત્ય;
( સર્વ ) સર્પે મળીને, એક વારો કીધો સત્ય. ૫
નિત્ય ગરૂડને સર્પ આપે, અકેકો થયો પ્રત્ય;
તેણે બીજો નવ હણે, એવો પરઠ ત્યાં સત્ય. ૬
એકવાર કાલી નાગનો, વારો આવ્યો ત્યાંહિ;
વેરીને હું ભક્ષ આપું, શા માટે જે આંહિ. ૭
મારે શત તો છે ફણા, ( વળી ) બહુ બલિયો દેહ;
ગરૂડને જે ભક્ષ હતું, પોતે નાપ્યું તેહ. ૮
ગરૂડને કાંઇ નાપિયું, તવ કોપિયો મનમાંહે;
કાલીને ભય નાવિયો, ભાલણજન કહે ત્યાંહે. ૯

---

૬ પ્રત્ય ( સં-પ્રત્યય )-વિશ્વાસ. પદ ૯૦-૬ પરઠ-કરાર, કોલ.

## પદ ૯૨ રાગ સામેરી.

પછે ગરૂડ આવ્યો તેહરે, સામો થયો યુદ્ધ કરવા એહરે;
કાલી નાગે જાણ્યું એવરે, સામો થયો તતખેવરે. ૧

ઢાળ.

સામો થયો પછે યુદ્ધ કરવા, ક્રોધ મન આણી ખરો;
ગરૂડે પાંખે કરી માર્યો, પછે નાઠો ત્યાં સરો, ૨

કુટુંબ લઇ પોતાતણું, વેગે યમુનામાં ગયો;
ત્યાંહિ ગરૂડને શાપ છે, તે માટે નિર્ભય રહ્યો. ૩

રાજા પૂછે શાપ કોણે, દીધો છે તે શા ભણી;
શુકદેવ કહે સુણ રાયજી, કથા કહું હું તે તણી. ૪

એકવાર ગરૂડ અતિશે, ક્ષુધાતુર હતો સહી;
કાલીના જળમાંહે આવ્યો, પછે મચ્છ ખાધા ત્યાં સહી. ૫

ઘણા મચ્છ ભક્ષ કીધા તેણે, સૌભરી ઋષિ ત્યાં તપ કરે;
એક મચ્છે રાવ કીધી, હાથ જોડી ઉચ્ચરે. ૬

સ્વામી કેરૂં શરણુ જાણી, રહ્યાં છું જળમાંહે રે;
ગરૂડે આવી પરિવાર મારો, ભક્ષ કીધો આંહે રે. ૭

ઋષિને ત્યાં કોપ ચઢિયો, શાપ ત્યાં દીધો સહી,
(જો) ગરૂડ આણે દ્રહે આવે, મરણ ત્યાં પામે સહી. ૮

તે માટે કાલીનાગ ભયથી, જળવિષે ત્યાં સ્થિર થયો;
ગરૂડની ત્યાં બીક નાણી, કુટુંબ સહિત પેસી રહ્યો. ૯

તે કૃષ્ણજીએ કાઢિયો, પછે તાતમાતને જઇ મળ્યા;
દાન આપ્યાં અતિ ઘણાં, ને વિઘ્ન કેરા ભય ટળ્યા. ૧૦

તે નિશા ત્યાંહિ રહ્યા, કાલિંદીને તટ સહી;
મધ્યરાત્રે દાવાનળ ત્યાં, બળતો આવ્યો સહી. ૧૧

ચોહોપાસા અગ્નિ બળતો, આવિયો ત્યાં તેહ હો;
કૃષ્ણને સહુ શરણુ આવ્યા, ટાળિયે પ્રભુ એહ હો. ૧૨

સમસ્ત ઉપર દયા કીધી, દાવાનળ પીધો હરિ,
ભાલણપ્રભુ રઘુનાથજીએ, ભક્તની ચિંતા ૧૩

## પદ ૯૨ રાગ ગોડી.

ગૌને ચારવા જાય, વનમાં ગોપ મળી;
તેવડ તેવડા છે સંગ, ક્રીડા કરે વળી. ૧
મયૂરતણાં જે પિચ્છ, લઇને મુકુટ ભરે;
સુંદર ગુંજામાલ, મોહન કંઠે ધરે. ૨
નાના ગિરિના ધાતુ, અંગે ચિત્ર કરે;
કોમળ કુંપલી શીશ, કર્ણશું વિચરે. ૩
ધરીને નટવર વેષ, ઇચ્છા આપ રમે;
તે તે કરે વિહાર, માંહોમાંહે ગમે. ૪
નાચે મોરની પેર, કોકિલ શબ્દ કરે;
ઠેકડા ભરતા જાયે, દાદુર ગત્ય રમે. ૫
વાનરનાં વળી પુચ્છ, ગ્રહીને ડાળે ચઢે;
એણીપેર કરતા ખેલ, વિદ્યા અતિ આવડે. ૬
એમ રમતા વૃન્દાવન, હરિને ગોપ કહે;
આંહિ નિકટ વનમાંહે, ગર્ધવ દૈત્ય રહે. ૭
તાડ તણી અતિ શ્રેણી, ફળ પાકાં છે ઘણાં;
હરીને લીધાં મન, ગંધે અમતણાં. ૮
શ્રીદામો કહે રામ, કેશવ વાત સુણો;
તે ફળ ખાવા મન, ભે છે દૈત્યતણો. ૯
માગું છું ભગવાન, આશા પૂરો તમે;
ફળ ખાવાની ખંત, મનમાંહે કીજે અમે.
કૃષ્ણ કહે સહુ સાથ, ચાલો જઇયે તહિં;
ધેનુક રહે છે દુષ્ટ, તાડના વનમહિં. ૧૧
એ વચન સુણી ગોવાળ, આનંદશું નિસર્યા;
જાતાં આવ્યે વન, હળધર સ્યામ કર્યા. ૧૨
વૃક્ષ હલાવ્યાં પ્રૌઢ, દારૂણ શબ્દ થયો;
દાનવ રહે છે જ્યાંહે, તેહને કર્ણ ગયો. ૧૩

૭ ગર્ધવ દૈત્ય-ગધેડાના જેવા સ્વરૂપવાળો દૈત્ય. ૧૧ ધેનુક-દૈત્યનું ના

આવ્યો લઇ પરિવાર, મનમાં ક્રોધ વર્યો;
જાણી કૃષ્ણને શત્રુ, હણવા કાજે ધર્યો. ૧૪
ચરણ તણા કરે પ્રહાર, દાંતે દેહ ડસે;
દામોદરને દુષ્ટ, આવીને અભ્યસે. ૧૫
પીતાંબર ઝાલી પાગ, અતિ બળ દાખે;
ફેરવી તેનો દેહ, વૃક્ષ ઉપર નાખે. ૧૬
પાડયાં ફળ તતકાલ, તાડતણાં જે બહુ;
આનંદે લઇ ખાય, પ્રેમે ગોપ સહુ. ૧૭
ધેનુકના ગયા પ્રાણ, પૃથ્વીમાંહે પડિયો;
આવ્યો અવર પરિવાર, કૃષ્ણે તે હણિયો. ૧૮
ઝાલી ઝાલી પાગ, ખરને નાખે તદા;
કૃષ્ણ તે સઘળો સાથ, વૃક્ષ ઉપર સુદા. ૧૯
પાડયાં ફળ બહુ પ્રૌઢ. આનંદે ગોપ ગ્રહે;
ઉત્તમ ઉત્તમ એહ, ખાતાં મિત્ર કહે. ૨૦
એમ દુષ્ટનો કરી નાશ, વળિયા ગોપ ભણી;
કરતાં વંશીનો નાદ, ઉર્મિ આપાપણી. ૨૧
એમ લીલા કરે ગોવિંદ, ગોકુલમાંહે વસી.
ભાલણપ્રભુ રઘુનાથ, જાણી ગાયે હસી. ૨૨

### પદ ૯૩ રાગ રામગ્રી.

વૃન્દાવનમાં રે વિઠ્ઠલો, ચતુર્ભુજ ચારે રે ગાય;
ચાલો જોવાને ત્યાં જઇયે, દુષ્કૃત દૂર પળાય. વૃ૦ ૧
મળિયા તેવડ તેવડા, સરખા સરખી રે જોડ;
વાદે વાય છે વાંસળી, નાદે મોહે ત્રિલોક. વૃ૦ ૨
લોચન તેહનાં ભિંગોરિયાં, જોવા હરખ તે થાય;
વાટે વેગે પળે નહિ, થોહર સ્તંભારે પાય. વૃ૦ ૩
લાંબી વેણી રે લાંકલો, લીલાએ મોડેરે અંગ;
નારી દેહડી કાં સરજિયાં, નહિ તો રહેતાંજી સંગ. વૃ૦ ૪

---

૧૫ અભ્યસે–વારંવાર પ્રહાર કરે, ડસે. પદ ૯૩–૧. દુષ્કૃત–પાપ. ૩ ભિંગોરિયાં–ભમરાળાં, ભીનાયલાં. ૩ થોહર–ટેકવે. સ્તંભા–સ્તંભ જેવા. ૪ વેણી.–અંબોડો. લાંકલો–પાતળી કેડવાળો.

ધન્ય તે નંદ જશોમતી, જેને એવો રે તન;
બ્રહ્મા હર રે જાણે નહિ, એ બેહુમાંહે રે પુન્ય. વૃ૦ ૫

આપણ સરજ્યાં અભાગિયાં, પૂરી પ્રીત ન થાય;
સ્વેદ વળે છે રે શ્યામને, જઈને કીજે રે વાય. વૃ૦ ૬

શેં નવ સરજ્યાં રે વાંસળી, રહેતાં પ્રભુજીને પાણ;
અધર અમૃત રસ ચાખતાં, જે રસ વેદ પુરાણ. વૃ૦ ૭

લજ્જા મેળી રે લોકની, જઈયે પ્રભુજીને પાસ;
મહી ને માંખણ સોંપિયે, પહોંચે મનની રે આશ. વૃ૦ ૮

વેરી વિધાતાએ વરાંસિયાં, નયણે નિમેષની ઓટ;
જોતાં જોખમ ઉપજે, બેલડી રાઘવ જોડ. વૃ૦ ૯

વારૂ વનનાં રે મૃગલાં, આપણપેં પીયુ તે સમેત;
નયણે નિરખે રે નાથને, મોરલીનો રસ લેત. વૃ૦ ૧૦

ધન્ય તે માત જશોમતી, કોળિયા કરતી રે હાથ;
કો દિન આપ જમાડતી, ભાલણપ્રભુ રઘુનાથ. વૃ૦ ૧૧

## પદ ૯૪ રાગ ધનાશ્રી.

આવ સખી ઉતાવળી, મંદિરમાં શું બેઠીરે;
નયણે નંદકુંવરને નિરખો, માયામાં શું પેઠીરે. આ૦ ૧

એ અણીઆલાં રાતાં કાળાં, લોચન કહિંયે ન દીઠાંરે
મારા મનની વાત કહું, એ અમૃતપેં અતિ મીઠાંરે. આ૦ ૨

સામું જોરેં સજની મારી, પાંપણનો એ ચાળોરેં;
ગોરી કોટિ ઓવારી નાખું, રૂપે રૂડો કાળોરે. આ૦ ૩

અણીઆલી અતિશે રાતી, નાકતણી તે દાંડીરે;
ઉપમા શી કહું શુક ચંચની, જો ! જો ! મીટડી માંડીરે. આ૦ ૪

વાંસલડી વજાડતાં એની, કોટતણો જે લટકોરે;
મારે હૈડે નિશ્ચય બેઠો, ચોલતણો જ્યમ ચટકોરે. આ૦ ૫

---

૯ બેલડી–એક બીજાને વળગી ચાલનારા, પદ ૯૪–૩ સજની–સખી. ૪ શુક-ચંચ–પોપટની ચાંચ. ચોલ–ચોળી, ચટકો–રતાશ–રાતો રંગ.

લજ્જા મેલું લોકની, જાણું પાસે જાઉંરે;
ભાલણપ્રભુ રઘુનાથતણી, હું ભવ ભવ દાસી થાઉંરે. આ૦ ૬

**પદ ૯૫ રાગ કલ્યાણ.**

એ ખંત મારા મનમાં રહીરે, ગૌ ચારવા સાથે જાઉં;
વેણુ વજાડે ત્યાં મનમોહન, સુરત ધરી સંગ ગાઉં. ૧

તિલક કરૂં હાથેશું હરિને, મુખ જોતાં નવ ધરાઉં;
મનભાવે મોહન વેષ સમારૂં, લોકાતીત સુખ પાઉં. ૨

કરમલડો જમતાં કોલિયડો, કરથી તે ઝૂંટી ખાઉં;
દૂધ કઢયું લઉં નિજ ઘેરથી, સમ દઇને પાઉં. ૩

નારી કયાં સરજી હો નરહરિ, એમ મનતાપે ભરાઉં,
એવું તપ કાંઇ કોણ કહે, જેહ કરી નર થાઉં. ૪

લાજ મેલે લાગ ન આવે, સ્વજનમાંહે ન સમાઉં;
મન તો વાર્યું ન કરે મારૂં, અહર્નિશ અતિ અવટાઉં. ૫

બ્રહ્માદિક જેનું દર્શન વાંચ્છે, તે હું શેં ન તણાઉં;
ભાલણપ્રભુ રઘુનાથશું રમતાં, મુનિજનમાંહે ગણાઉં. ૬

**પદ ૯૬ રાગ ધનાશ્રી.**

સામું જો રે સુંદરી, મરકલડો એના મુખનોરે;
મીટ ભરી નિહાળતાં, પાર ન પામું સુખનો. સા૦ ૧

હસ્તના ચાળા કરે, તિમ તિમ નયણ નચાવેરે;
મિલે મિલે મોંએ હસે, તો મારા મનને ભાવેરે. સા૦ ૨

એવડું કયાં એ શીખિયો, ગોકુલમાંહે વસિયોરે;
ચતુરાઇ એની જોતાં એવો, બીજો નહિ કો રસિયોરે. સા૦ ૩

કોટિ કલા તે આવડે, દેવ કોય અવતરિયોરે;
ધન્ય ધન્ય માતા એહની, ઉદરે જેણીએ ધરિયોરે. સા૦ ૪

---

પદ ૯૫--૨ લોકાતીત–લોકોત્તર, દિવ્ય. ૩ કરમલડો–ચોખાની વાની. કોળિયડો ( સં. કવલ- ) કોળિયો. પદ ૯૬--૧ મરકલડો–મંદહાસ્ય. ૨ મિલે મિલે મોંએ હસે–સ્મિત કરે. દાંત ન દેખાય એવું હસવું.

મનડું મોહ્યું માહરૂં, જ્યાં હોયે ત્યાં જાઉંરે;
ઘરનાં જો વારે નહિ તો, ક્ષણુ અલગી નવ થાઉંરે. સા૰ ૫

હરજી માગે તે હું આપું, સત્ય કહું છું વાણીરે;
ભાલણપ્રભુ રઘુનાથતણે કર, વિણુ મૂલ્યે વેચાણીરે. સા૰ ૬

## પદ ૯૭ રાગ ધનાશ્રી.

શું કીજે જો સુખ નહિ, કહાનજી દીઠા પાખેરે;
જોવાને જો નિસરૂં, ઘરનાં વારી રાખેરે. શું૰ ૧

જે દહાડાનો એ મળ્યો, ચિતડું મારૂં હરિયુંરે;
મુખને મરકલડે કરીને, જાણિયે કામણુ કરિયુંરે. શું૰ ૨

દેહડી માહરી + + + તાલાવીહીલી થાઉંરે,
મહી વેચવાને મિષે કરી, વૃન્દાવન હું જાઉંરે. શું૰ ૩

પાસે તેવડ તેવડા, એકલડો નવ દીસેરે;
રંગે કરવા ગોષ્ટડી, હૈડું મારૂં હીસેરે. શું૰ ૪

બીજું કાંઇ ગમે નહિ, એ મારે મન વસિયોરે;
વિરહવેદના તે જાણે જે, પ્રીતતણો હોય રસિયોરે. શું૰ ૫

રાત દિવસ પાસે રહું, જો પ્રેમ કરી બોલાવેરે;
ભાલણપ્રભુ રઘુનાથને, જો વહાલ સાચો આવેરે. શું૰ ૬

## *પદ ૯૮ રાગ રામગ્રી.

મુજને શું કરશે શું કરશે, વેરીડાં હેરી;
હું દાસી તો થઇ રહી છું, નંદકુંવર કેરી. મુ૰ ૧

જાણું રમતા રમતા આવે, હરિ આણી શેરી;
મારગમાંહે વીણુવા બેસું, ( હું ) મોતીડાં વેરી. મુ૰ ૨

સાસુ નણદી મોક્ષ થયાં છે, પીયુને ભંભેરી;
હું તો કોઇનું કહ્યું ન માનું, વાત ( તે ) અનેરી. મુ૰ ૩

---

પદ ૯૭-૪ ગોષ્ટડી-વાત. ૫ વિરહવેદના-વિયોગનું દુઃખ. પદ ૯૮-૧ હેરી-રોકી, ઘેરી. *૯૮ તથા ૯૯ મું પદ પ્ર. ૨ માં નથી.

નિત્યે વૃન્દાવનમાંહે જાઉં, મન્મથની ( હું ) પ્રેરી;
ભાલણપ્રભુ રામ વશ કીધા, નવ જાઉં ફેરી. મુ૦ ૪

પદ ૯૯ રાગ રામગ્રી.

કહો બાઇ શું કીજે, (શું કીજે) જીવ્યાની શી પેર;
પોતાને સાંસે નવિ સસવું, સાસુ નણદી ઘેર. ક૦ ૧

મહીડું મારૂં સઘળું લીધું, વૃન્દાવનમાં લૂટી;
મનડું મારૂં જાણે છે હું, ક્યમ કરીને છૂટી. ક૦ ૨

નિર્લજ થઇને જશોદા આગળ, જઇને ત્યાં શું કહિયે;
એના અવગુણ ગુણ માનીને, અણબોલ્યાં રહિયે. ક૦ ૩

લાજે કાંઇ કહ્યું ન જાયે, કહાનજીએ જે કીધું;
ભાલણપ્રભુ રઘુનાથ મળ્યો, તે કારજ મુજ સીધું. ક૦ ૫

પદ ૧૦૦ રાગ પરજિયો.

જુઓ રે જશોદા પુત્ર તમારો, કૌટિલ્ય અમશું કીધું;
દાણ મિષે વનમાંહે રાખી, મહીડું મારૂં પીધું. જુ૦ ૧

કહો રે બાઇ શું કીજેરે, વારે નહિ એને કોય;
મેલી ઘર જાઉં વનમાંહે, દીસે એ સચરાચર હોય. જુ૦ ૨

ક્ષણ એકમાં બાલ થઇ છૂટે, ક્ષણ એકમાં અધિકારી;
જે દહાડાનો નયણે નિરખ્યો, ગૃહકારજથી વારી. જુ૦ ૩

જાણું જે કર ગ્રહીને બાંધું, મુખ દીઠે મોહ લાગે;
એમ જાણું જે ભાગ્ય આપણું, જે નંદ કુંવર મહિ માગે. જુ૦ ૪

નાઠા પૂઠે કોને ન લાભે, વેદ મળી જો પેખે;
ભાલણપ્રભુની અકલિત લીલા, કો પાસે નવ દેખે. જુ૦ ૫

પદ ૧૦૧ રાગ રામગ્રી.

શું કીજે જો ખાંત એ સઘળી રહી રે, સાંભળ સજની શુદ્ધ રે;
મેં પાણે કરીને પાયું નહિ, દામોદરને દૂધ રે. શું૦ ૧

આંબા કેરી કાતલી રે, ના ના કહેતાં નાથ રે;
પરાણે મુખમાં મૂકિયે રે, ઝાલી હરિનો હાથ રે. શું૦ ૨

---

પદ ૯૯–૧ સાંસે–શ્વાસે, ક્રમે. નવિ–નવ્ય. સસવું–શ્વાસ લેવા (?)

સુંદર વસ્ત્ર પહેરાવિયે રે, કંઠે મુક્તાહાર રે;
તિલક કેસરનું કરી રે, ચોખા ચોઢું ભાર રે. શું૦ ૩

બીડી મુખમાંહે મેલિયે રે, મરકલડે મોહે મન રે;
આલી ચાંપે અંગુલી રે, તે દાંતે જુગજીવન રે. શું૦ ૪

ઢોળ તળાઇ પાથરૂં રે, પોઢે ગોકુલરાય રે;
ચરણ તલાંસું પ્રેમશું રે, ઢોળું વીંઝણે વાય રે, શું૦ ૫

બેસી કીજે ગોઠડી રે, આનંદ અંગ ન માય રે;
અમૃત વચન તે ઉચ્ચરે રે, હૈડે હરખ ન માય રે. શું૦ ૬

તેડી ઘેર શકું નહિ રે, એને ઘેર ન જવાય રે;
મનડું દાઝે માહરૂં રે, કાંઈ કરૂં ઉપાય રે. શું૦ ૭

વનમાંહે જો નિસરૂં રે, સહીયર આવે સંગ રે;
પ્રભુને પાસે ગોવાળિયા રે, ચિત્ત રહે નહિ રંગ રે. શું૦ ૮

છાની કરવી પ્રીતડી રે, યદ્યપિ વહાલી હાડ રે;
સોણે વહાલો મળે નહિ રે, તો ક્યાંથી પહોંચે લાડ રે. શું૦ ૯

દેખી કો શકે નહિ રે, પ્રાણપ્યારી પ્રીતિ રે;
પરનું સુખ દેખી બળે રે, સંસાર તણી રીતિ રે. શું૦૧૦

ઘરનાંને જો નવ ગમે રે, તો લોક તણો શો વાંક રે;
સહુએ હેરે હેરણાં રે, પરનાં રાય ને રાંક રે. શું૦૧૧

પૂર્વ જન્મે નવ કર્યું રે, પુન્ય તણું કાંઈ કામ રે;
એકલડા મને ક્યાં મળે રે, ભાલણપ્રભુ શ્રીરામ રે. શું૦૧૨

## પદ ૧૦૨ રાગ રામગ્રી.

[1]મને વહાલી રે વહાલી, નંદકુંવરની આળ;
પીતાંબર પીયે નહિ રે, દૂધ રેડિયે ખાળ. મને૦ ૧

૯ યદ્યપિ–જોકે. પદ ૧૦૧–૧૧ હેરેહેરણાં–છિદ્ર જુએ. પદ ૧૦૨–૧ આળ–આલપાળ કરવી. ૧ પ્ર૦ ૨. સજની મને વહાલી લાગે, નંદકુંવરની આળ રે.

[1]નયણામાંહે છે કાંઇ કામણ, સામી રહી નિહાળ;
[2]સુંદરવરને અર્થ ન આવે, તે વસ્તુ પહરિ બાળરે. મને૦ ૨

આરોગે તો પ્રેમે પીરસું, કૂર સુગંધી શાલ;
ઘી તો મેં હવડાં તાવ્યું છે, ઉની ઉત્તમ દાળ. મને૦ ૩

રીસાઈ જાય છે વહાલો, તું ત્યાં જઇને વાળ;
પોઢે તો હું ચરણ તળાંસું, તું ઢોલીયડો ઢાળ. મને૦ ૪

વેરીડાં શું કરશે મુજને, દઇને રહેશે ગાળ;
ઘરનાંનો જે ભય હતો તે, શંકા મનથી ટાળ. મને૦ ૫

મેં તો નિશ્ચય કરીને લોપી, લોક[3] વેદની પાળ;
ભાલણપ્રભુ રાઘવશું રમિયે, તે લીલા સંભાર. મને૦ ૬

## * પદ ૧૦૩ રાગ ધનાશ્રી.

મીઠું તે હરિનું બોલવું રે, મીઠી રે કહાન કરે વાત;
મીઠી મીટ નિહાળતાં રે, મીઠો ગોવાળિયાનો સાથ. મીઠું૦ ૧
મીઠી વેણુ વજાડતો રે, મીઠી ઘુઘરી વાજે પાય;
મીઠી ચાલતાં મીઠું ઉતારે, મીઠી જશોદા માય. મીઠું૦ ૨
મીઠાં આભરણ સારિયાં રે, મીઠું રે શ્રીકૃષ્ણનું રૂપ;
મીઠાં આ બાલક સહુ મળ્યાં રે, મીઠો રે ત્રિભુવન ભૂપ. મીઠું૦ ૩
મીઠાં ભોજન અતિ ભલાં રે, મીઠા રે શ્રીકૃષ્ણ ને રામ;
ભવસાગરમાંહે તારવા રે, મીઠું રે ભાલણપ્રભુનું નામ. મીઠું૦ ૪

## પદ ૧૦૪ રાગ નટનારાયણ.

મુરલી વાય છે રસાલ, વૃન્દાવન માંહે શ્રીગોપાળ; મુરલી સાંભળવા જઇયે. ૧

ગૌ તૃણ ચરતી રહી, સાંભળે છે માંડી કાન;
આકાશે ચાલે નહિ, થોભી રહ્યાં વિમાન. મુ૦ ૨

મૃગલાં મીટ માંડી રહ્યાં, વૃક્ષતણાં ન હાલે પાન;
રાગરંગ એ સાંભળી, યોગીશ્વરનાં છૂટયાં ધ્યાન. મુ૦ ૩

---

૧ પ્ર-૧ નયણામાંહે કામણ મોહન, શો (સો) મોરલી નિહાલ રે. ૨ પ્ર-૨ જે સુંદરવરને ભોગ ન આવે તે, વારૂ વસ્તુ પહરી બાલ૦ ૨ લોક દેવની લાજરે, ભાલણપ્રભુ રઘુનાથશું રમિયે, તો સીવે (ઝ) મારૂં કાજરે, * આ પદ પ્ર, ૨ માં નથી,

ગુણધર લઇ શકે નહિ, અદ્દભુત રાગ ને તાન;
રંભા મેનકા ઉર્વશી, ઘૃતાચીએ મેલ્યું માન. સુ૦ ૪

યમુનાજળ હાલે નહિ, સુરજ રહ્યા સ્થિર સ્થાન;
સુરયુવતી મોહી રહી, સાંભળી સુંદર ગાન. સુ૦ ૫

અંબર તે સુરનારીનાં છૂટે, અતિવિહ્વલ દેહ;
મણિધર ફણ માંડી રહ્યા, શ્રવણ વિના નયણે સુણે તેહ. સુ૦ ૬

મેં રહ્યું જાયે નહિ, કામબાણના વાગ્યા પ્રહાર;
મન તો મોહિયું માવે, વિસારિયો વ્યાપાર. સુ૦ ૭

નયણે જઇને નિરખિયે, સુણી સુંદર સાદ;
જન્મ સફળ તે કીજિયે, પામિયે અતિ આહ્લાદ, સુ૦ ૮

લોકલાજ મેં પરહરી, સોંપ્યું એને શરીર;
પરવશ થયો એ આત્મારે, રાખ્યું ન રહે ધીર. સુ૦ ૯

એ માહરે હૈડે વસિયો, પાસે રહું દિનરાત;
ભાલણપ્રભુ રઘુનાથશું, અંતર્ગત મળિયે સાથ. સુ૦ ૧૦

## પદ ૧૦૫ રાગ ગોડી.

શુકજી કહે પરીક્ષિતને, રાજા તું અવિધારજી;
અધ્યાય વીસમાની કથા, કહું બુદ્ધિમાને સારજી. ૧

ગોવાળિયા ઘેર આવિયા ને, પ્રલંબનો વધ જેહજી;
દાવાનળ પીધો કૃષ્ણે, સહુ આશ્ચર્ય પામ્યા તેહજી. ૨

ત્યાર પૂકે ત્યાં સમસ્ત ગોપે, પરમેશ્વર જાણ્યો એહજી;
હવે તો વર્ષાકાલ આવ્યો, ઋતુ સોહામણો તેહજી. ૩

ગાજવીજ હોયે ઘણી, મેઘબિંદુ નવ થે ભેજી;
તૃણ ઉદય ત્યાં પામિયાં, પૃથ્વી અતિશે શોભેજી. ૪

તળાવ નદી ભર્યાં ઘણાં, ઉન્માર્ગે ચાલે તેહજી;
જયમ ઇંદ્રિયને વશ થઇ માનુષ, તેણી રીતિ ગ્રહજી. ૫

સરોવરને વિષે સહી, ચક્રવાક ચકોરજી;
આવીને ત્યાં આશ્રયે, મોર કરે અતિ શોરજી

વૃન્દાવન વિષે નાથજી, ગાય ચારવા જાયજી;
દધિ ને કરમલડા આરોગે, તિયાં વૈકુંઠરાયજી. ૭

કરવિષે કો પત્રવિષે કો, (કો) ભાજન કો હાથજી;
ગોવર્દ્ધન પર્વત પાસે એમ, આરોગે સર્વ સાથજી. ૮

વર્ષા ત્યાં ઉઘડીયો ને, શરદ કાલ ત્યાં આવ્યોજી;
જળ નિર્મળ સઘળે થયાં, સહુ કોને મન ભાવ્યોજી. ૯

જ્યમ ભક્તિ કરતાં ગોવિંદજીની, પુરૂષ નિર્મળ થાયજી;
ત્યમ જળ નિર્મળ ત્યાં થયાં, અને દિન નિર્મળ ત્યાંયજી. ૧૦

પછે ઘર ઘરને ગ્રામમાંહે, ઉત્સવ કર્યા અપારજી;
પૃથ્વી ધાન્યે થઇ પરિપૂર્ણ, દીસે અતિ ઉદારજી. ૧૧

તાપસ વાનપ્રસ્થ બ્રહ્મચારી, બેઠા (જે) ચાતુર્માસજી;
તે ઉઠીને સાંચર્યા, તીર્થ અટણ અભ્યાસજી. ૧૨

રાજા દિગ્વિજયંને ચાલ્યા, વણિક ગયા વ્યાપારજી;
ચારે દિશાની મુક્તિ હોઇ, કહે ભાલણ વિસ્તારજી. ૧૩

## પદ ૧૦૬ રાગ ધનાશ્રી.

આવો સજની નયણે નિહાળો, મોહન આંખલડીનો ચાળો. ૧
મધુરે સ્વરે વેણુ વજાડે, સહુને ત્યાં માયામાં પાડે. ૨
માણસને ક્યમ મોહ નવ થાય, વનચર મૃગ ત્યજી નવ જાય. ૩
રાગ રાગણીનાં બહુ તાન, ગૌ રહી છે માંડી કાન. ૪
દેવલોકથી અધિકું ગાન, નથી હાલતાં તરૂવરપાન. ૫
રૂપ બલું કે નંદ વખાણું. દેહમાં મદને કીધું થાણું. ૬
માનુષદેહ છે પગથી ઠેલા, ઘેર ક્યમ જઇયે એ રસ મેલી. ૭
ઘરબાર તે સર્વે છાંડી, મેં તો એશું પ્રીતજ માંડી. ૮
બેʼના બીજી માયા ટાળો, ઘરથ માથી મનડું વાળો. ૯
લોક લાગીને કહો શું કરશે. એથી આપણો અર્થજ સરશે. ૧૦
બીજી માયા સર્વે કૂડી, નંદકુંવરશું કરવી રૂડી. ૧૧

ચતુર પાસે જે ઘડી રહિયે, તેટલી વેળા સફળજ કહિયે. ૧૨
મૂર્ખ સંગે ક્ષણ ક્ષણ બળવું, એહુ લોકના સુખથી ટળવું. ૧૩
મારૂં મન તો એશું રે વળગ્યું, કોટિ ઉપાયે ન થાયે અળગું. ૧૪
દૂધ દહિં જાણું એને પાઉં, અંતર અધિકો નેહ ઉપાઉં. ૧૫
સજની કોની બીક ન આવે, ભાલણપ્રભુ રઘુનંદન ભાવે. ૧૬

## પદ ૧૦૭ રાગ ગોડી.

આવ રે આવ ઉતાવળી રે, હરિને જોવાને જઇયે;
મન તો પ્રેમે [1]તેણે ભેળિયું, હવે નિર્લજ થઇયે. આ૦ ૧
નંદ તણો જે નાનડિયો, મારે હૈડે વસિયો;
તે કોની નિંદા નહિ કરે, જોવાનો રસિયો. આ૦ ૨
અમીભરી એની આંખડી, અતિશે અણીઆળી;
અધર સોહે એના રાતડા, જાણિયે પરવાળી. આ૦ ૩
સામું જુઓ રે સુંદરી, વહાલે મીટડી માંડી;
ચંચ લજાવે પોપટતણી, એના નાકની દાંડી. આ૦ ૪
એને મસ્તક નવરંગ મોળિયું, તે છે કમળને વાને;
[2]પહેરી છે તે ઝુલડી, મોતી લળકે કાને. આ૦ ૫
મન તો મારૂં મોહિયું, મોરલીને નાદે;
કાળી ધોળી બોલાવતા, હરિ મધુરે સાદે. આ૦ ૬
ઓઢણી આછી લોબરી, કંઠે કનકની માળા;
એક જીહ્વાએ હું શું કહું, એના અંગના ચાળા. આ૦ ૭
એવો તે નર નહિ સુંદરો, નયણે નવ દીઠો;
સનકાદિક સેવા કરે, એનો રસ છે મીઠો. આ૦ ૮
સામુ જોઇ નિહાળતાં, લાગે અતિ રૂડો;
ઘર[3] સ્વજનને હું શું કરૂં, ભવસાગર કૂડો. આ૦ ૯

લોકથકી બીહું નહિ, મારૂં ચિતડું બાંધ્યું;
માણસભવ પામ્યા ભલે, અમૂલ્ય રત્નજ લાધ્યું. આ૦ ૧૦

સંગત કરતાં શ્રીકૃષ્ણની, ગર્ભવાસથી ટળિયે,
ભાલણપ્રભુ રઘુનાથશું, અંતર્ગત મળિયે. આ૦ ૧૧

## પદ ૧૦૮ રાગ સામેરી.

નંદકુંવરનું મુખડું જોતાં, કેમે નવ ધરાઉં;
[1]નયણકચોલે અમૃત પીતાં, ક્યમ પૂરણ થાઉં. નં૦ ૧

વૃન્દાવનથી આવતાં, જાણું સામી હું જાઉં;
પ્રેમ કરી વહાલો પિયે તો, દૂધ દહિં પાઉં. નં૦ ૨

જ્યારે વાંસલડી વજાડશે, ઘેર બેઠી [2]ધાઉં;
શ્રવણે શબ્દ સાંભળી, જાણું ઉડી જાઉં. નં૦ ૩

સાસુ નણદી વર પૂછે, તો ઉત્તર ઉપાઉં;
કહ્યું ન માને માહરૂં જો, તો જૂઠા સમ ખાઉં; નં૦ ૪

એના હસવાનો મરકલડો, સંભારીને ધાઉં;
દુર્જન આડે દેખી ન શકું, તો અતિ અવટાઉં. નં૦ ૫

એની થઇ રહું હું દાસી, વિણમૂલ્યે વેચાઉં;
ભાલણપ્રભુ રઘુનાથ તણા, હું શા શા ગુણ ગાઉં. નં૦ ૬

## પદ ૧૦૯ રાગ ગોડી.

એણી વાટે નહિ જઇયે, નંદકુંવર કરે આલ ઘણી;
એને તે કો વારી ન શકે, શું કીજે મથુરાનો ધણી. એ૦ ૧

બાળકથી બળવંત થયો છે, ધેનુક બક હણી;
એ કોનું કહ્યું ન માને, ઇચ્છાએ ચાલે આપણી. એ૦ ૨

કાલિંદીદ્રહ નિર્વિષ કીધો, એણે ઉચાળ્યો ફણી;
ગોવર્દ્ધન ગિરિ તોળી રાખ્યો, કર ઉપર જયમ અલ્પ કણી. એ૦ ૩

જે દેખે તે મોહજ પામે, એના રૂડા રૂપ ભણી;
લીલાગતિ કેઈ નવ જાણે, ભાલણપ્રભુ રઘુનાથ તણી. એ૦ ૪

---

પદ ૧૦૯–૩ કાલિંદી હૃદ—યમુનાનો ધરો. ૧ પ્ર. ૨. નયણકમળે ૨ પ્ર. ૨. આઉં.

## પદ ૧૧૦ રાગ સામેરી.

શુકદેવ કહે સુણ રાય રે, બાવીસમે અધ્યાય રે;
(કહું) કથાતણો પ્રસંગ રે, ગોપી કામાતુર થઇ અંગ રે. ૧

### ઢાળ.

ગોપી કામાતુર થઇ, વેણુનાદજ સાંભળી;
માર્ગશીર્ષ માસમાંહે, કાત્યાયનીવ્રત આચરી. ૨

પ્રાતઃકાલે ઉઠી સર્વે, એકેકને ગ્રહી બાંહે હો;
કૃષ્ણલીલા મુખ ગાન કરતી, આવી યમુના જ્યાંહે હો. ૩

સ્નાન સારી મૂર્તિ વેલુની, કાત્યાયની પૂજી સહી;
એક એકને માંહોમાંહે, ભેદ કોયે કહે નહિ. ૪

ગોપી સર્વે વર માગ્યો, કાત્યાયની કને તહિં;
નંદરાયનો પુત્ર તે વર, અમારો થાઓ અહિં. ૫

અલૂણાં જમે ભૂમિ સૂવે, વ્રત એવું કર્યું અમે;
(શ્રી)કૃષ્ણ વર થાયે અમારે, એહ વર આપો તમે. ૬

પ્રાતઃકાલે શ્યામસુંદર, ગોપને સાથે લઇ;
ગોપી સ્નાન કરતી હતી ત્યાં, પ્રભુજી આવ્યા સહી. ૭

વસ્ત્ર ગોપીનાં લઇને પછે, કદંબ વૃક્ષ ચઢ્યા હરિ:
બાલણપ્રભુની લાજ કરતી, ઉંડા જળમાંહે ગઇ. ૮

## * પદ ૧૧૧ રાગ રામગ્રી.

હમારો અંબર દે હુ મુરારિ, લે [1]સબ ચીર કદમ ચઢિ બેઠે;
હમ જળમેં ઉઘારી. હ૦ ૧

એક કળી તોરી તોરી પાત જાયે, હસી હસી ઘો તુમ તારી. હ૦ ૨

---

૪ સારી-કરી. પદ ૧૧૧-૧ હે મુરારિ હમારો-અમારૂં-રાં અંબદ ર-વસ્ત્ર. લે સબ ચીર-બધાં વસ્ત્ર લઇને, કદમ ચદિ બેઠે-કદંબ ઉપર ચઢી બેઠા, ઉઘારી-ઉઘાડી. ૨ એક કળી તોરી તોરી પાત જયે-એક એક કળી તોડી તોડીને નાખો છો. હસી હસી ઘો તુમ તારી-તમે હસી હસીને તાળી દો છો. * આ પદ પ્ર. ૨ માં નથી, ૧ પ્ર-૧ માં કર.

[1]સાસ સુણેગી નણુંદ ખીજેગી, દેવર દેગો ગારી. હ્ળ૦ ૩
જાય કહુંગી જશોદાકે આગે, ક્યોંર[2] પત રહે શુ તિહારી. હ્ળ૦ ૪
ચંદ સુર હમ નાંગી દેખત, તુમ દેખત હો નયનાં ઉઘારી. હ્ળ૦ ૫
નંદનંદન કાંહે ન બુઝયો, તુમ પુરૂપ હમ નારી. હ્ળ૦ ૬
સુરદાસ પ્રભુ તુમ કહા કહો, તુમ જિતે હમ હારી. હ્ળ૦ ૭

## પદ ૧૧૨ રાગ સામેરી.

ગોપ કન્યા લાજતી, ગઇ જહિં ઉંડું પાણી;
ચિત્તશું સંકોચ પામી, હરિની લજ્જા આણી. ૧

### ઢાળ.

હરિતણી મન લાજ આણી, ઉંડા જળમાંહે ગઈ;
[3]કૃષ્ણને કહે હવે સ્વામી, વસ્ત્ર તો આપો હરિ. ૨

કહાનજી વળતા વદે, ફૂડું કર્યું કહું અમો;
પાણીમાંહે વસ્ત્ર પાખે, સ્નાન જે કીધું તમો. ૩

વસ્ત્ર સહિત જો સ્નાન કીજે, તો વ્રતતણું ફળ પામિયે;
આરાધિયે તે પ્રસન્ન હોયે, દુઃખ ભવનાં વામિયે. ૪

ગોપીએ લહ્યું પ્રસન્ન હોયે, સત્ય વચન વદે તહિં;
જે તમો કહેશો પ્રભુ તે, અમો સહુ કરશું અહિં. ૫

વસ્ત્ર અમને આપિયે, ત્યારે કૃષ્ણે એમ વાણી કહી;
તમો કરજોડી વસ્ત્ર આપણાં, ઓળખી લો આવી અહીં. ૬

આવીને નમસ્કાર કીધો, પ્રભુ વળતા એમ વદે;
મન કામના પૂરણ થાશે, કહે હર્ષ આણી હૃદે. ૭

વસ્ત્ર આપી એમ કહે, મંદિર ભણી જાઓ તમો;
થોડે દિન મન કામના, પૂરણ થાશે કહું છું અમો. ૮

---

૩. સાસ–સાસુ, નણુંદ–નણંદ, ખીજેગી–ખીજશે. દેવર–દીયર. દેગો ગારી–ગાળ દેશે. ૪. કયોં–શું. પત–ભરૂંસો. રહેશુ તિહારી–તમારો રહેશે. ૫ ચંદ–ચંદ્ર, સુર–દેવ. નાંગી–નગ્ન. દેખત–જુએ છે. ૭. જિતે–જીત્યા.

૧ આ કડી પ્ર–૧ માં નથી. ૨ પ્ર, ૨ કહાં પત રહેગી તિહારી. ૩ પ્ર. ૧ કંદબને.

પછે ગોપી મંદિર સાંચરી, શ્રીકૃષ્ણ ગૌ ચારવા ગયા;
ભાલણપ્રભુ રઘુનાથજીએ, ગોપીને કીધી દયા. ૯

## પદ ૧૧૩ રાગ ગોડી.

શુક કહે સાંભળ રાય, તુજને હું કહું,
કથા તણો પ્રસંગ, જે [1]બુદ્ધિમાને લહું. ૧

તેવીસમે અધ્યાય, [2]કથા છે જેહ ખરી;
ઋષિપત્નીનાં અન્ન, લીધાં કહું વિસ્તરી. ૨

શ્રીકૃષ્ણ દેવ ત્યાં, ધેનુ ચારવાને ગયા;
એવે સમે મધ્યાહ્ન, વનમાંહે રે થયા. ૩

શ્રીદામાદિક સર્વ, કહે તે સુણો તમો;
ગોવાળિયા કહે કહાન, ભૂખ્યા છું રે અમો. ૪

ક્ષુધા પીડે છે નાથ, કહિયે છે સહી;
વળતા કહે શ્રીકૃષ્ણ, ગોપ પ્રત્યે તહિં. ૫

અહિંથી સમીપે યાગ, કરે છે ( ઋષિ ) જેહ;
કહાવું અમો વચન, જઇને કહેજો તેહ. ૬

રામકૃષ્ણ બે ભ્રાત, ગૌ ચારે સહી;
અન્ન મગાવ્યાં આપ, મોકલ્યા છું અહિં. ૭

આગે વિપ્રે યાગ, ઘણા કીધા સહી;
પશુ તણા ત્યાં ઘાત, થયા છે તહીં. ૮
એમાં નથી પશુનો ઘાત; લેવા આવ્યા અમો;
[3]પવિત્ર અન્ન જે હોય, વેગે તે આપો તમો. ૯
જાચ્યું વિપ્ર કને ગોપ, નાપ્યું અન્ન સહી;
નાપ્યો ઉત્તર એહ, દુઃખ [4]મન માયે નહિં. ૧૦
[5]પાછા આવ્યા ઠામ, હરિને વાત કહી;
નાપ્યું અમને અન્ન, ઉત્તર આપ્યો નહિં. ૧૧

---

૧ પ્ર-૧ બુદ્ધિમને ૨ પ્ર-૧ કથા છે ત્યાં જેહ; ઋષિપત્નીનાં અન્ન, લીધાં કહું તેહ. ૩ પ્ર. ૨ પવિત્ર અન્ન જે એહ. ૪ પ્ર. ૨ દુઃખ મન માંહે નહિ. ૫ પ્ર. ૨ પાછા આવ્યા જ્યાં ભગવાન, વાત કહી તેહ; નાપ્યું અન્ન જદુનાથ, ઉત્તર નાપ્યો એહ.

વળતાં[1] કહે શ્રીકૃષ્ણ, જાઓ ગોપ સહી;
અન્ન પાચન કરે, ઋષિપત્ની જહિં. ૧૨
રામકૃષ્ણ વનમાંહે, રમે છે તહિં;
આપો અન્નજ આજ, મોકલિયા છું અહીં. ૧૩
ત્યાંથી ચાલ્યા ગોપ, [1]શીર નામી સહી;
અન્ન માગે છે ગોપાળ, આપો અન્ન વહી. ૧૪
[2]નામ સુણીને નાર, અન્ન લીધાં તેહ;
ભાલણપ્રભુ શ્રીરામ, આવ્યાં ધરીને સ્નેહ. ૧૫

## પદ ૧૧૪ રાગ ગોડી.

અન્ન લઇને આવિયાં, જ્યાં છે કૃષ્ણ કૃપાળજી;
માતપિતાએ વારિયાં, ન ધરી શંકા લગાર; આવ્યાં હરિ ભણી. ૧
કોને ભર્તારે વારિયાં, કોને ભ્રાતે તેહજી;
કોને સાસુ સસરે વારી, પણ ન રહ્યો તેનો દેહ. આ૦ ૨
આજ્ઞા કોની માની નહિ, લીધાં [3]ચતુર્વિધ અન્નજી;
શીઘ્ર વહીને આવિયાં, [4]કરવાને દર્શન. આ૦ ૩
એમ આવ્યાં જ્યમ વર્ષાકાલે, નદી તણા ત્યાં પૂરજી;
સમુદ્ર માંહે આવી મળે, ત્યમ આવી ભરી શૂર. આ૦ ૪
તેણે સમે શ્રીકૃષ્ણજી, સેવકને મસ્તક મૂક્યો હાથજી;
બીજો કર કમળની પેરે, ફેરવે છે રઘુનાથ. આ૦ ૫
[6]કંદર્પ કોટિ સરિખું દીઠું, ઋષિપત્નીએ એહજી;
તે દેખીને મોહજ પામ્યાં, ધૈર્ય ન રહ્યું દેહ. આ૦ ૬
[5]મને કરી આલિંઘન દીધું, અતિ આનંદ્યા સ્નેહજી;
પછે પ્રભુજીએ કહ્યું તમો, મંદિર જાઓ તેહ. આ૦ ૭

---

પદ ૧૧૪-૩ ચતુર્વિધ—ચાર (ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય) પ્રકારનાં. ૬ કંદર્પ—કામદેવ. ૧ પ્ર, ૧ આપશે માની સહી; કહ્યું માગે છે ગોપાળ, આપો અન્ન અહિં. ૨ પ્ર. ૨ નામ સુણી શારંગપાણ,.....;ભાલણપ્રભુ રઘુનાથ, જાણ્યું ગગાવે એહ. ૩ પ્ર. ૨ બહુ વિધ. ૪ પ્ર. ૨ પ્રભુનું કરવા દર્શન. ૫ પ્ર-૨ પછે પ્રભુજીએ કહ્યું (તમો) મંદિર જાઓ આજજી; ભરથાર તમારા રીસ કરશે, વણસશે તમ કાજ.

ભર્ત્તાર તમારા વાટ જોશે, તમ વિના યજ્ઞ (ન) થાયજી;
વચન સુણી ઋષિપત્ની બોલી, સાંભળિયે [1]જદુરાય. આ૦ ૮

તારાં જે કો ચરણ પામે, તે ઘેર ફરી ન જાયજી;
એવું ત્યાં વેદે કહ્યું છે, સ્વામી તુજ મહિમાય. આ૦ ૯

પછે પ્રભુજીએ આજ્ઞા આપી, દુઃખ ધરતાં તે દેહજી;
ત્યાર પૂઠે ભર્ત્તારને પામી, સકલ સુંદરી તેહ. આ૦ ૧૦

એક સ્ત્રીને ભર્ત્તારે, જાવા નહોતી દીધીજી;
તત્ક્ષણ તેણીએ પ્રાણ તજ્યા, શ્રીકૃષ્ણે ચરણે લીધી. આ૦ ૧૧

ધન્ય સ્ત્રી ત્યાં એ સહી, પામી જે શારંગપાણિજી;
આપણ બ્રાહ્મણદેહ છઇયે, પણ હરિની ભક્તિ ન જાણી. આ૦ ૧૨

તેણીએ જઇને સહી, શ્રીકૃષ્ણને આરોગાવ્યાજી;
પછે બીજા બ્રાહ્મણે, સ્ત્રીશું સ્નેહ જણાવ્યા. આ૦ ૧૩

વળી આપણ મૂર્ખ મોટા, જે માગ્યું (તે) નાપ્યું અન્નજી;
બાલણપ્રભુ રઘુનાથ ન જાણ્યા, ધિક્ અમારૂં તન. આ૦ ૧૪

## પદ ૧૧૫ રાગ સામેરી.

કહે શુકદેવ સાંભળ રાય, ચોવીશમે અધ્યાય;
[2]નંદાદિક સર્વ ગોપ જેહ, ઇંદ્ર અર્થે મળી બેઠા તેહ.

### ઢાળ.

મળી બેઠા ગોપ સઘળા, એવો કરે વિચાર હો;
ઇંદ્રમહોત્સવ કારણે, લાવો નાનાવિધ ઉપહાર હો. ૨

ત્યારે (શ્રી)કૃષ્ણે પૂછિયું, તમે ધ્યાન ત્યાં કોનું ધરો;
ઉપહાર લાવી આવડા, તમે સહુ મળીને શું કરો. ૩

નંદ વળતા બોલિયા, અમો ઇંદ્રમહોત્સવ [3]આચરૂં;
જળવૃષ્ટિ તે થાયે ઘણી, અમો [4]સઘ તે માટે કરૂં. ૪

---

૧ પ્ર-૧ પ્રભુરાય. ૨ પ્ર-૧ નંદાદિક સર્વ ગોપ, બેઠા મળીને જોપ. ૩ પ્ર. ૨ આદરૂં ૪ સર્વ.

ધાન્ય તૃણ બહુ નિપજે, તેણે સુખી થાયે ગાય હો;
દૂધ ધેનુ આપે ઘણું, તેણે આજીવિકા થાય હો. ૫
(શ્રી)કૃષ્ણ વળતા બોલિયા, મેઘ વરસે એહ હો;
વિષ્ણુની આજ્ઞાએ કરી, તેમાં નહિ સંદેહ હો. ૬
આપાપણે કર્મે કરી, સુખ દુઃખ પામે છે સહી;
દેવ આદિ વિષ્ણુ છે, તેને પૂજિયે આપણ અહિં. ૭
પરમેશ્વર ટાળી અન્ય ભજિયે, સુખ તે નવ પામિયે;
[1]તેનું દૃષ્ટાંત કહું, જે થકા સિદ્ધિ વામિયે. ૮
[2]સાધવી જે સ્ત્રી હોયે, ભર્ત્તાર પોતાનો ત્યજી;
અન્યને જઇ આશ્રયે તે, સુખ નવ પામે ભજી. ૯
ઇહલોક ને પરલોકનું, સુખ એક તે પામે નહિ;
લાલણપ્રભુ રઘુનાથ કહે, હું કહું તે પૂજો સહી. ૧૦

## પદ ૧૧૬ રાગ સામેરી.

એમ કહે વૈકુંઠનાથરે, સાંભળો સર્વે સાથરે;
[3]બ્રાહ્મણ ને વળી ગાયરે, ગોવર્દ્ધન પૂજાયરે. ૧

### ઢાળ.

ગોવર્દ્ધનને પૂજિયે, પ્રભુજી ત્યાં એવું કહે;
સર્વ કોયે વચન માની, નમસ્કાર કરી રહે. ૨

ઘણાં દૂધ ત્યાં કઢાવિયાં, ને પાક ત્યાં કીધા ઘણા;
અનેક પેરે પકવાન્ન કીધાં, સ્વાદ શા કહું તે તણા. ૩

ચતુર્વિધનાં અન્ન નિપાવ્યાં, મોદકા મોદક સહી;
[4]પાયસાન્ન શર્કરા વડાં, ઘૃત ગાયનાં મણા નહિ. ૪

પછે ગોપ ગોપીએ સહી, આભરણ તે અંગે ધર્યાં;
વસ્ત્ર પહેરી રથ બેઠાં, ભાર ત્યાં સહુએ ભર્યાં. ૫

ઉત્તમ બ્રાહ્મણ સાથ તેડ્યા, ધેનુ બાલક જેહ હો;
પ્રાણીમાત્ર તે સર્વ આવ્યું, ગોવર્દ્ધન કને તેહ હો. ૬

---

૧ પ્ર−ર એક દષ્ટાંત કહી સંભળાવું, તે તમો મનમાંહે ધારિયે. ૨ પ્ર−ર શ્રદ્ધાવંત. ૩ પ્ર−ર બ્રાહ્મણને વળી ગાય જાહિ, ગોવર્દ્ધન પૂજે અહિં. ૪ પ્ર−ર પાંયસાન્ન સારાં કર્યાં વડાં.

વિપ્રને તેડી કહ્યું, હોમ વિધિવત્ આચરો;
બ્રાહ્મણને ત્યાં ભોજન આપે, હર્ષ સહુ આણી ખરો. ૭

ગોવર્દ્ધન પાખલ સહી, પ્રદક્ષિણા સહુકો ફરે;
બ્રાહ્મણને ત્યાં દક્ષિણા આપી, શબ્દ જે જે સહુ કરે. ૮

પર્વત આગળ જઇને, પછે અન્ન તે સર્વે ધર્યું;
ત્યાર પૂઠે કૃષ્ણજીએ, રૂપ ત્યાં બીજું કર્યું. ૯

તેણે રૂપે અન્ન સર્વે, આરોગ્યા પોતે સહી;
તેહ રૂપને બાલ સહુએ, નમસ્કાર કર્યો તહિં. ૧૦

પછે સમસ્ત ગોપ ગોપીએ, નમસ્કાર તહિં કર્યો;
તમે જે મન ઇચ્છા કરશો, પૂરશે પ્રભુ ત્યાં ખરો. ૧૧

પછે સહુએ કર્યું ભોજન, કૃષ્ણલીલા ગાયે સહી;
ભાલણપ્રભુ રઘુનાથજીનો, મહિમા કો જાણે નહિ. ૧૨

## પદ ૧૧૭. રાગ ગોડી.

શુકદેવ કહે સુણ રાય, પરીક્ષિત હું કહું;
પંચવીશમે અધ્યાયે, કથા જે લહું. ૧

જાણી તે [1]સુરરાય, કોપ્યો મન સહી;
લોપ્યો મારો ભાગ, તે દુઃખ માયે નહી. ૨

ગોપ ગોવર્દ્ધન જેહ, તેહ ઉપર સહી;
જુઓને એ સાથ, થયો અભિમાની અહિં. ૩

બાલક કેરે બોલ, લોપ્યો યાગ જેહ;
કોપ કરીને ખેવ, તેઆ બારે મેહ. ૪

શીખામણ સુરરાય, મેઘને દીધી તહિં;
રેલો ગોકુલ ગામ, બારે સાથે જઇ. ૫

લઇને સાથે વાયુ, તમો જાઓ ત્યાંય;
વરસો મુસલધાર, કોપેરે ગોકુલ માંય. ૬

---

૭ વિધિવત્-વિધિ પ્રમાણે. ૮ પાખલ-પાકળ, નજીક. ૧ સુરરાય-ઇંદ્ર, પ્ર. ૨ અતિ ઉત્કૃષ્ટમાંહાં.

પેલો માનુષ કૃષ્ણ, તેનું વચન જોઈ;
માનીને મારો યાગ, લોપ્યો છે રે તેહ. ૭

તે માટે ગોપી ગોપ, ગોકુલ નામે સહી;
તેને રેલો આજ, કહું છું અમો અહીં. ૮

[1]તે વારે બારે મેઘ, આવ્યા ત્યાં ધસી;
પ્રથમે આવ્યો વાયુ, કોણે ન જવાય ખસી. ૯

પાષાણ તણી ત્યાં વૃષ્ટિ, વાયે આવે સહી;
વરસે બારે મેઘ, જળ તે માય નહી. ૧૦

હવે ગોપ ગોપીનો સાથ, [2]અતિશે કષ્ટ ધરી;
નાનાં મોટાં બાળ, આવ્યાં શરણ હરિ. ૧૧

ત્રાહિ ત્રાહિ ભગવાન, આવ્યાં શરણ અમો;
રાખો અમને નાથ, દયા આણી તમો. ૧૨

જાણ્યું શ્રીભગવાન, કોપ્યો ઇંદ્ર સહી;
મૂરખ ત્યાં સુરરાય, મુજને જાણ્યો નહિ. ૧૩

મારી માયાનો પાર, [3]એ તો જાણે નહિ;
એવું જાણી આપ, લીલા કીધી તહિં. ૧૪

પછે ગોવર્દ્ધન પર્વત, પોતે લઇ ધર્યો;
ટચી અંગુલીએ નાથ, પોતે ઉંચો કર્યો. ૧૫

[4]ગોપ ગોપી લઘુવૃદ્ધ, સાથે ધેનુ તહાં;
સર્વ બાલકને વચ્છ, તે લઇ આવી રહ્યાં. ૧૬

બીવા લાગ્યા ગોપ, રખે પડે એહ;
ચંપાશે સઘળો સાથ, જો ઢળશે તેહ. ૧૭

જયમ ગજ સૂંઢે આપ, કમલ ઉંચું ધરે;
ત્યમ અલ્પમાત્ર ભગવાન, પર્વત રાખ્યો ખરે. ૧૮

---

૧૫ ટચી–ટચલી. ૧૬ લઘુવૃદ્ધ–નાનાં મોટાં. પાઠાંતર ૧ પ્ર. ૨ ત્યાર પૂઠે. ૨ પ્ર. ૨ ગાયો છે સહિ. ૩ શું (એ) જાણે સહી. ૪ ગોપ ગોપી સહુ સાથ, બાલક વચ્છ જહિં; ધેન વચ્છ જે સર્વ, આવી રહ્યાં તહિં.

ત્યારે કહે શ્રીકૃષ્ણ, સહુએ સાથ સુણો;
કરો આપણાં કામ, ભે નહિ એહ તણો. ૧૯

સાત દિવસ ભગવાન, એકે પાગે રહ્યા;
ટચી અંગુલીએ નાથ, ગોવર્દ્ધન ગ્રહ્યા. ૨૦

ભૂખ તરસની [1]બાધ, કોને નવ થઈ;
[2]સાત દિવસ ને રાત, એણીપેરે ગઈ. ૨૧

[3]દિવસ સાત ત્યાં જાતાં, કોણે નવ લહ્યા;
થાક્યા મેઘજ સર્વ, પોતાને સ્થાન ગયા. ૨૨

પછે થયો ઉદ્યોત, ભાસ્કર કેરો સહી;
સાતમે વર્ષે નાથ, લીલા કીધી તહિં. ૨૩

સકલ ગોપનો સાથ, નિસરિયો તેહ;
પર્વત મૂક્યો ઠામ, હર્ષ ધરીને એહ. ૨૪

કૃષ્ણ ઉપર ત્યાં દેવ, પુષ્પની વૃષ્ટિ કરે;
આપ આપણે સ્થાન, સહુકો પરવરે. ૨૫

અકલ લીલા જુગદીશ, કોણે જાણી નહિ;
ભાલણપ્રભુ રઘુનાથ, અવતરિયા તહિં. ૨૬

## પદ ૧૧૮ રાગ ગોડી.

શુકદેવ કહે પરીક્ષિતને, રાજા તું અવિધારજી;
અધ્યાય છવીસમે કરે, સ્તુતિ ગોપિકા તેણી વાર, ઋષિજી ઉચ્ચરે. ૧

નંદ પ્રમુખ ત્યાં ગોપ સર્વે, આશ્ચર્ય પામ્યા એહજી;
સાત વરસને બાળકે, ગોવર્દ્ધન ધરિયો તેહ. ઋ૦ ૨

એ પૂરણ બ્રહ્મ ત્યાં અવતર્યો, કોય ન જાણે પારજી,
પૂતનાના પ્રાણજ શોષ્યા, ભાંજ્યું શકટ નિરધાર. ઋ૦ ૩

---

૨૧ બાધ ( સં. બાધા ) પીડા. ૨૩ ઉદ્યોત–પ્રકાશ. ૨૬ અકલ–કલી ન શકાય તે. પદ ૧૧૮–૧ અવિધાર–અવશ્ય માનવું. ૧ પ્ર. ૧ બુદ્ધિ. ૨ પ્ર. ૧. સાત દિવસ ક્ષણ માંહે, સહુને સુખે ગઈ. ૩ પ્ર. ૧. દિવસ સાત શ્રીમાન,

[1]એક માસમાં બે હણ્યા, ત્રીજે તૃણાવંત માર્યોજી,
ગોળી ભાંજી મહિતણી, યક્ષકુંવર ઉદ્ધાર્યો. ઋ૦ ૪

બકાસુર વચ્છાસુર માર્યા, ધેનુકનો કર્યો અંતજી,
તાડતણાં વૃક્ષ ભાંજિયાં, સ્વામી શ્રીભગવંત. ઋ૦ ૫

પ્રલંબ દૈત્ય બલદેવે માર્યો, દવ પીધો બેવારજી;
યમુનાજળ નિર્વિષ કીધું, ચરિત્ર કર્યાં અપાર. ઋ૦ ૬

ગોપ સકલ કહે નંદને, પરમેશ્વર છે એહજી;
જેણે ગોવર્દ્ધન ધર્યો, ઇંદ્રનો મદ હર્યો તેહ. ઋ૦ ૭

એનો જન્મ આહિર વિષે, કયમ ઘટે નંદરાયજી;
વળતા નંદજી એમ વદે, તમે સાંભળો ઉપાય. ઋ૦ ૮

આગે ગર્ગાચાર્યે મને, કહ્યાં છે વચનજી;
પુત્ર તમારો જુગ જુગમાંહે, [2]અવતરે છે ભગવન, ઋ૦ ૯

સતયુગમાંહે શ્વેત રૂપ છે, ત્રેતાએ ત્યાં રક્તજી;
દ્વાપરમાંહે પીત રંગ છે, કલિમાંહે કૃષ્ણ વ્યક્ત. ઋ૦ ૧૦

એ ચારે એણે નિર્મ્યાં છે, પોતે સુંદર શ્યામજી:
સાધુને ઉદ્ધારશે, કરશે ઉત્તમ કામ. ઋ૦ ૧૧

એવાં ગર્ગાચાર્યે મને, કહ્યાં છે વચનજી;
એવું સાંભળીને આનંદે, પૂજ્યા જુગજીવન. ઋ૦ ૧૨

હવડાં ઇંદ્રનો ગર્વજ ટાળ્યો, એવા જુગદાધારજી;
ભાલણપ્રભુ કને આવિયા, સુરપતિ તેણે ઠાર.

## પદ ૧૧૯ રાગ સામેરી.

કહે શુક સાંભળ રાય, સત્તાવીશમે અધ્યાય;
સુરપતિ પોતે જેહ. કામધેનુ લઇ આવ્યા તેહ.

---

૪ યક્ષકુંવર–યક્ષનો પુત્ર, યમલાર્જુન. ૮ આહિર–ભરવાડ. ૯ આગે–આગળ
૧૦ શ્વેત–સફેદ. રક્ત–રાતો. પીત–પીળો, કૃષ્ણ–કાળો. વ્યક્ત–સ્પષ્ટ, ખુલ્લો.

૧. પ્ર. ૨ તૃણાવંતને પાંચ માસ માંહે, પ્રભુજીએ માર્યોજી; ૨ પ્ર–૧ પ્રવર્તે છે.

ઢાળ.

કામધેનુ આગળ કરીને, ગોકુલમાંહે પરવર્યો;
શ્રીકૃષ્ણને એકાંત આવી, પ્રણામ પ્રેમશું કર્યો. ૨

હાથ જોડી ઇંદ્ર વળતો, વિનતિ પોતે કરે;
પ્રભુજી તમે પ્રગટ થયા તે, [1]વ્યોમમાંહે જાણ્યું ખરે. ૩

મુજ સરખા અજ્ઞાનીનો, મદ તમો [2]ઉતારવા;
સકલ લોકના હિત અર્થે, દુષ્ટના ભે [3]ટાળવા. ૪

અપરાધ મેં મોટો કર્યો, ક્ષમા કરજો તેહ હો;
પછે કૃષ્ણજી બોલિયા, સાંભળ સુરપતિ એહ હો. ૫

ઇંદ્રમહોત્સવ લોપ કીધો, ગર્વ તારો ટાળવા;
દેવતા સાત્વિક ગુણ છે, તેહ સાચું પાળવા. ૬

ગર્વ તો હોય નીચને, તુજને કહું છું અમો;
મારા જનને ગર્વ નોહે, તેહ ત્યાં સુણજો તમો. ૭

હું થકી જે વિમુખ હોયે, તેને ગર્વ હોયે સહી;
વૈકુંઠનાથે ઇંદ્રનેરે, [4]શીખ તો દીધી તહિં. ૮

[5]કામધેનુ સ્તવી કહે, તમો રક્ષા કીધી ભલી;
અમારા સ્વામી બ્રહ્માએ, તમકને મને મોકલી. ૯

કૃષ્ણને અભિષેક કરવા, કામધેનુ કહે તહિં;
દૂધ ગંગોદક લઇને, કલશ ત્યાં પૂર્યો સહી. ૧૦

ઐરાવત ઉપર કલશ લઇને, અભિષેક પ્રભુજીને કર્યો;
ગોકુલ ગોપની કરી રક્ષા, તેણે ગોવિંદ નામે વિસ્તર્યો. ૧૧

નારદ તુંબરૂ ગાન કરે છે, અપ્સરા નાચે સહી;
દેવે પુષ્પની વૃષ્ટિ કીધી, હરખ ત્યાં માયે નહિ. ૧૨

---

પદ ૧૧૯—૩ વ્યોમ—આકાશ. ૮ વિમુખ—અવળો, મારી ભક્તિ નહિ કરનારો. ૧૦ ગંગોદક—ગંગાજળ. ૧ પ્ર—૨ હવે મેં જાણ્યું ખરે. ૨ પ્ર—૨ ઉતારવો. ૩ પ્ર—૨ ટાળવો. ૪ પ્ર. ૨ શીખામણ દીધી તહિં. ૫ પ્ર. ૧ કામધેનુ સ્તવી કહે, રક્ષા કીધીજી ભલી; અમારા સ્વામી તમો છો, બ્રહ્માએ હું મોકલી.

ચૌદ લોકને આનંદ ઉપન્યો, વૃન્દાવન વિષે સહી;
વ્યાઘ્ર ધેનુ ચરે એકઠાં, કો'ને કો પીડે નહિ. ૧૩

સર્વ દેવને વિષે મૈત્રી, [1]પરમેશ્વર છે ત્યાં સહિ;
વિરોધ ત્યાં કો'ને નહી, એમ ભાલણજને વાણી કહી. ૧૪

## પદ ૧૨૦ રાગ દેશાખ.

શુકદેવ કહે પરીક્ષિત જો, સાંભળને તું રાય જો;
અધ્યાય અઠ્ઠાવીસમે જો, કહું કથામહિમાય જો. ૧

એકવાર એકાદશી જો, વ્રત કર્યું નંદરાય જો;
દ્વાદશી ત્યાં થોડી હતી જો, ગયા સ્નાન કરવા નદીમાંય જો. ૨

[2]અકાલે ત્યાં નિસર્યા જો, આવ્યા વરુણના જન જો;
નંદજીને તે લઇ સાંચર્યા જો, આવ્યા વરુણભુવન જો. ૩

નંદજીની પૂજા કરી જો, સેવકને કહે વાત જો;
શ્રીકૃષ્ણને તમો જઇ કહો જો, વરુણે ગ્રહ્યા તમ તાત જો. ૪

સુણી ગોપ દુઃખ પામ્યા જો, કરે છે વિલાપ જો;
શ્રીકૃષ્ણ વરુણકને સાંચર્યા જો, ભક્ત જાણી પછે આપ જો. ૫

ત્યારે વરુણ તે સામા ચાલ્યા જો, પૂજ્યા વૈકુંઠરાય જો;
આસન આપી સ્તુતિ કરે જો, (મહા) ભાગ્ય મારૂં આજ જો. ૬

સેવક મૂરખ મારા જો, ઓળખ્યા નહિ નંદ તાત જો;
તમો તેડી પાછા પધારો જો, સ્વામી વૈકુંઠનાથ જો. ૭

ગોકુલવાસી સર્વ આવ્યા જો, મળવાને સહુ સાથ જો;
તે આગળ નંદજી કહે જો, એ પ્રગટ્યા છે વૈકુંઠનાથ જો. ૮

ત્યારે ગોકુલવાસીએ જાણિયું જો, હરિનું વૈકુંઠ જેહ જો;
એકવાર તે દેખિયે જો, તો આશા પહોંચે એહ જો. ૯

પછે શ્રીકૃષ્ણે એમ જાણ્યું જો, મનમાં ઇચ્છા એહ જો;
પછે વૈકુંઠ તેને દેખાડ્યું જો, ભાલણપ્રભુએ તેહ જો. ૧૦

---

૧૩ વ્યાઘ્ર–વાઘ. ચરે–( સં–ચર–જવું. ) ફરે. વરૂણભુવન–વરૂણનું મંદિર.
૧ પ્ર–૧ પરસ્પર. ૨ પ્ર–૧ એકલા, પ્ર–૨ કાલે.

## પદ ૧૨૧ રાગ ગોડી.

કાંબલી મેલો ને કહાનજી રે, શું માગો છો નાથ;
મહિડું મથુરામાં વેચવું રે, જાય છે સહીયર સાથ. કાં૦ ૧
અવગણ કો એક આવશે રે, ફોકટ દેશે આળ;
સરશે નામ તે નંદનું રે, સાંભળશે ભૂપાળ. કાં૦ ૨
જન્મ તમારાથી અતિઘણી રે, મોટમ વાધી છે જેહ;
થોડે કાજે તે શા ભણી રે, નિર્ગમશો શું [1]તેહ. કાં૦ ૩
એવડી આળ ન કીજિયે રે, સૂનું નથી આ વન;
લોક વહેવાર છે દોહેલો રે, દોહેલા છે દુરિજન. કાં૦ ૪
કહો તો મેલું આ માટલી રે, હાલી જાઉં ઘેર;
જશોદાજી આંગળ જઈ કહું રે, જુઓ પુત્રની પેર. કાં૦ ૫
મોટો મહિમા છે [2]એહનો રે, તેની રાખું લાજ;
કોડી એક આપું નહિ રે, તે નિશ્ચે જાણજો આજ. કાં૦ ૬
રાખો સઘલી એ ગોવાલણી રે, સહુ કને લો દાણ;
અથવા જાવા દ્યો મને રે, તમને કંસરાયની આણ. કાં૦ ૭
સાંભળશે તો આવશે રે, તાત મારો વૃષભાન;
[3]નંદજીની જોડનો છે સહી રે, (તે) વારૂ દેશે દાણ. કાં૦ ૮
લક્ષણ ચતુરનું એ નહીં રે, જે મારગે કરવી આળ;
વ્રજપતિ તાત તમારડા રે, તેને લાગશે [4]ગાળ. કાં૦ ૯
શાને રાખો છો એકલી રે, હું તે વા'લી નહિ નાર;
પરાણે પ્રીત ન ઉપજે રે, મારે માથે છે ભરથાર. કાં૦ ૧૦
મન તો પોતાનું રાખિયે રે, નાલિકેર જયમ નીર;
કા'ને નિર્લજ ન કીજિયે રે, સુંદર શ્યામશરીર. કાં૦ ૧૧

---

પદ ૧૨૧-૨ અવગલ-ઓચિંતુ ? સરશે-(સં-સૃ-સર્-જવું, ખસવું)-જતું રહેશે, ૩ નિર્ગમશો ( સં-નિર્+ગમ્ ) જવું, નીકળવું-જવા દેશો. ૧૧ નાલિકેર-નાળિયેર. પા, પ્ર. ૧ નેહ ૨ પ્ર. ૨ હરિનો ૩. પ્ર. ૧ નંદજીની જોડનો જેહ છે રે, તે વારૂ દેશે માન. ૪ પ્ર-૨ લાજ, કડી ૧૦ પ્ર. ૨ માં નથી.

ધણીઆતાંને ન બોલાવિયે રે, ઠગનો[1] જોઇ ઠાર;
કુળની મર્યાદા રાખવી રે, વેદતણો વહેવાર[2]. કાં૦ ૧૨

શીખો સુંદર શ્યામજી રે, ચતુરાઇની રીત;
કામી કોયે કરે નહિ રે, પંચ દેખતાં પ્રીત; કાં૦ ૧૩

મોહે[3] મળવું તે ભલું રે, જે બેહુનાં માને મન;
ઇયમ ન માને માનિની રે, જેને ચતુરાઇનાં કાંઇ ચિહ્ન. કાં૦ ૧૪

પ્રેમ તે ઝાલ્યો રહે નહિ રે, નદીતણું જ્યમ પૂર;
હવડાં જાવા દ્યો મને રે, થાયે છે અસુર. કાં૦ ૧૫

મન તમારૂં જો હશે રે, તો મારૂં શેં નવ હોય;
અંતર્યામી તે એક છે રે, હ્રદે વિમાસી જોય. કાં૦ ૧૬

જ્યારે વા'શો તમે વાંસળી રે, અતિ અનુપમ નાદ;
સાંભળવાને અમો આવશું રે, આણી મન આલ્હાદ; કાં૦ ૧૭

ઠેકાણે રહેજો એકલા રે, વૃન્દાવનને ઠામ;
મને પોતાની કરી જાણજો રે, ભાલણપ્રભુ શ્રીરામ. કાં૦ ૧૮

## પદ ૧૨૨ રાગ ધનાશ્રી.

રાધા કહે સુણો સુંદર વર, તમને કહું એક વાત રે;
આવા રૂડા ચતુરશિરોમણિ, નંદ તમારો તાત રે.

તમો આળ કરો તે દેખે, જાતા વળતા લોક રે;
આપણના મનમાં નહિ કાંઇ, આળ ચઢાવે ફોક રે.

મારગમાંહે ન બોલાવિયે, જો અતિઘણી હોયે પ્રીત રે;
નયણતણા[4] ત્યાં ચાળા કરવા, નહિ ચતુરની રીત રે,

એક વૃન્દાવન દાણી થઇ બેઠા, બીજું સહુને કરો ત્યાં આળરે;
એ તો લક્ષણ નહિ કાંઈ રૂડાં, સાંભળશે ભૂપાળ રે.

---

૧૨ ધણીઆતાં-ધણીવાળાં. વેદતણો વહેવાર-વેદ એમ કહે છે, ૧૬ અંતર્યામી-અંતરમાં રહેલો જીવ. પાઠાંતર* ૧ પ્ર. ૨ ઠગનો જોઇયે ઠામ; ૨ પ્ર-૨ વિરામ. ૩ પ્ર. ૧ મોહન. ૪ પ્ર. ૨ નયણબાણા ચાળા જે કરો.

હું તો વા'લા માટે કહું છું, દાઝે છે [1]મારૂં મન રે,
જાણું રખે ભૂંડો કહે તમને, સુંદર શ્યામલ [2] તન રે. રા૦ ૫
આજ જાવા ઘો મને, વળી મળશું એક દાર રે;
હું તો દાસી છું તમારી, ભાલણપ્રભુ મુરાર રે. રા૦ ૬

## પદ ૧૨૩ રાગ ગોડી.

જાણ્યો નંદનો ગોવાળિયો રે, તું શાનું માગે દાણ;
જો તું આવે આમ[3] ઢુકડો રે, તને કંસરાયની આણ. જાણ્યો૦ ૧
ઘેર જઇ પૂછો માતને રે, છાશ વેચતી કાલ;
દાણી થઇને વનમાં રહ્યો રે, તું કોની[4] શીખ્યો ચાલ. જા૦ ૨
પાંપણ ઉપર પાઘડી રે, તારાં અણીઆળાં લોચન;
કરમાંહે સુંદર લાકડી રે, મીઠડાં વદે વચન. જા૦ ૩
અંગ મ મોડીશ આપણું રે, તું મીટડી રાખે દાર;
ચંચલ ચાળા તે શા કરે રે, હું તે વા'લી નહિ નાર. જા૦ ૪
મેં તો નિર્મળ સાંભળ્યો રે, વસતો વૃન્દાવન;
ભામર ભોળી મ જાણશો રે, અતિ કઠણ છે મારૂં મન. જા૦ ૫
દીઠડે મારગ ચાલિયે રે, ગોવાળિયા લઇ સાથ;
છેલપણું નવ કીજિયે રે, ભાલણપ્રભુ રઘુનાથ. જા૦ ૬

## પદ ૧૨૪ રાગ ગોડી.

ઉભી રહેને આહિરડી રે, તું બોલતી વાંકા બોલ;
તારી આંખ મેં ઓલખી રે, અવર નહિ કો તોલ; ઉભી૦ ૧
મારગ છોડી અંબોલડો રે, હીંડતી મોડામોડ;
શેરી સારૂં જોઇ ચાલિયે રે, ઘેર કંથડો હોયે જોડ. ઉ૦ ૨
સતી સામું નવ ઉચ્ચરે રે, તે તો નીચું જોઇને જાય;
પુરૂષ [5]પરથી વેગળી રે, આકૃણિયે ઓળખાય. ઉ૦ ૩

---

પદ ૧૨૩-૧ ઢુકડો-પાસે. ૫ ભામર-ભામળ, ફીકી અથવા ભામિની, સ્ત્રી. ૨ મોડામોડ-સન્મુખ. ૧ પ્ર-૧ અતિ ૨ પ્ર. ૨ વર્ણ. ૩ પ્ર. ૨ જો તું આવશે ઢુકડો ૪ પ્ર. ૧ ક્યાંની. ૫ પ્ર-૧ તથા ૨ માં પીયારાથી.

આણી વાટે ક્યાં આવિયાં રે, ભૂલ્યો સઘળો સાથ;
મુરલી મધુરીએ મોહિયાં રે, કપટ કીધું તેં નાથ. જા૦ ૪

દાણ લાગે આ ઠામનું રે, નથી કંસનો લાગ;
અણપીછે કો આવે નહિ રે, આવે તો મારે ભાગ્ય. ઉ૦ ૫

આવતાં આવ્યાં જો કામિની રે, તો જે માગું તે આપ;
ભાલણપ્રભુ રઘુનાથજી રે, અંતર આણી સ્થાપ. ઉ૦ ૬

## પદ ૧૨૫ રાગ કલ્યાણ.

એણીવાટે નવ જઈયે બાઇ, નંદકુંવર કરે આળ ઘણી;
રહે છે વંસીવટ માંહે, માંડી છે અતિશે ધિંગાઇ. એણી૦ ૧

કંસરાયને મન ન આણે, બલિયા થયા છે એ બે ભાઇ;
ગોવર્દ્ધન ગિરિ ધરિયો માટે, વાધી છે એની વડાઈ. એ૦ ૨

રાધા તું તો રૂપે રૂડી, તેવી હીંડ્યાની ચતુરાઇ;
તને દેખીને મનમોહન, જ્યાં ત્યાંથી આવે ઉજાઇ. એ૦ ૩

ઝગડો માંડીને તે રાખે, દાણ લીધા તણી સજાઇ;
તું તો ટાંકે દૂધ ન આપે, ક્યાં તું વડા ગોપની જાઇ. એ૦ ૪

હરિ તો બીજા કોનું ન પીએ, તારામાં એવી શી મીઠાઇ;
[1]ભાલણપ્રભુ રઘુનાથની, એણી વાતે નહિ વડાઇ. એ૦ ૫

## પદ ૧૨૬ રાગ કલ્યાણ.

રાધા કહે હું આગળ થાઉં, તમો સહુ પાછળથી આવો;
વંશીવટ પાસે પલાઉં. રાધા૦ ૧

શું કરશે કહાનજી મને, હું વૃષભાનસુતા કહેવાઉં;
દાણ માગવા જો આવે તો, કોટિક ઉત્તર ઉપાઉં. રા૦ ૨

---

૫ લાગ–લાગો. અણપીછે–અજાણે. પદ ૧૨૫–૧ ધિંગાઈ–ધીંગાણું. તોફાન. ૩ મનમોહન–મનને મોહ પમાડનારો. ઉજાઈ–ઉલટથી ધસી, દોડી. ૪ ટાંક–શેરનો ૭૨ મો ભાગ. જાઇ–પુત્રી. ૫ મીઠાઈ–મીઠાશ. પદ ૧૨૬–૧ પલાઉં–જાઉં. ઉપાઉં–ઉત્પન્ન કરું, આપું. પા. પ્ર–૧ ભાલણપ્રભુ રાઘવની જાણો, એણી વાતે નહિં ભલાઇ.

ઓશીઆળી નથી કાંઇ એની, ભલે તો પાણી ન પાઉં;
એ ભાગી હું નથી બીતી, કે વન ટાળીને જાઉં. રા૦ ૩

મારગ મેલી જો હીંડું તો, સાસરડે ક્યમ સમાઉં;
દહાડી એને દૂધજ પાઉં તો, વણજે હું શું કમાઉં. રા૦ ૪

જેવો છે તેવો જાણું છું, તમ આગળ શા ગુણ ગાઉં;
સુંહાલી થઈ એશું જો બોલું, તો સહિયરમાંહે ઠગાઉં. રા૦ ૫

સખપણ મારે શું એ સાથે, કહો તેવા સમ ખાઉં;
મીટ તણા મેલાવા માટે, ભાલણપ્રભુ હાથ વેચાઉં. રા૦ ૬

## પદ ૧૨૭ રાગ પરજિયો.

સુંદર શ્યામજી રે, એને મ કરશો આળ;
અમને તો દોહેલું લાગે છે, તમને દે છે ગાળ. સુંદર૦ ૧

એ હવડાંની નવી આવી છે, નંદજીને નવ જાણે રે;
રૂપ યૌવન ચતુરાઇનો, ગર્વ ઘણો મન આણે. સું૦ ૨

દૂધ ભાવે તો પીઓ મારૂં, માખણ ને દહિં ખાવો રે;
જાવા દોજી એહને (રે), મારા વાંલા સુખિયા થાઓ. સું૦ ૩

એ છૂટે મોંએ બોલે છે, તમે રહો છો સાંખી રે;
ભાલણપ્રભુ રઘુનાથજી તે, કહેવા જેવી સાખી. સું૦ ૪

## પદ ૧૨૮ રાગ ગોડી.

દૂધ પીયો રે મને જાવા દો, પ્રભુ શાને રાખો છો વન;
એકલડી હું ક્યમ રહું રે, ધ્રૂજે છે મારૂં તન. દૂધ૦ ૧

મરડાશે કોમલ અંગુળી, પ્રભુ મેલો મારો હાથ;
આગળથી હું અહિં આવી, પૂઠથી આવે સહિયરસાથ; દૂ૦ ૨

દિવસે પરણ્યા પીયુ પાસે, જો ઉભાં રહ્યું નવ જાય;
નંદજીના સમ અળગા રહો, તો પરશું ક્યમ બોલાય. દૂ૦ ૩

---

૩ ભલે–ભલાકારે. ૪ વણજે–વેપારમાં. ૫ સુંહાલી–સુકુમાર, નરમ. ૬ સખપણ–સખીપણું ૪ સાંખી–સહન કરી. સાખી–સાખ ઉપરથી–આબરૂં, ટેક, ધીર.

પતિ મારો ચતુર નથી, ન જાણે ભોગની રીત;
તેણે હું પ્રીછું નહિ જે, [1]પુરુષશું કેવી છે પ્રીત. દૂ૦ ૪

જે રસ જેણે ચાખ્યો નહિ, તે શું જાણે તેહ;
નયણ નચાવો છો ઘણું, હું પ્રીછું નહિ કાંઇ એહ. દૂ૦ ૫

તમ સરખું હોયે તેને વાહો, મેલોને મને આજ;
બાલપણે એવું કીજિયે, જયમ આગળ વાધે લાજ. દૂ૦ ૬

કાલ પિતા પરણાવશે, આવશે સુંદર નાર;
પરથી ઘર વસે નહિ, એ વેદતણો [2]વિચાર. દૂ૦ ૭

સુખ ટળે શરીરનું, જો પરશું લાગે મન;
વાંચ્છયું કાંઇ નવ પામિયે, દોહેલા છે હરિજન. દૂ૦ ૮

ચતુર હશે તે જાણશે, ચતુરાઇની [3]પેર;
મેં મન તમારૂં ઓલખ્યું, [4]અવસર આવજો ઘેર. દૂ૦ ૯

હવડાં સહિયર આવશે, તે કરશે નવો વિચાર;
વાત તણી વેળા [5]નથી, નહિ એકાંતજ ઠાર. દૂ૦ ૧૦

મારગમાં ન બોલાવિયે, જાતા દેખે લોક;
ભાલણપ્રભુ રઘુનાથજી, તે આળ ચઢાવે ફોક. દૂ૦ ૧૧

## *પદ ૧૨૯ રાગ પરજિયો.

કયમ જાશો એણી વાટે, કાનુડો ઉભો છે ઘાટે;
ખોટી કરો છો શા માટે, લે છે વિણ સાટે; કહાન દાણ માગે રે. ૧

એ તો છે કો મોટો દાણી, ન જાણે દૂધ ને પાણી.
લાવો કાગળ છાપું આણી, હું ભોળી કયમ જાણી. ક૦ ૨

ચંચલ તો ચક્ષુ ચલાવે, દાણ મિષે આઘો આવે;
તારૂં મહી મને ભાવે, [6]કયમ જાઇશ હાવે. ક૦ ૩

---

પદ ૧૨૯–૨ લાવો કાગળ છાપું આણી–આ તરફ છાપેલો કાગળ-લેખ લાવો.
૧. પ્ર. ૨ પર પુરૂષ. ૨ પ્ર. ૧ વહેવાર. ૩ પ્ર. ૨ રીત. ૪ પ્ર. ૨ અવસરની જે પ્રીત. ૫ પ્ર–૧ કેહી. ૬–પ્ર. ૨ કેમ જાશો દાણ વિણ આપે. * આ પદ બીજા કવિનું જણાય છે.

આજ હું એકલડી દાખી, માથેથી મટુકી નાખી;
મારૂં મહી જોયું ચાખી, [1] ઉભી હું રાખી. ક૦ ૪

હું ગઇ જશોદા પાસ, માવે મારી ઢોળી છાશ;
ગોરસનો કીધો નાશ, [2] માતા મને શી ધો છો આશ. ક૦ ૫

ગોવાળાશું બોલે વાણી, નિત્યે ભાંજી જાતી દાણી;
એમ કહે છે શારંગપાણિ, કો મ કરશો કાણી. ક૦ ૬

વિનતિ સુણો રે આજ, અમને જાવા ધો મહારાજ;
કંસનું છે કૂડું રાજ્ય, ગંગાધર પ્રભુ કયમ [3] છાજ. ક૦ ૭

## પદ ૧૩૦ રાગ રામગ્રી.

કહાનજીરે, મને શું કહો છો, શું કહો છો, સ્વામી શ્રીભગવાન;
વડી વેલાની વનમાં રાખી, સુંદર શ્યામલવાન. મને૦ ૧

નંદ જશોદાને જઇ પૂછો, નોયે દહિંનું દાણ;
નવો ચાલ કહો કયમ ચાલશે, તમો છો ચતુરસુજાણ. મને૦ ૨

મહી વેચવા અસુર થાયે, જાયે સહિયર સાથ;
એકલડાં મેં કયમ રહેવાયે, મેલો મારો હાથ. મને૦ ૩

આલ માંડી તમે અતિ ધણીરે, નહિ સાંખે ત્યાં કોય;
માથા ઉપર કંસ જાણશે, [4] નવનવું કયમ હોય. મને૦ ૪

મારગ દુરિજન લોક દેખશે, કરશે નવો વિચાર;
સાસુ નણદલ જેઠ જેઠાણી, દોહેલો છે ભરથાર. મને૦ ૫

આટલા દિન સહુ અસન જાણતું, હવે થયા છો પ્રૌઢ;
બાલપણું તોયે નવ છાંડો, સ્વામી ગરૂડારૂઢ. મને૦ ૬

દૂધ દહિં જો લીધું જોઇયે, ( તો ) વિનય કરીને માગો;
ભાલણપ્રભુને પ્રેમદા પામી, જન્મ મરણ ભે ભાગ્યો. મને૦ ૭

---

૪ દાખી--દેખી--જોઇ. ૭ છાજ--ઘટે. દીપે. નવ નવું--નવું નવું ૬ અસન--અજ્ઞાન (બાલક હોવાથી). ૧ પ્ર--૨ કાં હજી ઉભી મને રાખી. ૨ પ્ર--૨ તે ધો છો તમે ત્રાસ તમે કેમ દો છો ત્રાસ ’ એવો પાઠ હોત તો સારૂં. ૩ પ્ર--૨ છાજે ૪ પ્ર--૧ નવ. નવ. પ્ર--૨ નવનવી.

## પદ ૧૩૧ રાગ સામેરી.

તું તો ઠાઢી રહે નાગર નારી, પંથ ગઇ વારી; હમારો દાન લાગે રે, ૧
બાલી દાન હમારો ભારી, તાકી રહ્યા બારી; હમારો૦ ૨

એ સુન વ્રન્દાવન માંહે, વસુ રહે રહેત કાય;
ગોરસ દાન હમારડો, તો કાહે કરે કંસરાય. હ૦ ૩

એ સુન સલોની ગોરડી, તું ભાજન નેક ઉતારી;
જો મહી ચાખન દીજિયે તો, પુન બધે અપારી. હ૦ ૪

એ કુંજનિકુંજ સોહામનો, ફુલી હે દ્રુમ વેલ;
શુક પીક અલિ ગાવહી, તહાં નાચત એકેકે ઢેલ. હ૦ ૫

એ કીસલસે એલતહાં રચ્યે, મહાહાથિની સુંદર રૂપ;
સુખ સખીકું દીજિયે, સુખ લી જાયે અનુપ. હ૦ ૬

એ બિનતિ નહી છાંડીયે, જા ઉગે પશ્ચીમ દેશ;
કહાનો દાની મેં સુનો, વિષ્ણુદાસ વિશેષ. હ૦ ૭

## *પદ ૧૩૨ રાગ સામેરી.

ભોળે ભયા બેહુ નીસરી રે, સખી યમુનાને ઘાટ;
મારગ જાતાં કહો માવજી રે, બેની ઝાલ્યો મારો હાથ. ૧

કહાનજી કોણે ઘેલા કીધા રે, ... ... ... ૨

... ... ... , હાથ મૂકોજી મારા નાથ. ૩

જાતાં ને વળતાં કહો સુંદરી રે, નહિ આવે બીજીવાર; ૪

રાધા વાંરો વિઠ્ઠલ નંદનો રે, હું ઉત્તમ કુલની નાર; ૫

મારૂં વાર્યું તો એ નવ કરે રે, એ નિત્યે પેધ્યો દાણ, ૬

પ્રેમ કરીને પૂછિયે રે, તારે શેરે જોઇયે એ શણગાર, ૭

---

* આ પદ તુટક છે અને પ્રાસ પણ મળતા નથી તથા બીજી પ્રતમાં નથી.

૫ શુક–પોપટ, પીક–કોકિલ. અલિ–ભ્રમર.

તારી નૌત્તમ દીસે લોબરી રે, તારા કમખાની કોણ ભાત; ૮

તારો હાર હીરે જડયો રે, તેનો શોરે બેઠો છે ગ્રથ;
મારો ને તારો જો વેઢવું રે, તેમાં કોનો અનુપમ સાર. ૯

તારૂં કાપડું કયા દેશનું રે, તેણે ભલીરે ભજી છે ભાત;
તારા વિછિયડા પાય વાજતા રે, તેનો મેં નહોતો સાંભળ્યો સાદ. ૧૦

તારી અંગુઠી તો અભિનવી રે, મને કાઢીને દેખાડ; ૧૧

જોયા વિના જાવા નહિ દઉં રે, ફોકટની શી લાજ. ૧૨

મન તલપે છે માહરૂં રે, ... ... ...
ટીલી કીધી છે તેખની રે, શોભતી કીધી છે આડ. ૧૩

મીઠી ને મન ભાવતી રે, એવી દીસતી રંગ વિશાળ;
ચતુરા ચાલ તું ચાલતી રે, હીંડતી મોડામોડ. ૧૪

અંગ નચાવતી તાહરૂં રે, તે તો મને જોવાનો કોડ;
ગોરસ તારૂં ગોલણી રે, મને આપનાં રેખ લગાર. ૧૫
ચાખ્યા વિના જાવા નહિ દઉં રે, ફોકટની શી લાજ;
જો ઇચ્છા આવે તારા મન વિષેરે, તો ચઢાવ્યાનું મારે શીશ. ૧૬
... ... ... , હું તો એવાં ઉપાડીશ વીસ.
વિઠ્ઠલજીને ઘેર હું ગઇ રે, વાંલા કહિયે જાઇશ ઘેર. ૧૭
મારી નણદી તો નિત્યે ઠગે રે, મને ફોકટ દેશે આલ;
કયા દેશનું તારૂં કાપડું રે, એવો ભાલણપ્રભુ રઘુનાથ. ૧૮

### પદ ૧૩૩ રાગ સામેરી.

વૃન્દાવનની વાટે, કહાનજી ઉભા છે ઘાટે;
માથે મહીની ગોલી, આવી ગોપિકાની ટોળી. ૧

### ઢાલ.

ટોળી આવી ગોપિકાની, [૧]મુખ રાધા સુંદરી;
નંદનંદન હાસ્ય કરતે, જેષ્ટિકા આડે ધરી. ૨

૧ પ્ર. ૧ મંથ.

કમલલોચન કહે વાણી, અબલા તું આવી ભલી;
અવરનું મહી પીધું છે, તું રહી છું એકલી. ૩

ઘણું થાઇશ ધાહુંઇ, મેં જાણી તારી ચાતુરી;
આજ પય તારૂં પીયું તો, પ્રતિજ્ઞા મારી ખરી. ૪

મન તલપે માહરૂં તું, આણે મારગ આવતી;
અવરને ઉપદેશ દઇને, નવો પંથ ચલાવતી. ૫

[1]દાણ નાપે માહરૂં તું, ઘણે દિન હાથે ચઢી;
આજ સર્વ જાણિયું જે, એકલી આવી અહિં. ૬

રસ રાખી પ્રીછવો તો, સખી કો જાણે નહિ;
મન માને માહરૂં તો, તને જાવા દઉં સહી. ૭

ચતુર હોય તે એક ચિત્તે, બાંધી મૂઠીએ કરે;
ભાલણપ્રભુ રઘુનાથજી, [2]એમ પ્રીત રીતે ઉચ્ચરે. ૮

## પદ ૧૩૪ રાગ સામેરી.

નારી નયણ નચાવે, અંતર ભે નવ આવે;
મર્મે કહે મૃગનયણી, પ્રેમે વદે પીકવેણી. ૧

### ઢાળ.

પીકવેણી મર્મ બોલે, અલગો રહે રે ગોવાળિયા;
તું સરખાને દાણ આપું, અમો નહિ તે વાલિયા. ૨

જાણું છું તું જેવો છે, વાત તારી મેં લહી;
વડાઇ શી કરો છો, પોતાની જીભાએ કહી. ૩

ગાય ચારો નંદની તો, દાણી તું કોણે કર્યો;
ચોરીને દૂધ દહિં ખાતો, પીયારે તું ઉછર્યો. ૪

---

૨ જેષ્ટિકા-( સં. યષ્ટિકા ) લાકડી. ૪ પદ ૧૩૪, ૧ પીકવેણી–કોકિલના જેવી શબ્દવાળી. ૨ વાળીયા–તેના જેવાના અર્થમાં. ૧. પ્ર. ૧. દાણું ભાંજતી માહરૂં, ને ઘણા દિન થયા હઠ ચઢી; આજ સર્વે જાણશો જે, એકલું આપું અડી. ૨ પ્ર. ૨ જેમ પ્રીત હોય તેમ ઉચ્ચરે.

માગલું તો માનશું, ને ગર્વ થેલો આણવો,
અલૂરાઇ કરો થોડી, કંસ રાજા જાણવો. ૫

તમો ચતુરાઇ ( શું ) કરો છો, સખી જોતાં અતિ ઘણી;
તમારાથી એક વિદ્યા, આજ હું અધિકી ભણી. ૬

બીહાવો તે બીજાને, જે ભોળી હોયે ભામિની;
તમથકી હું અધિક છું રે, કુટિલ વિદ્યા કામિની ૭

બીહે તે તો બળે આપે, બીક મારે છે કશી;
ભાલણપ્રભુ રઘુનાથને,[૩] કહે પ્રીતિ રીતે મન વસી.

## પદ ૧૩૫ રાગ સામેરી.

હરજી કહે એમ વાણી, જેવી છે તેવી જાણી;
વચન કહું છું છેલ્લું, વિણ લીધે નવ મેલું. ૧

### ઢાળ.

લીધા વિણ મેલું નહિ, જો બાપ તારો આવશે;
[૧]કોણ છે જે બલ કરીને, મુજ આગળ મૂકાવશે. ૨

દૂધ દહિં નવનિત ઉત્તમ, ગોપિકા આપે બહુ;
આરોગે ગોવાળિયા તે, ગોકુલમાં જાણે સહુ. ૩

પીયુ તારો શુંય કરશે, લાગતું લેશું અહિં;
[૨]પાસે પૂછો પ્રેમદાને, આપ્યાવિના જાશો કહિં. ૪

[૩]ઘણા દિન થયા ભાગી જાતાં, આજ મુજ મીટે પડી;
સઘલા દિનનું લઉં વાળી, યત્ન કરતાં જો જડી. ૫

શ્રમ શું મુજ ફોક થાશે, દિવસ પ્રત્યે જો કરૂં.
આણી વાટે ઉતરે તો, મન [૪]માને તે કરૂં. ૬

---

૫ અલુરાઇ–હુલ્લાઇ. ૪ લાગતું–લાગત–લાગો. પ્રેમદા–યુવાન સ્ત્રી. ૧ પ્ર–૨ એહવો કોણ છે જે બળ કરી મૂકાવશે. ૨ પ્ર–૨ જાઓ. ૩ પ્ર–૨ ઘણા દિન ( થી ) ભાગી જાતી. ૪ પ્ર–૨ ગાજે તે હરૂં. ૩ પ્ર. ૨ પ્રીત રીત મનમાં વરી.

રાવ કર જઇ કંસ આગળ, શું કરશે તે મુજને;
સહી કરીને જાણજે જે, જાવા દઉં નહિ તુજને. ૭

સંતોષો તમે થોડું આપી, (પછે) જાઓ રીતશું;
ભાલણપ્રભુ રઘુનાથજી, કરજ મારૂં પ્રીતશું. ૮

## પદ ૧૩૬ રાગ સામેરી.

બીજી સખી કહે બાઇ, તમે ચરણે લાગો ધાઇ;
બોલ પ્રભુનો થાપો, થોડું ઘણું કાંઇ આપો. ૧

### ઢાળ.

પથોડુંશું રસ કરીને આપો, નંદકુંવર લાડકો;
કેટલુંએક કહાન પીશે, ભરી મેલો વાડકો. ૨

માતા તારી રીસ નહિ કરે, અમો સાક્ષ દઇને થાપશું;
એમ કરતાં કોપશે તો, અમો બમણું આપશું. ૩

હઠ કરે છે કૃષ્ણજી તો, વચન એનું પાળિયે;
શ્યામસુંદર પ્રાણ માગે, તોએ ઉત્તર નવ વાળિયે. ૪

રાધા કહે હું તે નહિ જે, હઠ ચઢે આપું રતિ;
સોડ ભલાઇ શી કરો છો, પીયારે થાવું સતી. ૫

મારે બાપને ઘેર ઘણા યાચક, આવે પય પીએ સદા;
કરગરીને કૃષ્ણ માગે, તો હું (પય) પાઉં મુદા.

બીહે તે તો બલે આપે, બીક મારે છે કશી;
વિનય કરીને પ્રાર્થે તો, દૂધ દહિં [1]પાઉં હસી. ૭

પ્રીતે કોટિક કામ થાયે, મન જો માને ખરૂં;
ભાલણપ્રભુ રઘુનાથશું, હું એક ચિત્તે અનુસરૂં. ૭

---

૭ રાવ-ફરિયાદ. સહી કરીને-નિશ્ચય કરીને. પદ ૧૩૬-૨ રસ-પ્રીતિ. ૩ સાક્ષ-સાક્ષી. થાપશું-પુષ્ટિ આપશું. સોડ-છોડ. પીયારે-પરાયે, બલ કરીને. ૬ પ્રાર્થે-( સં. પ્ર + અર્થ ) પ્રાર્થના કરે. પદ ૫ થોડું સરખું કરી આપો. ૧ પ્ર ૨ આપું.

## પદ ૧૩૭ રાગ સામેરી.

ભેદ સખી કહે રે ભાગો, યાચક થઇ હરિ માગો;
તો એ આપશે નારી, હઠભરાણી ભારી. ૧

ઢાળ.

હઠભરાણી ભામિની, એ આંટે આવી નવ ટળે;
બીજીની ને એની કહો, વાત સરખી કયમ મળે. ૨
વૃષભાનકુંવરી લાડકી, એ રૂપ યૌવન મદભરી;
મન એનું રાખિયે, કૃષ્ણજી માગો કરગરી. ૩
શ્યામસુંદર હસ્યા ત્યારે, વચન શ્યામાનાં સુણી;
કેશવજીએ કર જોડિયા ને, પ્રીત વાધી અતિ ઘણી. ૪
આજ્ઞાકારી તાહરો તું, જ્યમ રાખે ત્યમ રહું;
જાચવાનું શું ગજું, તુજ મન માને તે કહું. ૫
[1]યાચક જાણી તાહરો, સંદેહ સઘળો જે હર્યો;
સ્નેહ સાચો જાણજો, અવતાર આણે અવતર્યો. ૬
સ્નેહ જાણી પ્રેમ આણી, પાણિએ પાયુ ગ્રહ્યું[2].
મનનું જળ માનિની, તે દૂધથી અધિકું થયું. ૭
એણીપેરે થયાં એક રસ, ચિત્ત બેહુનું થયું ભલું;
ભાલણપ્રભુ રઘુનાથશું, જ્યમ રત્ન કુંદનશું મળ્યું. ૮

## પદ ૧૩૮ રાગ ગોડી.

ઘેલી થઇ રે કામિની, તું શા માટે રીસાવીજી;
ઘર સ્વજન લજ્જા તજીને, જેને કાજે આવી; હઠ ન કીજેજી.૧
ચતુરપણું ભલું તાહરૂં, નંદકુંવર વશ કીધોજી;
લાવો માનુષ દેહનો, તે સઘળો તેં લીધો. હઠ૦ ૨

---

૭ પાયુ (સં.) પાય, પગ અથવા પાયું-પોચાના અર્થમાં હશે. ૧ પ્ર ૨ યાચક જાણે તાહરો, મેં સંદેહ સઘળો એ લહ્યો. ૨ પ્ર ૨ ગ્રહું.

ધણીએ વશ છે એહને, પણ કો'ને વશ નહિ એહજી;
તે તારે ચરણે લાગે છે, અંતર આણી નેહ. હ૦ ૩

એ શું રૂસણડાં લઇને, ગોઠ કોણશું કરશોજી;
હેડું વિરહે જે દાઝશે, ઝૂરી ઝૂરી મરશો. હ૦ ૪

એવો બીજો કોઇ નથી, જોતાં પાતક હરશેજી;
તને રીસાવી જાણીને, દુરિજનનાં મન ઠરશે. હ૦ ૫

માન તો થોડું ભલું, ઘણું કરે સુખ જાયજી;
એ વિન આનંદ ઉપજે, એવો બીજો નથી ઉપાય. હ૦ ૬

સાચું કહું છું તુજને, અતિ તાણતાં તૂટેજી;
હીરતણી જે ગાંઠડી, છેદી નાખે છૂટે. હ૦ ૭

સામું જોઇ કોશું કરશો, નયનતણા અતિ ચાળાજી;
તેણે મન માન્યું નહિ, જેની કોટે ઘાલી માળા. હ૦ ૮

વા'લાશું વઢિયે નહિ, સાચી એ ચતુરાઇજી;
જેને તન મન સોંપિયું, તેશું કશી ઠગાઇ. હ૦ ૯

ચાર દહાડા યૌવનના તે, કાલ વહીને જાશેજી;
હસવું રમવું નહિ ગમે, જરા જ્યારે થાશે. હ૦ ૧૦

તે કાયા શું કીજિયે, (જે) વા'લાથી રહે અલગીજી;
નિમેષમાત્ર નવ મેલિયે, જે પ્રીત ઘરથી વળગી. હ૦ ૧૧

જેને વશ સંસાર સઘલો, તે તુજ આગળ નાચેજી;
વેદે જે રીઝે નહિ, તે તારી ગાળે રાચે. હ૦ ૧૨

સ્વપ્નમાંહે પામે નહિ, જેને શુકદેવ સરખા યોગીજી;
તે તારી પ્રીતે થયો છે, આણે જન્મે ભોગી. હ૦ ૧૩

પૂર્વજન્મ પ્રતાપથી તું, પુન્યે કરી પામીજી;
ભાલણપ્રભુ રઘુનાથ એવો, કયમ થયો છે કામી. હ૦ ૧૪

**પદ ૧૩૯ રાગ મલાર.**

શ્રાવણ આવ્યો રે સજની, પીયુ વિના નવ જાયે રજની. ૧

---

૪ રૂસણડાં લઇને-(સં. રોષ-રૂસણું )-રીસાઈને. ગોઠ-( સં. ગોષ્ઠી ) છાની વાત. ૧૦ જરા-વૃદ્ધાવસ્થ ૧૧ ઘરથી-પહેલેથી.

શ્યામસુંદર તો નાવ્યારે બાઇ, લંપટ સાથે શી (રે) સગાઇ. ૨
તેને તો ત્યાં ઘણીએ મળશે, હૈડું મારૂં વિરહે બળશે. ૩
બપૈયો પીયુ પીયુ પોકારે, મન્મથ પાંચે બાણે મારે. ૪
વિજળડીતણા ઝબકારા, મારા મનડાતણા અંગારા. ૫
કોયે નહિ જે એને વારે, કાયા મારી અમૃત ઠારે. ૬
મોર બોલે છે ત્યાં એ પાપી, સઘલે મળીને હું સંતાપી. ૭
વેલી કેવડો જાઇ જુઇ, ફુલ તણે ગંધે હું મૂઇ. ૮
એ સઘલાં વા'લાં લાગે, રમિયે જ્યમ રમતાં આગે. ૯
વૃન્દાવનમાંહે હરિ સાથે, ફુલ વીણિયે વળગી હાથે. ૧૦
હરજી હાર ગુંથીને પહેરાવે, તો મુને મોર એ નાચતો ભાવે. ૧૧
ફોરાં લાગે કાયા કાંપે, સુંદર વર હૃદયશું ચાંપે. ૧૨
વિરહિણીને વરસે તે બળતું, ઓ'લાતું નવ દીસે વળતું. ૧૩
વરસાલો વા'લો ત્યાં તેને, વશ હોય મનમાન્યો જેને. ૧૪
કો છે જે નંદ સુતને લાવે, મારા દેહનો તાપ સમાવે. ૧૫
અથવા મારા ચિત્તને બાળે, પીતાંબરશું પ્રીતજ ટાળે. ૧૬
તેણે કરી હું ઘણી વગૂતી, એકે દિન સુખે નવ સૂતી. ૧૭
વિરહે જે મરવું તે વારૂ, આશા જૂઠી આવ્યા સારૂ. ૧૮
ત્યાં તો ચાલીને ન જવાયે, એવાં નિર્લજ ક્યમ થવાયે. ૧૯
ભાલણપ્રભુ રાખે કે ન રાખે, જેને ચાલ્યું સીતા પાખે. ૨૦
તેને તો પણ બીજી નહોતી, એને ઘણીએ છે રે પનોતી. ૨૧

## પદ ૧૪૦ રાગ પરજિયો.

સજની ત્યાં મને લઇ ચાલ, જ્યાં જગજીવન નંદનો લાલ;
વા'લો વાય છે વેણુ રસાલ, તેણે હું લોભાઇ રે. ૧
હરિવિન આતુર મારૂં અંગ, કહિં એ દેખીશ રૂપ ત્રિભંગ;
મને સામલિયાનો સંગ, રહી શકું નહિ રે. ૨

૧૪ વરસાલો-વરસાદ-૧૭ વગૂતિ-વગોવાઈ, ૨૧ પનોતી-ભાગ્યવાળી સ્ત્રી. પદ ૧૪૦-૨ ત્રિભંગ-ત્રણ જગ્યાએથી વળેલું.

ધણીએ વશ છે એહને, પણ કો'ને વશ નહિ એહજી;
તે તારે ચરણે લાગે છે, અંતર આણી નેહ. હ૦ ૩

એ શું રૂસણડાં લઇને, ગોઠ કોણશું કરશોજી;
હૈડું વિરહે જે દાઝશે, ઝૂરી ઝૂરી મરશો. હ૦ ૪

એવો બીજો કોઇ નથી, જોતાં પાતક હરશેજી;
તને રીસાવી જાણીને, દુરિજનનાં મન ઠરશે. હ૦ ૫

માન તો થોડું ભલું, ઘણું કરે સુખ જાયજી;
એ વિન આનંદ ઉપજે, એવો બીજો નથી ઉપાય. હ૦ ૬

સાચું કહું છું તુજને, અતિ તાણતાં તૂટેજી;
હીરતણી જે ગાંઠડી, છેદી નાખે છૂટે. હ૦ ૭

સામું જોઇ કોશું કરશો, નયનતણા અતિ ચાળાજી;
તેણે મન માન્યું નહિ, જેની કોટે ઘાલી માળા. હ૦ ૮

વા'લાશું વઢિયે નહિ, સાચી એ ચતુરાઇજી;
જેને તન મન સોંપિયું, તેશું કશી ઠગાઇ. હ૦ ૯

ચાર દહાડા યૌવનના તે, કાલ વહીને જાશેજી;
હસવું રમવું નહિ ગમે, જરા જ્યારે થાશે. હ૦ ૧૦
તે કાયા શું કીજિયે, (જે) વા'લાથી રહે અલગીજી;
નિમેષમાત્ર નવ મેલિયે, જે પ્રીત ઘરથી વળગી. હ૦ ૧૧
જેને વશ સંસાર સઘલો, તે તુજ આગળ નાચેજી;
વેદે જે રીઝે નહિ, તે તારી ગાળે રાચે. હ૦ ૧૨
સ્વપ્નમાંહે પામે નહિ, જેને શુકદેવ સરખા યોગીજી;
તે તારી પ્રીતે થયો છે, આણે જન્મે ભોગી. હ૦ ૧૩
પૂર્વજન્મ પ્રતાપથી તું, પુન્યે કરી પામીજી;
ભાલણપ્રભુ રઘુનાથ એવો, કયમ થયો છે કામી. હ૦ ૧૪

## પદ ૧૩૯ રાગ મલાર.

શ્રાવણ આવ્યો રે સજની, પીયુ વિના નવ જાયે રજની. ૧

૪ રૂસણડાં લઇને-(સં. રોષ-રૂસણું )-રીસાઈને. ગોઠ-( સં. ગોષ્ઠી ) છાની વાત. ૧૦ જરા-વૃદ્ધાવસ્થ ૧૧ ઘરથી-પહેલેથી.

શ્યામસુંદર તો નાવ્યારે બાઇ, લંપટ સાથે શી (રે) સગાઇ. ૨
તેને તો ત્યાં ઘણીએ મળશે, હૈડું મારૂં વિરહે બળશે. ૩
બપૈયો પીયુ પીયુ પોકારે, મન્મથ પાંચે બાણે મારે. ૪
વિજલડીતણા ઝબકારા, મારા મનડાતણા અંગારા. ૫
કોયે નહિ જે એને વારે, કાયા મારી અમૃત ઠારે. ૬
મોર બોલે છે ત્યાં એ પાપી, સઘલે મળીને હું સંતાપી. ૭
વેલી કેવડો જાઇ જુઇ, ફુલ તણે ગંધે હું મૂઇ. ૮
એ સઘલાં વા'લાં લાગે, રમિયે જ્યમ રમતાં આગે. ૯
વૃન્દાવનમાંહે હરિ સાથે, ફુલ વીણિયે વળગી હાથે. ૧૦
હરજી હાર ગુંથીને પહેરાવે, તો મુને મોર એ નાચતો ભાવે. ૧૧
ફોરાં લાગે કાયા કાંપે, સુંદર વર હૃદયશું ચાંપે. ૧૨
વિરહિણીને વરસે તે બળતું, ઓ'લાતું નવ દીસે વળતું. ૧૩
વરસાલો વા'લો ત્યાં તેને, વશ હોય મનમાન્યો જેને. ૧૪
કો છે જે નંદ સુતને લાવે, મારા દેહનો તાપ સમાવે. ૧૫
અથવા મારા ચિત્તને બાળે, પીતાંબરશું પ્રીતજ ટાળે. ૧૬
તેણે કરી હું ઘણી વગૂતી, એકે દિન સુખે નવ સૂતી. ૧૭
વિરહે જે મરવું તે વારૂ, આશા જૂઠી આવ્યા સારૂ. ૧૮
ત્યાં તો ચાલીને ન જવાયે, એવાં નિર્લજ કયમ થવાયે. ૧૯
ભાલણપ્રભુ રાખે કે ન રાખે, જેને ચાલ્યું સીતા પાખે. ૨૦
તેને તો પણ બીજી નહોતી, એને ઘણીએ છે રે પનોતી. ૨૧

### પદ ૧૪૦ રાગ પરજિયો.

સજની ત્યાં મને લઇ ચાલ, જ્યાં જગજીવન નંદનો લાલ;
વા'લો વાય છે વેણુ રસાલ, તેણે હું લોભાઇ રે. ૧

હરિવિન આતુર મારૂં અંગ, કેહિં એ દેખીશ રૂપ ત્રિભંગ;
મને સામલિયાનો સંગ, રહી શકું નહિ રે. ૨

---

૧૪ વરસાલો-વરસાદ-૧૭ વગૂતિ-વગોવાઈ, ૨૧ પનોતી-ભાગ્યવાળી સ્ત્રી.
પદ ૧૪૦-૨ ત્રિભંગ-ત્રણ જગ્યાએથી વળેલું.

હરિવિન આતુર ચંદ્રચકોર, જ્યમ ચકઇ અહર્નિશ ભોર;
ત્યમ મને વા'લા નંદકિશોર, હરિવિન હું મૂઇ રે. ૩

જો હું દેખું દેવ મુરારિ, તો હું રાખું હેડે હારી;
મારૂં તનમન સોંપું વારી, અલગી રહું નહિ રે. ૪

પ્રભુ મને શાને સાહી હાથ, તો કાં વિસારો જદુનાથ;
હવે તેડો મને સાથ, ક્ષણુ યુગ થઇ રહ્યો રે. ૫

સખી મેં હવે મેલ્યું માન, કો દેખાડો મને કહાન;
એટલું દીજે જીવિતદાન, તો તું સાચી સહી રે. ૬

દૂતી કહે સુંદર સ્યામ, પ્રેમદાને અંગે ઉપજ્યો કામ;
પ્રભુજી વૃન્દાવન છે આમ, ત્યહીં રાધા ગઇ રે. ૭

હરિ ત્યાં રંગે રમિયા રાસ, પ્રેમદાના મનની પૂરી આશ;
એ ગુણ ગાય ચતુરાદાસ, પણ ન શકે કહી રે.

## પદ ૧૪૧ રાગ ગુજરી.

કૌસ્તુભમાં નિજરૂપ, દેખી રીસાવી પ્યારી;
જાણ્યું ખોળામાં બેઠી છે, મુજ સરખી (કો) નારી, દેખી રીસાવી પ્યારી. ૧

દૂતીને ત્યાં ગાળ દે છે, તું તો ધૂતારી;
મને શાને તેડી આવી, એ તો વ્યભિચારી. દે૦ ૨

મધ્ય નાયિકા સાન કરીને, બુદ્ધિ કહી સારી;
કંઠથકી કેશવજી મેલો, મહામણિ ઉતારી. દે૦ ૩

રાધાએ ત્યાં નારી ન દીઠી, દીઠા કંસારિ;
ભાલણપ્રભુ રાઘવશું વાધી, પ્રીત અતિ ભારી. દે૦ ૪

## પદ ૧૪૨ રાગ ધનાશ્રી.

વાંસલડી વાયિને વા'લે ભોળવી રે, તેડી મને વૃન્દાવન મુઝાર હો;
નયણાના ચાળા કીધા અતિ ઘણારે, તેણે મારૂં મનડું ન રહ્યું ઠાર હો. વાં૦ ૧

ચતુરાઇ દેખીને હું ઘેલી થઇરે, વશ થાતાં એક ક્ષણુ ન લાગી વાર હો;
તન મન રે સંજની એને સોંપિયું રે, પટંતરો કાંઇ રહ્યો નહિ લગાર હો. વાં૦ ૨

---

૩ ચકઇ-ચકલી, ૪ વારી-ઓવારણાં લઇને. ૧૪૨-૨ પટંતરો-પડદો; ભેદબુધ્ધિ,

સતીપણું રેલાણું એના રૂપમાંરે, ન જાણિયે તે કાંય થયો વિકાર હો;
લજ્જા તે કુલતણી કયહિંએ ગઇરે, પાપ પુન્યને વિસરિયો વિચાર હો. વાં૦ ૩
જાણ્યું જે આજે મેં જુગ જીતિયોરે, મિત્ર થયો મારો નંદકુમાર હો,
એવો તે નર બીજો કો નથીરે, ન જાણિયે શું મન્મથને અવતાર હો. વાં૦ ૪
હર્ષ હો હૈડામાંહે રહેતો નથી (રે), ઉલટીને આવે છે કાંઇ બહાર હો;
છાની રે વાત તે મારા મનતણીરે, તે તુજ આગળ મેં કહી વિસ્તાર હો. વાં૦ ૫
હરજી મારે વશ રહેશે સર્વદારે, માનુષ દેહનું ફળ પામી સંસાર હો;
મનનો હો વા'લો મારે એ મળ્યોરે, ભાલણપ્રભુ જે વૈદેહીભર્ત્તાર હો. વાં૦ ૬

## પદ ૧૪૩ રાગ મલાર.

સામું જોરે સુંદરી, વિજલડી ( શી ) જબુકેરે;
મેઘ અંધારી આવિયો, હળવે હળવે ટપકે, રીસાવ્યાં રહિયે નહિરે. ૧

રીસાવ્યાં રહિયે નહિરે, વા'લા શું રે ઘેલી ( રે );
શાને કાજે સુંદરી તેં, પ્રીતજ કીધી પહેલી. રીસા૦ ૨

બપૈયો પીયુ પીયુ કહીને, ધાઢે સાદે પુકારે ( રે );
માન કરે ( જે ) મિત્રશું, તે સ્ત્રીને ( એ વારે ). રી૦ ૩

ઘણા રે દિવસનાં રૂસણાં, ( તે ) ભાદરવે ભાજે ( રે );
હૈડું ફાટે વિરહિણી, જે વારે ઘન ગાજે. રી૦ ૪

મન્મથ વેધે મનને, કેવડાને કાંટે ( રે );
આણે દહાડે કયમ ચાલશે, વા'લાશું આંટે. રી૦ ૫

મોર કરે ટહુકડા ને, મેહેકે છે જાતિ ( રે );
પ્રાણ જઇ પીયુને મળે, માનિની મદમાતી. રી૦ ૬

કદાચ પરણ્યા વિના સરે, મન વાળીને રાખે ( રે );
એક ઘડી ચાલે નહિ, રે મનમાન્યા પાખે. રી૦ ૭

કહ્યું માનરે માનિની, ( વહી ) જાયે છે રજની ( રે );
ગયો અવસર આવે નહિ, સુખને ત્યાં સજની. રી૦ ૮
સેજ રચી છે ફુલની રે, ત્યાંહિ સુંદર સ્યામે ( રે );
તારે કાજે સુંદરી, ભાલણપ્રભુ શ્રીરામે. રી૦ ૯

---

૫ ઉલટીને- ઉછળીને, ઉભરાઇને. ૩ કાંય-કાંઇક. ૬ વૈદેહીપ. ભિરત્તાકુતસીતિ-

## પદ ૧૪૪ રાગ ધનાશ્રી.

આવ સખી ઉતાવળી, માનિની વિલંબ ન કીજે જી;
નંદકુંવર તારો વિરહ કરે છે, હરિને દુખ નવ દીજે. આ૦ ૧

જે ઘડી જાયે તે આવે નહિ, સુંદર નવ યૌવનની ( જી );
જીવ્યાનું તો એહજ ફળ જે, આશા પહોંચે મનની. આ૦ ૨

તે કાયા શું કીજિયે જે, હરિને ભોગ ન આવે ( જી );
ધન્ય ધન્ય દહાડો આજનો, જે સુંદર વર બોલાવે. આ૦ ૩

કોટિક છે ત્યાં કામિની, જે તનનો તાપ સમાવે ( જી );
શું કીજે જો મોહનને મન, તું વિન અવર ન ભાવે. આ૦ ૪

જે દહાડાની તું મળી, કાંઇ એક કામણ કીધું ( જી );
નયણાંને ચાળે કરી, એનું મન હરીને લીધું. આ૦ ૫

ચૌદ ભુવન નિહાળતાં, પણ એવો નર ક્યાં મળશે ( જી );
મૂરખ સાથે ગોઠ કરતાં, ક્ષણ ક્ષણ હૈડું બળશે. આ૦ ૬

વનમાં ચંપો ફુલિયો, ભ્રમરે ત્યાં ન જવાય ( જી );
અર્થ કોને આવે નહિ, તે આફણિયે કરમાય. આ૦ ૭

ધન્ય ધન્ય તારી દેહડી, જે અડશે હરિનો હાથ ( જી );
પુન્ય વિના બાઇ કયમ મળે, ભાલણપ્રભુ રઘુનાથ. આ૦ ૮

## પદ ૧૪૫ રાગ ધનાશ્રી.

નારે બાઇ નહિ આવું, મેં વાત એની જાણીરે;
[1]ભોળવવાને પ્રથમ બોલે, મીઠી એવી વાણીરે. ના૦ ૧

આજ કહું છું પહેલું તને, પ્રથમ થઇ હું ભોળીરે;
મેં જાણ્યું જે હું [2]એકજ છું, પણ એને પૂઠે ટોળીરે. ના૦ ૨

દોષ કોને દીજિયે, [3]એ ચતુર થકી થઇ કાચીરે;
એવો લંપટ જાણ્યો નહિ, મેં પ્રીત કરી ત્યાં [4]સાચીરે. ના૦ ૩

---

૧ પા. પ્ર. ૧ ભોળવવાને પહેલું બોલ્યા, મીઠી મધુરી વાણીરે. ૨ પ્ર મેં જાણ્યું જે હુંય છું પણ, ૩ પ્ર. ૨ જો. ૪ પ્ર. ૧ કાચીરે.

ગુણ અવગુણ જોએ નહિ, નવલાં દેખી રાચેરે;
[1]રાસમંડલ માંહે મેં દીઠું, બહુ નારી સંગ નાચેરે. ના૦ ૪

વાંક નથી કાંઇ માહરો, વાંસલડિએ વાહીરે;
વશ થાતાં કાંઇ વાર ન લાગી, ઘણુંએ હતી ડાહીરે. ના૦ ૫

શઠ નાયકશું પ્રીત કરી, શીખામણ એ લાગીરે;
પેહલી તૃષ્ણા હતી મુજને, તે [2]લાલચ ત્યાં ભાગીરે. ના૦ ૬

તે ચતુરને શું કીજિયે, ક્ષણ ક્ષણ જુએ રંગરે;
જેવો તેવો તે ભલો, જે સદાય એકે [3] અંગરે. ના૦ ૭

તું જાણે શું [4] એહને, જેણે માર્યો રાવણ રાણોરે;
મનડું મારૂં જાણે છે જે, ભાલણપ્રભુ પલટાણોરે. ના૦ ૮

## પદ ૧૪૬ રાગ કલ્યાણ.

હઠીલી હઠ ન કીજે, તું છે ચતુરા નારી;
તારે વિરહે દુખ પામે છે, નંદકુંવર અતિ ભારી. હ૦ ૧

સુંદરવર તારી વાટ જુએ છે, ફુલની સેજ સમારી;
ત્યાં આવી સંગમ સુખ પામો, મનશું જુઓ વિચારી. હ૦ ૨

જેને પહેલું તનમન સોંપ્યું, દેખી કુંજવિહારી;
તે પ્રીત રાખિયે રાધા, જેશું પેહેલું હારી. હ૦ ૩

તું વિના તે ટળવળે છે, વનમાં દેવમુરારિ;
તું તો રીસાવી બેઠી છું, કોણ [5]પ્રકૃતિ તારી. હ૦ ૪

આજ આવો પ્રભુની પાસે, [6]વાચા માનો મારી;
ભાલણપ્રભુ રાઘવ વશ કીધો, આદિ પુરૂષ અવતારી. હ૦ ૫

## પદ ૧૪૭ રાગ કલ્યાણ.

હો વા'લા હું ક્યમ કરૂં, એ બાલી વશ ન થાયે;
પોતે આવી જો મનાવો, તો માનિની મનાયે. હો૦ ૧

---

પ. ૧૪૫-૪ નવલાં-નવાં. ૧ પ્ર. ૧ રાસમંડપ. ૨ પ્ર. ૨ ખલચિત્તે. ૩ પ્ર. ૨ રંગેરે. ૪ પ્ર-૨ છે. ૫ પ્ર. ૧-૨ પ્રગતિ. ૬ પ્ર. ૧ વાચા એની પાળીરે.

કોટિ ઉપાય કરી હું થાકી, એની રીસ ન જાયે;
ન જાણિયે જે શું દુહવણુ છે, તે કોણે નવ કલાયે. હો૦ ૨

વિનય કરીને જો હું માગું, તો કઠિણ સમ ખાયે,
આવે નહિ ને આંસું ઢાળે, તે દુખ કેયમ ખમાયે. હો૦ ૩

બેહુની રાઢમાંહે બેહુ જાણે, ત્રીજે નવ લહેવાયે;
[1]યુક્તિ કરી કરીને પ્રીછવ્યું, અનેક કીધા ઉપાયે. હો૦ ૪

વ્યંગ વચન એવાં બોલે જે, દેવે નવ પ્રીછાયે;
[2]શઠ નાયક કહે નામ તમારૂં, ઉત્તર નવ દેવાયે. હો૦ ૫

[3]જાણિયે છે જે રંગ પ્રીતનો, વાંક વિના ન લજાયે;
પોતાની ઇચ્છાએ કીધી, તે તો કેયમ મૂકાયે. હો૦ ૬

રાધા કહે છે અવગુણતાની[4], સંખ્યા નવ કહેવાયે;
હું તો દુખે રાખી રહી છું, માયા[5] નવ લોપાયે. હો૦ ૭

રીસાવી રહેવા નવ દીજે, કોમળ તન કરમાયે;
બીજાં વૃક્ષ રહે સિંચ્યા વિના, જુઇવેલી સૂકાયે. હો૦ ૮

ધિક્ જીવ્યું તેહનું, જેનાં[6] મન માને શીદાયે;
તેને પાગે લાગી મનાવો, જે મને તમને ધાયે. હો૦ ૯

શું કીજે જો તેના મનનું, દુઃખ ત્યાં ન જણાયે;
બેહુને દુખિયાં દેખીને, મારૂં મન તણાયે. હો૦ ૧૦

પાસે જઇને તૂમે પ્રીછવો, જ્યમ તે સંતોષાયે;
[7]પૂરણ શૃંગાર રસ ઉપજાવો, ભાલણજન રસ ગાયે. હો. ૧૧

**પદ ૧૪૮ રાગ કલ્યાણ.**

વાંક કશો છે માહરો, તું કાં દુહવાણી,
રાસ રચ્યો તને રીઝવવા, નારી બહુ આણી. વાંક૦ ૧

---

પદ ૧૪૭–૫ વ્યંગ–વક્રોકિત, કટાક્ષ, દ્વિઅર્થી. શઠ–નાયકના ચાર ભેદ છે તે પૈકી એક લુચ્ચો, ઠગ. ૯ સીદાયે–(સં–સીદ્)–દુખી થાય. ૧ પ્ર. ૧ જુકતે કહી કહીને પ્રીછવું તો નવું ઉપાયે. પ્ર. ૨ જુગતે કહીને પ્રીછવું છું. ૨ પ્ર. ૨ નાગર ૩ પ્ર–૨ જાણિયે છે જે નવી પ્રીતનો, રંગ વિવેક ન જાયે. ૪ પ્ર. ૨ અવગણનાની. ૫ મર્યાદા. ૬ પ્ર–૨ જે મનમાન્યો સીનાયે. ૭ પ્ર–૧ પૂરણ રસ શૃંગાર ઉપજે તો.

નૃત્ય કરતાં તે આફણિયે, પાખલ વીંટાણી;
મેં કોયે સામું નવ જોયું, જુઓ ત્યાં એધાણી. વાંક૦ ૨

સઘલીએ નાચે તુજ આગળ, તેં જે (તે) વખાણી;
તુંએ મગ્ન થઇ તેમાંહે, અંતર લપટાણી. વા૦ ૩

મેં તો ધરથી તુંજને સોંપ્યો, મારો આ પ્રાણી;
બીજી સાથે મન ન માને, તુંજ (ખરી) પટરાણી. વાં૦ ૪

તારી રુચિ પાખે નવ, પીઉં ટાંક હું પાણી;
તું તો મારે સર્વસ્વ છે, (સત્ય) માન એ વાણી. વાં૦ ૫

ક્રીડા કરવાને મેં લીધી, તુંજને (ત્યાં) તાણી;
વિરહે કરીને સઘલી શ્યામા, અંતર (માંહે) દુખાણી. વાં૦ ૬

તારે પ્રેમે થઇ રહ્યો છું, વૃન્દાવનનો દાણી;
ભાલણજન ગુણ ગાન કરે, તે સીતાપતિ જાણી. વાં૦ ૭

## પદ ૧૪૯ રાગ કાનડો.

રાધા તેં હરિનું સુખ ટાળ્યું, મૃગનયણી કાંઇ કામણ કીધું,
જે દહાડાનું વદન નિહાળ્યું, રાધા તેં હરિનું સુખ ટાળ્યું. ૧

અન્ન ન ભાવે નિંદ્રા ન આવે, ચાળા કરીને ચિતડું ચલાવ્યું;
કઠિણ થઇ એમ કાંરે કામિની, મોહનજીનું મનડું બાળ્યું. રા૦ ૨

સહસ્ત્ર સુંદરી મેં દેખાડી, કોટિ ઉપાયે ન જાયે વાળ્યું;
તુંજ માંહે એ શું દેખે છે, રૂપ ભલું કે યૌવન કાલ્યું. રા૦ ૩

મારે નોહરે આવ ભામિની, માવજીનું માન તે ગાળ્યું;
તારે ચરણે હું લાગું છું, ભાલણપ્રભુનું વચન તેં પાળ્યું. રા૦ ૪

## પદ ૧૫૦ રાગ કાનડો.

મરકલડો કરી માનિની ભાખે, એની પ્રીત તે હું જાણું છું;
ભવ સઘલોએ સારે સુજે પાખે. મ૦ ૧

તેને પ્રીત કોણ શું આવે, દિન પ્રત્યે નવા ફળ ચાખે;
ચાંચ અડાડીને જેમ સૂડો, જઇને બેસે બીજી શાખે. મ૦ ૨

કેટલી કીધી કેટલી કરશે, ન જાણિયે જન્મે આખે;
ભાલણપ્રભુ રઘુનાથ વિનારે, વાનરશું પ્રીત કો રાખે. મ૦ ૩

## પદ ૧૫૧ રાગ પરજિયો.

મારા સમ છે માધવજી જો, મુજને હાથ અડાડોરે;
જેવા છો તેવા જાણું છું, ફોકટ ભામે પાડો. વા'લા વેગળારે, આળ ન કીજે આજ. ૧
પેહેલે હું ભોળી થઇ, અસત્ય એની વાણીરે;
જે જે મીઠા બોલ કહ્યા તે, સાચી માની વાણી. વા૦ આ૦ ૨
અલગા રહી કહો વાતડી, અમો અલગાં રહી સાંભળિયેરે,
પટંતરાની પ્રીતડી, હવે નયણે નયણાં મળિયે. વા૦ આ૦ ૩
સમ દઇને અતિ ઘણા, સખી મુજને લાવી રે;
સુંદર વર એમ જાણજો, મુખડું જોવા આવી. વા૦ આ૦ ૪
કાંઇ વાંક તમારો છે નહિ, બોલ અમારો દાખોરે;
હું માગું છું જે મુજ સાથે, મીટસગાઇ રાખો. વા૦ આ૦ ૫
અનુકૂળ હતા તે શઠ થયા, મેં વાત તમારી જાણીરે,
ભાલણપ્રભુ રઘુનાથજી, શું દેહડિએ પલટાણી. વા૦ આ૦ ૬

## પદ ૧૫૨ રાગ કાફી.

સુંદરીને લૂણ ઉતારોરે સજની, હરિ સંગ રંગ રમી આવી રે રજની. ૧
મુખ પ્રસ્વેદ કણસહી મુકતા, જાણિયે શશી પર ઠરિયાં મુકતા. ૨
નાકવેસર આભૂષણ અવળાં, સાવધાન સામલિયાશું રહે છે સવળાં. ૩
મુગ્ધા માનિની માન ત્યજાવી, સકલ સુંદરી માંહે ઘણુંરે લજાવી. ૪
રતિ સંગ્રામે પીયુડો ગયો વાધી, કોકકલા સખી શેં નવ સાધી. ૫
ત્રિવિધા પાસે તુજને ભણાવી, જીત્યા જગદીશ ને મોતીડે વધાવી. ૬
શ્યામસુંદર તારે વશ થાશે, એ રસ નરસૈયો ભવોભવ ગાશે. ૭

---

૩ નાકવેસર–નાકની વાળી. ૫ કોકકળા–કામશાસ્ત્રની વિદ્યા. ૬ ત્રિવિધા–ત્રણ પ્રકાર જાણનાર (?)

## પદ ૧૫૩ રાગ ધનાશ્રી.

જશોદાના જીવન ઘેર આવો, જે માગો તે આપું;
ઇચ્છા જે જે હોયે વા'લા, તમને તે તે થાપું. જ૦ ૧

જે દીઠેથી સુખ વણસાડે, તેને ઘેર ન જઇયે;
લોક દેખતાં શવ કરે, તેણી વાતે હળવાં થઇયે. જ૦ ૨

પ્રીત તણું પાણીયે મીઠું, સ્નેહ વિના શું દૂધ;
નયણામાંહે નેહ જાણિયે, વચન કહું છું શુદ્ધ. જ૦ ૩

મન ઓળખે નહિ તે મૂરખ, મન વિના શું મળવું;
મોંએ મીઠું ને મન મેલું, તેથી અળગાં ટળવું. જ૦ ૪

મેં તો તમને સર્વે સોંપ્યું, ત્યજી લોકની લાજ;
ભાલણપ્રભુ રઘુનાથ કહું છું, સત્યાર્થ એ આજ. જ૦ ૫

## પદ ૧૫૪ રાગ ગોડી.

મારે મંદિર ભલે પધાર્યા, સુંદર નંદકુમારજી;
તેને ઘેર જઇયે નહિ, જે અવગુણ બોલે નાર. મા૦ ૧

સુખ જોવાનો કોડજ મુજને, બેસો એ આસનજી;
દરાયાં તો માને નહિ, લોભિયાં લોચન. મા૦ ૨

કહો તો આપું સુખડી, આશા મારી પૂરીજી;
પ્રાણનાથ આરોગિયે, સાકર દહિં ને પૂરી. મા૦ ૩

પૌંવા દૂધે પલાળ્યા છે, ભાવે તો ભક્ષ કીજેજી;
ઓલા ફોળી ફોળી આપું, શીંગ મોગની લીજે. મા૦ ૪

પોંક કાઢું ઘઉં તણો ને, ઉત્તમ ત્યાં જાજરિયુંજી;
પાસે દૂધ કઢ્યું પીઓ, કનકકચોલું ભરિયું. મા૦ ૫

પાકાં જાંબુ ફાલસાં, આ લો નીલી દ્રાક્ષજી;
છોલી આપું કાતલી, આંબા કેરી સાખ. મા૦ ૬

કલી રાતી દાડમની, અતિ મીઠાં અંજીરજી;
પાકાં પીડાલું રાયણ રૂડી, લીજે શ્યામશરીર. મા૦ ૭

---

પદ ૧૫૩-૫ સત્યાર્થ-સાચું. ૭ પીડાળું-એક જાતનું ફળ.

સોનેરી ને મીઠાં કેળાં, ખાંડે ખરડી આપું જી;
ખડબુચાં તડબુચાં મતીરાં, છોલી છોલી આપું. મા૦ ૮

દ્રાક્ષ ચરણી અને ચારોલી, નમજાં ને નીશાણીજી;
પય સાકર સાથે પીઓ, નાલિકેરનું પાણી. મા૦ ૯

અખોડ નીલાં શીંધોડાં, ખજુર ને છોહારીજી;
ખસખસ માંહે ખાંડજ ભેળી, લીજે કુંજવિહારી. મા૦ ૧૦

મરી સૈંધવ લીંબુનો રસ, ફૂલીત્રા હોસલી એહ જી;
શેલડી છોલીને આપું, લીજે કરી સ્નેહ. મા૦ ૧૧

સુરણ ત્યાં ધીએ તળ્યું છે, બાફ્યાં એહ રતાલુજી;
આંબળી બોર અતીશે મીઠાં, ભાવે તો પીડાલુ. મા૦ ૧૨

ગુંદવડાં લો ગોવિંદજી, અમૃત કો'લાપાકજી;
એલચીપાક પતાસાં પેંડા, આદર સો પરાક. મા૦ ૧૩

જલેબી ફીણ્યાં ઘેવર, દહિંથરાં ને સુંવાલીજી;
શેવૈયા મોતૈયા મરકી, લીજે શ્રીવનમાળી. મા૦ ૧૪

લાડુ મોગના ગોળપાપડી, સુંદર ઘઉંની ધાણીજી;
મોતીચૂર ને આછા માંડા, આરોગો શારંગપણિ. મા૦ ૧૫

દૂધપાક પતાસાં પેંડા, અફરાટા મોહનભોગજી;
આલિંઘન દઇ ચુંબન કીજે, ન મળે એવો યોગ. મા૦ ૧૬

પાસે મુખ ખારૂં કરો, આદુ લીંબુ કેરીજી;
હળધર સેલડાં આમલાં, નાશ પામજો વેરી. મા૦ ૧૭

વાળા કેરો વીંઝણો, વા'લા ઢોળું વાયજી;
સુંદરવર નિહાળતાં, તાપ તનનો જાય. મા૦ ૧૮

લાજે કાંઇ ખાધું નથી, મોટમ મનમાં આણીજી;
એોટી ચાખી મેલિયું, ચતુરાઇ મેં જાણી. મા૦ ૧૯

લજ્જા તો મારી કશી, હું તમારી દાસીજી;
પ્રીત મારા મનમાં છે, તે કયમ કરૂં અગાશી. મા૦ ૨૦

---

૮ મતિરાં–કાકડી. ૨૦ અગાશી–ખુલ્લી. (?)

જે આગળ કરૂં વાર્ત્તા તે, તો અવળું વિચારેજી;
મન તો રાખ્યું રહે નહિ, કોણ તેને વારે. મા૦ ૨૧

ધન્ય ધન્ય તે ગોવાળિયા, જેને ચાખીને ચખાવેજી;
આ લો કેવું મીઠું છે, એમ કહી બોલાવે. મા૦ ૨૨

શું કીજે જો સ્ત્રી સરજ્યાં, ખાંત ઘણીએ ત્યાં થાયેજી;
ઝોટી વળગી લીજિયે, પણ લજ્જા કેમ લોપાય, મા૦ ૨૩

આજ વશ છો અમારે, મનમાને ત્યમ કરિયેજી;
જાણ્યું જે રખે દૂહવાઓ, તેણે લજ્જા ધરિયે. મા૦ ૨૪

હાથ પખાલી કરો કોગળા, લવિંગ એલચી ચાવોજી;
જાયફળ જાવંત્રી લીજે, મનમાંહે અતિ ભાવો. મા૦ ૨૫

કાથો ચૂનો પૂગીફળ ને, અતિ ઉજ્વળ પાનજી;
કપૂર નીલું ટોપરૂં, આરોગો શ્રીભગવાન. મા૦ ૨૬

મન ગમે તો આવજો, વા'લા બીજી વારજી;
ભાલણપ્રભુ રઘુનાથજી, તમો છો પ્રાણઆધાર. મા૦ ૨૭

## પદ ૧૫૫ રાગ ધનાશ્રી.

સાથે આવો સુંદરી, મેં એકલડાં ન જવાય; મારી બે'ની.
લોકપંથ છે દોહેલોરે, મે'લે મહિમા જાય. સા૦ ભૂખ્યા છે ભગવાન. ૧

વિણશીરાવ્યો મોકલ્યો રે, મૂરખ એની માય; મારી બે'ની,
મનડું દાઝે છે માહરૂં રે, ખમે કેમ કોમળ કાય. સા૦ ભૂ૦ ૨

નિસરતાં મેં નિરખિયો રે, શ્યામે કીધી સાન; મારી બે'ની,
અવસર જોઇ આવજો રે, વૃન્દાવનને સ્થાન. સા૦ ભૂ૦ ૩

દૂધ કઢ્યું દોણી ભરી રે, શાલી સુગંધિ કૂર; મારી બે'ની;
કાયર મેલો કામિની, થાયે છે રે અસુર. સા૦ ભૂ૦ ૪

દહિં માંખણ લીધાં ઘણાં રે, પૂરી સાકર સંગ; મારી બે'ની;
આંબા કેરી કાતળી રે, જે રૂચિ આવે રંગ. સા૦ ભૂ૦ ૫

---

૨૩ ખાંત–ઉમંગ, તૃષ્ણા, અભિલાષા, ઝોટી–ખુંચવી. ૨૫ પખાલી–ધોઈ. નીલું–લીલું. ટોપરૂં–કોપરૂં. ૪ શાળી સુગંધિ કૂર–સુગંધમય ડાંગરનો ભાત.

હું જમાડું કોળિયારે, તું પય પાજે સાથ; મારી બે'ની;
કેરી આદુ લીંબુઆં રે, જે જે ભાવે નાથ. સા૦ ભૂ૦ ૬

ના ના કરતાં પીરસિયેરે, સમ દઇ એ વાર; મારી બે'ની;
એટલડું આરોગિયે રે, મારા પ્રાણઆધાર. સા૦ ભૂ૦ ૭

કરમાંહે વીંઝણો રે, પ્રેમે ઢોળું વાય; મારી બે'ની;
તુજશું મનડું માનિયું રે, બીજાને નવ કહેવાય. સા૦ ભૂ૦ ૮

આરોગી ઉઠ્યા પછી રે, આપું ફોફલ પાન; મારી બે'ની;
સુંદરવર નિહાળિયે રે, હેડે રાખી ધ્યાન. સા૦ ભૂ૦ ૯

સ્વજન સહુએ શું કરે રે, જો વશ હોયે શ્યામ; મારી બે'ની;
ભવસાગરથી ઉદ્ધારે રે, ભાલણપ્રભુ શ્રીરામ. સા૦ ભૂ૦ ૧૦

## પદ ૧૫૬ રાગ ગોડી.

શરદની રાત સોહામણી રે, રાસ [1]રચ્યો ભગવાન;
મોહન વંશી વજાડતો રે, રાગ રાગિણી તાન. શ૦ ૧

શબ્દ મનોહર સાંભળી રે, ગોકુલની સર્વ નાર;
નાની મોટી તે નિસરી રે, છાંડી ગૃહવ્યાપાર. શ૦ ૨

ધાવંતાં બાળક મેલિયાં રે, દોહતી મેલી ગાય;
ભોજનભાજન પરહરી રે, આકુલી થઇ જાય. શ૦ ૩

પતિની સેવા ત્યાં પરહરી રે, છાંડી ભય ને લાજ;
અવળાં આભરણ સારિયાંરે, મન ગ્રહ્યું મહારાજ. શ૦ ૪

કૃષ્ણ કહે સુણો કામિની રે, શું [2]આવ્યાં છો વન;
કંથ તમારા શોધશે રે, કહેશે કઠિણ વચન. શ૦ ૫

×લોકવ્યવહાર છે દોહલો રે, દોહલા છે દુરિજન;
મંદિર જાઓ તમો માનિની રે, કીધું મુજ દરશન. શ૦ ૬

રૂડો ભૂંડો સેવવો રે, કામિનીએ ભરથાર;
સાચું સુખ ન પામિયે રે, જેણે કીધી જાર. શ૦ ૭

---

૯ ફોફલ-( સં. પુગીફલ )-સોપારી. પદ ૧૫૬-૩ ભાજન-પાત્ર,વાસણ. ૪ આભરણ-વસ્ત્રઘરેણાં. પા. ૧ પ્ર. ૨ રમે. ૨ પ્ર-૨ આવ્યાં છો તમો વન. × કડી ૭ થી રાસલીલાનો ભાગ પ્ર. ૨ માં નથી,

વચન સુણીને વા'લા તણાં રે, નયણે ઢાળે નીર;
વળતી વામા ઉચ્ચરે રે, સાંભળો શ્યામશરીર. શ૦ ૮

તન મન તમને સોંપિયું રે, તમો અમારા નાથ;
સર્વને છાંડી આવિયાં રે, ગ્રહો અમારો હાથ. શ૦ ૯

પાછાં વળિયે તે ચિત્ત નહી રે, દેહની ભાગી છે ગત્ય;
પાપ ને પુન્ય વિસર્યાં રે, તમ ચરણે થઇ મત્ય. શ૦ ૧૦

પ્રીતનાં વચન તે સાંભલી રે, હસિયા જુગજીવન;
કંઠે મૂકી બાંહડી રે, તેનાં મનાવ્યાં મન. શ૦ ૧૧

એક એક ગોપી પ્રત્યે કર્યાં રે, સાથે સરખાં રૂપ;
સહુને સ્કંધે કર ધરી રે, મંડપ રચ્યો અનુપ. શ૦ ૧૨

સઘલી નાચે સુંદરી રે, સાથે નંદકુમાર;
અન્યોઅન્ય એમ લહેરે, સુજશું પ્રેમ અપાર. શ૦ ૧૩

આલિંગન દે છે શ્યામજી ( રે ), ચુંબન કરી કરી રંગ;
કંઠે વળગે ગોલણી રે, વાધે અંગ અનંગ. શ૦ ૧૪

વાજે નેપુર કિંકણી (રે), કંકણના હોયે નાદ;
મધુર સ્વરે માનિની રે, તેના કોયલ સરખા સાદ. શ૦ ૧૫

હરજી વજાડે વાંસલી રે, નારી નાચે ને ગાય;
પ્રેમ વાધ્યો છે અતિ ઘણો રે, રાસમંડળ (ની) માંય. શ૦ ૧૬

પૂરણ ચંદ્ર થોભી રહ્યો રે, આવ્યા અમર વિમાન;
વિસ્મય પામીને તે રહ્યા રે, સાંભલવા શુભ ગાન. શ૦ ૧૭

પુષ્પવૃષ્ટિ ઉપર કરે રે, વાજે તાલ મૃદંગ;
મળીને તે ત્યાં નૃત્ય કરે રે, ઉપજે અમર સુધાંગ. શ૦ ૧૮

જે રસ રાસમંડળનો (રે), વ્રજવનિતા ગોપાળ;
તે રસ દેવસદન નહી રે, પૃથ્વી ને પાતાળ. શ૦ ૧૯

અબલા આનંદ અતિ ઘણો રે, રંગે રમતાં રાસ;
ભાલણપ્રભુ રઘુનાથજી રે, તેનાં મનની પુરી આશ. શ૦ ૨૦

## *પદ ૧૫૭ રાગ ગોડી.

અધ્યાય ઓગણત્રીસમે, સાંભળ કહું તને રાયજી;
જે ક્રીડા કરી નાથજી, તે તુજને કહું મહિમાય. શ્રીહરિ ભણી સાંચરી. ૧

શરદ નિશામણિ, મહાત્મ્ય દીસે સ્થાનજી;
સુંદર ફુલતી માલતી, ત્યાં ઉભા શ્રીભગવાન. શ્રીહરિ૦ ૨

યોગમાયાને આશ્રિયા, હરિ કરે મન વિચારજી;
સુભગ ફુલી સુણી શ્રવણે; ગોકુલ ગોપાંગના વિહ્વલ નાર. શ્રી૦ ૩

શ્રીહરિ ભણી સાંચર્યાં, અતિ આતુર પ્રીતેજી;
ભૂષણ જે જે અંગનાં, તે ધરિયાં સુખ રીતે. શ્રી૦ ૪

જયમ ચાલે મદમાતી હાથણી, અબલા વંકે વેણજી;
માંગ સમારે એકલી, છૂટી રહી છે વેણ. શ્રી૦ ૫

વિંછુવા કર આંગલી, પદ મુદ્રા ધારેજી;
કંઠ ધરે કટિમેખલા, કટિ સાજે હાર. શ્રી૦ ૬

અવળી પહેરી કંચુકી, દગ નયણે સીંદુરજી;
જે જ્યાં તે ત્યાં વિસર્યું, જાણે થાયે અસુર. શ્રી૦ ૭

એક ગાય દોહંતાં ગોપી, મુરલી સુણી કાનજી;
દોણી ઢોલી નિસરી, ચાલી જ્યાં ભગવાન. શ્રી૦ ૮

એક તળીને સુખડી, નાંખી મીષ્ટજ માંયજી;
સૂતો મૂકી તાવડો, ઉઠીને વન જાય. શ્રી૦ ૯

બાલક એક ધવરાવતી, સુણી વાંસલીનાદજી;
અધવચ નાખી નિસરી, લોપી તે મરજાદ. શ્રી૦ ૧૦

---

પદ ૧૫૭ થી ૧૬૭ સુધીનાં પદમાં પદને અંતે કવિનું નામ જણાતું નથી. પદ-૧૬૭ માં લક્ષ્મીદાસનું નામ આવે છે. કવિના નામવાળો લેખ મળી શક્યો નથી. ૫ વંકે-( સં. વંક-વાંકે ) કુટિલ. વેણ-( સં. વચન ) વાણી. અથવા વેણુ-ગુંથેલો કેશપાશ. માંગ-લટ, પટીયાં પાડવાં તે, ૬ કટિમેખલા-કેડનો કંદોરો. હાર-મોતીની માળા. ૭ દગ નયણે સિંદુર-સેંથામાં ઘાલવાનું સિંદુર આંખમાં ઘાલ્યું. ૯ મિષ્ટજ-મીઠું, લુણ. એવા અર્થમાં.

સે'જ એક સમારતી, એક પીરસતી અન્નજી;
મૂકી અધૂરૂં સર્વ તે, પહોંતી જઇને વન. શ્રી૦ ૧૧

એક સેવા કરતી કંથની, એક ગુંથતી હારજી;
સર્વ તજીને સાંચરી, પામી પ્રાણઆધાર. શ્રી૦ ૧૨

એક મજ્જન કરતી માનિની, શીશ ધાત્યું નીરજી;
તેહ ઉઠીને સાંચરી, જ્યાં છે શ્યામશરીર. શ્રી૦ ૧૩

જે જ્યાં તે ત્યાં અમથાં, રહ્યાં સર્વ ધાઇને કાનજી;
બાંધવ માતપિતા ને ભ્રાતની, લોપીને મરજાદ. શ્રી૦ ૧૪

જ્યમ સરિતા પૂર વહે, ( ત્યમ ) ઉવાટે તે જાયજી;
હરિસિંધુ ભણી સાંચર્યાં, ગયાં શંકા નવ થાય. શ્રી૦ ૧૫

ભ્રાત ધાતવાર્ત્તા, કરતા મેલી રીસજી;
શુદ્ધ ન રહી શરીરની, ન(હિ) છજ(ત) શીશ. શ્રી૦ ૧૬

જેણે બલ કીધું ઘણું, જઇને રૂંધ્યાં દ્વારજી;
યોગાભ્યાસે તે ગઇ, મળિયા નંદકુમાર. શ્રી૦ ૧૭

પીયા નિકટ ઉભી રહી, પ્રાણમાંહે ભગવાનજી;
સકલ રૂપ કમલા તણાં, સુણો ને રાજાન. શ્રી૦ ૧૮

## પદ ૧૫૮ રાગ કેદારો.

ત્રૈલોક સુંદર મોહન નિરખું ભૂષણ, લસતગભલ (લસિતભાલ) કુંડ(ળ) કાન ( મન )હરણ. ૧

અબલા આનંદ કટિની બાલી, અંબુજ આંખ( રે ) નિરખે વનમાલી. ૨

મધુરાં વચન ગંભિર શ્યામ શરીર, બોલે છે શારંગપાણિ વાણી સધીર. ૩

કુશળ છે ગોકુલ શું બ્યાકૂલ ધાઇ, ઘોર વન દહન એ કોણ વડાઇ. ૪

સઘલી સહિયર શેં આવી આંહ કેવું કામ, ધરો ઘોર રેણુ થઇ સામળ જયમ. ૫

નખી દંતી શ્રીગોપ વસ્યું વને, તેહ તમો ભે ન પામી કોણ કારણે. ૬

---

૧૩ મજ્જન કરતી—સ્નાન કરતી. ધાત્યું—ઘાલ્યું. ૧૫ સરિતા—નદી. પૂર—પ્રવાહ, રેલ. ઉવાડે—આડે રસ્તે, હરિસિંધુ—હરિરૂપી સમુદ્ર. પદ ૧૫૮—૬ નખી—નખવાળાં.

નિદ્રાવશ જીવ સર્વ મધ્યે રેણી, વેગ વાત કહો મૃગનેણી. ૭
નિરખંતાં કંથ પથ લીજે શી નયણે, લૌકિક વ્યવહાર દોહેલો જેણે. ૮
આનિંદિત તમે કીધું સાંભલો ગોપી, સુત સમસ્તની તમો લાજ લોપી. ૯
ભરથારની સેવા કરો એ નિત્ય હોય, એતો કામિની સાચી કુલવધૂ ન હોય.૧૦
સ્ત્રીજનને વેદે કહ્યું ભરથાર ઇશ્વર, કટાક્ષ કરીને કહે છે નંદકુંવર. ૧૧
મૂર્ખ વા રોગી દુર્વૃત્ત નારરોધી કુવટી, તોય પ્રિય જે નારીને નર. ૧૨
કાં થઇ ઘેલી જાઓ વેલી તમારે ઘેર, વ્રજવાત વાણી બોલ્યા નંદકુમાર. ૧૩
વૈકુંઠનાથની વાણી સાંભળી કાન, ગોપીજન ત્રાસ પામી ઉતાર્યાં માન. ૧૪
એક એક સામું અવલોકે મન અવલુંજે, ગદ ગદ કંઠે ઉત્તર ન સુઝે. ૧૫
ગોપી ચરણ લખી ધરણી પૂછે સકલનારી, મન ધૃષ્ટ કરીને બોલો વિચારી. ૧૬
હું સ્વામી ગોવિંદ રીઝયા દુખહરણ, અત્ર જે આવ્યા છું જોવા તવ ચરણ. ૧૭
શ્રીમુખ સુંદર હરિનું જોતાં ન રહ્યો, નિમેષ અર્ધ વિરહદોષ સહીયો. ૧૮
દયાનિધિ કૃપાનિધિ આનંદકંદ, દુર્વચન ઘટે નહિ ગોકુલચંદ. ૧૯
ભ્રાત તાત સુત પીતા માતા સ્વજન, સર્વ તજિયા સંબંધ જોવા ચરણ. ૨૦
અમો પ્રતિવ્રતા નારી બીરદ અખંડ, જો વ્યાપક તું જાણે એક બ્રહ્મ. ૨૧
સર્વ પટમાંહે જો તું વ્યાપક, તો અમો તને પર ન જાણું સત્ય વિવેક. ૨૨
તારે રૂપે સ્વામી અમો દહ્યાં અનંગ, અધર સુધામૃત ઘોળી સુરંગ. ૨૩
મુખ મુરલીએ ગ્રહી મારી પશુપાલ, ત્યાં ગુલ્મસણી ચકિત. ૨૪
આજ ભવશત્રુ આગે મોહ પામી સર્વ, અબલાનું ગજું શું કયાં રહે ગર્વ. ૨૫
કયમ જઇયે મંદિર જો અહિં રહ્યા પ્રાણ, અંગે અંગ વીંધ્યું તારે નેણબાણ.૨૬
સર્વ જોગેશ્વરના જો ઇશ્વિર હરિ, હસી કરી ગોપી વચન મનમાંહે ધરી. ૨૭
શામજીનું ધર્યું છે તે તવ અધર, અમૃતપાન કરાવો કમલાવર. ૨૮

---

૧૨ દુર્વૃત્ત–નઠારાં આચરણવાળો. નારરોધી–વ્યભિચારી (?) ૧૫ અવલું-જે–ઓલે અર્થાત્ વિચાર કરે. ૧૬ લખી–લખે. ધૃષ્ટ–ધીટ, દૃઢ. ૨૫ ભવશત્રુ–શંકરનો દુશ્મન, કામદેવ.

## પદ ૧૫૯ રાગ આશાવરી.

શ્રી શુકજી કહે સાંભળો રાજા, જે લીલા એકાંત;
ગોપી જનનાં ભાગ્ય કહું શાં, જે માનિતી કરી ભગવાન. ૧

હસ્તકમલ ધરે કુચ ઉપર, અખિલ જગતનો સ્વામી;
લીલાએ રાસ રમે તે રસ માંડી, ગોપી મનોરથ પામી. ૨

પરીક્ષિત વળતા એણી પેરે પૂછે, જે આશ્ચર્ય મુજને સ્વામી;
જારબુધ્યે ગોપી હરિને ભજતાં, અમરસદન પામી. ૩

કાં ભૂપત તને ગયું વિસરી, પૂર્વે કહ્યું જે પ્રશ્ન;
ભાવ કુભાવે મન કર્મે વાણી, નીજપદ આપે કૃષ્ણ. ૪

સલુણા રસ રંગે નારી સંગે, ચંદ્રકિરણ ઝળહળે;
જયમ શ્રોણી વેણી યુવતી, બાહુત્રીક શું મળે. ૫

કપોલ લોલ મંડ(ન) ગંડે, રચ (ના) કિરણ કેવળ;
હંસગતિ દંતપંક્તિ, અધર અરુણતા મળી. ૬

તરણિકુંવરીતીર ધીર, નીર નીકટ જ્યાંહે;
વહે બલીન રેણુ હેમ સાંમા, જ્યોતિ ઇંદુની ગેહે. ૭

મુકુટ શીશ કાકપક્ષ, ભંમણ ત્રીલંક ધઇ ગ્રહી;
વસન તડિત જલદાભ, શોભ્યા સ્ત્રી મધ્યે શ્રીહરિ. ૮

રણક ઝણક કંકણ ક્ષુદ્રી, ઘંટિકા શો કિંકિણી;
ચરણ ઠવણ હંસગવણ, નેપુર ઘ્રુણી ઘ્રુણી. ૯

યુગ્મ યુગ્મ અંગના તે, ચારુ હાસ સુંદરી;
મેઘમધ્યે કૃષ્ણ તે, આનંદદાયક શ્રી હરિ. ૧૦

સુભગ મણિ શ્યામ દ્રુમ, નંદનંદન શોભતા;
પીયા પીયા ચિતવ્રધધલબ્ધ નીલતા. ૧૧

ગાનભેદ તુન તાનના, મંદ્ર સ્વર અલાપતી;
મુરલી નાદ વાદ શું મ(ન) આદિ બુધ્ય સ્થાપતી. ૧૨

---

૬ કપોલ–ગંડસ્થળ. ૭ તરણિકુંવરી–સૂર્યની પુત્રી, યમુના. ઇંદુ–ચંદ્ર. ગેહે–ગૃહે.
૮ તડિત–વીજળી, જલદાભ–મેઘના જેવી કાંતિવાળો. ૯ ક્ષુદ્રી–ઝીણી. ઘંટિ:

અંગમાલ ચુંબનાં, નિશાદિને વિલોકતાં;
વિહારિ નારી નાથશું, કરે કુરંગ ચાલણી. ૧૩

મદન મત્ત વિદુલાં સુ, નામૈ પુજા પ્રીયપતિ;
માનતંગ અંગ તે, સર્વ થઇ કામિની. ૧૪

## પદ ૧૬૦ રાગ વેરાડી.

અમ સરખું કોણ ધન્ય રે, જોતાં ત્રિલોક મુઝાર;
મર્યાદા વિના શ્રીહરિ, કરે અમ સાથે વિહાર. ૧

બિરદ સદા છે દર્પહર જેનાં, મેં વાલ્હા ભગવાન;
રાસ રમતાં કુંજમાં, હરિ પામ્યા અંતર્ધાન. ૨

અધ્યાય ઓગણત્રીસ થયા, પરમ કથા પાવન;
શ્રીહરિજી દીઠા નહિ, ગોપી થઇ વિહ્વલ મન. ૩

આનંદપુંજના કુંજમાંહે,ઓચિંતા રસ રાસ;
શરદ નિશા હરજી(ન) દીઠા, ગોપી પામ્યાં ત્રાસ. ૪

શ્રીરાધાજી સંગ લીધાં, સ્વામી અંતર્યામી;
ઓચિંતા હરજી ન દીઠા, ગોપી આશ્ચર્ય પામી. ૫

હાસ્ય ન કીજે સામલિયાજી, દીન તણા દાતાર;
ક્ષણ વિરહ અમો સહ્યો ન જાયે, સ્વામી તું પ્રાણાધાર. ૬

અમો વલવલું વા'લાજીરે, દાસ દુખ ન પામે;
અમૃત દૃષ્ટ રસાલ કરી, જોઇયે અમ સામે. ૭

જે દઢ થઇ કુંજે સ્વેદ ભરાયે, જોવા દહો દિશ ધાયે;
પૂરિયે આશ નિરાશ ન કીજે, એ દુખ સહ્યું ન જાયે. ૮

દયાનિધિ દામોદરજી, એવડું હાસ્ય ન કીજે;
તું વિના ક્ષણ કોટિ કલ્પ સમ, શ્રીહરિ દર્શન દીજે. ૯

એમ કરતાં કહેતાં જોતાં, નાથ ન દીજે દર્શન;
નાથજી ગયા નિશ્ચય માનો, ગોપી કરે રૂદન. ૧૦

---

પદ ૧૬૦-૨ કુંજ-લતા વગેરેથી આચ્છાદિત થયેલી જગ્યા.

પડે આખડે વનમાં રડવડે, પવન પ્રબલ જ્યમ રંભ;
કેટલીએક ચિત્રામણ લખિયાં, જાણિયે રોપ્યા સ્તંભ. ૧૧
આપણ રૂપ ભર્યાં એ બાઇ, એ તો વૈકુંઠનાથ;
જેવું કીધું તેવું ભોગવવું, એમ કહી ઘસે હાથ. ૧૨

## પદ ૧૬૧ રાગ વેરાડી.

આશાલ નિરાશ ન કીજે, ગોકુલજીવન દર્શન દીજે. ૧
મુરલી નાદે મોહ પમાડો, આઘાં તેડી ભલાં પછાડો. ૨
જે વન વૈકુંઠથી સુખદાઇ, તે વન ખાવાને ધાયેરે બાઇ. ૩
દીસે દીસે તે ભયંકર, દીસે દ્રુમ જાણે મોટા કુંજર. ૪
એક કહે હરજી ક્યાં જાશે, શોધી કાઢે અહિં પ્રગટ થાશે. ૫
સોહિણી રાત ઘણી ઉજયાલી, ચાંદલિયાને કિરણેજ બાળી. ૬
વાઘ રીંછ વરૂવાં કહેવાયે, તે વે'લા આપણને શેં નવ ખાયે. ૭
ફૂલી પનોતી દીસે વેલી, માલતી જાઇને પૂછે સાહેલી. ૮
ફુલના વાસ તમારા અતિમીઠા, નંદનંદન તમો કહિં દીઠા. ૯
નંદતણો સુત જે સુખદાઇ, કોને કહિયે એની ચતુરાઇ. ૧૦
જો મુખ અંબુજ ચારૂ મનોહર, ભામણે જાઉં ત્રિલોક સુંદર. ૧૧
આંખલડી અમૃત દષ્ટ રસાલી, મરકલડે મોહિયા વનમાલી. ૧૨
લડસડતા ચાલે મુરારિ, કંદર્પ કોટિક રૂપ મનોહારી. ૧૩
વિરહે દાધી સાહેલી પૂછે, પ્રાણ અમારા સ્યામ કને છે. ૧૪

## પદ ૧૬૨ રાગ વેરાડી.

પૂછતી હીંડે આકૂલી, વન મધ્યે જે જે દ્રુમ;
મળશે પ્રીતમ આપણો, જેને કહે છે પૂરણ બ્રહ્મ. હરિહરિ કરે સુંદરી. ૧
પૂછે કદંબ અશોક જે, વળી પૂછતાં તાલ તમાલ;
કિંસુક અર્ક પનસ ( આ ) વાટે, કહેજેરે શ્રીહરિની ભાલ. હરિ૦ ૨
બકુલ કપિત્થને પૂછતી, વન મધ્યે જે જે દ્રુમ;
પર ઉપકારી બાપડા, કો' અમને હરિ મળશે કયમ. હરિ૦ ૩

---

૧૧ રંભ-( સં. રંભા ) કેળ. પદ ૧૬૧-૪ કુંજર-હાથી.

કહે રે તુલસી અમને, હરિવલ્લભ ( રે ) પ્રેમ પ્રકાશ;
વદે સઘલાં પક્ષિઓ, અમ નાથજી તોરે પાસ. હરિ૦ ૪

કહે રે અશ્વત્થ બાપડા, હરિ સાથે રે તારે નેહ;
સહુ કો પૂજે તુજને, કહે ક્યાં છે શ્રી કૃષ્ણ [1]તેહ. હરિ૦ ૫

કોમલ મધુરી માલતી જો, ફળ સુંદર તારાં કેળ;
વન માંહે તું સુંદરી, નંદનંદન અમને મેળ. હરિ૦ ૬

કહેરે કાલીતરૂ બાપડા, વૈકુંઠ રે તારો વાસ;
અમને મેળવ નાથજી, તો જીવે રે હરિના દાસ. હરિ૦ ૭

પૂરી પનોતી વાસમતી, તું કહે રે અમને ભાળ;
ચરણ ધરૂં રે તોરે હ્દે, મારો નાથજી રે શ્રીગોપાળ. હરિ૦ ૮

હરિપદ તારે પ્રીત છે, હ્દયા રે આલિંધન;
નાથપ્રસાદે પામી રે, અમે હરિદર્શન. હરિ૦ ૯

આ મૃગ સંગાથે મૃગલી, ધન્ય એ રે નરનાર;
આપણ મંદ અભાગિયાં, રે છોડી ગયા દેવમુરાર. હરિ૦ ૧૦

જયમ કરે છલ પારધિ, મોહ પામી જીવ અજાણ;
ત્યમ દૂતોરે અંધાગારે, લઇ જાશે રે નિર્વાણ. હરિ૦ ૧૧

વેરણ રેણી બીહામણી, ક્યાં જઇયે રે અબલા નાર;
રમત રચો હવાં એહની, ધરે જે જે વનસુઝાર. હરિ૦ ૧૨

પૂતના વેષ એકે ધર્યો, એક થઇ બાલમુકુંદ;
એક વસ્ત્ર પોઢાડે પાલણે, રે એક થાયે જશોદાનંદ. હરિ૦ ૧૩

પાલણેથી જે પૂતના, હરી લીધા સામલવર્ણ;
એકે મૂકો મૂકો કહીને, જ્યમ પૂતના પામી મરણ. હરિ૦ ૧૪

એક બક વચ્છ અઘ ધેનુક, જેનો રે હરિ આણે રે અંત;
તે ગોપી લીલા રચે હરિ, એનાં ચરિત્ર અનંત. હરિ૦ ૧૫

એક ગોવર્દ્ધન લીલા રચી, ધરે અંબર પર્વત ઠામ;
એક ગૌ છાંડી વન સાંચરે, અહિં રમતા રે કૃષ્ણ ને રામ. હરિ૦ ૧૬

---

૧ પ્ર. ૨ માં (વિદિત) શબ્દ છે. ૧૧ અંધાગાર–અંધારાંવાળું ઘર–કોટડી.

વળી પગલાં નિરખે નાથનાં, વજ્ર અંકુશ ચક્ર એંધાણ;
શંખ મધ્યે પેખિયો, જેનું વેદ કરે વખાણ. હરિ૦ ૧૭

### પદ ૧૬૩ રાગ રામગ્રી.

શ્રીહરિનાં ચરણ જોતાં, આનંદ અસગુણ કહેતાં;
વળવળતાં એકઠાં સાંચરે. ૧

એક કહે ચઢાવી શીસ, કો સખી સાથે દીસે;
લાંકલ્ય પગલાં પાસે પેખિયેજી. ૨

ઉગ્ર તપ એણીએ કીધું, મન ઇચ્છ્યું સુખ લીધું;
આપણ દુખસાગરમાં પડ્યાં. ૩

આં થકાં ચરણ ન દીસે, અવનીએ આછાં ઘણાં તૃણ;
ચંપાયાં તે એકાં થયાં રે. ૪

વળી ત્યાં પ્રગટ દીસે, જોતાં જોતાં મનડું હીસે;
સખીપદ જોતાં દુખપૂર પડીયાં રે. ૫

અહિં અર્ધ પદ જુગમ, આ દ્રુમ લીધાં કુસુમ;
શ્યામહીન ક્યમ રહિયે સખી. ૬

સાંખીને ક્યમ રહિયે સજની, નથી પામતાં મરણ;
આહાં થકાં એકલાં દીસે, શ્રીહરિનાં ચરણ. ૭

એમ કેમ કરતાં આઘાં આવ્યાં, જોયે તો વિપરીત;
વલવલતી કલ્પાંત કરતી, સુંદરી ભયભીત. ૮

તેની પાસે આવી ઉભાં, સકલ વ્રજની નાર;
કહે રે બાઇ માનિતી, ક્યાં છે દેવમુરાર. ૯

શ્રીરાધાજી બોલિયાં બાઇ, તમને હોયે કલ્યાણ;
મેં અપરાધ કીધો ઘણો, તે કહું મૂકી માન. ૧૦

નાથ સાથે ચાલતાં, રમતાં વિચરતાં વન;
કહેતાં મુજને ગાલ દેશો, સાંભલો સહુએ જન. ૧૧

---

૨ લાંકલ્ય (?) ૫ દુખપૂર–દુખની રેલ.

અમર્યાદા મેં કરી, અભિમાને થઇ હું અંધ;
કહ્યું મેં થાકી થઇ, ચઢાવો સામલિયાજી સ્કંધ. ૧૨

ત્યારે હાસ્ય કરીને હા ભણી, મને કહ્યું ચઢશો કેમ;
ત્યારે મેં કહ્યું બેસો, સુખે ચઢશું એમ. ૧૩

ત્યારે બ્રહ્મભુવનનો સ્વામી, બેઠો કરીને આસનં;
બાંધી પરકર થઇ તત્પર, હરખ પામી મન. ૧૪

જેટલે આદર કર્યો ચઢવા, સમસીને જયમ;
તેટલે નયણે ન દેખું, નાથજી પરિબ્રહ્મ. ૧૫

ત્યારે પરસંસ્પર તાલી લીધી, હસ્યું સહુ કો જન;
હવે સહુ કો થયાં સરખાં, દીધાં આલિંઘન. ૧૬

ત્યારે અર્ધું દુખ ઓછું થયું, કરે કૌતુક હાસ;
રાધાજી કહે તમો મળે, અમે ભેટયા અવિનાશ. ૧૭

વળી સહુ કો વલવલે, ઘો નાથજી દર્શન;
કૃપાસાગર નામ તારૂં, સહુ કહે સ્વામિન. ૧૮

વળી જે જે રમત હરિની, આરંભી વિચિત્ર;
વિલાપ શોક સંગાથે હરિનાં, કરે ગાન પવિત્ર. ૧૯

વળી યમુનાતીર આવ્યાં, મળી કરે વિચાર;
અહિં બેસો ધ્યાન માંડો, મળે નંદકુમાર. ૨૦

એટલે અધ્યાય ત્રીશ પૂરણ, કથા શ્રીભગવાન;
વળી ગોપી પ્રીત સાથે, કરે હરિનું ગાન. ૨૧

## પદ ૧૬૪ રાગ વેરાડી.

રવિતનયા અતિ ઉદાર, અભ્ર ચંદ્ર માંહે ઝાતકાર. ૧
બેઠાં ત્યાં રચી મંડલી, સકલ સજની ત્યાં ટોળે મળી. ૨
પ્રભુજી ન ઘટે રીસ એવડી, જો અમ પદવી ઉંચી ચઢી. ૩
બ્રહ્મભુવનનો સુર રાજન, નવ પામે તારૂં દર્શન. ૪
માટે અમશું તમો કરો વિહાર. ભાગ્ય અમારાંનો નહિ પાર. ૫

---

૧૪ પરકર-કમરપટો.

તે માટ કર્યું અમો અભિમાન, તે ફળ પામ્યાં આણે સ્થાન. ૬
બરદ તમારૂં કૃપાનિધાન, તો તમો દર્શન દ્યો ભગવાન. ૭
વિરહ તમારો અતિશે દહે, જલ વિના વૃક્ષ કયી પેરે રહે. ૮
અમો તજી ઘર પતિ પરિવાર, શરણ તમારે નંદકુમાર. ૯
ચતુર નર સર્વ કરો ઉપકાર, ધર્મ રાખવા તમ અવતાર. ૧૦
ગોકુલનાં બહુ હર્યાં વિધ્ન, અરે પ્રભુ પ્રાણજીવન. ૧૧
આજ એવડું દુખ દીધું હરિ, તો પેહેલી શાને રક્ષા કરી. ૧૨
ઉંચે સ્વરે કરી કહેરે નાર, દર્શન આપો દેવ મુરાર. ૧૩
જાદવ કુલદીપક આનંદ, પ્રગટ્યા પૂરણ પરમાનંદ. ૧૪
લક્ષ્મી કરે કારજ અનુદિન, તવ ચરણાંબુજ સંવાહન. ૧૫
તે પદ અમ કુચ ઉપર ધરો, તેણે કરી હરખ મનોરથ કરો. ૧૬
કૃપાસિંધુ અમ પુરો આશ, નથી ખમાતો અતિશે ત્રાસ, ૧૭
નૂતન પદ પામ્યાં નવ દિન, દાખોજી ત્રિલોક મોહન. ૧૮
રામા હૃદે એ પદ અર્પાય, ફણધર શીશ ફરી એ નાય. ૧૯
દાસી સુખે શ્રીભગવાન, સોહે વદન જે કીજે ધ્યાન. ૨૦
અનેક કષ્ટથી રક્ષા કરી, વારે વારે કહે સુંદરી. ૨૧
નહિ કેવળ ગોપીજીવન, વ્યાપક સકલ એ પ્રાણજીવન. ૨૨
કંટક કઠણ દ્રવાલો તૃણ, નથી ખૂંચતા આણે ચરણ. ૨૩
એટેરણ કરો છો એકલા, નાથ થયા છે અતિ સોહામણા. ૨૪
કઠણ અમારાં હૃદય ગણાય, નાથ ન જાણ્યો તવ મહિમાય. ૨૫
ચરણકમલ ધરણી મંડાણ, આજ ભવ છે સદા એંધાણ. ૨૬
સુરપતિ વૃષ્ટિનિવારણ શોક, મુખ જોતાં મોહે ત્રિલોક. ૨૭
અધર સુધારસ વેણુનાદ, પરમ સુધારસ અતિમર્યાદ. ૨૮
વિસારણ સઘલા સંતાપ, અધરામૃત તવ મુખ પ્રતાપ. ૨૯

---

૧૫ અનુદિન–દરરોજ. તવ–( સં. યુષ્મદ્ શબ્દનું છઠ્ઠીનું એક૦ ) તારૂં, ૨૩ દ્રવાલો (પત્થર ?) ૨૪ એટેરણ–અટણ..

અમને તજી વન તમો ભગવાન, ઘટિકા એક તે જુગ સમાન. ૩૦
અમો તજી ઘર પતિ પરિવાર, ઘર તજી આવ્યાં વન મુઝાર. ૩૧
નગ્ન ચરણ હીંડો છો વન, કઠિણ અમારા કુચમર્દન. ૩૨
દયાસમુદ્ર તમારૂં નામ, જાણી દીજે દર્શન સ્વામ. ૩૩
ગોપી સ્તવે છે વૈકુંઠરાય, એકત્રીશ પુરણ અધ્યાય. ૩૪

## પદ ૧૬૫ રાગ વસંત.

એણી પ્રકારે ગાન કરંતી, ગાતી ગુણ ગોવિંદ;
રૂદન કરંતી સુંદર સ્વરશું, નારી કરે અતિ આક્રંદ. એણી૦ ૧

તેણે સમયે સાંભલો, પરીક્ષિત અકસ્માત આનંદ;
કંદર્પ કોટિ(વત) સુંદર, પ્રસન્ન મુખારવિંદ. એ૦ ૨

તેણે સમયે સાંભલો પરીક્ષિત, કહે શુક મુનિજન;
હવે પ્રભુજી પ્રગટ થયા, સમર્થ જુગજીવન. એ૦ ૩

ઓચિંતા હરિ મધ્યે મંડલી, ગોપીને દર્શન;
સહસા ગોપીજન ત્યાં બેઠાં, આવ્યા પ્રાણ જયમ તન. એ૦ ૪

એક ધરે કર આંગળી, એક (પ્ર)ભુકર ઝાલે;
એક લઇ ચરણ હૃદે અડાડે, એક કમલમુખ નિહાલે. એ૦ ૫

ચંદનભૂષિત સુંદર બાહુ, હૃદે ધરે એક ગોપી;
એક આલિંઘન દે પ્રભુજી કંઠે, અંગમર્યાદા લોપી. એ૦ ૬

એક પસલી ધરે હરિ આગળ, મુખથી તંબોળ માગે;
એક પ્રેમદા ધુપવાતી લાવે, મૂકે સમર જાગે. એ૦ ૭

એક દશન ડશે અધરશું, નથી ઉતરી રીસ;
નિમેષ રહિત મૂકે નહિ અબલા, પરમ રૂપ જગદીશ. એ૦ ૮

એક દષ્ટિ કરે નહિ પાછી, કામિની તૃપ્ત ન થાય;
શાંત પુરૂષ જયમ હરિપદ પામે, ફુલે અંગ ન માય. એ૦ ૯

હરખ આંસું તે ઉર ધરે, મન અતિ ઓચ્છવ આવે;
વળી યમુના તીર આવ્યાં, વિચાર કરે મન ભાવે. એ૦ ૧૦

---

૭ પસલી–પોશ, ખોબો. ૮ દશન–દાંત.

યમુના પુલિન મનોહર સુંદર, શ્રીહરિ ગોપી આવે;
સકલ મનોરથ ગોપી પામી, વિરહતાપ સમાવે. એ૦ ૧૧

ચંપક કુસુમ મંદર, પરમ કુસુમ સોહાવે;
સકલ મનોરથ ગોપી પામી, શ્રીહરિ સ્વેદ ઉપજાવે. એ૦ ૧૨

રોમાવલી પર રોમાવલી, ફલતી રહેશે તે પવન;
દર્શન ચંદ્રનું ઝળહળે ત્યમ, રહે ત્યાં છે તે વન. એ૦ ૧૩

કુચ કુમકુમ ચર્ચિત મંદિલ, શ્રીહરિ પરકર બાંધે;
ગોપી મધ્યે ઘટે લીલાતનુ, ત્રૈલોક લક્ષ્મી વાધે. એ૦ ૧૪

ગોપીજન તે હાસ્ય કરી કહે, સાંભળજો ભગવાન;
ભજતાંને ત્યાં ભજે, એક ભજે ભગવાન. એ૦ ૧૫

ભજતાં અણભજતાં એ બેહુને, ભજે નહિં ત્યાં એક;
કોણ બેહુ ભજે સ્વાર્થે, કરો ધર્મ વિશેક. એ૦ ૧૬

પરમારથ એ પ્રીત ન કહિયે, એમ કહે પરિબ્રહ્મ. એ૦ ૧૭

અણભજતાને જે ભજે, તે પ્રીતે થાય સંતાન;
ભજતાંને ત્યાં સહુ ભજે, તમે સુણો સુંદરી માન. એ૦ ૧૮

એ તો ઉછીની વટ છે, જે પ્રીતધર્મ ન હોય;
અણભજતાને તમે ભજો છો, તમ સમાન નહિ કોય. એ૦ ૧૯

ગેહબેડી લક્ષણ છે દુઃસહ, કઠિણ માયાબંધ;
તેહ તજીને તમો ત્યાં આવ્યાં, જાણો કઠિણ સંબંધ. એ૦ ૨૦

પંડિતબુદ્ધિ તમારી નારી, એમ કહો વિચારી;
અધ્યાય બત્રીશ થયા છે પુરણ, ભેટ્યા દેવ મુરારિ. એ૦ ૨૧

## * પદ ૧૬૬ રાગ કલ્યાણ.

મર્મ વચન સુણી, સ્વામી ત્રિભુવન ધણી;
રસિક રાસ પ્રારંભ, ચિંત ધાઇરી હરિરાસ ઉત્સવ બન્યો. ૧

---

૧૧ પુલીન-રેતી. ૨૦ ગેહબેડી-ઘરરૂપી બેડી. * આ પદ ઘણું અશુદ્ધ છે અને છંદનું પણ પ્રમાણ નથી.

વિરહતાપ સમાન, ગોવિંદ ગોપી મગન;
બહુ વિધની રચના કરી. હરિ૦ ૨

ધરી મંડાણ કૃષ્ણ ગોપેશ્વર, નારીશ્વર અંગના મંગના મધ્ય કમલાપતિ;
હરિ કંઠે પ્રીયા કરી. હરિ૦ ૩

હરિભુજ શ્યામ ત્રીયા વિમાન, શતસંકુલ ભયંતી. ૩

સુરિનર મુનિજન પ્રશંસી, અવલોકન જે જે કહે વચન;
વૃષ્ટિકુસુમ સ્વર્ગથકી સકલ પ્રીયાસહિત ચકિત દુંદુભિ જે જે શ્રી પરિગ્રહ. હ૦ ૪

વલે નેપુર ધ્રુ(ધ્વ)નિ કિંકિણી કટિમેખલા, શબ્દ સુભગ સુંદર પ્રીયા નીકર
ગંધર્વ રીઝે ત્રીસંગ. હ૦ ૫

માન નિર્મળ શ્રીરંગ રસિક રાસમંડલ કમલાવર હરિરૂપ દેવકીતન ભગવાન,
મધ્યે મરકત મણિ, તે અંગના ભુઅવિલાસ, પદ હસ્ત અંગ એસુ સમીત
ચલણ દુતીપે ચલ ગલે કુંડલ મીશ્રિત સ્વેદહેતશયલ, કંબરી ચતર કૃષ્ણ
સંગ ગાન શ્યામા સુંદર સાજે. હ૦ ૬

ગૌ તમારી તે ચંચલ શ્યામસુંદર સહિત તસગ બધંન ચતુ બીરાજે. હ૦ ૬

કુચી સ્વર ત્યાં સુધીર, કૃષ્ણ સંગ રમતાં પ્રીયા, પરમ મુદિત શ્રુતિ અંગ
સહિત શ્રી હરિને સ્વર દેતી અન્યોઅન્ય તે પૂજતી ભલીજી ભલીજી કહેતી
અરથાન ચિત. હ૦ ૭

કોઇક કથા કિર્તન શ્રી હરિ સ્કંધ વિલંબી ચંદન ભુજ પરમ હરિ રોમાંચિત
તવે પીયાશું ચુંબન દેતી વિપરીત કુંડલ એમ વ્રજે દર્પભરી. હ૦ ૮

તંબોલ ચાવી તે દાન પ્રીતશું આવ્યા ભગવાન પુટર્પગાત ઘોત, મેખલા નેપુર
કોયેક સમે અમ વિરહરી, હસતાં કુચ ધરે એકાંત કંથ પામી જે કમલાવર. હ૦ ૯

વિલાસ હાસ વખાણ હરિ સુંદરી રમણ કુવે રંચીપતિ, આઘોવરી, રસિક
ત્રિલોક મોહન. હ૦ ૯

કહહ સાજે આવળી હરિ શું અંગના મલી, નેપુર કિંકિણી ગોખ ભમર
હસત તાન તો રંગ, મૂર્છા કોટિ અનંગ ગંધર્વ જે ત્રીસંગ તેણે બંધાં હ૦ ૧૦

અમોઘ લીલા શાંત, સ્વેદ વદન હરિ કરી પટક માર્જન કરતી વિલાસ, હાસ
નિરખી અતિ પ્રેમયુત, પુનકજ અંગના હરિ. હ૦ ૧૧

જે જે દેવ સ્તવે, વૃષ્ટિ કુસુમ પુંગવે, ત્રીયા ગણ મધ્ય છતી શોભા, જે ક્ષણ જેમ ગજરાજ માતંગ હસ્તિનીયુગ્મ હીરત ચંજની નીશા અતિ આભા કરણ સરે હરિ. હ૦ ૧૨

પદ ૧૬૭ રાગ ધનાશ્રી.

વળતા પૂછે પરીક્ષિત રાયજી, સ્વામી મુજને આશ્ચર્ય થાયજી. ૧
સકલ ધર્મનો રાખણહારજી, બ્રહ્મ સ્વરૂપી હરિ અવતારજી. ૨
અખિલ જગતનો એ છે સ્વામીજી, તે કયમ કહિયે પરસ્ત્રીગામીજી. ૩
શુકજી કહે છે અમૃત વાણીજી, ભૂપત તણે શી બુદ્ધિ પ્રમાણજી. ૪
વિશ્વેશ્વર તે આશા જાણજી, ભક્તવત્સલ છે સારંગપાણજી. ૫
એક કલા છે જે વિચિત્રજી, સર્વગ્રાસી અને પવિત્રજી. ૬
જે વિષ દુઃસહ સહુને અગમ્યજી, કંઠે રાખ્યું શિવજીએ કયમજી. ૭
એ આચરવું હરજીનું જોયેજી, રખે પડે ભ્રમે માનુષ કોયેજી. ૮
નર અહંકારી મન વિચિત્રજી, જે જન સુણશે તેહ પવિત્રજી. ૯
સર્વતણો આત્મા છે એકજી, ગોપી સર્વમાં આ વિવેકજી. ૧૦
એ પુરુષને જે કો ધાયેજી, સર્વ તમથી તે મૂકાયેજી. ૧૧
માયાએ મોહ્યાં ગોપી ભક્તજી, સુખે રહ્યાં ને વિરક્તજી. ૧૨
બ્રહ્મરચના એ સર્વ એકજી, કોયે ન જાણે તેહ વિવેકજી. ૧૩
પ્રાતઃકાલે ગોપીજનજી, સહુ પધાર્યાં સ્વર્ગ ( નિજ ) ભુવનજી. ૧૪
બ્રહ્મરજની વીતી એકજી, કોયે ન જાણે તેહ વિવેકજી. ૧૫
જઇ આરંભ્યો ગૃહવ્યાપારજી, કોણે ન જાણ્યો તે વિસ્તારજી. ૧૬
રહશે ( રહસ્ય ) લીલા સુણશે જેહજી, સકલ મનોરથ પામે તેહજી. ૧૭
મુજને વા'લા શ્રી જુગદીશજી, અધ્યાય પૂર્ણ થયા તેત્રીશજી. ૧૮
શ્રોતાજનની પહોતી આશજી, બુદ્ધિમાને કહે લક્ષ્મીદાસજી. ૧૯

પદ ૧૬૮ રાગ ગોડી.

કહે રે મને કામિની, તું કાં શ્વાસ ભરાણીજી;
પરસેવો તને કાં વળ્યો, ભમર બહુ ભીંજાણી; સાચું બોલોજી૦ ૧

---

પે: ૧૧ તમ–અંધકાર, પાંપ.

રાધા કહે હું ભૂલી પડી, વાટ મેં નવ જાણીજી;
વનમાં બીહની એકલી, અતિશે ત્યાં ઉન્નણી. સાંભળ સુંદરી૦ ૨

આજ જે વેણી ગુંથી હતી, છૂટી કયમ વિખરાણીજી;
ઉતાવળ એવડી શી હતી, જૂડી નવ બંધાણી. સાં૦ ૩

ભમરો ત્યાં આવીને બેઠો, ઉડાડતાં શિર છૂટ્યુંજી;
યત્ન કરીને બાંધતાં, વચ્ચેથી નાડું તૂટ્યું. સાં૦ ૪

અતલસની નવી શિવડાવી, સહિયરે વખાણીજી;
તે ચોળીની કસ કયમ તૂટી, આવડું કયાં ચોળાણી. સાં૦ ૫

મારૂં હેડું આવ્યું ફાટવા, વાએ કરીને કાંપ્યુંજી;
પીડા ટાળવાને મેં ચોળ્યું, કરે કરીને ચાંપ્યું. સાં૦ ૬

ફુલ આવડાં કયાં થકી, મારગ કોણે આપ્યાંજી;
એવો રસિયો કોણ મળ્યો, ( જે ) પ્રીત કરીને થાપ્યાં. સાં૦ ૭

વાડી થકી ઘેર આવતાં, મને મલિયો શ્રીવનમાળીજી;
સમ દઇને તેણે આપ્યાં, વાચા તેની પાળી. સાં૦ ૮

મુખ તંબોળ દીસે ઘણો, લાગ્યો છે લોચનજી;
સુખ સરખું અતિ ભાસે છે, દીધું છે ચુંબન. સાં૦ ૯

નિસરતાં માતાએ મુજને, બીડી ત્યાં ચવરાવીજી;
તંબોળ લઇને આંખે છાંટચો, ખરખર વાને આવી. સાં૦૧૦

હાર હેડે ઉઠચો છે, કોમળ તારૂં અંગજી;
જાણિયે છે જે વા'લો મળિયો, દીધું આલિંઘન. સાં૦૧૧

સ્ફાટિક મણિની માલા પડીતી, દીઠી તે મેં લીધીજી;
શીતલ જાણી હૃદયે ચાંપી, તત્ક્ષણ નાખી દીધી. સાં૦૧૨

અધર દંત આ કયાં બેઠા, શરીરે નખ લાગ્યાજી;
તરુણી તારાં તન વિષે, કામબાણ શાં વાગ્યાં. સાં૦૧૩

પોપટ અતિશે મીઠા બોલો, દીઠો ને મેં ઝાલ્યોજી;
ચંચલ નખ દઇને વછૂટચો, તત્ક્ષણ નાસી ચાલ્યો. સાં૦૧૪

---

૨ ઉન્નાણી—ચાલી. ૩ જૂડી—વાળ બાંધવા તે. ૧૦ ખરખર વા આવવાથી તંબોલ આંખે છંટાયો. ( ? )

કસ્તુરી આ ક્યાં થકી, પરિમળ અતિ ગંધાયજી;
મેં કહિયે દીઠા નથી, તેવો આવે વાય. સાં૦ ૧૫

શિલાએ મૃગ બેઠો હતો, ત્યાં જઇને હું બેઠીજી;
દૃષદમાંહેથી વાસના, મારા તનમાંહે પેઠી. સાં૦ ૧૬

ચરણો અવળો ક્યાં પહેર્યો, જ્યમ ત્યમ વીંટી ફાળીજી;
સ્વસ્થ થઇને સુંદરી, પહેરો વસ્ત્ર વાળી. સાં૦ ૧૭

સાદ ત્યાં સહિયરે કીધો, ઉતાવળ અધિકેરીજી;
જ્યમ ત્યમ વીંટીને નિસરી, હવે પહેરશું ફેરી. સાં૦ ૧૮

પાછળ શામાટે પડી, નિસરી હતી અમ પહેલીજી;
સાથ અમારો મેલીને, ગઇ હતી ત્યાં વહેલી. સાં૦ ૧૯

વનમાંહે ભૂલી પડી, બેઠી ત્યાં એક ઠારજી;
જાણ્યું પડખું તમને, તેણે લાગી વાર. સાં૦ ૨૦

શ્યામ સુંદર તુજને મળ્યા, દીસે છે સજાઇજી;
ઉત્તર જે તું આપે છે, જાણી મેં ચતુરાઇ. સાં૦ ૨૧

જેણી વાટે હરિ હોયે, તેણી વાટે હું નવ જાઉંજી;
આજ જો હરિ દીઠા હોય તો, કહો તેવા સમ ખાઉં. સાં૦ ૨૨

સમ તો તારે સુખડી, જે ચાલે વ્યભિચારજી;
સાચું તે ત્યાં ક્યાંથી બોલે, જેને મળિયો જાર. સાં૦ ૨૩

જે જેવું હોય તેવું જાણે, મારે નહિ કાંઇ છાનુંજી;
પોતાનું સાચું કરૂં ને, પરતું સાચું માનું. સાં૦ ૨૪

નેમ માહરે એવો છે જે, પરપુરૂપ ભાઇ બાપજી;
ભાલણપ્રભુ રઘુનાથજીને, નામે જાયે પાપ. સાં૦ ૨૫

## પદ ૧૬૯ રાગ ગોડી.

કહે રે મને કામિની તું, ક્યાં શીખી ચતુરાઇજી;
આહીરડામાંહે ઉછરી, ગોપતણી તું જાઇ. સાચું બોલોજી૦ ૧

---

૧૫ પરિમળ–સુગંધ. વાય–પવન. ૧૬ દૃષદ્–પત્થર. વાસના–વાસ. ગંધ. ૧૮ ફેરી–ફેરવીને. ૨૦ પડખું–પાસે–પરખું ?

કવિ કો ગોકુલમાં નહિ, તો કોણે તને ભણાવીજી;
કામશાસ્ત્રની કલા એવડી, તુજમાં ક્યાંથી આવી. સા૦ ૨

રાજહંસ દીઠા નથી તો, ચાલ કો'ની લીધીજી;
વ્યંગ બોલવું આવડું, એ મતિ કોણે દીધી. સા૦ ૩

હાવભાવ ક્યાંથી શીખ્યાં ને, આંખડલીના ચાળાજી;
કામી નરને બાંધવા, [1]હારતણા જેમ ગાળા. સા૦ ૪

સહુશું મીઠું બોલવું, અને રાખવું મનજી;
જૂઠાં તે સાચાથી રૂડાં, ક્યાં શીખ્યાં વચન. સા૦ ૫

સુરતભેદની ભાવના તમે, કોણ કનેથી જાણીજી;
થોડી વયમાં ક્યાંથી શીખી, એવી મીઠી વાણી. સા૦ ૬

[2]સઘળીએ શ્યામા રહી, ને નંદકુંવર થયો તારોજી;
વચન કહીને ટાળિયે, સંદેહ સઘળો મારો. સા૦ ૧૦

હાસ્ય કરીને કહે મૃગનયણી, સત્ય કરી હું ભાખુંજી;
તું મનમાની માહરી, ગોપ્ય કાંઇ નવ રાખું. સાંભળ સુંદરી ૧૧

યૌવન ને પગની ચંચળતા, લઇ મેલી લોચનજી;
કટિ કીધી અતિ પાતળી, ઉરજ કર્યાં અતિ ઘન. સાં૦ ૧૨

એણે બેહુએ મળીને, શીખામણ દીધી વારૂજી;
અંતર બેઠો શીખવે છે, મન્મથનો અધ્યારૂ. સાં૦ ૧૩

[3]વય પલટાણી જેટલે, મેં દીઠા સુંદર શ્યામજી,
ત્યારે મેં જાણ્યું મનમાંહે, બહાર પગટ્યો કામ. સાં૦ ૧૪

સર્વસ્વ એને સોંપિયે, તે વશ ક્યમ ન થાયજી;
આત્મસમર્પણ [4]ઉપ્રરો, બીજો નથી ઉપાયજી. સાં૦ ૧૫

---

૧ પ્ર-૨ વિરણતણા જે ગાળાજી. ૨ પ્ર-૨ જેણે વા'લો વશ કીધો, ચિતહું તેનું હરિયુંજી; તે વિદ્યા મુજને શીખવો. જે તેં કામણ કરિયું. ૩ પ્ર-૨ એવે હું જીવણને મળી ને, શીખામણ દીધી મુજનેજી; લાજ એણે લોપાવી, સત્ય કહું છું તુજને. ૪ પ્ર-૨ ઉપર. ૧ જાઇ-પુત્રી. ૬ સુરત ભેદ-રતિના પ્રકાર. ૧૧ ગોપ્ય-છાનું. ૧૨ ઉરજ-સ્તન. ઘન-ધાટાં. ૧૩ અધ્યારૂ-( સં-અધ્વર્યુ ) ભણાવનારો, મહેતાજી.

હું તો એની થઇ રહી, જાણિયે જે વેચાણીજી;
ફરી આટો થાયે નહિ, જેમાં ભળિઉં પાણી. સાં૦ ૧૬
આણે ભવ એ માહરે, બીજો નહિ કો સ્વામજી;
મન ગમે તેવા થાજો, ભાલણપ્રભુ શ્રીરામ. સાં૦ ૧૭

## પદ ૧૭૦ રાગ ગોડી.

[1]સાંભળ બે'ની વાતડી, તું શા માટે કરમાણીજી;
આગેતું કાંઇ નથી દીસતું, તારા મુખનું પાણી. મારી સજનીજી ૧

વળતી વનિતા એમ કહે, મન નંદકુંવરશું વળગ્યુંજી;
જાણિયે જે રહેણે જડયું, તે [2]કોણે ન થાયે અળગું. મા૦ ૨

રાત દિવસ હું ટળવળું, પણ સ્વપ્નમાંહે નવ દેખુંજી;
એક જીહ્વાએ શું કહું, તે દુઃખતણું ત્યાં લેખું. મા૦ ૩

આંગણુડે ઉભી રહું, જાણું આણીવાટે હરિ આવેજી;
નયણ કટાક્ષ નિહાળતાં, તનનો તાપ સમાવે. મા૦ ૪

મોહન મુખના મરકલડા, સંભારી સંભારીજી;
જોવા જીવ તપે ઘણું, પણ સ્વજન રાખે વારી. મા૦ ૫

વનમાં વાજે વાંસળી, તે ઘરમાંથી સાંભલિયેજી;
લોકલાજથી જઇ નવ શકિયે, અંતર્ગત અતિ બળિયે. મા૦ ૬

ગૌ દોહતાં એમ જાણું, આ દૂધ હરિને પાઉંજી;
વળી વિમાસણ એમ કરૂં, કયમ દુર્જનમાંહે સમાઉં. મા૦ ૭

દહિં રૂડું જામ્યું દેખી, ઇચ્છા એવી કીજેજી;
ભોગ લાગે ભૂધરજીને, સાસુ નણદર ખીજે. મા૦ ૮

માંખણ ઉતારી રહું, જાણું હરિના મુખમાં મેલુંજી;
જ્યાં ત્યાં દુર્જન દેખિયે, ક્ષણ નવ પામું વીલું. મા૦ ૯

[4]કુંદનમાંહે હીરા જડાવી, કુંડળ નવાં ઘડાવુંજી;
કર્ણે સોહે કરૂણાનિધિને, કરે કરી ચઢાવું. મા૦૧૦

---

૧ મ-૨ કહેરે મને કામિની, તું શા માટે રીસાણીજી; ૨ પ્ર-૨ કેમે, ૩ પ્ર. ૧ ગ્રાગ્રા. ૧૫ સર્વસ્વ-પોતાની માલિકીનું સઘળું. આત્મસર્પણ-દેહનું અર્પણ કરવું તે. ઉફરો-ઉપર, બીજો. ૨ રહેણે-રેણે. ૯ વીલું-એકલું.

સુંદર ઘરમાં લોબરી, જાણું જીવણને ઓઢાડુંજી;
સામા રહી નિહાલતાં, હૈડું થાયે ટાઢું. મા૦ ૧૧

કનકતણી કરૂં પાવડી, તેણે ચઢી ચતુર્ભુજ ચાલેજી;
રત્ને જડાવું લાકડી, કેશવજી કરમાં ઝાલે. મા૦ ૧૨

પાંપણ ઉપર પાઘડી, મુજ સાસું નિહાલેજી;
જાણું જોઉં જીવનને, તાપ તનનો ટાળે. મા૦ ૧૩

સાન કરે મને સામલિયો, જાણું જાઉં છાનીજી;
સાથે સહિયર તેહું એવી, કો નહિ [1]મનમાની. મા૦ ૧૪

લાજે કહી શકું નહિ, એ'નડી તુજને કાંઇજી;
એકવાર જાણું ઓચિંતા, સુંદરવર દે સાંઇ. મા૦ ૧૫

મનમાં ઇચ્છા અતિ ઘણી, કરૂં નહિ પ્રકાશજી;
વિધતાએ શેં નવ સરજી, નંદના ઘરની દાસ. મા૦ ૧૬

આશા કીજે અતિ ઘણી, પણ દૈવતણે વશ પ્રાણીજી;
એવું વા'લું કો નથી, જે હરિને આપે આણી. મા૦ ૧૭

કો મેલાવે માવને, જે માગે તે આપુંજી;
ભાલણપ્રભુ રઘુનાથ ઓલખ્યા, અંતર્ગત અતિ થાપું. મા૦ ૧૮

## પદ ૧૭૧ રાગ ગોડી.

સાંભળ(રે) સખી કહું હું સાચું, ઘરથી માંડી રીતજી;
પહેલી મારે જયમ થઇ છે, સુંદરવરશું પ્રીત. એણે મન હર્યું. ૧

વાંસલડી વજાડતો મારા, ઘર આગળ થઇ ચાલ્યોજી;
જાણિયે મહા ગજ મદભર્યો, તે કોણે ન જાયે ઝાલ્યો. એ૦ ૨

હું આંગણે ઉભી રહી, મેં દીઠા નંદકુમારજી;
સુંદરતા તો શી કહું, જાણે મન્મથનો અવતાર. એ૦ ૩

અંગોઅંગ નિહાળતાં, મેં હરિનાં સ્થાન સ્થાનજી;
રૂપ ને ચતુરાઇનું મારૂં, તત્ક્ષણ ગયું અભિમાન. એ૦ ૪

---

૧ પ્ર-૧ મનની માની. ૧૫ સાંઇ-આલિંગન. ૧૮ માવ-ઘણી.

માંહેમાંહે મેલિયાં, નયન તણા ત્યાં બાણજી;
એને તો લાગ્યાં નહિ, પણ ઘાયલ થયા મમ પ્રાણ. એ૦ ૫

ચંચલતા તો શી કહું, એની આંખલડી અણીઆલીજી;
ખૂણે બેહુયે રાતડી, માંહે કીકી કાલી. એ૦ ૬

કો જાણે નહિ હરજીએ કહ્યું, હું મનમાં રહી વિચારીજી;
જાણું એ પૂઠે ( હું ) જાઉં, પણ કુલની લાજે વારી. એ૦ ૭

ભોજન તો ભાવે નહિ, અને ગમે નહિ [૧]શણગારજી;
કુસુમ ચંદન શીતળ ઘણાં, તે અંગ લાગે અંગાર. એ૦ ૮

ચિત્ત રાખ્યું રહે નહિ, એને ગુણે ગ્રહીને તાણ્યુંજી;
હું જ્યારે સૂની થઇ, માતાએ ત્યાં જાણ્યું. એ૦ ૯

સાથે સહિયર અતિ ઘણી, મળે નહિ એકાંતજી;
કાંઇયે કહી શકું નહિ, તો ક્યાંથી પામું શાંત. એ૦ ૧૦

અવગુણ તો મનમાં વસે, જ્યાં લગે નયણ ન દીસેજી;
મીટે મીટ જ્યારે મળે, ત્યારે જાવા હેડું હીસે. એ૦ ૧૧

જોતાં જુગમાં કો નહિ, એની બીજી જોડજી;
તે કારણથી મુજને થાયે; એશું રમવા કોડ. એ૦ ૧૨

ઘરમાંહે રહ્યું જાયે નહિ, અતિ તાલાવેલી થાઉંજી;
મહી વેચવા મિષે કરી, જાણું વૃન્દાવનમાં જાઉં. એ૦ ૧૩

રાસમંડળમાં હું ગઇ, ત્યાં આરતડે ભરાણીજી;
બહુનાયિકશું પ્રીત કશી, પહેલી વાત ન જાણી. એ૦ ૧૪

ચિત્તમાંહે ચિંતા ઘણી, અતિ આરત અંતર આણીજી;
વિણ પ્રીછે એવા મૂરખને, મારા બાપે કાં પરણાવી. એ૦ ૧૫

પિતાએ પ્રીછ્યું નહિ, વાત કરી એ ખોટીજી;
શ્યામસુંદરને શેં નવ દીધી, યદ્યપિ હતી મોટી. એ૦ ૧૬

સરખે સરખું નવ જુએ તે, વા'લાં વેરી સમાનજી;
જેને ભાવે બાવળ બોરડી, ઉંટ આગળ ધરે પાન. એ૦ ૧૭

---

૧૪ આરતડે-હોંશે. ઇચ્છાએ. ૧૬ યદ્યપિ જો કે. પ્ર. ૧ શૃંગારજી.

ભલું માનો કે જૂઠું માનો, સગાં સહુ કો સાથજી;
સંસારમાં મુજને વા'લો, ભાલણપ્રભુ રઘુનાથ. એ૦ ૧૮

### પદ ૧૭૨ રાગ ગોડી.

ઘરથકી માંડી કહું, વાત પહેલા દિનનીજી,
જેણે પ્રકારે હું થઇ, દાસી જુગજીવનની. સુખ પામી ઘણું. ૧

ભૂલી વૃન્દાવન ગઇ, ત્યાં મળિયો કુંજવિહારીજી;
સુંદર વરે સમ દઇને, મટુકી મુજ ઉતારી. સુ૦ ૨

નંદજીના સમ છે સુંદરી, તમ સાથે કરૂં કાંઇ આળજી;
દૂધ દહિં તારૂં નહિ પીઉં, સંદેહ મનથી ટાળ. સુ૦ ૩

વિનય કરીને બેસારી, મારા હૈડામાંહે પેઠોજી;
ઉંધા પગ ઘાલીને આગળ, પ્રીત કરીને બેઠો. સુ૦ ૪

કર ઝાલીને વળતી મુજને, માયામાંહે પાડીજી;
અતિશે કોમળ આંગળી, કહી ટાચકડાં વજાડી. સુ૦ ૫

શું વખાણું સુંદરી, આ ગોરો પંજો તારોજી;
ત્રાજુડાં મ પડાવશો, ભાવ મનનો મારો. સુ૦ ૬

એક ચિબુક એ કાં ગાલે છે, એણે બહુએ સરશેજી;
જે કો નયણે નિહાળશે, તે પાસામાંહે પડશે. સુ૦ ૭

મેલી કરની આંગળી, પછે ચરણે ઘાલ્યો હાથજી;
મેં તવ પાણે સાહિયા, તમે અમારા નાથ. સુ૦ ૮

પગ રંગુ હું પદ્મિણી, જો પડખો લગારજી;
પછે તમે પધારજો, ક્ષણુ નહિ લાગે વાર. સુ૦ ૯

એવું કહીને ચરણ તલાંસે, મુખ સામું નિહાલેજી;
જાણિયે કોયે દેવતા, તે નયણ નિમેષ ન વાળે. સુ૦ ૧૦

હાર જુએ ને ઉર ઉઘાડે, ગલગલિયાં કરે પ્રીતેજી;
ગાલે ત્યાં ચુંબન કરે, રમવાતણી રસ રીતે. સુ૦ ૧૧

---

૨ કુંજવિહારી–કુંજમાં વિહાર કરનાર–કૃષ્ણ. ૬ ત્રાજુડાં–છુંદણાં. ૭ ચિબુક–હડપચી. ૯ પદ્મિણી–ચાર પ્રકારની નાયિકા પૈકી ઉત્તમ નાયિકા.

વેસરતું મોતી જુએ ને, હાથ ફેરવે ગાલજી;
વાટ જોઇ મેં અતિઘણી, કામિની તારી કાલ. સુ૦ ૧૨

હરિ સામું જોવંતાં મારી, ચોળી તણી કસ ત્રૂટીજી;
કાયા ત્યાં વિહ્વળ થઇ, કટિથી ફાલી છૂટી. સુ૦ ૧૩

રોમાંચિત ત્યાં હું થઇ, ધ્રૂજે મારો દેહજી;
વળી વળી કહે શા માટે, મુજશું આણો નેહ. સુ૦ ૧૪

સાચું કહું છું સુંદરી, આણે મન વિશ્વાસજી;
મોટમ તો મેં પરહરી, હું છું તમારો દાસ. સુ૦ ૧૫

મેં કર્યું તેમ તમે કરોને, વેર તે મુજશું વાળોજી;
એ અપરાધ ક્ષમા કરજો, જે મેં કીધો ચાળો. સુ૦ ૧૬

ખસતાં ખસતાં ફુલતણી મને, સેજ ઉપર બેસારીજી;
મુખમાંહે બીડી મેલી, લવિંગ એલચી સારી. સુ૦ ૧૭

મારા સમ છે શ્યામા આપો, અધચાવ્યો તંબોળજી;
મુખેમુખ અડાડતાં, ઉપન્યો રંગનો રોળ. સુ૦ ૧૮

આપંતાં અધરે ડશી, ત્યાં કાયા મારી કાંપીજી;
ના ના મા મા રહો રહો કરતાં, હૃદયાશું લઇ ચાંપી. સુ૦ ૧૯

પછે વાત હું શી કરૂં, મેં લાજે નવ કહેવાયજી;
ભાલણપ્રભુ રઘુનાથજીને, તત્ક્ષણ સોંપી કાય. સુ૦ ૨૦

## પદ ૧૭૩ રાગ મારૂ.

સોના કેરી વેલડી, તેની શાખા કલી કહાન,
નવપલ્લવ પરવાલજી, શો તેના પદ કર અદ્ભુતાં પાન.

રંચ ન ખીજવેરે, રસમાં રીઝવે રે,
વા'લા નાનકલી શી નાર, તેના કુચ સકોમળ કુમાર. રં૦ ૧

વેણીને ગુંથી ફુલડેરે, તેને ચાક ન ઘાલી શીશ;
ભૂષણભારે ડગમગેરે, કાંઇ ડગલાં ભરે દશવીશ. રં૦ ૨

૧૩ ફાલી–સાડી. ૧૮ રોળ–ઘણો. ૧–પદ–પગ. કર–હાથ. રંચ–જરા, લગાર.

ભલું માનો કે જૂઠું માનો, સગાં સહુ કો સાથજી;
સંસારમાં મુજને વા'લો, ભાલણપ્રભુ રઘુનાથ. એ૦ ૧૮

## પદ ૧૭૨ રાગ ગોડી.

ઘરથકી માંડી કહું, વાત પહેલા દિનનીજી,
જેણે પ્રકારે હું થઇ, દાસી જુગજીવનની. સુખ પામી ઘણું. ૧
ભૂલી વૃન્દાવન ગઇ, ત્યાં મળિયો કુંજવિહારીજી;
સુંદર વરે સમ દઇને, મટુકી મુજ ઉતારી. સુ૦ ૨
નંદજીના સમ છે સુંદરી, તમ સાથે કરૂં કાંઇ આળજી;
દૂધ દહિં તારૂં નહિ પીઉં, સંદેહ મનથી ટાળ. સુ૦ ૩
વિનય કરીને બેસારી, મારા હેડામાંહે પેઠોજી;
ઉંધા પગ ઘાલીને આગળ, પ્રીત કરીને બેઠો. સુ૦ ૪
કર ઝાલીને વળતી મુજને, માયામાંહે પાડીજી;
અતિશે કોમળ આંગળી, કહી ટાચકડાં વજાડી. સુ૦ ૫
શું વખાણું સુંદરી, આ ગોરો પંજો તારોજી;
ત્રાજુડાં મ પડાવશો, ભાવ મનનો મારો. સુ૦ ૬
એક ચિબુક એ કાં ગાલે છે, એણે બહુએ સરશેજી;
જે કો નયણે નિહાળશે, તે પાસામાંહે પડશે. સુ૦ ૭
મેલી કરની આંગળી, પછે ચરણે ઘાલ્યો હાથજી;
મેં તવ પાણે સાહિયા, તમે અમારા નાથ. સુ૦ ૮
પગ રંગુ હું પદ્મિણી, જો પડખો લગારજી;
પછે તમે પધારજો, ક્ષણુ નહિ લાગે વાર. સુ૦ ૯
એવું કહીને ચરણ તલાંસે, મુખ સામું નિહાળેજી;
જાણિયે કોયે દેવતા, તે નયણ નિમેષ ન વાળે. સુ૦ ૧૦
હાર જુએ ને ઉર ઉઘાડે, ગલગલિયાં કરે પ્રીતેજી;
ગાલે ત્યાં ચુંબન કરે, રમવાતણી રસ રીતે. સુ૦ ૧૧

---

૨ કુંજવિહારી–કુંજમાં વિહાર કરનાર–કૃષ્ણ. ૬ ત્રાજુડાં–છુંદણાં. ૭ ચિબુક–હડપચી. ૯ પદ્મિણી–ચાર પ્રકારની નાયિકા પૈકી ઉત્તમ નાયિકા.

વેસરનું મોતી જુએ ને, હાથ ફેરવે ગાલજી;
વાટ જોઇ મેં અતિઘણી, કામિની તારી કાલ. સુ૦ ૧૨

હરિ સામું જોવંતાં મારી, ચોળી તણી કસ તૂટીજી;
કાયા ત્યાં વિહ્વળ થઇ, કટિથી ફાલી છૂટી. સુ૦ ૧૩

રોમાંચિત ત્યાં હું થઇ, ધ્રૂજે મારો દેહજી;
વળી વળી કહે શા માટે, મુજશું આણો નેહ. સુ૦ ૧૪

સાચું કહું છું સુંદરી, આણે મન વિશ્વાસજી;
મોટમ તો મેં પરહરી, હું છું તમારો દાસ. સુ૦ ૧૫

મેં કર્યું તેમ તમે કરોને, વેર તે મુજશું વાળોજી;
એ અપરાધ ક્ષમા કરજો, જે મેં કીધો ચાળો. સુ૦ ૧૬

ખસતાં ખસતાં ફુલતણી મને, સેજ ઉપર બેસારીજી;
મુખમાંહે બીડી મેલી, લવિંગ એલચી સારી. સુ૦ ૧૭

મારા સમ છે શ્યામા આપો, અધચાવ્યો તંબોળજી;
મુખેમુખ અડાડતાં, ઉપન્યો રંગનો રોળ. સુ૦ ૧૮

આપંતાં અધરે ડશી, ત્યાં કાયા મારી કાંપીજી;
ના ના મા મા રહો રહો કરતાં, હૃદયાશું લઇ ચાંપી. સુ૦ ૧૯

પછે વાત હું શી કરૂં, મેં લાજે નવ કહેવાયજી;
ભાલણપ્રભુ રઘુનાથજીને, તત્ક્ષણ સોંપી કાય. સુ૦ ૨૦

## પદ ૧૭૩ રાગ મારૂ.

સોના કેરી વેલડી, તેની શાખા કલી કહાન,
નવપલ્લવ પરવાલજી, શો તેના પદ કર અસંતાં પાન.

રંચ ન ખીજવેરે, રસમાં રીઝવે રે,
વા'લા નાનડલી શી નાર, તેના કુચ સકોમળ કુમાર. રં૦ ૧

વેણીને ગુંથી ફુલડેરે, તેને ચાક ન ઘાલી શીશ;
ભૂષણભારે ડગમગેરે, કાંઇ ડગલાં ભરે દશવીશ. રં૦ ૨

---

૧૩ ફાલી–સાડી. ૧૮ રોળ–ઘણો. ૧–પદ–પગ. કર–હાથ.રંચ–જરા, લગાર.

કેસર કેરી ચોળી કીધી, તું જાણીશ પટ પીટ;
ઉતાર સ્યામ આકુલી, તે નાર થાંશે ભયભીત. રં૦ ૩

ઉચાલા લઇ આવિયાં, પધરાવ્યા ત્યાં હરિ સેજ;
આતુર જાણી ઉપકાર કીધો, હવે જાણશે તારૂં હેજ. રં૦ ૪

પછે બોલી સામલાની, સાહેલડી તું કર મન વિચાર;
નિહાલીને પ્રભુગુણ પૂરણ, નહિ ફૂલડાંચો ભાર. રં૦ ૫

મલ્યાં સાહેલડી યૂથડાં તે, ગાયે વિવિધ પ્રકાર;
શીપેર ગાયે નારસિંહો, જિહ્વા એક અનેક વિહાર. રં૦ ૬

## પદ ૧૭૪ રાગ ગોડી.

શુકદેવ કહે પરીક્ષિતને, રાજા તું અવિધારજી;
ચોત્રીસમા અધ્યાય તણી, કથા કહું વિસ્તાર. સાંભળ રાયજી. ૧

એક વાર સહુ ગોપ મળી, અંબિકાની યાત્રાયજી;
સરસ્વતીનો પ્રવાહ વહે છે, ચાલી ગયા સહુ ત્યાંય. સાં૦ ૨

સ્નાન નિત્ય તે માંહે કરી; કીધું શિવદર્શનજી;
બ્રાહ્મણ અતિ સંતોષિયા, આનંદ આણી મન. સાં૦ ૩

એક રાત્ર ત્યાંહિ વસ્યા, અજગર હતો દેહજી;
વેગે આવી નંદરાયને, પાગે ડશિયો તેહ. સાં૦ ૪

પાગ ઘણો પછાડિયો પણ, છૂટે નહિ સાપજી;
ત્રાહિ ત્રાહિ મુજને રાખિયે, સ્વામી વિશ્વવ્યાપ. સાં૦ ૫

તારે ચરણે હું છું સ્વામી, રાખો સુંદર શ્યામજી;
સઘલે લોકે મારિયો પણ, નવ મૂકે તે ઠામ. સાં૦ ૬

કાષ્ટ બળતાં કર ધરીને, તેને કરે ત્યાં પ્રહારજી;
તોએ તે મૂકે નહિ, એવે આવ્યા દેવ મુરાર. સાં૦ ૭

ચરણસ્પર્શ આવી કર્યો, પોતે શ્રીભગવાનજી;
હરિને ચરણે કરીને દિવ્ય, દેહ પામ્યો તેણે સ્થાન. સાં૦ ૮

---

૪ હેજ–હેત. ૫ ચો–નો (પષ્ઠીનો પ્રત્યય.) ૬ નારસિંહો–નરસિંહ.

અજગરનું શરીર છાંડીને, થયો વિદ્યાધરનો તનજી;
તે તો પૂર્વે બ્રાહ્મણ હતો, કહે એમ ભાલણજન. સાં૦ ૯

## પદ ૧૭૫ રાગ ગોડી.

પૂછે પરીક્ષિત રાય, શુકજી મને કહો;
શામાટે ઋષિતન, અજગર દેહ થયો. ૧

કહે ઋષિ સાંભળ રાય, તુજને હું કહું;
એક હતો અંગિરા ઋષિ, તેની વાત લહું. ૨

દેખી કાળો કુબ્જ, મુનિતણો દેહ;
વિદ્યાધરે કર્યું હાસ્ય, કોપ્યો મુનિ તેહ. ૩

પાપી મુજને દેખી, તું હાસ્ય કરે છે સહી;
અજગરનો થઇ દેહ, પડજે પૃથ્વીમહિં. ૪

વિદ્યાધર કહે વાણ, કરસંપુટ કરી;
ક્યારે મૂકાશું નાથ, કહો કૃપા ધરી. ૫

ત્યારે ઋષિ કહે એહ, તુજને હું કહું;
શ્રીકૃષ્ણ સ્વયં ભગવાન, અવતરશે લહું. ૬

તેના ચરણનો સ્પર્શ, તુજને થાશે સહી;
મૂકાઇશ તેણે ઠામ, એવી વાત કહી. ૭

તે કારણ હરિચરણે, મૂકાણો એહ;
કરતો હવો પ્રણામ, કૃષ્ણજીને તેહ. ૮

પછે કૃષ્ણતણી આજ્ઞાએ, બેઠો વિમાન જઇ;
પામ્યો વૈકુંઠ ઠામ, તેમાં સંદેહ નહિ. ૯

વિસ્મય થયો સહુ સાથ, કૌતુક દેખી તેહ;
ભાલણપ્રભુ રઘુનાથ, ગોકુલ આવ્યા એહ. ૧૦

## પદ ૧૭૬ રાગ મારૂ.

એક વાર વૃન્દાવન માંહે, ચંદ્ર નક્ષત્ર શું ઉદયો ત્યાંહે. ૧

૩ કુબ્જ–કુબડો. ૫ કરસંપુટ–હાથ જોડવા તે.

શોભા ઘણી છે તેણે ઠામ, રમે હળધર સુંદર શ્યામ. ૨
ગૌનાં યૂથ લઇને સાથ, આનંદે રમે છે વૈકુંઠનાથ. ૩
ગોપી સાથે શ્રી ભગવાન, ક્રીડા કરે છે શ્યામલવાન. ૪
અનેક પુષ્પના પરિમલ આવે, કૃષ્ણ હળધરના મનમાંહિ ભાવે. ૫
એવે ધનદનો સેવક સાર, શંખચૂડ આવ્યો તેણે ઠાર. ૬
સ્ત્રી ધણીને ઝાલી ત્યાંહિ, ઉત્તર દેશ તે ચાલ્યો જ્યાંહિં. ૭
ત્યારે રામકૃષ્ણ લઇ તાલ તમાલ, વૃક્ષ કરમાં લીધાં તત્કાળ. ૮
પછે શંખચૂડનું મસ્તક જેહ, હરિએ હરીને લીધું તેહ. ૯
મણિ આપી બલભદ્રને હાથ, આવ્યા ભાલણપ્રભુ રઘુનાથ. ૧૦

## પદ ૧૭૭ રાગ ગોડી.

શુકદેવ કહે પરીક્ષિતને, અધ્યાય પાંત્રીશમે એહજી;
એક વાર ત્યાં ગોપ ગોપી, કૃષ્ણ હળધર એહ. સાંભળ રાયજી. ૧

ગાય ચારવા પધાર્યા, વૃન્દાવનમાં નાથજી;
માંહોમાંહે ગોપ કહે છે, ઝાલિયો તે હાથ. સાં૦ ૨

કૃષ્ણદેવને વેણુનાદે, મોહ્યો સઘલો સાથજી;
ત્યારે ત્યાં બ્રહ્મા ઇંદ્રાદિક, દેવ કહે છે વાત. સાં૦ ૩

ગોકુલમાંહે ગાય વાછરૂ, વૃક્ષ વેલી ને વનજી;
આપણ શેં નવ અવતર્યાં, કરવા પ્રભુદર્શન. સાં૦ ૪

તે વેણુનો નાદ આપણ, સાંભલિયે છે કર્ણજી;
ગાય વચ્છ ચરતાં રહ્યાં, ધ્યાન લાગ્યું હરિચરણ. સાં૦ ૫

ત્યાં વૃક્ષ વેલી ચકિત થયાં, યમુના જળ નવ ચાલેજી;
તુલસીમાળ ધરી સામલિયે, કંઠે કૌસ્તુભ હાલે. સાં૦ ૬

સરોવર નદી વિષે બેઠાં, સારસ હંસ ચકોરજી;
ધ્યાન ધરે છે આદિપુરૂષનું, અને કરે છે શોર. સાં૦ ૭

મેઘ ત્યાંહિ હળવે ગાજે, વેણુનાદને સુણવાજી;
ઉપર છાયા કરી રહ્યા છે, આપણપેં ઉદ્ધરવા. સાં૦ ૮

---

૩ યૂથ-ટોળું.

ગૌ ગોપી આગળ કરીને, ગોકુલમાંહે આવ્યાજી;
વ્રજનારીએ ભાવ ધરીને, ભાલણપ્રભુ વધાવ્યા. સાં૦ ૯

**પદ ૧૭૮ રાગ સામેરી.**

શુકદેવ કહે સુણ રાય, છત્રીસમે અધ્યાય;
વૃષભાસુર ત્યાં જેહ, ગોકુલ આવ્યો તેહ. ૧

**ઢાળ.**

વૃષભાસુર આવિયો તે, વેષ વૃષભ તણો ધરી;
શીંગડે ને ખુરિએ કરી, પૃથ્વી ત્યાં ખણે ખરી. ૨

કાલિંદીતટ ભૂ ખણેને, આરડે એવો તહિં;
ગોકુલમાંહે ત્રાડતો, પાપી તે આવ્યો જહિં. ૩

તે સાંભળીને ગોપ ગોપી, ત્રાસ પામ્યાં તેહ હો;
કહાનજીને શરણ આવ્યાં, વચન કહેછે એહ હો. ૪

તેને શબ્દ કરીને ત્યાં, ગર્ભ સ્ત્રીઓના ગળ્યા;
કૃષ્ણ કૃષ્ણ રાખિયે, એમ સર્વ કો કહેતા પળ્યા. ૫

ત્યાર પૂઠે શીંગડે મહી, પાડતો આવ્યો સહી;
આવતો શીંગડે ઝાલ્યો કૃષ્ણે, પાછો ત્યાં નાખ્યો મહી. ૬

અઢાર ધનુષ નાખ્યો પરો, તે વળી [૭]ત્રાડી આવિયો;
ત્યમ ઝાલી શીંગડાં, શિર પાખલ ભમાડિયો. ૭

કોટ તેની આમળીને, શીંગડાં કાઢયાં સહી;
પ્રાણરહિત થઇને પડયો, પણ મુક્તિમાં સંદેહ નહિ. ૮

પુષ્પવૃષ્ટિ દેવે કરી, સહુ કોને મન ભાવિયા;
ગાય સાથે નંદકુંવર, ગોકુલમાંહે આવિયા. ૯

દુષ્ટનો ત્યાં નાશ કીધો, આનંદ સહુ કોને થયો;
ભાલણપ્રભુ રઘુનાથનો, મહિમા કોણે નવ લહ્યો. ૧૦

**પદ ૧૭૯ રાગ સામેરી.**

શુકદેવ કહે સુણ રાય, સાડત્રીસમે અધ્યાય;
કેશી દૈત્ય ત્યાં જેહ, ગોકુલ આવ્યો તેહ. ૧

---

૭ ધનુષ-ચાર હાથનું પ્રમાણ.

ઢાળ.

ગોકુલમાંહે આવિયો, તે વેષ અશ્વ તણો ધરી;
કેશાવલીએ મેઘને તે, ધ્રૂજાવે આકૃતિ કરી. ૨

ચરણ (તણી) ખુરીએ કરીને, ખણે પૃથ્વી તેહ હો;
શબ્દ સુણીને ગોકુલનાં જન, ત્રાસ પામ્યાં એહ હો. ૩

એવે આવ્યા કૃષ્ણજી ત્યાં, ગોપને સાથે લઇ;
કહે તેને વાણી એવી, હવે રહે ધીરો થઇ. ૪

અરે દુષ્ટ શું બીહાવે છે, આવ આથો આપ હો;
પ્રાણ તારા હું લઉં, તું જો મારો પ્રતાપ હો. ૫

ત્યારે ઉક્રાટો થયો, ને જોડ ત્યાં નાખી સહી;
પાગ સાહી પાછલા, એકવીશ ધનુષ નાખ્યો મહી. ૬

વળી તે મુખ વિકાસીને, સામો થયો તે આપ હો.
તેના મુખમાં કર વામ ઘાલ્યો, પાડ્યા સઘળા દાંત હો. ૭

જ્યમ કોડમાંહે લોઢું બળે, ત્યમ હાથ ત્યાં બાળે સહી;
પ્રભુએ કર વધાર્યો તવ, શ્વાસ રૂંધાણો સહી. ૮

પછે ફુટ્યું પેટ ને પર, પ્રાણ ત્યાં તેના ગયા;
પુષ્પવૃષ્ટિ દેવે કરી, જય જય શબ્દ ત્યાં થયા. ૯

એવાં ચરિત્ર હરિએ કર્યાં, નારદ ઋષિ ત્યાં આવિયા;
સ્તુતિ કીધી અતિઘણી, ભાલણપ્રભુને મન ભાવિયા. ૧૦

## પદ ૧૮૦ રાગ સામેરી.

ગાય ચારવા જાય, સાંભળને કહું રાય;
અનેક ક્રીડા જેહ, રમે તસ્કરની તેહ.

ઢાળ.

રમત તસ્કરની રમે, ત્યાં કેટલા તસ્કર થયા;
કેટલાએક ગોપ તે, રખવાળ થઇને ત્યાં રહ્યા.

---

૨ કેશાવલી–(સં–કેસર)–ડોક ઉપરના વાળ. આકૃતિ–દેહ. ૭
૮ કોડ–લુહારની કામ કરવાની જગ્યા. રૂંધાણો–રોકાયો. પા૦ ૩

એવે વ્યોમાસુર દૈત્ય આવ્યો, રૂપ ગોપતણું ધરી;
રમત રમવા તેહ લાગ્યો, કપટભાવ તે મન કરી. ૩

ચોરીને તે ગોપને, તતક્ષણ લઇને સાંચરે;
ગુંફામાંહે ઘાલિયા ને, શિલા એક આડે ધરે. ૪

તે ઘણા ગોપને હરી ગયો, ગોવાળિયા થોડા રહ્યા;
કૃષ્ણ પૂછે ગોપને, સાથી સઘલા ક્યાં ગયા. ૫

વ્યોમાસુરને જાણિયો, પછે માવજીએ ત્યાં ગ્રહ્યો;
ગળું ઝાલી ભૂમિ નાખ્યો, પ્રાણ ત્યાં તેનો ગયો. ૬

પછે ગુંફામાંથી ગોપ કાઢ્યા, હર્ષ હૈયે અતિ ઘણું;
વેણુ વાતા આવિયા તે, ગોકુલ શોભા શી ભણું. ૭

એમ ચરિત્ર અનેક કીધાં, મુખે નવ જાયે કહ્યાં;
ભાલણપ્રભુ રઘુનાથજીનાં, પરાક્રમ નવ જાયે લહ્યાં. ૮

## પદ ૧૮૧ રાગ રામગ્રી.

[1]મારૂં મુખડું જોયા માટે શું થયું રે, ક્યારે કીધા માટે એવી આળ હો;
લાજ રાખું છું નંદરાયનીરે, નહિ તો શ્રવણે સુણશો ગાળ રે. મા૦ ૧

નિશદિન આવે મારે આંગણે રે, અવલોકે મારૂં અંગ રે;
ગ્રેલી સરખી આંખડી રે, મનમાં ન વસે વ્યંગ રે. મા૦ ૨

[2]પકવ કોલાં ને પ્રવાલડાં રે, મુખ આગળ શું નામ રે;
દાડમની કલિકાતણું રે, કહાનજી કહે શું કામ રે. મા૦ ૩

કનકલતા ઉપર કશા રે, બે લઘુ પર્વતશ્રૃંગ રે;
એમ અટપટું ઉચરે રે, કહે વચ્ચે વહેતી ગંગ રે. મા૦ ૪

ખંજન મીન મધુકર કહ્યા રે, તે તો ચંદ્રબિંબ મુઝાર રે;
અવનીથી ઉંચો ઘણો રે, તે તો કોણ માને સંસાર રે. મા૦ ૫

---

૩ વ્યોમાસુર–દૈત્યનું નામ. ૪ આડે–આડમાં. પદ ૧૮૧–૨ વ્યંગ–વક્રતા. ૪ કનકલતા–સુવર્ણની વેલી. પર્વતશૃંગ–પર્વતનાં શિખર. ૫ ખંજન–દીવાળીઘોડો–ગલગોટીઓ. મીન–મચ્છ. મધુકર–ભ્રમર. ૧ મારૂં મુખડું જોયું તેથી શું થયું, ક્યારે કીધેલું તે માટે આળ કેમ મૂકો છો. ૨ પ્ર ૨ એક ગોળીને પ્રબલડાં રે,

આંખ ઉપર અલકાવલી રે, નિશદિન કયમ રખાય રે;
પે'ર કરે પીતાંબરો રે, કહે તારૂં ત્યાં શું જાય રે. મા૦ ૬
કર જોડીને કરગરે રે, એક લટને અર્થે લક્ષ વાર રે;
મારા સમ કહી મરકલે રે, ૨ગ્રહે ગુંજાનો હાર રે. મા૦ ૭
એક દિવસમાં આકરા રે, અસંખ્ય સમ તો ખાય રે;
કારણ પાખે કહાંનજી રે, કયી પેરે મેલ્યો જાય રે. મા૦ ૮
આજ દાવ કોઇક ચુકતનો રે, શી ઝળકે છે ઝાલ રે;
અર્થ સરશે શ્યામજી રે; અડે આંગળી ગાલ રે. મા૦ ૯
અંજન કાં કીધુ નથી રે, આ નેત્રતણું આભરણ રે;
તાપસને તપ ચૂકવે રે, અદ્દભુત એ આચરણ રે. મા૦ ૧૦
કીધું કે કીધું નથી રે, તું શાને દે છે ચિત્ત રે;
મારી તુજને શી પડી રે, લહું આ લક્ષણવંત રે. મા૦ ૧૧
હૈયે ચાંપી ચુંબન કરે રે, વંશીને બહુ વાર રે;
મુજ સામું જોઇ હસે રે, કહે તું પ્રાણાધાર રે. મા૦ ૧૨
હું શું કાંઇ લેહેતી નથી રે, એ કામીના પ્રપંચ રે;
વાહી જાયે વિઠલો રે; ત્યાં કરે સામલિયો સંચરે. મા૦ ૧૩
બાજુબંધતણે મિષે રે, મારી બાંહ્યડી ગ્રહે છે હાથ રે;
ઘણુંએ હું નાઠી ફરૂં રે, પણ જ્યાં ત્યાં દેખું સાથ રે. મા૦ ૧૪
ક્યારે કાર્યે નિસરૂં રે, ઉભો નિરખે ચાલ રે;
તને ભય કો'નો નથી રે, હું શેકી નણદીને સાલ રે. મા૦ ૧૫
જયમ જયમ વારૂં વિઠલા રે, જો વરૂવાં બોલું વિસરે;
હૈયે હસવું માયે નહિ રે, રાન્યાને ન ચઢે રીસ રે. મા૦ ૧૬
નંદજીથી મોટા હશે રે, મારે માથે તાત રે;
યદ્યપિ જૂઠું જાણશે રે, તો વાંકી પડશે વાત રે. મા૦ ૧૭
પશુ થકી અણપીછણો રે, મારે માથે નાથ રે;
વેરીથી વસમો ઘણું રે, તે તો સાસરડાનો સાથ રે. મા૦ ૧૮

---

૨ પ્ર૦ ૨ ગ્રહે ગુણ નાના ભાવરે. ૬ અલકાવલી–કેશાવલી, વાળની લટ. ૭ ઝાલ–કાનનું ઘરેણું ૧૦ અંજન–કાજળ. ૧૬ વરવું–નરસું, હલકું. રાન્યા–વિવેકહીન,

કો શાણો હોય તો સમજાવિયે રે, ઘેલો ન માને ગાળ રે;
ઉદધિની પેરે ઉછળે રે, પૂર ન થોભે પાળ રે. મા૦ ૧૯

તારાં એ લક્ષણ કો જાણશે રે, તો આણશે મનમાં ભેદ રે;
લોક વિષે લંપટ થયો રે, [1]તારો વિવાહ ન મળે વેદ રે. મા૦ ૨૦

મારા અંગને એક આંગળી રે, કયમ અડાડે કોય રે;
જેને લાજ પોતાની રાખવી રે, નાલિકેર જયમ તોય રે. મા૦ ૨૧

એમ સાન કરી સામું જુએ રે, તે જાણે તતકાલ રે;
તારી આળ ત્રિકમા રે, હું બડબડતી કહું બાળ રે. મા૦ ૨૨

તારાથી મને સોગણી રે, હશે હૈડામાંહે પીડ રે;
પાડોશી ને પંચની રે, ભૂડા ન લહે ભીડ રે. મા૦ ૨૩

જેને ઘર હોયે અલખામણું રે, તે મારે હૈડે હામ રે;
બાપજીના સમ શ્યામજી રે, તારી ઘણી રાખું મામ રે. મા૦ ૨૪

હું પોતાની છાયા થકી રે, બીહી રહું નિશદિન રે;
નિર્લજવેડા નાવડેરે, યદ્યપિ કૂડી છું મન રે. મા૦ ૨૫

મને એમ હસવું આવે નહિરે, [2]ફોકટવેડા ફોક રે;
[3]મોટું મોં એણે કર્યું રે, તે લક્ષણ ઓળખે લોક રે. મા૦ ૨૬

મારી મીટવડે ચિત્ત રાખવું રે, [4]સમય ઓળખો શ્યામ રે.
કહ્યા વિના રખે કરો રે, ભાલણપ્રભુ એ કામ રે. મા૦ ૨૭

## પદ ૧૮૨ રાગ રામગ્રી.

નંદજીના સમ છે સુંદરી રે, જો હું જૂઠું બોલું વચન રે;
વામા જે વાંકું કરો રે, તે સમું માને મુજ મન રે. નંદ૦ ૧

એક નિમેષ અલગો નથી રે, તમથી મારો પ્રાણ રે;
કહેતાં દીસે કારમું રે, આ ચરણકમલની આણ રે. નં૦ ૨

---

૧૯ ઉદધિ–સમુદ્ર. ૨૧ તોય–જળ. ૧ પ્ર. ૨ તારે લગ્ન ન મળે વેદરે, ૨ પ્ર–૧ ફાલ્વડે ફોકારે. ૩ પ્ર–૨ માંહો માંહે જોણે કર્યું રે, તે લક્ષણ જોયે લોકરે ૪ પ્ર–૧ સમે ઓળખે શ્યામરે.

તુંકારો તરૂણી તણો રે, મારા ચિત્તને પ્રસન્ન રે;
જે તમો કહે માને ભલું રે, તે એ વિધિમાંહિ અસન રે. નં૦ ૩

એક દિન અંટેલીયે વળી રે, કીધી રક્ત નેત્રશું રીસ રે;
પછે હસ્યાં કયમ સુંદરી રે, સાડીએ ઢાંકીને શીશ રે. નં૦ ૪

શોભા ત્રણ ભુવન તણી રે, એ મરકલડાનું મૂળ રે;
સ્નેહીને સુખ ઉપજે રે, શત્રુને મસ્તક શૂળ રે. નં૦ ૫

તીક્ષણ નેત્રનો તાજણો રે, લાગે હૃદયા સુઝાર રે;
મન જોડા મર્યાદમાં રે, તે કયમ થોભે સંસાર રે. નં૦ ૬

સુખ જોયે મન ઉહ્લસે રે, બેસે હૃદયમાં રંગ રે;
[1]વેરી કો વર્જે નહિ રે, શરચાને વશ સંગ રે. નં૦ ૭

નેત્રતણો રસ સુંદરી રે, ઉદધિયકી અભેધ રે;
તે થોભ્યો મર્યાદમાં રે, તે કો'ને નહિ સાધ રે. નં૦ ૮

પૂરણ પ્રેમ મનમાં વસે રે, નાચે એનાં નયણ રે;
કામી કો માને નહિ રે, વર્જ્યાનાં બહુ વેણ રે. નં૦ ૯

આલ કરૂં અમો શા ભણી રે, [2]જોતાં હતાં વાટ રે;
ના ના મુખ કહે માનશું રે, ઘેર ઘેર જાવાને ઘાટ રે. નં૦ ૧૭

સાદ કરી સામું જુએ રે, નિરખે ગોરી ગાય રે;
મીટમાંહેથી માવજી રે, રખે અધક્ષણ અલગા થાય રે. નં૦ ૧૧

હું સાદ કરૂં સુરભિમિષે રે, તમો ખુંખારો દેઓ [3]કહાન રે;
કાર્ય મેલીને કહાનજી રે, તમો આવો તેણે સ્થાન રે. નં. ૧૨

[4]અર્ધાં આપ્યાં શા ભણી રે, પ્રેમ ધરીને પાન રે;
સમ દઇ દહાડે સુણે રે, તે ક્યા દિવસનું તાન રે. નં૦ ૧૩

મુરલી મારે હાથથી રે, ઝુંટી લીધી લક્ષ વાર રે;
કો'ને કહેશો શ્યામજી રે, મારા પ્રાણતણો આધાર રે. નં૦ ૧૪

---

૩ અસન-અજ્ઞાન. ૪ અંટેલીયે-અંટેવાઇને; અચડાઇને. ૬ તાજણો-સાટકો(?) ૭ ઉહ્લસે-( સં-ઉદ્-લસ ) હરખાય. શરચાને-નેત્ર રૂપી બાણને વશ સર્વ (સંઘ) છે (?) ૧ દેહી કો વર્જે નહિ, રે સરજ્યાં વશ સગ રે.૨-પ્ર-૨ જાતાં આવતાં વાર રે, ના ના કહે સુખમાંજ શું રે, ઘેર જાતાં કટે વાત રે. ૩ પ્ર-૨. કાંતરે. ૪ પ્ર-૨ અર્ધી રાતે આવ્યા શા ભણી રે, પ્રેમ ધરીને પ્રાણ રે.

પીતાંબર પલવટ થકી રે, છાંડી નાખો ઘરણુ રે;
હવે ઓઢશો શ્યામજી રે, એમ કહી ચાંપ્યો ચરણ રે. નં૦ ૧૫

[1]પંખોડાવીને પ્રેમશું રે, હું વીટું મારે શીશ રે;
એક મુહૂર્ત્તમાંહે [2]માનિની રે,એવી આલ કરો દશવીશ રે. નં૦ ૧૬

હું જનુનીને હાથે જમ્યો રે, મુખમાંહે મુખવાસ રે;
મન રાખવા માનિની રે, મેં ગુપ્ત ભર્યા બે ગ્રાસ રે. નં૦ ૧૭

કહોજી એકલડાં શું આવવું રે, સજીને શણગાર રે;
કહાનજી ક્યાં નથી દીસતો રે, મારા હૈડા કેરો હાર રે. નં૦ ૧૮

આજ અન્ન ભાવે નહિ રે, ચિંતાતુર છે મન રે;
વિણુ સુખડીએ શ્યામજી રે, ભૂખ્યો થયો છું વન રે. નં૦ ૧૯

કહોજી સીધી ચાલ તમો શેં તજી રે, જૂઠા બોધો છોડ રે;
મને દેખીને માનિની રે, હીંડો મોઢામોડ રે. નં૦ ૨૦

તમો વિકલ મન વેગે કરો રે, ત્યારે કામીનો શો વાંક રે;
મિથ્યા માને માનિની રે, ત્યાં તમો સરખાં રાંક રે. નં૦ ૨૧

[3]ચાળો ચુકવવા તણો રે, અંગે આદરો અનેક રે;
પણ તે કો માને નહિ રે, જયમ રાખ્યો રહે વિવેક રે. નં૦ ૨૨

તમારાં નેત્ર નિરખ્યાં રાતડાં રે, છબી વદને ન માય રે;
કર્ણે કેશ ખજુઆલતાં રે, કહો કામીએ કયમ ખમાય રે. નં૦ ૨૩

ઉકાંટો અતિશે ઘણો રે, [4]ઉર અવલોકન આપ રે;
આલસે મરડો આંગલી રે, [5]એ કાંઇ થોડો થાપ રે. નં૦ ૨૪

છૂટી વેણી છઅછબી રે, નવ દૃષ્ટે વદન રે;
ભાલણ જયમ જાણે નહિ રે, સમ જાચો આલિંઘન રે. નં૦ ૨૫

---

૧૫ પલવટ–પહેરેલા અથવા ઓઢેલા વસ્ત્રનો છેડો વિટાળી ગાંઠ બાંધવી તે. ૧૬ પંખોડાવી–ઝુંટાવી. ૨૦ બોધો–ઉપદેશો. ૧ પ્ર. ૨ પંખોગવીનો પ્રેમ શું રે, વીંટો મારે શરીર રે. ૨ પ્ર–૨ માલતી રે. ૩ પ્ર. ૧ કે ટાળા ચુકવા તણારે, અંગ આદર અનેક; મુજ પ્રત્યે કહો માનિનીરે ૪ પ્ર. ૨ ઉર અવલોકો અપારરે, ૫ પ્ર. ૨ એ કાંઈ થોડો વ્યાપારરે. ૨૫ છઅછબી–છવાઈ. દૃષ્ટે–(સં. દશ્.) જોવાય.

## પદ ૧૮૩ રાગ ગોડી.

મથુરામાં એક આહીરડી, તે મહી વેચવા આવીજી;
દેવકીએ તે નયણે દીઠી, પ્રેમ કરી બોલાવી; આવો ગોલણીરે.
દહિં દૂધ લઉં આજ, આવો ગોલણી રે. ૧

મટુકી મસ્તકથી ઉતારી, આપ્યું ત્યાં આસનજી;
કુશળ પૂછવા કુંવરનું, મર્મે કહે વચન. આ૦ ૨

નંદરાય તે શું કરે છે, તેને શું સંતાનજી;
કેવી છે તેની કામિની, રૂપતણું નિધાન. આ૦ ૩

સંતતિ વિના જીવ્યું કશું, માતુપને અવતારજી;
અમ સરખું કોયે મ હશે, વેરી એ સંસાર. આ૦ ૪

વ્રજમાંહે રિદ્ધિ કેવી છે; કેવા સુખિયા લોકજી;
જણિયે ને જીવે નહિ તેને, ક્ષણ ક્ષણ આવે શોક. આ૦ ૫

વળતી સન્મુખ થઇ તે શ્યામા, અમૃત વાણી બોલેજી;
નંદજીને એક કુંવર છે એવો, ચૌદ ભુવન નહિં તોલે. સાંભળ સુંદરી, ૬

ગોરાને શું કીજિયે, તે વર્ણે છે સામલિયોજી;
બ્રહ્મા હર ઇંદ્રાદિક આવે, તોયે ન જાયે કલિયો. સાં૦ ૭

બહુ મેરે અમૃત ભરી, આંખલડી અણીઆલીજી;
કીકી અતિ જોતાં હસે, અધર જશાં પરવાલી. સાં૦ ૮

નાનો પણ પ્રાક્રમે મોટો, જેણે દમિયો કાલીજી;
ગોવર્દ્ધન ગિરિ કર કર્યો, [1]વ્રજવેદના ટાળી. સાં૦ ૯

જશોદાજી હુલામણે, તેનું નામ ધરે છે કહાનજી;
કૃષ્ણ દામોદર કો કહે કેશવ, ગિરિધર કો ભગવાન. સાં૦ ૧૦

[2]વૃન્દાવનમાંહે રહ્યો, તે લે છે મહીનું દાણજી;
હા ના તેને કોણ કહે જે, સોંપ્યા તન ધન પ્રાણ. સાં૦ ૧૧

---

૧ પ્ર-૧ શૈશવ વયે ટાળી. ૨ પ્ર-૨ વૃન્દાવનમાંહે રહીને, તે લે છે મહી દૂધનું દાણ. ૭ પ્ર. ૨ મળશે. ૮ મેરે-કૃપાએ. ૧૦ હુલામણે-લાડમાં બોલાવવું તે.

કંસ ભયે બીહે નહિ, યદ્યપિ છે તે બાલજી;
મોટમ જોતાં મન તણી, જાણિયે કાલતણો એ કાલ. સાં૦ ૧૨

વનમાંહે વાયે વાંસલી, અમૃતપેં અતિ મીઠીજી;
એને વશ આવે નહિ, (એવી) સતી કો નવ દીઠી. સાં૦ ૧૩

કો હવો ને હશે નહિ, નર એવો ત્રૈલોકજી;
જેણે એ દીઠા નહિ, તેનાં નયણાં ફોક. સાં૦ ૧૪

ધિક્ એ મધુપુરના વાસી, જેનું મુખ ન નિહાળેજી;
કરૂણાનિધિ કટાક્ષે કરીને, ભવનાં બંધન ટાળે. સાં૦ ૧૫

ગુણનો પાર આવે નહિ, તો કેટલુંએક વખાણુંજી;
ક્ષણ અલગાં થઇયે નહિ, હું એવું મનમાં જાણું. સાં૦ ૧૬

વાત સાંભલી સુતતણી, ને નયણે ચાલે નીરજી;
આહીરડીને એમ કહે, રોમાંચિત થઇ શરીર. સાં૦ ૧૭

ધન્ય તે માત જશોમતી, જેણીએ ધવરાવ્યોજી;
પુન્ય પોતે વ્રજવાસીનું, જ્યાં એ રમવા આવ્યો. સાં૦ ૧૮

વાત રહેવા દોને એની, કંસરાય સાંભળશેજી;
વેર એશું આણે છે તે, હૈડામાંહે ઉબળશે. આ૦ ૧૯

શું આપું બાઇ તને, એમ કહી મનોહર વાતજી;
જેને એવો દીકરો, તે ધન્ય માત ને તાત. આ૦ ૨૦

જા બાઇ તું મંદિર તારે, ધન્ય જીવ્યું જે જોશોજી;
કોટિ જન્મનાં કલ્મષ કીધાં, દર્શન માત્રે ખોશો. આ૦ ૨૧

મારે એવું પુન્ય ક્યાંથી, જે હું તેને દેખુંજી;
મન મનોરથ અતિ ઘણા, તેનું નાવે લેખું. આ૦ ૨૨

સંતોષીને શ્યામા વાળી, ચાલી નિજ વ્યાપારજી;
જાતાં વલતાં આવજો, પુનરપિ આણે દ્વાર. આ૦ ૨૩

માતા આનંદ્યાં ઘણું તે, સાંભલતાં ગુણગાનજી;
ભાલણજન જયમ જાનકી આગળ, કથા કહી હનુમાન. આ૦ ૨૪

૧૫ મધુપુર-મથુરાં. ૧ ધ્રુ-૨ માતા આનંદ પામિયાં, ૨૧ કલ્મષ-(સં-કિલ્બિષ) પાપ,

## પદ ૧૮૪ રાગ ગોડી.

કંસરાય બેઠા માળિયે રે, ગોલણી મારગ જાય રે;
સાદ કરીને લાગ્યો પૂછવા રે, યાદવ કુલનો રાય રે. કં૦ ૧

ઉભી રહે આહીરડી રે; સાચી કહેજે વાત રે;
નંદ તણો કુંવર કહાનજી રે, કેવો ગોકુલમાં વિખ્યાત રે. કં૦ ૨

આયુધ શાં શાં કર ધરે રે, કેવો છે બલવંત રે;
સાંભળિયે છે રમતાં રે, રાક્ષસનો કર્યો અંતરે. કં૦ ૩

જેવું હોય તેવું ભાખિયે રે, એ ત્યાં કો'નો તન રે;
નંદને ઘેર એવો ક્યાં થકી રે, માને નહિ મારૂં મન રે. કં૦ ૪

વિસ્મય કાંઇ છે સહી રે, સમ્યક નવ પ્રીછાય રે;
એ માટે વ્રજપતિ તણી રે, અમો લેશું ગાય રે. કં૦ ૫

કૂડતણું ફળ પામશો રે, હું જાણું છું ભેદ રે;
ભાલણપ્રભુ રઘુનાથનો રે, મહિમા ન લહે વેદ રે. કં૦ ૬

## પદ ૧૮૫ રાગ ધનાશ્રી.

સ્વામીજી શું પૂછો છો, એ નંદ તણો નાનડિયો રે;
ચતુરાઇ તેની શી કહું, વિધાતાનો ઘડિયો. સ્વા૦ ૧

રૂપ છે તેવું કહિયે જો, નયણાં બોલી જાણે રે;
જીહ્વા બાપડી દેખે નહિ તો, તેને શું વખાણે. સ્વા૦ ૨

રાયજી સાચું શું કહું, જશોદાસુત છે જેવો રે;
સંસાર માંહે જો દીઠો હોયે, મેં કો બીજો એવો. સ્વા૦ ૩

અમો વનચર આહીરડાં, તેની ગતિ શું લહિયે રે;
વેદ ભેદ જાણે નહિ જેનો, તો અબલા શું કહિયે. સ્વા૦ ૪

કોમળ કરની આંગલી, તે વર્ણે છે સામલિયોરે;
ગોવર્દ્ધન ગિરિ તોળી રાખ્યો, શું કહિયે તેને બલિયો. સ્વા૦ ૫

આયુધ ગેડી વાંસલી, (વળી) લાકડીને શીકું રે;
રાક્ષસ માર્યાનું જે કહો છો, તે સુજને લાગે શીકું. સ્વા૦ ૬

---

૫ સમ્યક્-સારી રીતે.

ભોજરાજ જે હું કહું છું, તે સત્ય કરીને માનો રે;
બ્રહ્માદિક જેને જાણે તે, કહાનજી નથી કાંઇ છાનો. સ્વા૦ ૭

તે તો સાચું કયમ કહે, જે લાજ તમારી રાખે રે;
ભાલણપ્રભુ સીતાપતિનું બળ, હનુમંત હોય તો ભાખે. સ્વા૦ ૮

## પદ ૧૮૬ રાગ ગોડી.

એક સમે નારદજી આવ્યા, કંસરાયને ઘેરજી;
પ્રણામ કરી આગળ રહ્યો ઉભો, માન્યા રૂડી પેર. આવો મુનિજી. ૧

અર્ઘ પાદ્ય પૂજા કરી, આપ્યું શુભ આસનજી;
કોણ કાર્યે તમો પધાર્યા, પવિત્ર કર્યું ભુવન. આ૦ ૨

કર જોડી ઉભો રહ્યો, સ્વામી આજ્ઞા દીજેજી;
મન વિચારી જે કહો, કારજ તે અમો કીજે. આ૦ ૩

આ રિદ્ધિ સઘલી છે તમારી, હું છું તમારો દાસજી;
જે તમારા ચિત્તમાં આવે, તે મુજને દીજે આયાસ. આ૦ ૪

વળતા ઋષિજી એણીપેર બોલ્યા, રાજા તું અવિધારજી;
હું તારા હિત કારણ આવ્યો, મથુરાં નગર મુઝાર. સાંભળ રાયજી. ૫

રામ કૃષ્ણ બે અવતર્યા, ગોકુલ નંદને ઘેરજી;
તે તુજને સહી મારશે, એવી છે ત્યાં પેર. સાં૦ ૬

કાંઇ હવે ચેત તું મનવિષે, શું સૂતો થઇ નિશ્ચંતજી;
વા'ણે મોકલ અક્રૂરને, જયમ અહિં આવે ભગવંત. સાં૦ ૭

તારા મોકલ્યા મલ્લતણાં, છેદ્યાં એણે તનજી;
બાલપણે શાં પ્રાક્રમ કીધાં, જોને વિમાસી મન. સાં૦ ૮

[1] વિષવેલ વાધવા નવ દીજે, ઉછરતી છેદીજેજી,
તે મોટી થયા પૂઠે, પછે કાંઇ ન સુઝે. સાં૦ ૯

ધનુર્યજ્ઞને મિષે કરી, તેડો આણે દારજી;
મલ્લ અખાડામાંહે તેને, રમાડો અપાર. સાં૦ ૧૦

---

૪ આયાસ-પ્રયાસ, મહેનત. ૧ પ્ર-૨ વેરીને તો વાક્ષી ન દીજે, ઉછરતા છેદીજેજી.

રંગમંડપમાંહે તેડાવી, કરજો તેશું યુદ્ધજી;
મારી શકે તો મારજો, તુજને કહું છું શુદ્ધ. સાં૦ ૧૧
એમ કહીને નારદ વળિયા, પામ્યા અંતર્ધાનજી;
ભાલણપ્રભુ રઘુનાથ ભણી, તે ચાલ્યા કહી નિદાન. સાં૦ ૧૨

## પદ ૧૮૭ રાગ ધનાશ્રી.

વળતા નારદ ગોકુલ આવ્યા, રામકૃષ્ણના મનમાંહે ભાવ્યા;
નારદ આવ્યા, નારદ આવ્યા. ૧
અર્ઘપાદ્ય પૂજ્યા સખી પ્રેમ, પ્રશ્ન કરીને કુશલી ક્ષેમ. ના૦ ૨
વળતા કૃષ્ણ વદે મુખ વાણી, અમ ઉપર કરૂણા કયમ આણી. ના૦ ૩
ઋષિજી કહે સુણો શારંગપાણિ, વાત તમારી કંસે જાણી. ના૦ ૪
મથુરાં આવી કરો સુરકાજ, ઉગ્રસેનને આપો રાજ. ના૦ ૫
૧ બંધ થકી છોડાવો તાત, દુઃખ પામે છે તમારી માત. ના૦ ૬
વળિયા નારદ કહીને સંકેત, ભાલણપ્રભુનું જાણી હેત. ના૦ ૭

## પદ ૧૮૮ રાગ સામેરી.

રોસે વિહાણી રાત, કષ્ટે થયું પ્રભાત;
સેવકને કહે ત્યાંહિ, અક્રૂર તેડો આંહિ. ૧

### ઢાળ.

અક્રૂરને તમે આંહિ તેડો, કાર્ય જે મારૂં ૨કરે;
રથ જોડી વેગશું, ગોકુલ ભણી તે પરવરે. ૨
રામકૃષ્ણને તેડી આવો, યજ્ઞ જોવા કારણે;
વિશ્વાસ તેને ઉપાઇને, વચન કહે ત્યાં ધારણે, ૩
એવું કહેતાં સેવક ચાલ્યા, તેડવા અક્રૂરને;
મંદિર ભણી જઇ સ્તુતિ કીધી, વિનવે પછે શૂરને. ૪
રાય તમને બોલાવે છે, ક્ષણ એક આવો પ્રભુભણી;
અક્રૂર ઉઠી થયા ઉભા, સુણી વાણી તે તણી. ૫

---

૧ પ્ર-૧ બંદીશકી. ૨ પ્ર-૨ સરે. ૧૨ નિદાન-મૂળકારણ. પદ ૧૮૮-૧ વિહાણી-વિતાડી. ? ૩ ઉપાઇને-પેદા કરીને

આવી રાયને પ્રણામ કીધો, બેઠા તે પાસે જઇ;
સ્વામી શા ભણી મુજને, તમો તેડાવો અહિં.
સુણી વાણી હ્રદે આણી, કંસ વળતો ઉચ્ચરે;
રામ કૃષ્ણુને તેડી આવો, કાજ જે મારૂં સરે.
વિશ્વાસ તેને ઉપાઇ, જયમ ત્યમ કરી લાવો અહિં;
રથ એવો જોતરો જે, વેગશું પહોંચો ત્યહિં.
બીડું આપી પૂઠ થાપી, ગોકુલ ભણી ચલાવિયા;
હરખ ધરતા મનશું, ભાલણપ્રભુ ભણી આવિયા.

### પદ ૧૮૯ રાગ મારૂ.

અક્રૂરજી તે વેગે જાયે, મનમાંહે આનંદ ન માયે. ૧
આજ મારા પૂર્વજ મૂકાશે, દામોદરનું દર્શન થાશે. ૨
એમ કરતાં ગોકુલમાંહે આવ્યા, માધવજીના મનમાંહે ભાવ્યા. ૩
આલિંઘન દીધું અતિ પ્રેમ, કહો કાકાજી કુશલી ક્ષેમ. ૪
શેં કામે આવ્યા આણે દ્વાર, તે અમને કહો વિચાર. ૫
વળતા અક્રૂર બોલ્યા વાણી, સાંભળિયેજી શારંગપાણિ. ૬
ધનુર્યજ્ઞ કરે છે રાય, તેડ્યા છો તમો બન્ને ભાય. ૭
ત્યાં થકી તે વેગે પળિયા, નંદ જશોદાને જઇ મળિયા. ૮
આવતા સ્વાગત કીધી ઘણેરી, કુશલી પૂછે ફેરી ફેરી. ૯
આરોગાવીને પૂછે નંદ, મનમાંહે અતિ ધન આનંદ. ૧૦
અક્રૂર શેં કારણ આજ, અહિં કૃપા કરી મહારાજ. ૧૧
વળતા કહે અક્રૂર વચન, મુજને મોકલિયો રાજન. ૧૨
ધનુર્યજ્ઞ કરે છે તેહ, રામ કૃષ્ણ તેડ્યા છે બેહ. ૧૩
હું તેડવા આવ્યો છું આંહિ, નિરધાર લઇ જાશું ત્યાંહિ. ૧૪
નંદ જશોદા કરે ઉચાટ, નાના બાલક તે અલ્પ શામાટ. ૧૫
કહે અક્રૂર સુણો મુરાર, વેગે જઇયે મ લિયો વાર. ૧૬

---

૯ પૂઠ-( સં. પૃષ્ટ ) પીઠ. ૩ માધવજી-લક્ષ્મીપતિ. ૭ ભાય-ભાઇ. ૯ ફેરી-ફેરી-વારંવાર. ૧૫ અલ્પ-અલાય. અપાય એવું જોઇયે.

એમ કહીને રથ સજ કીધો, ભાર ચાલવાનો સર્વ લીધો. ૧૭
ગોપી સર્વ કરે વિલાપ, વળી અંગ પછાડે આપ. ૧૮
જુગજીવન બેઠા જઇ રથ, અક્રૂર હય[1] ખેડે સમર્થ. ૧૯
પૂઠે નંદ ગોપ સહુ જાય, રામ કૃષ્ણ સાથે પલાય. ૨૦
આવ્યા કાલિંદીને તીર, રથ થકી ઉતરિયા વીર. ૨૧
નિત્ય કર્યાં સહુએ નિર્વાણ, પુરશોત્તમ પ્રત્યે કહે વાણ. ૨૨
તમો કરો મજ્જન એ માંય, જ્યમ કાલિંદી પાવન થાય. ૨૩
નિત્ય કર્યું પછે અક્રૂર ભૂપ, માંહિ દીઠું શેષશાયી સ્વરૂપ. ૨૪
બહાર નિસરી પ્રણમ્યા ચરણ, ધન્ય ધન્ય તમો અશરણ શરણ. ૨૫
ત્યાં થકી તે ચાલ્યા સહુ સાથ, રથ બેઠા ભાલણપ્રભુ રઘુનાથ. ૨૬

## પદ ૧૯૦ રાગ ધનાશ્રી.

ત્યાં થકી તે વેગે ચાલ્યા, આવ્યા મધુપુરમાંયે રે;
ત્રિભુવનનાથ તણા મનમાંહે, આનંદ અતિશે થાયે રે. ત્યાં૦ ૧

આનંદભર તે આવતાં, રજક જાતો દીઠો રે;
અરે હલ્યા આ વસ્ત્ર કોનાં, બોલ કહ્યો અતિ મીઠો રે. ત્યાં૦ ૨

તેણે એવું વચન કહ્યું જે, તમો તો ગોવાળ રે;
એ વસ્ત્ર તો એવાં છે જે, પહેરે ત્યાં ભૂપાલ. ત્યાં૦ ૩

વાણી એવી સાંભળીને, કીધો તેનો ભંગ રે;
વસ્ત્ર સર્વે લૂંટી લીધાં, વાધ્યો અતિશે રંગ રે. ત્યાં૦ ૪

આગળ જાતાં માળી મળિયો, તેણે હાર આગળ લઇ થાપ્યો રે;
હર્ષ ધરી કૃષ્ણે મનમાંહે, દામ ઘણો તેને આપ્યો રે. ત્યાં૦ ૫

કુબ્જાનું ચંદન ગ્રહ્યું, કીધું સુંદર રૂપ રે;
અતિ આનંદ ભર્યા તે ચાલે, રામ કૃષ્ણ બે ભૂપ રે. ત્યાં૦ ૬

આવરે આવ ઉતાવળી, એમ માંહોમાંહે કરે સાદ રે;
આદિ પુરુષ આવંતા જુઓ, જેણે ઉપજે આહ્લાદ રે. ત્યાં૦ ૭

---

[1] પા. પ્ર. ૧ હાંકે.

અક્રૂરે જઇને કહી, કંસ પ્રત્યે વાણી રે;
તારી આજ્ઞાથી હું તેડી, આવ્યો શારંગપાણિ રે. ત્યાં૦ ૮
કંસ કહે અક્રૂરજી તમો, અમો કર્યા સનાથ રે.
વારૂ થયું જે તેડી આવ્યા, અહિં ભાલણપ્રભુ રઘુનાથ રે. ત્યાં૦ ૯

## પદ ૧૯૧ રાગ ગોડી.

આવ રે આવ ઉતાવળી રે સખી, જોવાને નંદકુમાર; સાહેલડી; (જો૦)
અક્રૂર તેડી આવિયા રે સખી, અદ્દ્ભુત રૂપ અપાર. સા૦ ૧

એક ગોરો એક શ્યામલો રે સખી, નીલ ને પીત દુકૂલ; સા૦
ગોકુલ વેણુ વજાડતો રે સખી, ખેલતા જ્યાં તરણીકુલ. સા૦ ૨

ધન્ય તે માત જશોમતી રે સખી, જેણીએ લીધો ઉત્સંગ; સા૦
ચુંબન કરી ધવરાવિયો રે સખી, માધવ મોહન અંગ. સા૦ ૩

માતાને દેખાડિયું રે સખી, મુખમાંહે બ્રહ્માંડ; સા૦
એવો બીજો કો નથી રે સખી, શોધિયે જો નવખંડ. સા૦ ૪

કહે છે જનનીએ બાંધિયો રે સખી, ઉખલશું આરૂઢ; સા૦
વૃક્ષ બે મોડી નાખિયા રે સખી, અર્જુનનાં અતિ પ્રૌઢ. સા૦ ૫

એણે શોષી પૂતના રે સખી, કંસની મોકલી નાર; સા૦
તૃણાવંત બક મારિયા રે સખી, વચ્ચ્છ કેશી અપાર. સા૦ ૬

ગોવર્દ્ધન ગિરિ તોળિયો રે સખી, ઉતાર્યું ઈંદ્રનું માન; સા૦
કાલી નાગ ઉચાલિયો રે સખી, નિર્વિષ કર્યું જળસ્થાન. સા૦ ૭

આજ ત્યજી એણે વાંસલી રે સખી, સાંભળ્યાનો મને કોડ; સા૦
ધન્ય તે લોક ગોકુલ તણા રે સખી, નિરખતાં વીરની જોડ. સા૦ ૮

ચાલ જુઓ ચતુર તણી રે સખી, લટકતો કટિતણો લંક; સા૦
સરજ્યાં નહિ ગોવાળિયાં રે સખી, એટલો દૈવનો વંક. સા૦ ૯

મોતીડાં લઇને વધાવિયે રે સખી, પૂજીએ પુષ્પની માળ; સા૦
ધન્ય તે આંગણું આપણું રે સખી, આવે છે નંદ ગોપાળ. સા૦ ૧૦

વસ્ત્ર પહેર્યાં એણે રાયનાં રે સખી, રજકનો કરી એણે નાશ; સા૦
ધનુષ ભગવાને ભાંજ્યું રે સખી, પામિયા નહિં આયાસ. સા૦ ૧૧

---

૨ દુકૂલ-સુંદર રેશમી વસ્ત્ર. ૧૧ રજક-ધો

મરકલડો એના મુખ તણો રે સખી, જાણિયે મોહન મંત્ર; સા૦
અણીઆલી એની આંખડી રે સખી, જાણિયે કામણ યંત્ર. સા૦ ૧૨
મૂરખ કંથ તે આપણા રે સખી, નથી લાગતા પાય; સા૦
શું કીજે સ્ત્રી સરજિયાં રે સખી, પાસે જઇ ન રહેવાય. સા૦ ૧૩
ધન્ય ગોવાળિયાં સંગના રે સખી, જાણિયે અવતર્યા દેવ; સા૦
આપણ સરજ્યાં અભાગિયાં રે સખી, નિપજે નહિ કાંઇ સેવ. સા૦ ૧૪
જોયે છે મંદિર નગરનાં રે સખી, [1]ગોપનો ઝુંપડે વાસ; સા૦
ચતુરાઇ ક્યાં શીખિયો રે સખી, આવડે વિવિધ વિલાસ. સા૦ ૧૫
રૂપ જોવંતા એહનું રે સખી, ન પામે તૃપ્તિ લોચન; સા૦
અલગું થાવા હીંડે નહિ રે સખી, એના ચરણથી મન. સા૦ ૧૬
મીટમાં મોહન વેલડી રે સખી, ખીલિયો મારો દેહ; સા૦
એક વાર અવલોકતાં રે સખી, એવડો શો થયો નેહ. સા૦ ૧૭
મૂરખ નારી તે વ્રજતણી રે સખી, કરતી જે ઘરતણાં કામ; સા૦
વદન દીઠા પછી એહનું રે સખી, ચિતડું કયમ રહે ઠામ. સા૦ ૧૮
આવતાં સંગ આવી નહિ રે સખી, તો શી તેની પ્રીત; સા૦
આહીરડાં શું ઓલખે રે સખી, ચતુરના ચિત્તની રીત. સા૦ ૧૯
સર્વસ્વ એને સોંપિયે રે સખી, થઇ રહિયે એના દાસ; સા૦
મીઠડાં વચન તે ઉચ્ચરે રે સખી, સાંભળી પહોંચે આશ. સા૦ ૨૦
એથી અલગા જે રહે રે સખી, દૈવે દંડ્યો તે જન; સા૦
ભાલણપ્રભુ રઘુનાથજી રે સખી, સોંપિયે પ્રાણ ને તન. સા૦ ૨૧

**પદ ૧૯૨ રાગ રામગ્રી.**

જોરે બાઇ આવે છે, આવે છે, નંદજીનો કુમાર;
સાથે તેવડ તેવડા છે, ગોવાળિયા દશ બાર. જો૦ ૧
સુંદર સામલિયો, સામલિયો, પીતાંબર સોહે;
મુખતણો મરકલડો જોતાં, બ્રહ્માદિક મોહે. જો૦ ૨
એની આંખડલી, આંખડલી, અણીઆલી દીસે;
હીંડાતો અભિનવો ચાળો, જોતાં મન હીસે. જો૦ ૩

---

[1] પા. ૧ પ્ર. ૨ નંદનો.

કંસે તેડાવ્યો, તેડાવ્યો, બે દહાડા રહી જાશે;
ન જાણિયે શું મથુરાં કેરો, એ રાજા થાશે. જો૦ ૪

વયે તો નાનડિયો, નાનડિયો, દીસે છે બળિયો;
જાણિયે છે જે કો દેવ અવતર્યો, કોણે ન જાયે કળિયો. જો૦ ૫

બાઇ ધન્ય ધન્ય રે, ધન્ય ધન્ય રે, ગોકુલની નારી;
એ સાથે જે રાસ રમી તે, પૂરણ પુન્યે ભારી. જો૦ ૬

જો આ પાસેથી, પાસેથી, બીજો એનો ભાઇ;
તે ગોરો ને (એ) સામલિયો, સરખી સર્વ સજાઇ. જો૦ ૭

કૃતાર્થ થઇ એની માતા (એ માતા), જેણીએ એ જણિયો;
દેવ પિતૃ ને માનુષ કેરો, તાત ટળ્યો રણિયો. જો૦ ૮

કહો ને શી કીજે, શી કીજે, સેવા એની આજ;
ભાલણપ્રભુ રઘુનાથ પધાર્યા, સીધ્યાં સઘલાં કાજ. જો૦ ૯

**પદ ૧૯૩ રાગ ભેરવ.**

નાચત ખેલત હરિ, રંગભોમ આયે,
શીર મોર ચંદ્દા દીને, નેન નવ રસ ભીને;
ગિરિધાત ચિત્ર કીને, ગુંજા સોહાયે. નાચ૦ ૧

કેસર તિલક રાજે, અધર મુરલી સાજે;
દશન દામિની છાજે, પીતાંબર ચોલ. નાચ૦ ૨

તનરુચિ ઘન લાજે, ભુજબલ સિંધ ગાજે;
ચરણ મંજરી બાજે, ભોમિસંગ ભાર. નાચ૦ ૩

ફેટા દોઉ તડિ બાંધે, દછન વામને કાંધે;
મુંદના રુચિ ન સાંધે, હરિગત આયે. નાચ૦ ૪

કંસન પ્રટકી પ્રાન, [1]બિરદ રસ કરે ગાન;
[2]ચતુર સુજાન, સુર દુંદુભિ બજાયે. નાચ૦ ૫

ગિરિધર મેરો નાંઉં, મારૂં દુષ્ટ ફેડું ઠાઉં;
જશ બલ છબી, વિષ્ણુદાસ ગુન ગાઉં. નાચ૦ ૬

---

૧ પ્ર. ૧ બીરસ કહે ગાન. ૨ પ્ર. ૨ કુંવર, ૮ રણિયો-(સં-ઋણી) દેવાદાર.
પદ ૧૯૩-૨ દામિની-વિજળી. ૪ દછન-જમણી. હરિગત-સિંહની ચાલે.

## પદ ૧૯૪ રાગ ભેરવ.

થર થર થર થર, દાનો દલ કંપે.
નંદકી દુવાઇ, મારૂ હરજુ અંપે. થર૦ ૧

તુમ તો દેખો [1]ધ્હો દોઉ, હસ્તી ડારૂં લક્ષ ગાઉ;
જમકે પંથ પઠાઉ, નંદકી દુવાઇ. થર૦ ૨

કરૂં સુર સાંત કાજ, [2] મોહિતો બચન લાજ;
ઉગ્રસેનકું સોંપું રાજ, નંદકી દુવાઇ. થર૦ ૩

ગિરિધર મેરો નાંઉં, મારૂં દુષ્ટ ફેડું ઠાઉં;
વિષ્ણુદાસ જાનિ [3] થયો, નંદકી દુવાઇ. થર૦ ૪

## પદ ૧૯૫ રાગ સામેરી.

દેવકી કહે સુણ દાસી, કહે મુજને વચન પ્રકાશી;
એ કોલાહલ શેં થાયે, બહુ જન જોવાને જાયે. ૧

### ઢાળ.

જોવા જન જાયે ઘણા, [2]નિશાણ કોટિક ગડગડે;
અટારિએ અતિઘણી, કામિની ચંચલ થઇ ચડે. ૨

આવ આવ ઉતાવળી, એમ સાદ માંહોમાંહે કરે;
સુખકમલ જો રે માનિની, જયમ કાજ અતિ તારૂં સરે. ૩

નૂતન નર કો આવ્યા છે જે, જાય છે સહુએ ધસી;
રાજમારગથી તું આવી, વારતા તે છે કશી. ૪

વળતી દાસી એમ વદે, સાંભળો સાચું કહું;
રાજમાંહેલી વારતા, સંકેત સર્વે જે લહું. ૫

નંદકુંવર ગોકુલમાંહે, કહાન નામે સાંભળ્યો;
તે ઘડીથી કંસ રાજા, હ્દેમાંહે અતિ બળ્યો. ૬

બક બકી કેશી વૃષભ ધેનુક, તૃણાવંત તે મારિયો;
નારદ ઋષિએ આવી કહ્યું તે, બોલ મનમાં ધારિયો. ૭

---

૧ પ્ર. ૧ ધો. ૨ પ્ર-૨ સુયે તો. ૩ પ્ર-૨ ધ્યાઉ. ૨ નિશાણ-નોબત.

અક્રૂર રાયે મોકલ્યો, તે મખમિષે તેડાવિયા;
ભાલણપ્રભુ રઘુનાથ ત્યાંથી, મથુરા નગરી આવિયા. ૮

### પદ ૧૯૬ રાગ સામેરી.

પહેલે પરીયટ મારી, લૂટયાં વસ્ત્ર મુરારિ;
ધનુષનો કીધો ભંગ, અતિશે કોમળ અંગ. ૧

### ઢાળ.

અંગ કોમળ [1]તેહનું, સુંદર શ્યામ સોહામણા;
નયણે જેણે નિરખિયા, તેના મનતણી પહોતી મણા. ૨
કુબ્જા કીધી રૂપ સુંદર, ચંદન ત્યાં તેનું ગ્રહ્યું;
શસ્ત્રમાળા પહેરીયાંને, તેજ નવ જાયે સહ્યું. ૩
ભાઇ બેહુએ દ્વારે ઉભા, ભોજપતિ મેડે ચઢયો;
આગળ હતો ગજપતિ તે, કહાનને ગ્રહવા અડયો. ૪
પુચ્છ સાહી તાણિયો, ચતકાર કરતો તે ફર્યો;
કમલલોચન ત્યાંહિ નાઠા, કોલાહલ તેણે કર્યો. ૫
ચાણૂર મુષ્ટિક સલ તોસલ, મલ્લ મોટા દાખિયા;
નંદસુતનો નાશ કરવા, રાયજીએ રાખિયા. ૬
કૂડ કીધું છે ઘણું, બાલ બેહુને કારણે;
તે તો કેમે ડરતા નથી, રહ્યા દીસે ધારણે. ૭
તે માટે જન મળ્યા છે બહુ, વાત એ મેં સાંભળી;
ભાલણપ્રભુ રઘુનાથને, સહુ જોવા જાયે છે મળી. ૮

### પદ ૧૯૭ રાગ સામેરી.

દેવકીએ સાંભળિયું, ચિંતાએ હૈડું બળિયું.
શ્યામા ધ્રૂજે શરીર, નયણે ચાલે નીર. ૧

### ઢાળ.

નયણે નીર ભરે ઘણુંને, દાસીને કહે સુંદરી;
જાઓ બાઇ જોવાને તમો, વાત ત્યાં શી વિસ્તરી. ૨

---

૧ પ્ર-૨ દીપતાં. ૮ મખ-યજ્ઞ. ૧ પરીયટ-ધોબી. ૪ ગજપતિ-મોટો હાથી. ૫ ચતકાર-હાથીની કારગી ચીસ.

કુંવર બે સુકુમાર છે તે, નંદના ગોવાળિયા;
મલ્લશું તે કયમ વઢશે, દુધ દહિંના પાલિયા. ૩
અન્યાય કંસે માંડચો છે તે, તિષ્ઠશે કયમ એહને;
યોદ્ધ પાયે મરાવે છે, કઠિન કોમળ દેહને. ૪
સમાચાર જઇ જુઓ સઘલો, શ્યામ સુંદર [1]સુખ ધરે;
કુશળ હોયે કહાનને તો, મન મારૂં અતિ ઠરે. ૫
નંદ કાંઇ સગો નહિ પણ, બાલ દેખી મન બળે;
કરૂણા કહો શી કીજિયે, આરત એની નવ ટળે. ૬
સાધુનું ત્યાં એહ લક્ષણ, પરનું દુખ દેખી મન બળે;
ચાલે નહિ શું કીજિયે, ગોવિંદ જાણે તે કરે. ૭
માતાએ ત્યાં મોકલી તે, શુદ્ધ લેવા સાંચરે;
ભાલણપ્રભુ રઘુનાથજી, તે દુષ્ટ હણવા અવતરે. ૮

## પદ ૧૯૮ રાગ સામેરી.

જોવાને ગઇ દાસી, વામાં રહી વિમાસી;
મંડપે શી વિધિ થાશે, કુંવર ત્યાં કયમ મૂકાશે. ૧

### ઢાળ.

બાલ કુંવર માહરા ને, મલ્લ બળિયા છે ઘણું;
કંસે પ્રેર્યો મરાવા તે, કારણ વરવાણી તણું. ૨
કંથજી કહો શું કરૂં, જો પ્રાણ મારા ઉછળે;
પરછંદા તે પ્રૌઢ વાજે, પ્રહારથી તે કયમ ખળે. ૩
પાપ પોતે માહરૂં, કાંઈ જન્મ પૂર્વનું સહી;
અસુખનો ત્યાં અંત નાવ્યો, વિવાહના દિનથી ગ્રહી. ૪
આશા અલગી થાયે નહિ, લાલચ જે લાગી ખરી;
સંતાનનું સુખ નથી સરજ્યું, જન્મ આણે અવતરી. ૫

૧ પ્ર. ૨ સુખ. ૪ તિષ્ઠશે-ઉભો રહેશે. ૮ શુદ્ધ-ખબર. ૨ વરવાણી-ઉત્તમ-વાણી; આકાશવાણી.

ખટ પુત્ર પૃથક મારિયા, ને સાતમો તે ગયો ગળી;
આઠમાની એ ગતિ છે, હવે (શું) સુખ થાશે વળી. ૬

એવું કહીને નયણ આંસું, ભરે જ્યારે ભામિની;
ચિંતા આણે ચિત્તમાંહે, કુંવર કેરી કામિની. ૭

આરત કરતાં વામલોચન, ફરકિયું ત્યાં જેટલે;
ભાલણપ્રભુ રઘુનાથની [1]થઈ, આશા સાચી તેટલે. ૮

## પદ ૧૯૯ રાગ સામેરી.

સૈરંધ્રી ત્યાં આવી, વધામણી તે લાવી;
વચન સાંભળો માત, રંગતણી કહું વાત. ૧

### ઢાળ.

વાત કહું હું રંગનીજી, ત્યારે હું પાસે હતી;
કૃષ્ણે મરડી મારિયા જે, દ્વાર ઉભા ગજપતિ. ૨

દંત તાણી કાઢિયા, બાંધવ બેહુએ કર ધર્યા;
રૂધિરછાંટે છેલ ભરિયા, મંડપમાંહે પરવર્યા. ૩

બાહુયુદ્ધ બલશું કર્યું ને, મલ્લ ચારે ત્યાં હણ્યા;
જન જોવા જે મળ્યા, તેણે દેવવર બેહુએ ગણ્યા; ૩

કહાન ધાઈ ચઢ્યા મેડે, કંસ ઝુંટી ઝાલિયો;
આંગણાની ભૂમિ નાખ્યો, બળ ગયું નવ હાલિયો. ૪

પશુની પેરે મારિયો, તેની નારી રોયે છે ઘણું;
ભયંકર ત્યાં થઇ રહ્યું છે, રાય કેરૂ આંગણું. ૫

ઉતાવળી હું અહિં આવી, શુદ્ધ લાવી શૂરની;
ભોજપતિની સર્વ સેવા, સફળ થઇ અક્રૂરની. ૬

રોતાં રાખી સાથને, બેહુ વીર અહિં(કણ) આવશે;
ભાલણપ્રભુ રઘુનાથજી, નટવરવેષે ભાવશે. ૭

---

૫ વામલોચન–ડાબી આંખ. પદ ૧૯૯ ૧ સૈરંધ્રી–દાસી. ૩ બાહુયુદ્ધ–હાથની લડાઈ, કુસ્તી. દેવવર- શ્રેષ્ટદેવ. ૭ નટવર વેષે–ઉત્તમનટવાના વેષે. ૧ પા. પ્ર. ૨ આશ થઇ સાચી તેટલે.

## પદ ૨૦૦ રાગ ગોડી.

કંસને મારી મુરારિ, ધસિયા તાત ભણી;
આગળથી રે [1]ઉજાયે, વેગે વધામણી. ૧

[2]પુત્ર તમારા બે, આવે છે રામ હરિ;
રણ જીત્યા રણધીર, પૂરણ કામ કરી. ૨

એક ગૌર એક શ્યામ, સુંદર જોડ મળી;
આયુધ ગજના દંત, શોભા અતિ ભલી. ૩

બેડી ભાગી આજ, માત ને તાત તણી;
ઉઠી સામા જાય, વાધી પ્રીત ઘણી. ૪

દઇ આલિંઘન પ્રેમ, ચુંબન શીશ કરે;
હર્ષાશ્રુ ત્યાં અપાર, નયણે નીર ઝરે. ૫

માતને કહે મહારાજ, તમે અતિ દુખ [3]સહ્યું;
મુજ કારણ મારા તાત, [4]કારાગૃહ રે ગ્રહ્યું. ૬

દુર્બળ મલીન શરીર, દામણા દીસો તમો;
બહુ દિને છૂટયાં આજ, દેખી દાઝું અમો. ૭

નથી ધાવ્યો તમારૂં દૂધ, કહું છું સત્ય સહી;
ઉછર્યો ગોકુલમાંહે, નંદભુવન રહી. ૮

શું કહું તેની પ્રીત, રીત ન જાયે કથી;
ગોપ ગોવાલણી મન, બીજું કોયે નથી. ૯

એણીપેરે કરતાં વાત, સ્વજન સર્વ મળ્યું;
અંતરિક્ષ અમર વિમાન, તેજ ન જાય કળ્યું. ૧૦

મળિયા ચારણ ભાટ, જાચકજન સહુ;
અપ્સરા નાચે ગાય, જેજેકાર બહુ. ૧૧

જન્મ દિવસની પેર, કરે મંગળ સુંદરી;
કેસર ચંદન અંગ, અબિલ ગુલાલે ભરી. ૧૨

---

૧ પ્ર. ૧ ઓજાયે. ૨ પ્ર. ૧ પુત્ર તમારે આવે છે, હરી રામ હરિ. ૩ પ્ર. ૨ સહ્યાં. ૪ પ્ર. ૨ કારાગૃહમાંહે રહ્યાં. ૧ ઉજાયે–જાયે. ૭ દામણા–દયામણા.

[1]પૂજ્યા બ્રાહ્મણ દેવ, વાદે વેદ ભણે;
પુણ્યાહવાચનના મંત્ર, સર્વ વિઘ્ન હણે. ૧૩

ગૌ આપી વસુદેવ, જન્મ સમે જે કહી;
દેતા આશીર્વાદ, દ્વિજવર જાયે ગ્રહી. ૧૪

એણી પેરે ઉત્સવ થાય, ઇંદ્રાદિક નિરખે;
પહેરાવ્યાં અંબર ગોપ, નંદાદિક હરખે. ૧૫

યાદવકુલ આનંદ, પરમાનંદે કર્યો;
મારી દુષ્ટને ખેવ, સાધુનો શોક હર્યો. ૧૬

ઉગ્રસેનને રાજ, આપ્યું કંસ હણી;
ભાલણપ્રભુ રઘુનાથ, સેવકભાવ ગણી. ૧૭

## પદ ૨૦૧ રાગ ધનાશ્રી.

દેવકીને આંગણે, બહુ ગુણીજન ઉભા ગાયેરે;
કંસ કેરી કામિની તે, રૂદન કરતી [2]જાયેરે. દેવકી૦ ૧

બ્રહ્માદિક ઇંદ્રાદિક સહુ કો, પ્રમુદિત થાયેરે;
[3]દમતા દેવને દૈત્ય સહુ કો, ( તે ) પાતાળે પલાયેરે. દેવ૦ ૨

આનકદુંદુભિ ધેનુ આપે, પૂજીને દ્વિજરાયરે;
હેમ હાર રત્ન જડિયા, દાન દે તવ રાયરે. દેવ૦ ૩

અષ્ટ સિદ્ધિ ને નવ નિધિ તે, મંદિરમાં નવ માયરે;
ભાલણપ્રભુ રઘુનાથની લીલા, તે કોણે નવ કલાયરે. દેવ૦ ૪

## પદ ૨૦૨ રાગ ધનાશ્રી.

કહે વસુદેવ સુણો સુંદર વર, ચિરંજીવ મારા ગિરિધર;
કુંવર નંદજીને વાળો, પુત્ર પિતાનો સંદેહ ટાળો. નંદજીને વાળો. ૧
આજ લગણ જેણે ભેદ ન જાણ્યો, પુત્રભાવ કરી પ્રેમ તે આણ્યો. નં૦ ૨
લાજ તજ્યા વિણ કયી પેરે સરશે; એમ એ મેલી કયમ નિસરશે. નં૦ ૩

---

૧ પ્ર-૧ પૂજ્યા બ્રાહ્મણ વેદ, વાદો વાદી ભણે. ૨ પ્ર-૨ પલાયેરે. ૩ પ્ર-દમતા દેવ દૈત્ય સહુ કાંપે, પાતાળે પલાયેરે.

આશા મેલીને ઘેર જાયે, મન વાળીને ચારે ગાય. નં० ४
શું કરશે એ જશોદા રૂડી; સગપણ સાચું પ્રીતજ જૂઠી. નં० ૫
સાચું કહીને ચલાવો સાથ, વેગે ભાલણપ્રભુ રઘુનાથ. નં० ૬

## પદ ૨૦૩ રાગ ગોડી.

વા'લા એમ ન કીજે હો, મારા પ્રાણના જીવન;
ભલે લીધું કંસનું રાજ્ય હો, કમલદલ લોચન. વા० ૧

સુરભિ દેખી ચિત્રની, સુત કાં મેલો નિશ્વાસ;
કહો તો અહિં આણાવિયેરે, ગોકુલનો સર્વ વાસ હો. વા० ૨

જશોદા કરતી તે કરૂં, જો કહો મુજને વીર;
સંભારી નંદનારીને, કાં નયણે ઢાળો નીર હો. વા० ૩

ઇચ્છા આવે તમને, તે કરાવું ભોજન;
મોહ મનથી પરહરો, તમને વા'લા વ્રજનાં જન હો. વા० ૪

દૂધ કઢ્યું સાકર ભેળીને, પીજે પ્રાણઆધાર;
દહિં ભાવે તો આરોગિયે, પાસે સર્વ પરિવાર હો. વા० ૫

કનકતણી કરૂં વાંસળી, જો એક વાર લો હાથ;
મધુર સ્વરે વજાડિયે, બલભદ્ર બાંધવ સાથ હો. વા० ૬

કુંવર જે યાદવ તણારે, [1]તે સાથે ગોવાળ;
રમત કરતા તિમ કરો, સુંદર શ્યામ તમાલ હો. વા० ૭

કહો તો વંશીવટ કરૂં, વાવું વૃન્દાવન;
કાલિંદી તો છે અહિં પાસે, જ્યમ સુખ પામો તન હો. વા० ૮

તુજ કારણ બહુ દુખ સહ્યું, સ્વામી વિશ્વાવાસ;
પાપી તો પાપે મૂઓ, મારા મનની પહોતી આશ હો. વા० ૯

લઉં તમારાં ભામણાં, અતિ આનંદ મારે મન;
ભાલણપ્રભુ રાઘવ મળ્યા, ધન્ય આજનો દિન હો. વા० ૧૦

---

૧ પ્ર-૨ તે થાશે રખવાળ, ૧ કમલદલ લોચન-કમલની પાંખડી જેવાં નેત્રવાળા. ૭ તમાલ-તજનું ઝાડ. ૯ વિશ્વાવાસ-જેમાં જગતનો વાસ છે તે.

## પદ ૨૦૪ રાગ ગોડી.

મારા આતા એમ (ન) કીજિયે, બલિહારી હો;
મને કહો મનની વાત, બલા લઉં તારી હો. ૧

જશોદાજીને અહિં તેડિયે, બલિહારી હો;
જાણો જો મારી માત, બલા લઉં તારી હો. ૨

નંદજી શું છે વેગલા, બલિહારી હો;
સાદ કરાવું આજ, બલા લઉં તારી હો. ૩

મારા સમ મુખથી કહો, બલિહારી હો;
મેલી મનની લાજ, બલા લઉં તારી હો; ૪

વા'લા જે ગોવાળિયા, બલિહારી હો;
તેનાં મંડાવો નામ, બલા લઉં તારી હો. ૫

કહો તો મથુરામાં કરૂં, બલિહારી હો;
નૂતન ગોકુલ ગામ, બલા લઉં તારી હો. ૬

ગાય ઘણી ઘેર આપણે, બલિહારી હો;
જો માયા તેની હોય, બલા લઉં તારી હો. ૭

જો માંખણ પરઘરનું ગમે, બલિહારી હો;
અહિં ઇચ્છે છે સહુ કોય, બલા લઉં તારી હો. ૮

સરસ વંશ સોનાતણો, બલિહારી હો;
હીરે જડિત લો હાથ, બલા લઉં તારી હો. ૯

માકડાં શું મળતાં નથી, બલિહારી હો;
ગોપ ગોલણી સાથ, બલા લઉં તારી હો. ૧૦

દાણ લેવું મનમાં ગમે, બલિહારી હો;
તો જયમ લો યમુનાનો ઘાટ, બલા લઉં તારી હો. ૧૧

માનુષ માત્ર આવી ચઢે, બલિહારી હો;
વૃન્દાવનની વાટ, બલા લઉં તારી હો. ૧૨

---

૧ આતા—પ્રેમવાચક બોલવામાં આવતો શબ્દ. દાદા. ૨ બલા—દુઃખ—પીડા,

શું મહીયારાં મથુરાં નથી, બલિહારી હો;
જો ભાવે તેની છાશ, બલા લઉં તારી હો. ૧૩

બાલણપ્રભુ રઘુનાથજી, બલિહારી હો;
નિશદિન રહો મુજ પાસ, બલા લઉં તારી હો. ૧૪

## પદ ૨૦૫ રાગ પરજિયો.

કૃષ્ણ કહે માતા સુણો, મને વા'લો વ્રજનો સાથ;
માતા દેવકીને અતિ આદરશું, જોડીને બેઉ હાથ. કૃષ્ણ૦ ૧

મારી માવડી રે, શું પૂછો છો વાત;
એક ઘડી કોણે ન થવાયે, નંદ જશોદા માત. કૃષ્ણ૦ ૨

ઓલંભા હું એક મુહૂર્તમાં, લક્ષ લોકના લાવ્યો રે;
એવો કહીને ઉત્તર વાળે, તે[1] રોપ હૃદેમાં નાવ્યો. કૃષ્ણ૦ ૩

કારજ કાંઇ કરવા નવ દીધાં, અજ્ઞાનપણે મેં એને રે;
પ્રાણ થકી પરમાનંદ વા'લો, સદા નિરંતર જેને. કૃષ્ણ૦ ૪

માકડાંને મહી મેં ખવરાવ્યું, ભાવ્યું નહિ તે નાખ્યું રે;
કહેતાં પાર નાવે કહિં, જે જશોદાએ સાંખ્યું. કૃષ્ણ૦ ૫

કયરે ખરડયો ખોળે બેઠો, વણસાડી શુભ સાડી રે;
એમ અસંખ્ય અન્યા કરીને, સંતાપી મેં માડી. કૃષ્ણ૦ ૬

આલિંધન એણીપેરે દેતી, આંસુ ભિંજાતો વાંસો રે;
તે ટળવળતી ત્યાં મેલી છે, શો કરવો તે સાંસો. કૃષ્ણ૦ ૭

જેને ઉત્સંગે ઉછર્યો, કરાવ્યું પયપાન રે;
તેહ સ્વભાવ શું નહિ, [1]હેતે માગશે બહુ માન. વસુ૦ ૨

શું આપણને તે કહે, કુંવર કેરી રીત રે;
ગોકુલવાસીશું ઘણી, મારા પ્રાણનાથને પ્રીત. વસુ૦ ૩

ઘણો સ્નેહ સુતને સારો, પેર પેર મનાવો મન રે;
ખાટું મોળું મધુરું મીઠું, તે કરાવો અન્ન. વસુ૦ ૪

કોણ સૂખડી સામળિયાને, અતિ સુખકારી અંગ રે;
તે હરિને રાખી હૃદયમાં, પૂછી જુઓ પ્રસંગ. વસુ૦ ૫

[2]આસન ભોજન શયન, શ્યામશું તમો પૂછો વાત રે;
આમશું સગપણ કાંઇ નહિ, બાઇ તમો એની માત. વસુ૦ ૬

કોટિ કામ મેલી કરી, કરજો એનો ઉપાય રે;
ભાલણપ્રભુ રઘુનાથજીને, જે કીધે સુખ થાય. વસુ૦ ૭

## પદ ૨૦૭ રાગ પરજિયો.

વિવિધ વચન વનિતાતણા, સુણી વદે વસુદેવ (રે);
સુતના સુખને કારણે, કારજ કરવું એવ. વિવિધ૦ ૧

આલસ મૂકો માનિની, જો પૂછો મને વાત રે;
લાડે પાડે થયાં નહિ, મોહનજીની માત. વિવિધ૦ ૨

અરે ઘેલી કામિની, ગોકુલની શી વાત રે;
પૂર્ણ કૃપા પાખે ન થવાયે, નંદ જશોદા માત. વિવિધ૦ ૩

જેને ખોળે રમ્યો રસિકવર, જન્મથકી મા જાણી રે;
ઉછેરીને આવડો કીધો, અંતર બહુ હિત આણી. વિવિધ૦ ૪

[3]મુખડું જોયું જે મોહનજીનું, હાર્યો જેણે પ્રાણી રે;
અવધિ વિના એવાં સુખ, પામ્યાં નંદજીની રાણી. વિવિધ૦ ૫

જેનું પય પ્રેમે કરી પીધું, માડી કહી બોલાવી રે;
સાંઝ સવાર સૂખડી માગી, લાજ હૃદેમાં નાવી. વિવિધ૦ ૬

---

૧ પ્ર. ૨. હોય તો. ૨ પ્ર. ૨ આસન ભોજન સેજ સખાશું, વિગને પૂછો વાતરે. ૩ પ્ર. ૨ મુખડું જોયો મોહનજીનું: હાર્યો જેણે પ્રાણીરે.

જશોદાજીએ જે જે આપી, તે ભૂધરજીને ભાવી રે;
ત્રિભુવન માંહે તરી તે તારણી, જે માતા કૃષ્ણની કહાવી. વિવિધ૦ ૭

ત્રણ કાલ તાપસ સંભારે, લક્ષ પેરે લેલાઇ રે;
સહસ્ત્ર વારે શોણામાંહે, [1]નવ દેના દેખાઇ. વિવિધ૦ ૮

તે આલિંધન દે આફણિયે, કંઠે વળગે ધાઇ રે;
મરકલડા કરતો મુખ ચુંબે, [2]વા'લી મારી આઇ. વિવિધ૦ ૯

જેનો જશ બ્રહ્માદિક સરખા, ચારે વેદ [3]પુરાણે રે;
શેષ રેખ ગુણતાં નવ લહે, થોડાં મુખ મન આણે. વિવિધ૦ ૧૦

તે ભૂધર ભૂખ્યો છું કહી, પ્રેમે પાલવ તાણે રે;
નંદજીની નારી નાનડિયાને, કાલો કુંવર જાણે. વિવિધ૦ ૧૧

આવ કુંવર કહી બાંહડી સાહી, અંગ અવલોકી ધોયાં રે;
[4]શી શી પેરે પ્રાક્રમ કીધાં, તે જશોદાએ જોયાં રે. વિવિધ૦ ૧૨

રાઢ કરી રોતા લક્ષ્મીવર, આંસુ અબલાએ લોહ્યાં રે;
કોણ મનોહર મુખડું જોઇ, મનડાં એનાં મોહ્યાં રે. વિવિધ૦ ૧૩

આપણપેં અધિકેરાં સાધન, નંદ જશોદાએ કીધાં રે;
ગાય ચારવા સરખાં કારજ, કોટિ કર્મને દીધાં. વિવિધ૦ ૧૪

મહી માંખણ કાજે નોજડે, બાંધ્યો માંડ મારવા લીધા રે;
બાલણ જાણે જનની થઇ, અમૃત આંખડી પીધાં. વિવિધ૦ ૧૫

જેની ઝાલી દાઢી રે, તંબોળ ખાતા કાઢી રે. નં૦ ૫
પીવા દૂધ ન દેતો રે, અધવચ કાઢી લેતો રે. નં૦ ૬
[1]અગીયાર વર્ષ હું પાળ્યો રે, મહાદુષ્ટનો ભે ટાળ્યો રે. નં૦ ૭
મુજ માટે થયો ઉત્પાત રે, તે મન ન આણી વાત રે. નં૦ ૮
જે કીધા ગુણ ન જાણે રે, તેને સાધુ ક્યમ વખાણે રે. નં૦ ૯
(જાઓ)કહેતાં પ્રાણ (એના)જાયે રે, તો શ્યામ તિલક મને થાયે રે. નં૦ ૧૦
મન કઠિણ કીધું તે સાથે રે, ત્યમ ભાલણપ્રભુ રઘુનાથે રે. નં૦ ૧૧

## પદ ૨૦૯ રાગ ગોડી.

ગોકુલીએ પધારો મારા નંદજી રે, જશોદાજી જોશે વાટ રે;
[2]ટલવળતી હશે રે મારી માવડી રે, દુખ ધરશે (તે) મુજ માટ રે. ગો૦ ૧

કોમળ હૈડું (છે) તેહનું રે, જાણિયે તે નવનિત્ય રે;
ક્ષણએ વિરહ સહે નહિ રે, ધરથી બાંધી પ્રીત રે. ગો૦ ૨

મુગટ તે મયૂરપિચ્છનો રે, આપ્યો છે આઇજીને હાથ રે;
રૂડીપેરે તે રાખજો રે, જ્યમ નિર્ધનને આથ રે. ગો૦ ૩

કષ્ટે મેં પરોવિયો રે, ગુંજા કેરો હાર રે;
યત્ને તે જાળવજો ઘણું રે, વાંસળી પ્રાણઆધાર રે. ગો૦ ૪

લાખી રંગની ઓઢણી રે, લોબરી [3]લલિત સુચંગ રે;
તેને મુખક રખે લાગતા રે, કોમળ લાગે અંગ રે. ગો૦ ૫

કમલ વર્ણનું મોળિયું રે, જે હું બાંધતો શીશરે;
સાથે હું લાવ્યો નથી રે, જાણ્યું કરશો રીસ રે. ગો૦ ૬

શીકું સ્વયં મેં ગુંથિયું રે, પાટ તણું પચરંગ રે;
તેહ વળી રખે વણસતું રે, લીધું નહિ મેં સંગ રે. ગો૦ ૭

વાંસળી જે હીરે જડી રે, સુંદર મારે [4]શૃંગ રે;
રખે હરે તે ગોવાળિયા રે, જે વાજે છે તાન તરંગ રે. ગો૦ ૮

---

૧ પ્ર–૨ અગીયાર વરસ હું પાળ્યો રે, મહાદુષ્ટનો ભે વાર્યો રે. ૨ પ્ર–૧ ટળવળશે ૩ પ્ર–૧ લાલ. ૪ પ્ર–૨ સિંધરે. ૯નું ઉત્તરાર્ધ પ્ર–૨માં નથી. ૧૦. શ્યામતિલક–કાળી ટીલી. ૫ સુચંગ–સારી સ્વચ્છ. મુખક–ઉંદર.

ગાય ચારીને મેં સાચવી રે, રખે તે દુબળી થાય રે;
દૂધ જેનું રે મને ભાવતું રે, પ્રેમે પાતી મારી માય રે. ગો૦ ૯
આઇજીને કહેજો એટલું રે, તમકને મારા પ્રાણ રે;
એવું કો વા'લું નથી રે, સાચી કહું છું વાણ રે. ગો૦ ૧૦
મારે અહિં રહેવું નથી રે, વા'લું વૃન્દાવન રે;
ચાર દહાડા રહી આવશું રે, સહુનાં મનાવી મન રે. ગો૦ ૧૧
વેગે તમો હવે સાંચરો રે, લઇને સઘલો સાથ રે;
તમથી હું અલગો નથી રે, કહે ભાલણપ્રભુ રઘુનાથ રે. નં૦ ૧૨

## પદ ૨૧૦ રાગ ગોડી.

શામાટે નથી આવતા, કાંઇ કાઢો અમારો વાંકજી;
રહેશો તો અમારૂં શું ચાલશે, તમ પ્રત્યે અમો રાંક. મારા જીવનજી. ૧

મેં તમને ક્યારે કહ્યું છે જે, ચારવા જાઓ ગાયજી;
રમવાની ખાંતે જાતા, ઘણુંએ વારતી માય. મારા૦ ૨

શીકું સ્વયં ઉપાડતા, હું ઘણુંએ કરતો રીસજી;
પોતાની ઇચ્છાએ ધર્યું, ને ચઢયું અમારે શીશ. મારા૦ ૩

ઓલંભા બહુ લાવતા, હું કાંઇએ ન દેતો ગાળજી;
તો ધોખો શાનો વસ્યો, એ સંદેહ મનથી ટાળ. મારા૦ ૪

પ્રાણજીવન તું છે માહરો, શું કહું વારંવારજી:
અંધાને જેમ લાકડી ત્યમ, તું મુજ પ્રાણઆધાર. મારા૦ ૫

વાંક તેટલો તેહનો, જેણીએ બાંધ્યો તનજી;
તે ઓશિંકળ કીજિયે, જનની જાણી મન. મારા૦ ૬

માતપિતાને કારણે, વેચાણા રોહિદાસજી;
ધર્માંગદે મસ્તક સોંપ્યું, રામ ગયા વનવાસ. મારા૦ ૭

ભીષ્મવ્રત ગાંગેયે પાળ્યું, તાતતણે ત્યાં કાજજી;
પૂરુએ જરા ગ્રહી પિતાની, યૌવન કીધું ત્યાજ. મારા૦ ૮
જો તમો આવો નહિ તો, અમો જાશું કાશીજી;
ગૌ ગૃહ સર્વ પરહરી, થઇ રહેશું સંન્યાસી. મારા૦ ૯

---

૪ ધોખો–ચિંતા, દુઃખ. ઓશિંકળ–ઉપકાર વાળવાની સ્થિતિવાળી.

પુન્ય ત્યાં જઇ એવું કરશું, પુનરપિ અહિં અવતારજી;
માતપિતા અમો તું કુંવર, વિરહ નહિ લગાર. મારા૦૧૦

મરવું મોયે કયમ કહું, મરણ દૈવને હાથજી;
દશરથની પેરે પ્રાણ નવ જાયે, ભાલણપ્રભુ રઘુનાથ. મારા૦૧૧

## પદ ૨૧૧ રાગ ટોડી.

એમ ન કીજે હો, મારા સુંદર સ્યામ;
ખોળે સુવારી કંઠ કાપવા, તે સાધુ તણું નહિ કામ. એમ ન કીજે હો.

પહેલું મને શેં નવ કહ્યું, હું નહિં તમારો તનજી;
પીયારો જાણીને પાલત, દાઝત નહિ મુજ મન. એમ૦ ૨

ધાવંતાં તેને શેં નવ કહ્યું, તું નહિ મારી માતજી;
વિનય કરીને હવે કહો છો, કયમ માનિયે વાત. એમ૦ ૩

વસુદેવ મને મથુરાં મળ્યા, કાંઇ ત્યાં ન જણાવ્યુંજી;
કંસ મારી રાજ્યને લોભે, એવું મનમાંહે આવ્યું. એમ૦ ૪

ત્યારે હું ઝગડો કરત તો, ન્યાય કાંઇએ થાતોજી;
અથવા અણઉછેર્યો આપી, આશા વાળી જાતો. એમ૦ ૫

કુંવરી અમારી તો આપો, જે ત્યાં મોંએ માનીજી,
પોતે કહ્યું જે લઇ ગયો, હું ગોકુલમાંથી છાની. એમ૦ ૬

હવે તમારૂં ચક્ષણ થયું છે, જે કરશો તે થાશેજી;
જોતાં કોયે ન્યાય બોલશે, તે [1] પુત્રી કયમ જાશે. એમ૦ ૭

અથવા કંસ માર્યો ત્યમ, મને હાથે કરી મારોજી;
નારી તો મુજ સાથે બળશે, અર્થ તમારો સારો. એમ૦ ૮

જશ તમારો અહિં બોલશે, યાદવ સઘલો સાથજી;
ધવરાવ્યાનું થયું ઓશિંકળ, ભાલણપ્રભુ રઘુનાથ. એમ૦ ૯

## પદ ૨૧૨ રાગ વેરાડી.

ગોકુલીએ પધારો મારા નંદજીરે, તમ કને મારૂં મનરે;
પ્રાણપેં વા'લા ઘણુંરે, મને વ્રજના જનરે. ગો૦ ૧

---

૧ પા. મ-૧ તો પુત્ર કયમ જાશે. ૮ સારો-પૂર્ણ કરો, પાર પાડો.

ગાય ચારીને મેં સાચવી રે, રખે તે દુબળી થાય રે;
દૂધ જેતું રે મને ભાવતું રે, પ્રેમે પાતી મારી માય રે. ગો૦ ૯
આઇજીને કહેજો એટલું રે, તમકને મારા પ્રાણ રે;
એવું કો વા'લું નથી રે, સાચી કહું છું વાણ રે. ગો૦ ૧૦
મારે અહિં રહેવું નથી રે, વા'લું વૃન્દાવન રે;
ચાર દહાડા રહી આવશું રે, સહુનાં મનાવી મન રે. ગો૦ ૧૧
વેગે તમો હવે સાંચરો રે, લઇને સઘલો સાથ રે;
તમથી હું અલગો નથી રે, કહે ભાલણપ્રભુ રઘુનાથ રે. નં૦ ૧૨

## પદ ૨૧૦ રાગ ગોડી.

શામાટે નથી આવતા, કાંઇ કાઢો અમારો વાંકજી;
રહેશો તો અમારૂં શું ચાલશે, તમ પ્રત્યે અમો રાંક. મારા જીવનજી. ૧
મેં તમને ક્યારે કહ્યું છે જે, ચારવા જાઓ ગાયજી;
રમવાની ખાંતે જાતા, ઘણુંએ વારતી માય. મારા૦ ૨
શીકું સ્વયં ઉપાડતા, હું ઘણુંએ કરતો રીસજી;
પોતાની ઇચ્છાએ ધર્યું, ને ચઢયું અમારે શીશ. મારા૦ ૩
ઓલંભા બહુ લાવતા, હું કાંઇએ ન દેતો ગાળજી;
તો ઘોખો શાનો વસ્યો, એ સંદેહ મનથી ટાળ. મારા૦ ૪
પ્રાણજીવન તું છે માહરો, શું કહું વારંવારજી;
અંધાને જ્યમ લાકડી ત્યમ, તું મુજ પ્રાણઆધાર. મારા૦ ૫
વાંક તેટલો તેહનો, જેણીએ બાંધ્યો તનજી;
તે ઓશિંકળ કીજિયે, જનની જાણી મન. મારા૦ ૬
માતપિતાને કારણે, વેચાણો રોહિદાસજી;
ધર્માંગદે મસ્તક સોંપ્યું, રામ ગયા વનવાસ. મારા૦ ૭
ભીષ્મવ્રત ગાંગેયે પાળ્યું, તાતતણે ત્યાં કાજજી;
પૂરુએ જરા ગ્રહી પિતાની, યૌવન કીધું ત્યાજ. મારા૦ ૮
જો તમો આવો નહિ તો, અમો જાશું કાશીજી;
ગૌ ગૃહ સર્વ પરહરી, થઇ રહેશું સંન્યાસી. મારા૦ ૯

૪ ઘોખો–ચિંતા, દુઃખ. ઓશિંકળ–ઉપકાર વાળવાની સ્થિતિવાળી.

પુન્ય ત્યાં જઇ એવું કરશું, પુનરપિ અહિં અવતારજી;
માતપિતા અમો તું કુંવર, વિરહ નહિ લગાર. મારા૦૧૦

મરવું મોયે કયમ કહું, મરણ દૈવને હાથજી;
દશરથની પેરે પ્રાણ નવ જાયે, ભાલણપ્રભુ રઘુનાથ. મારા૦૧૧

## પદ ૨૧૧ રાગ ટોડી.

એમ ન કીજે હો, મારા સુંદર શ્યામ;
ખોળે સુવારી કંઠ કાપવા, તે સાધુ તણું નહિ કામ. એમ ન કીજે હો.

પહેલું મને શેં નવ કહ્યું, હું નહિં તમારો તનજી;
પીયારો જાણીને પાલત, દાઝત નહિ મુજ મન. એમ૦ ૨

ધાવંતાં તેને શેં નવ કહ્યું, તું નહિ મારી માતજી;
વિનય કરીને હવે કહો છો, કયમ માનિયે વાત. એમ૦ ૩

વસુદેવ મને મથુરાં મળ્યા, કાંઇ ત્યાં ન જણાવ્યુંજી;
કંસ મારી રાજ્યને લોભે, એવું મનમાંહે આવ્યું. એમ૦ ૪

ત્યારે હું ઝગડો કરત તો, ન્યાય કાંઇએ થાતોજી;
અથવા અણઉછેર્યો આપી, આશા વાળી જાતો. એમ૦ ૫

કુંવરી અમારી તો આપો, જે ત્યાં મોંએ માનીજી,
પોતે કહ્યું જે લઇ ગયો, હું ગોકુલમાંથી છાની. એમ૦ ૬

હવે તમારૂં ચલણ થયું છે, જે કરશો તે થાશેજી;
જોતાં કોયે ન્યાય બોલશે, તે [૧] પુત્રી કયમ જાશે. એમ૦ ૭

અથવા કંસ માર્યો ત્યમ, મને હાથે કરી મારોજી;
નારી તો મુજ સાથે બળશે, અર્થ તમારો સારો. એમ૦ ૮

જશ તમારો અહિં બોલશે, યાદવ સઘલો સાથજી;
ધવરાવ્યાનું થયું ઓશિંકળ, ભાલણપ્રભુ રઘુનાથ. એમ૦ ૯

## પદ ૨૧૨ રાગ વેરાડી.

ગોકુલીએ પધારો મારા નંદજીરે, તમ કને મારૂં મનરે;
પ્રાણપેં વા'લા ઘણુંરે, મને વ્રજના જનરે. ગો૦ ૧

---

૧ પા. પ્ર-૧ તો પુત્ર કયમ જાશે. ૮ સારો-પૂર્ણ કરો, પાર પાડો.

આજ આવ્યાનો સમે નથીરે, મન વિમાસો વાતરે;
જરાસંધ વેરી થયોરે, જે કંસનો કીધો ઘાતરે. ગો૦ ૨

વ્રજમાંહે રહ્યું જાયે નહિરે, ઝુંપડીયો જહાં વાસરે;
ગઢ નહિ ત્યાં આકરોરે, સેના નહિ મારે પાસરે. ગો૦ ૩

અહિં યાદવ યોદ્ધા છે ઘણારે, બલતણો નહિ પારરે;
માગધને માર્યા પછીરે, આવશું તેણે ઠારરે. ગો૦ ૪

હું મથુરામાંહે રહું નહિરે, વા'લું નથી મુજને રાજરે;
મિથ્યા તો બોલું નહિરે, તમ આગળ ત્યાં આજરે. ગો૦ ૫

ઘણું ઘણું કહેજો મારી માતનેરે, તમ કને મારા પ્રાણરે;
યોગ નથી આવ્યા તણોરે, સત્ય કહું છું વાણરે. ગો૦ ૬

એવું કહીને વળાવિયારે, હરજીએ લાગી પાયરે;
ભાલણપ્રભુ રઘુનાથને રે, નંદજી મેલીને કયમ જાય રે. ગો૦ ૭

## પદ ૨૧૩ રાગ વેરાડી.

એમ ન જાણ્યું રે, પુત્ર પીયારો થાશે;
ધવરાવીને હૈડે ચાંપ્યો, તે છેહ દઈને જાશે. એમ૦ ૧

વાછરૂં જે ત્યાં પાળ્યું હોયે, તેનું અર્થ ત્યાં આપે રે;
વસુદેવની પેરે ત્યાં કોયે, તેનાં કંઠ ન કાપે. એમ૦ ૨

ન જાણિયે જે શામાટે, પ્રીત એવડી જોડી રે;
આનંદે સહુને રમાડી, જાતાં ગયો તે ત્રોડી. એમ૦ ૩

અમો એને અવગુણ શો કીધો, ગોવાળિયાને મળતો રે;
નામ કોનું નવ સંભારે, સમાચાર તે વળતો. એમ૦ ૪

લોટ પાસે આવી રહે છે, પાંચ દહાડાની પ્રીત રે;
શોધ કરવા તેની જાય છે, સાધુ તણી એ રીત. એમ૦ ૫

કુંવરી મારી રાયે ગઇ, એ નવ આવ્યો હાથ રે;
શું કીજે જો ઝુંટી લીધી, દુર્બળની જયમ આથ. એમ૦ ૬

---

૪ બલ–સૈન્ય. ૬ રાયે–રાજનીયે, રાતે અથવા રાજાએ કરીને.

વસુદેવને તો ઘણાએ છે, એક આપે શું જાતું રે;
કહાનજીને મોકલતા તો, મારૂં ઘર મંડાતું. એમ૦ ૭
અથવા મારી કુંવરી રહેતી, તોએ ત્યાં ઘર વસતું રે;
એ તો ધૂળ ઘાલીને ગયો, માણસ કીધું હસતું. એમ૦ ૮
ક્યાં જાઉં ને ક્યાં પોકારૂં, દૈવ દુર્બળને મારે રે;
તેનું લઇ [१]માતાને આપે, બલિયાને કોણ વારે. એમ૦ ૯
બીજા આપશે તો નહિ લેઉં, કદાચ સાટે બાલ રે;
ચૌદ લોકમાં એવો નહિ, ભાલણપ્રભુને તોલ. એમ૦૧૦

## પદ ૨૧૪ રાગ ગોડી.

નંદજી ગોકુલ સાંચરો, સુધી કહું એક વાત રે;
દેવકી માતા માહરી, [२]વસુદેવ મારો તાત રે. નંદ૦ ૧
અર્ધ નિશા મેલી વળ્યા, પુત્રી લઇ વસુદેવ રે;
જન્મ કર્મ તમો કર્યું, માયામોહિત એવ રે. નંદ૦ ૨
અહિં બેહુએ બંધનમાં રહ્યાં, નિશ્ચલ ધરિયું ધ્યાન રે;
તેવું તમારે નવ રહ્યું, ગૃહકારજ માંહે મન રે. નંદ૦ ૩
ભેદ માહરે કાંઇ નથી, આપણાં પીયારાંની રીત રે;
જે મુજશું જેવું કરે, તેશું તેવી પ્રીત રે. નંદ૦ ૪
આ સ્વજન દુખિયું છે ઘણું, કંસે પીડ્યું અપાર રે;
તેને સુખ કરવા રહું, ( મારો ) મથુરામાં પરિવાર રે. નંદ૦ ૫
સુખ તમને દીધું ઘણું, મનશું જુઓને તાત રે;
ભાલણપ્રભુ રઘુનાથજી, કહે છે વિમાસીને વાત રે. નંદ૦ ૬

## પદ ૨૧૫ રાગ રામગ્રી.

કહાનજી માગું છું કરગરી, આતા મને એટલું આલ રે;
આજ તે ગોકુલ સાંચરો, મથુરાં પધારજો કાલ રે. કહાન૦ ૧
એક દહાડાનું શું ગજું, પૂરો મારા મનતણો કોડ રે;
વાટ જોએ રે તારી માવડી, ધરતી જે કલ્પના ક્રોડ રે. કહા૦ ૨

---

૧ પ્ર–ર બીજાને. ૨ પ્ર–ર. આનક દુંદુભિ. ૯ માતાને–માતેલાને, શ્રીમંતને.
૧ સુધી–ખરી. ૨ માયામોહિત–માયાવડે મોહ પામેલા.

ગોપ ગોપીને ગોવાળિયા, દર્શન કરે એક વાર રે;
જેણે રે સર્વસ્વ સોંપિયું, તું છે તેનો પ્રાણઆધાર રે. કહો૦ ૩
દયા દામોદર તારી ક્યાં ગઈ રે, ટળવળ્યાનો નહિ વાંક રે;
બાપનું સગપણ તે ટળ્યું, આવો આવો જાણી મને રાંક રે. કહો૦ ૪
ધન્ય તે જીવ્યું દશરથ તણું, રામજી જાતાં ગયા પ્રાણ રે;
હૈડું કઠિણ ફાટે નહિ, જાણે ઘડિયું પાષાણ રે. કહો૦ ૫
ભાણું ભરે ધરાયો નહિ, ચાટવા લીધું હાથ રે;
આશ પૂરો મારા મન તણી, ભાલણપ્રભુ રઘુનાથ રે. કહો૦ ૬

## પદ ૨૧૬ રાગ પરજિયો.

નંદજી સાંભળોરે, દેવકી વદે વચન;
કંસરાયને ક્યાંથી મારે, જો હોય તમારો તન. નંદ૦ ૧

આકાશવાણીએ કહ્યું, કંસ રાજા તને રે;
એનો ગર્ભ આઠમો મારે, ત્યારે મારવા લીધી મને. નં૦ ૨

બોલ દઈને પીયુડે મારે, મને ત્યાં મૂકાવી રે;
ખટ બાલક એણે મારિયાં, તો કોય ન છૂટે ભાવી. નં૦ ૩

પૂર્વ પુન્યપ્રતાપથી, એ ઉદર આવ્યો મારે રે;
ગોકુલમાંહે રમવા આવ્યો, પોતે પુન્ય તમારે. નં૦ ૪

રૂપ મને જે દેખાડયું કો, માને નહિ શું કહિયે રે;
એ જાણે કે હું જાણું છું, મનમાં જાણી રહિયે. નં૦ ૫

મારાથી ત્યાં અતિઘણું તપ, તારી નારીએ કીધું રે;
મેં જે શોણામાંહે દીઠું, તે સુખ જશોદાએ લીધું. નં૦ ૬

શિયાળ સિંહ જાણે નહિ, જુઓ મન વિચારી રે;
ધાવંતાં મારે નાનડિયે, પ્રથમ પૂતના મારી. નં૦ ૭

## પદ ૨૧૭ રાગ સામેરી.

ગજપતિ સુણો વાણી, પ્રેમ હૃદેશું આણી;
તવ એ બોલ્યો બાલ, મનોહર વચન રસાલ. ૧

### ઢાળ.

રસાલ વચને કહ્યું મને, હું તપે તમારે અવતર્યો;
વરસ બાર સહસ્ત્ર પૂર્વે, શ્રમ જે સાચો કર્યો. ૨

ગોકુલ લઇ જાઓ મને, જશોદાની સેજે ધરી;
યોગમાયા પ્રગટી છે તે, અહી આવો દીકરી. ૩

વચન કહેતાં બેડી ભાગી, દ્વાર આપે ઉઘડ્યાં;
લઇને હું નિસર્યો, રખવાળને ધારણ પડ્યાં. ૪

યમુના પાર ઉતરીને, ઘેર તમારે પરવર્યો;
પુત્ર સેજ ઉપર મેલી, પુત્રી લઇને [1]સંચર્યો. ૫

કારાગૃહમાં આવિયાને, રોઇ તત્ક્ષણ બાલિકા;
કંસને જઇ જાણ કીધું, જાગિયા [2]રખવાલીકા. ૬

દુષ્ટ આવ્યો દડબડીને, વૈરભાવે તે ગ્રહી;
કામિની અતિ કરગરીને, કુમારી તેને કહી. ૭

[3]ચરણ ઝાલી પાછટી, આકાશ જાતી ઉચરી;
ભાલણપ્રભુ રઘુનાથ હણશે, માનુષ જન્મે અવતરી. ૮

## પદ ૨૧૮ રાગ સામેરી.

તેનો શ્રમ તે[4] ભાગ્યો, ચરણ અમારે લાગ્યો;
સ્તુતિ કરી ગયો ઘેર, નારદ ઋષિ ( એ ) કહી પેર. ૧

### ઢાળ.

પેર નારદ રુખે કહી, વચન એવાં ભાખિયાં;
દ્વેષ આણી પાપીએ, પુનરપિ લઇને રાખિયાં. ૨

---

ક. ૭ દડબડીને–પડતાં આખડતાં દોડવું તે. ૮. પાછટી–પછાડી. ૧. પ્ર–૨ નિસર્યો ૨ પ્ર. ૨ રખવાળિયા. ૩ પ્ર. ૨ ચરણ સાહીને પછાડી. ૪ પ્ર. ૨ તેનો ભ્રમ ન ભાગો, ચરણ તમારે લાગો.

વિઘ્ન ગોકુલ બહુ કર્યાં તે, કુંવર મા'રે ટાલિયાં;
અહિં આવી કંસ મારી, વૈર સઘલાં વાળિયાં. ૩

[1]કુંવર બે ઉછેરિયા તે, ગુણ તમારા શા કહું;
મથુરામાંહે આવો વાસે, દાસ થઇને હું રહું. ૪

આ રિદ્ધિ સઘળી છે તમારી, અમો સેવા કરશું અતિઘણી;
જશોદાને તેડાવો અહિં, પ્રીત આ કુંવરતણી. ૫

પુત્ર જાણે સહીયારો, પ્રેમ એવો આણશું;
રાજ્ય એ છે તમારૂં, અંતર એવું જાણશું. ૬

વચન એવાં સાંભળી, વ્રજપતિ ચિંતાતુર થયો;
આશા આગળથી ગઇ, એ પુત્ર હાથેથી ગયો. ૭

નીચું જોઇ નિશ્વાસ મેલ્યો, આશા ત્યાં એની ટળી;
ભાલણપ્રભુ રઘુનાથજી, હવે વાણી શું કહેશે વળી. ૮

## પદ ૨૧૯ રાગ ગોડી.

આજ મારે ઘેર આવો રે, મારા લાડકડા કુંવર;
તાત કહી બોલાવો રે, શામલિયા સુંદર. આ૦ ૧

આતા એમ ન કહિયે હો, મારા લાડકડા કુંવર;
તું વિના ક્યીપેર રહિયે હો, શામલિયા સુંદર. હો મા૦ ૨

પુત્ર પરણાવું તને, લાવું સુંદર નાર;
સર્વસ્વ સોંપું સ્યામજી, નાનાવિધ ભંડાર. હો મા૦ ૩

ભાવશું ભોજન કરો, સેવા કરશે દાસ;
જ્યમ મન માને મા'વા, ત્યમ કરજો ભોગવિલાસ. હો મા૦ ૪

ટાળી વ્રજનાં ઝુપડાં, મંડાવું રે અવાસ;
સાત ભૂમિનાં માળિયાં, જાણીએ શું કૈલાસ. હો મા૦ ૫

તારા સમ જો મોકલું, કહિયે ચારવા ગાય;
ગૌ દોહવાનું નહિં કહે રે, તુજને તારી માય. હો મા૦ ૬

---

૧ પ્ર. ૧ મારાં.

હળધર રહે તો અહિં રહો, તમે મ દેશો છેહ;
તમ સાથે છે અતિઘણો, વ્રજવાસીને નેહ. હો મા૦ ૭
જલ વિના જયમ માછલી, ઘડીએ ન જીવે જયમ;
તેલ વિના દીપક યથા, તમ વિના અમો ત્યમ. હો મા૦ ૮
માત પિતા ક્યમ ટળે, જેથી ઉપન્યું અંગ;
ફાટે પણ ફીટે નહિ, ચોલ તણો જયમ રંગ. હો મા૦ ૯
હું ઘેર જઇશ એકલો, તો મરશે તારી માય;
હુંએ પણ જીવું નહિ, તું વિના ઘડીએ ન જાય. હો મા૦૧૦
જો દયા મન આવે નહિ, તો હાથે મારો શ્યામ;
કંસ જેણી પેર મારિયો, ત્યમ વ્રજનો ફેડો ઠામ. હો મા૦૧૧
કાંઇ વેર પૂર્વ ભવતણું, દીસે છે ત્યાં ગૂઢ;
આણે આવી પૂરીયું, પુત્ર થઇને પ્રૌઢ. હો મા૦૧૨
કાલાવાલા શા કરૂં, જો નહિ કારમી પ્રીત;
ભાલણપ્રભુ રઘુનાથજી, જો દશરથ રાયની રીત. હો મા૦૧૩

## પદ ૨૨૦ રાગ ગોડી.

જુઓ હાંસું હો હાંસું, કંસરાયને મારી કીધું;
સગપણ અગાસું. જુ૦ ૧
કોણે જણિયો કોનો કુંવર, ( કોણે ) પોતાનો કીધો;
પાંચ દહાડાનો નંદ જશોદાએ, લાહો લીધો. જુ૦ ૨
સુંદરવર મારો લાડકડો, તેણે ચારી ગાય;
માંખણ કારણ ઉખળ બાંધ્યો, એમ તો ન કરે માય. જુ૦ ૩
જયમ ધવરાવ્યો ત્યમ રોલવિયો, તેશું ભલું ભવાડું;
કામ કરાવત નહિં તો આપત, ઉછેર્યાનું ભાડું. જુ૦ ૪
[1]એવડી રિદ્ધિ એને કહિંયે હતી, પુત્રને પગલે આવી;
તોએ પણ વિરૂહાં બોલે છે, વ્રજપતિ નયણ નચાવી. જુ૦ ૫

---

૫ મંડાવું-શરૂ કરાવું. ૯ ચોલ-રાતું કપડું. ૧૨ ગૂઢ-છાનું. અગાસું-ખાલી. ૩ ઉખળ-( સં. ઉલુખલ) ખાણીયો. ૪ ભવાડું-અપયશ, કજીયો. ૫ વિરૂહાં-વિરૂદ્ધ, ઉલટું. ૧ પ્ર. ૨ માં આ કડી ના

બહુ વિઘ્નથી ગોકુલ રાખ્યું, તેહ પાડ નવ જાણે;
ભાલણપ્રભુ રઘુનાથને ત્યાં, ઇંદ્રાદિક વખાણે. જુ૦ ૬

## પદ ૨૨૧ રાગ ગોડી.

કહો તો કુંવરીને આલું, સુભદ્રા મારી છે રે લાડકી;
ન્યાયપંથ ચાલું. કહો૦ ૧

રાજકુંવરી મહી વેચવા, કહો તે કયમ [1]જાશે;
અતિ કોમળ કાયા તેણીએ, મહીડું કયમ વેચાશે. કહો૦ ૨

રાજાને પરણાવી જોઇએ, તે વિવાહ કયમ થાશે;
શૂરસેનના કુલની જાઇ, નીચને કયમ પરણાશે. કહો૦ ૩

કંસે મારી તો શું ચાલે, બોલ તમારો થાપું;
[2]આહીરડાની બેટી બીજી, મૂલ્ય દેઇને આપું. કહો૦ ૪

કાચવડે કયમ [3]મણિ લેવાશે, જુઓ મન વિમાસી;
ભાલણપ્રભુને ઘેર મોકલ્યો, પેહેલું હું વરાંસી. કહો૦ ૫

## પદ ૨૨૨ રાગ મારૂ.

જુઓ વસુદેવની કરણી, કૂડ કરીને કંસ મરાવ્યો, ઉગારી ધરણી. જુ૦ ૧

ભોળો થયો ભૂપતિ, વહેવાણો તે હતો કાચો,
શૂરસુતે જે બોલજ દીધો, તે માન્યો સાચો, જુ૦ ૨

પુત્રી મારી કાંય મરાવી, કહાનજી ઉગાર્યો,
તેણે મોટાં થઇને મામો, મર્મ કરી માર્યો. જુ૦ ૩

સાચા બોલો કો નવ દીસે, જોતાં જુગ આખે;
ડાહ્યા ચતુર થઇ ઘર સહુએ, પોતાનું રાખે. જુ૦ ૪

છલ ભેદ કરંતા આવ્યા, છે જે આગે મોટા,
વાત માંહેલી કો નવ જાણે, જયમ હીરા ખોટા. જુ૦ ૫

આગળ સહુએ ઓરતો કરશે, જો કહિયે પૂછાશે;
જૂઠા સાચાનું ફળજ લહેશે, જયારે પરલોકે જાશે. જુ૦ ૬

---

૧ પ્ર. ૧ યાશે. ૨ પ્ર. ૧ કહો (તો) આહીરડાની બેટી, મૂલ્ય લઇને આપું.

પુત્રને મેલી પુત્રી લીધી, તે પોતે સાખી;
ન્યાયે જોતાં તે બેહુને, ક્યમ રહેશે રાખી. જુ૦ ૭

ધરણીધરના ધણી થવાશે, પુત્રી ગઇ વાટે;
આપ્યા વિના તે ક્યમ લેવાશે, જે મેલ્યું સાટે. જુ૦ ૮

કોય નગરમાં ન્યાયી જો હોયે, તો એવું ક્યમ થાયે;
સાધુતણું કો ઉપર ન કરે, બહુ પણ ક્યમ જાયે. જુ૦ ૯

જેવું કીધું તેવું પામ્યા, પાગે રહી ત્યાં બેડી;
સાટે મેલ્યું ક્યમ રખાયે, સુત લાવ્યા તેડી. જુ૦૧૦

વિશ્વાસીને વાનરે માર્યો, પહેલે અવતારે;
ભાલણપ્રભુની અકલિત લીલા, ક્યમ રહેશે ( વારે ) વારે. જુ૦૧૧

## પદ ૨૨૩ રાગ મારૂ.

જુઓ કલિયુગ આવ્યો કૂડો, અવની માંહે એકે નહિ રૂડો. ૧
વસુદેવે દેહ તાળી, પત્ની પોતાની વાળી. ૨
તેણે તેનો બોલજ સાહ્યો, ચતુર થકો ભોજપતિ વાહ્યો. ૩
તેને જો વિશ્વાસ આવ્યો, કૂડ કરીને સાધુ મરાવ્યો. ૪
અમ સાથે કપટ ત્યાં કીધું, સુખ સંસારતણું હરી લીધું. ૫
રાતે આવી કીધી ચોરી, લઇ ગયો મારી કુંવરી ગોરી. ૬
અર્થ આપણો દીઠો સારો, સાટે મેલ્યો તે ધૂતારો. ૭
કંસે લાડકી લઇને મારી, પર જાણી નવ રાખ્યો વારી. ૮
અમે સુત જાણીને પાળ્યો, સંદેહ મનથી ત્યાં ટાળ્યો. ૯
રાજ્યતણે લોભે નવ દેખે, અમને જાણીને ઉવેખે. ૧૦
કોયે શ્રેષ્ઠ નહિં જે વિચારે, ધર્મ કરીને લગાડે આરે. ૧૧
એવો બીજો કો નવ દીસે, જેને દીઠે હૈડું હીસે. ૧૨
કરો પાલટો પોતે કહેશે, તો શું મારી કુંવરી રહેશે. ૧૩
એક એક આપીને ઉકેલો, જ્યમ રહે અમારો વેલો. ૧૪

જેષ્ઠ નહિં તો અનુજ આપો, કાંઇ એક ખોસ અમારો થાપો. ૧૫
વિણુ આગે અમો કયમ જાશું, નિદાન જાતાં નિર્લજ થાશું. ૧૬
ચાલે નહિ તો છેહ એમ કરવું, સ્ત્રી ભર્ત્તારે હાર એને મરવું. ૧૭
એહ લોકે નહિ પૂછે કોય, પરલોકે ભોગવશે સોય. ૧૮
અન્યા જે કાંઇ હોયે અમારો, તો કોયે મધ્ય થઇને વારો. ૧૯
દીઠું સુખ તે કયમ મૂકાય, અન્યથી કાંઇએ નવ થાય. ૨૦
પહેલેની સગાઇ રાખો, ધર્મશાસ્ત્ર જોઇને દાખો. ૨૧
બેટો અથવા બેટી આલો, કાંઇ એક ન્યાય જોઇને ચાલો. ૨૨
હવડાં વહે છે તમારો વારો, કંસ હણ્યો તિમ મુજને મારો. ૨૩
ગોકુલ કો મોકલો પરિચારી, કૂડ કરીને મરાવો નારી. ૨૪
વચન એક કહું છું છેલું, ભાલણપ્રભુ રઘુનાથ ન મેલું. ૨૫

## પદ ૨૨૪ રાગ ગુજરી.

હાંરે હરિ શેં ન કરોરે સજાઇ, આવ્યા ને શું નથી આવતા,
ગોકુલ એકે ભાઇ. હાંરે૦ ૧

વાટ જોતાં વ્રજવાસી, તેપેં જશોદા માઇ;
દર્શન તમારૂં જુગજીવન, સર્વ કોને સુખદાઇ. હાંરે૦ ૨

વાંસલડી વજાડી વનમાં, રાગ રંગ [1] સગાઇ;
મન હરી લીધાં મનમોહન, કામજ્વર ઉપાંઇ. હાંરે૦ ૩

અમો જાણ્યું ઉત્સવ જોઇ, પાછા વળશું ધાઇ;
કૂડ તમારૂં કો નવ પ્રીછે, કીજે પ્રભુ ભલાઈ. હાંરે૦ ૪

ભલે કંસ માર્યો થયા મોટા, અપાર વિભૂતિ પાઇ;
તોએ નંદકુંવર એમ ન ઘટે, વા'લાંશું [2] વડાઇ. હાંરે૦ ૫

ગૌ ગોવાળ ગોલણી સાથે, શાને કરી સગાઇ;
ભાલણપ્રભુ રઘુનાથ ન કીજે, મલતાંશું ઠગાંઇ. હાંરે૦ ૬

---

૧ પ્ર. ૨ રસાલી. ૨ પ્ર. ૨ વંઠાઇ, ૧૫ અનુજ-નાનો. ૧૬ નિદાન-મૂળ. ૧૭ છેહ-છેવટ. ૧૯ મધ્ય-મધ્યસ્થ. ૨૪ પરિચારી-સેવક. ૩ કામજ્વર-કામથી થયેલો તાવ. ઉપાઇ-પેદા કરી, ૫ પાઇ-મેળવી.

### પદ ૨૨૫ રાગ ધનાશ્રી.

હાંરે મારા ગોવિંદા, તું ગોપીનો પ્રાણ;
તુજ વિના ક્યમ જીવશે, તેને મન પડચું ભંગાણ. હાંરે૦ ૧
કાળી ધોળી કાબરી, દોહીને પીજે દૂધરે;
માતા ખીજી શું કરે જો, ઘેર ન કહિયે શુદ્ધ. હાંરે૦ ૨
કંસરાય ભલે તેં મારિયોરે, વર્ત્યો જય જયકાર;
જરાસંધ અહિં આવશેરે, યુદ્ધ થાશે અપાર. હાંરે૦ ૩
આવો આપણ ચાલિયેરે,રમિયે વૃન્દાવન;
વાંસલડી વજાડિયેરે, મોહિયે સહુનાં મન. હાંરે૦ ૪
કંસરાય તમો મારિયોરે, ટાળ્યું સહુનું દુઃખ;
વસુદેવજી છોડાવિયારે, દેવકીને કીધું સુખ. હાંરે૦ ૫
કમલ કેરે પાંદડેરે, જમિયે દહિં ને ભાત;
અહિંકણ શું બેસી રહ્યારે, વાટડી જુએ તારી માત. હાંરે૦ ૬
તું તે જીવન માહરોરે, દેહડીનો આધાર;
એક ઘડી નવ જીવિયેરે, તું વિના લગાર. હાંરે૦ ૭
વાટ જુએ જશોમતીરે, ગોકુલની સર્વ નાર;
જલ વિના જ્યમ માછલીરે, ત્યમ ટળવળશે પરિવાર. હાંરે૦ ૮
અહિં આપણે શું છે રે, એ પીયારૂં ગામ;
વૃન્દાવનમાંહે રમિયેરે, ભાલણપ્રભુ શ્રીરામ. હાંરે૦ ૯

### પદ ૨૨૬ રાગ રામગ્રી.

જુઓ જુઓરે કહાનનું કર્મ વળ્યું, એને શીકું ઉપાડવું ટળ્યું. જુ૦ ૧
ત્રાટાનાં ઘર વિસર્યાં શાથી, એને ઘેર બંધાણા હાથી. જુ૦ ૨
ગૌ ચારવી ને રહેવું વન, અહિં બેસવું સિંહાસન. જુ૦ ૩
એ આપણમાં બેસી જમતો, અહિં દીસે છે રંગભેર રમતો. જુ૦ ૪
દધિ માંખણ ચોરી ત્યાં ખાતો, અણતેડચો પરમંદિર જાતો. જુ૦ ૫
વૃન્દાવનમાં વાંસલી વાતો, અહિં રાજમંદિર દીસે [1] માતો. જુ૦ ૬

---

૧ મ–૨ જાતો. ૬ અહિંકણ–અહિંયા.

આપણે કંઠે રહેતો વલગ્યો, ક્ષણુ એક ન થાતો અલગો. જુ૦ ૭
ગોપિકાશું કરતો [1] લુંટા ઝુંટા, અહિં કંસ મારી થયો મોટો. જુ૦ ૮
કંઠે ધરતો ગુંજાની માલા, આંખતણા કરતો અતિ ચાળા. જુ૦ ૯
અહિં હાર મુક્તાના ધરવા, શૃંગાર નવા નિત્ય કરવા. જુ૦ ૧૦
વૃન્દાવન થઇ રહેતો દાણી, કોને જાવા ન દેતો પાણી. જુ૦ ૧૧
માંહેમાંહે એમ કહે વાણી, એની આવડી વાત ન જાણી. જુ૦ ૧૨
એણે નંદ જશોદાને છેહ દીધો, માથે મોટો અપજશ લીધો. જુ૦ ૧૩
આપણે એ ઉપર સ્નેહ આણ્યો, એને પીયારો નવ જાણ્યો. જુ૦ ૧૪
આપણ સાથે ક્યાંથી બોલે, જેને બ્રહ્માદિક નાવે તોલે. જુ૦ ૧૫
કાંબળી ભાગો એ અહિં આવ્યો, મથુરામાંહે ભલો થઇ ભાવ્યો. જુ૦ ૧૬
જે અહિંકણ થઇ બેઠા રાય, એને કયમ દોહવી ગમે ગાય. જુ૦ ૧૭
રાજભોગ જેને મન ભાવે, તે તો ગોકુલ ક્યાંથી આવે. જુ૦ ૧૮
ભાલણપ્રભુ રાઘવ ગયા છાંડી, એણે મોટાશું પ્રીતડી માંડી. જુ૦ ૧૯

### પદ ૨૨૭ રાગ સામેરી.[2]*

નંદજીનો કુંવર એ નોહે, [2]પહેલું ત્યાં મેં જાણ્યો;
દેવરૂપ કોયે અવતરિયો, કાલે અહિં આણ્યો. નંદ૦ ૧
પયપાન કરતાં પૂતના શોષી, તૃણાવંત હણિયો;
બક બકી કેશી વચ્છ નિપાત્યા, નોહે તારો જણિયો. નંદ૦ ૨
જે સુખ બ્રહ્માદિક નવ પામે, તેવું સુખ તેં દીઠું;
જીવિયે ત્યાં લગી રહે ક્યાંથી, અમૃત થોડું મીઠું. નંદ૦ ૩
શોક ન કીજેજી મન વાળો, વ્રજપતિ આવો ઘેર;
ભાલણપ્રભુની અકલિત લીલા, કોય ન જાણે પેર. નંદ૦ ૪

### પદ ૨૨૮ રાગ વેરાડી.

ગોકલિએ આવીને હું શું કરૂં રે, જાઓ સઘલી ગાય રે;
શૂનું દેખીને આંગણું રે, પ્રાણ તે મારા જાય રે, ગો૦ ૧
ભૂખ્યો તરસ્યો પડી રહું રે, દેવકીકેરે બાર રે;
પંચ મળીને પૂછશે રે, કરશે કાંઇ વિચાર રે. ગો૦ ૨

---

૧ મં-૨ લોટાકા ઝોટાકા. ૩ પ્ર. ૧ પહેલું ન જાણ્યો. * ૨ પ્ર. ૨ રાગ વેરાડી. ૨ નિપાત્યા-માર્યા.

ઉગ્રસેન ઉઠાડશે રે, કોયક કરશે ન્યાય રે;
અથવા મને મારશે રે, હાથેશું યાદવરાય રે. ગો૦ ૩
ત્યાં મૂઆથી અહિં ભલું રે, એ મેલે હુતાશન રે;
અહિં આવીને કામિની રે, મુજ સાથે બાળશે તન રે. ગો૦ ૪
કે મારી કુંવરી આપશે રે, મોંએ માની જોઉ રે;
ઉછેરી મોટા કર્યો રે, તેનું ફળ ત્યાં એહ રે. ગો૦ ૫
એવું કહીને બારણે રે, બેઠા થઇને ઠામ રે;
હાથ ગ્રહીને ઉઠાડિયા રે, ભાલણપ્રભુ શ્રીરામ રે. ગો૦ ૬

## પદ ૨૨૯ રાગ સામેરી.

ચાલતી વેળા હરિને કહે, એમ નંદજી દઇ સાંઇ;
શું કીજે જે બળિયા સાથે, પ્રાણ ન ચાલે કાંઇ. ચા૦ ૧
આતા તું ત્યાં જેવો છું, તેવો જાણ્યો નહિં મેં પહેલું;
હવે જે વચન કાંઇ કહિયે, તે ત્યાં દીસે ઘેલું. ચા૦ ૨
બ્રહ્માદિક સરખા નવ જાણે, તો ત્યાં હું શું જાણું;
અમ સાથે જેવું તેં કીધું, તે શું કહી વખાણું. ચા૦ ૩
મન સાથે હું જાણું છું, આ તમ સાથે છેલ્લું મળવું;
પ્રીતિતણું ત્યાં એહજ ફળ જે, હૈડામાંહે બળવું. ચા૦ ૪
સુંદર શ્યામ સુખિયા હવે થાજો, રાજ્ય ભલે તેં લીધું;
ગોકુલ જઇ અમે ભોગવશું, જે પૂર્વનું કીધું. ચા૦ ૫
માતપિતાને કો નહિં માને, કલિયુગ આવ્યો પાપી;
ભાલણપ્રભુ રઘુનાથજી, તેણે એ મતિ આપી. ચા૦ ૬

## પદ ૨૩૦ રાગ સામેરી.

નંદજી ગોકુલ આવ્યા, હળધર શ્યામ ન લાવ્યા;
પૂછે જશોદા રાણી, કંથજી કહો મને વાણી. ૧

### ઢાળ.

વાણી કહો મારા કંથજી મને, કહાન કુંવર ક્યાં રહ્યા;
વિરહ અતિ વાલા તણો, મેં દિવસ અતિ દોહેલા સહ્યા. ૨

વંશીવટ કે વૃન્દાવન સુત, કુંજમાં ક્રીડા કરે;
વેણુ શેં નથી વાજતી, જે ચિત્ત સહુઓનાં હરે.

કંસ કુશલે મારિયો, વસુદેવજી છોડાવિયા;
ઉગ્રસેનને રાજ્ય આપ્યું, ભાઇ બે ભલા ભાવિયા. ૫

ચિંતાતુર તમો કાંય દીસો, જુહારી જયમ [1]હારિયા;
વ્યાપારીને વહાણ બૂડે, [2]રંગ એવે આવિયા. ૫

સ્વેદ અંગે ગાત્ર ભંગે, નીર દો નયણે ઝરે;
ઋણે પીડયો અતિ ઘણું, નિર્ધન જયમ ચિંતા કરે. ૬

ઉત્તર શેં નથી આપતા, દિગ્મૂઢ દીસો દામણા;
સાથી સઘલા ક્યાં ગયા, જે વા'લા વિઠ્ઠલજી તણા. ૭

ઉતાવળા થઇ ઉચ્ચરો, મારો પ્રાણજીવન છે કહિં;
ભાલણપ્રભુ રઘુનાથ વિણ, તમો એકલા શું આવ્યા અહિં. ૮

## પદ ૨૩૧ રાગ સામેરી.

નંદજી ન શકે બોલી, દુઃખ હૃદેથી ખોલી;
આંસુ વહે અતિ નયણે, લથબથ થાયે વયણે. ૧

### ઢાળ.

વયણે અતિ લથબથ થાયે, ગદ ગદ કંઠે ઉચ્ચરે;
કામિની જે કૃષ્ણે કીધું, એવું કોયે નવ કરે. ૨

કંસને મારી કાજ સારી, દેવકી પાસે ગયા;
રિદ્ધિ દેખી રાજ્યની, પછે પુત્ર પીયારા થયા. ૩

મુજ સામું જુએ નહિ, વસુદેવશું કરે વિનતિ;
[3]સગપણ સાચું ગયું કહિયે, રહ્યું નહિ એક રતી. ૪

પ્રેમ પાખે મને ત્યાં, વાત તો એવી કહી;
તમો ગોકુલ પધારો, અમે પુત્ર તમારા નહિં. ૫

---

૧ પ્ર–૨ હારિયે; ૨ પ્ર–૨ રંગ એવો ધરિયો. ૩ પ્ર–૨ સગપણ સાચું થયું કાચું. ૬ સ્વેદ–પરસેવો. ગાત્ર–શરીર, ૧ લથબથ–બરાબર બોલી ન શકાય.

દેવકી (એ) હું યે જણિયો, જશોદાએ હું પાળિયો;
કંસ ભોએ રહ્યા તમ ઘર, તે આજ સંદેહ ટાળિયો.' ૬

વચન તેનાં સાંભળી હું, દુઃખ અતિ [1]ઘણું પામિયો;
વળતો બોલી નવ શક્યો, મારે હૈડે ડીઓ જામિયો. ૭

દામણો દેખી મને ત્યાં, હસીને બોલાવિયો;
ભાલણપ્રભુ રઘુનાથજીની, હું આશા મેલી આવિયો. ૮

## પદ ૨૩૨ રાગ સામેરી.

જશોદા કહે હું જાઉં, કહો તો નિર્લજ થાઉં;
જઇને ઝઘડો માંડું, કહાનજીને ક્યમ છાંડું. ૧

ઢાળ.

કહાનજીને ક્યમ છાંડું, પ્રાણજીવન ક્યમ રહે;
પુત્ર તે તો આત્મા રે, વેદ એમ વાણી કહે. ૨

જાતકર્મજ મેં કર્યું, વસુદેવ હતા [3]ભાખશી;
પયપાન કરતાં કહાનજીએ, અહિં મારી રાખસી. ૩

તેના સાખીયા છે ભાટ ચારણ, [4]ત્યાગ લઇને તે ગયા;
શ્રાવણની કૃષ્ણાષ્ટમીદિન, પ્રાણી જે સુખિયા થયા. ૪

દેવકીએ ક્યાં જણિયો, હદે મારૂં અતિ બળે;
તો મારે ઘેર ક્યમ આવિયો, એ વાત કેમે નવ મળે. ૫

તેણીએ જણી દીકરી, તે કંસે સાહી પાછટી;
પ્રાણી સહુયે દેખતાં, આકાશમાર્ગ તે વટી. ૬

જૂઠી કરવા મને સહુ, મુખ એનું રાખશે;
પ્રાણી કોયે ધર્મ જોઇ, ન્યાયમાર્ગ ભાખશે. ૭

એમ કરતાં જઇ જોઉં, ચરણ ત્યાં એનાં ભજું;
ભાલણપ્રભુ રઘુનાથ નાવે, પ્રાણ ત્યાં તત્ક્ષણ તજું. ૮

---

૧ પ્ર-૨ ઘન. ૩ ભાખશી-ભાગ્ય શ્રી અથવા બોલશે (?) ૪ ત્યાગ-દાન.

## પદ ૨૩૩ રાગ આસેરી.

નંદકુંવર કહે સુણી વાણી, પત કરયા શારંગપાણિ;
મનની વાત ન લહિયે, તો દુઃખ કોને કહિયે. ૧

ઢાળ.

દુઃખ કહિયે કેહને, જો મુખમાંહેથી શક્યું;
ચિત્ત એનું થયું અલગું, કયમ તે જાયે જડ્યું. ૨

નારી ભાગ્યું મન મોતી, રેહેણ દીધે કયમ જડે;
પાકે ભાંડ કાચા કાના, કામિની કહો કયમ ચડે. ૩

પુત્ર લોભે પલટાણો, તો દોષ કોને દીજિયે;
હવે ઝઘડો માંડિયે તો, લોક હસાસ્ય કીજિયે. ૪

એશું સંબંધ એટલો, તેટલે દહાડે તે ટળ્યો;
ભાવ એના મન તણો, તે દૈવે નવ જાયે કળ્યો. ૫

જેણે કહ્યું જે પિતા નહિં, તો આવશે તે શા ભણી;
સગપણ ગયું આપણું, તો પ્રીતિ શી ગોપી તણી. ૬

કહ્યું છે જે આવશું તો, સુખ મોકું જાણિયે;
લોભિયાનાં વચનનો, વિશ્વાસ કેમે ન આણિયે. ૭

હવે હૈડું કરો ગાઢું, સુખ સંઘલાં વામશું;
બાલપ્રભુ રઘુનાથને, અવતાર બીજે પામશું. ૮

શાક પાક બહુ અન્ન અનુપમ, ભાવે ભોજન કરવું;
ગોકુલ ગોલણીને ઘેર પેસી, દધિ માંખણ હરવું. મા૦ કા૦ ૪

[1] હરિહય સરખા અશ્વ અનુપમ, મથુરામાંહે ચઢવું;
ગોકુલ ગૌ ગોપને સંગે, વનેવન રડવડવું. મા૦ કા૦ ૫

કનક તણાં કુંડળ અનુપમ, મુક્તાફળના હાર;
ગોકુલ મયૂરપિચ્છ ને ગુંજા, કરવા એ શૃંગાર. મા૦ કા૦ ૬

મધુપુર સેવક ચરણ તલાંસે, ઉભા ઢોળે વાય;
અહિં નોજડું પોતે બાંધી, દિન પ્રત્યે દોહવી ગાય. મા૦ કા૦ ૭

વીણા તાલ મુરજને નાદે, ગુણીજન ઉભા ગાય;
અહિંયાં વાંસળી પોતે વાવી, તો રુચિ કયમ થાય. મા૦ કા૦ ૮

એક ગોળી ફોડ્યા માટે, બાંધ્યો ઉખળશું તાણી;
તે સુંદર વર કયમ વિસારે, રહ્યા મન જાણી. મા૦ કા૦ ૯

મથુરામાંહે ક્રીડા કરવી, રાજકુંવરની સાથ;
ગોવાળિયાશું કયમ રમે, ભાલણપ્રભુ રઘુનાથ. મા૦કા૦૧૦

## પદ ૨૩૫ રાગ મારૂ.

મારી કુંવરીને લાવો, પીયુ હૈડું દાઝે તાપ શમાવો.
તે અતિ રૂપે રૂડી [2]નયણે જુગ મોહે,
ઝુંમી ઝઘડો કરિયે ને, જેણે આંગણડે શોહે. મા૦ ૧

તેહ પુત્રપેં પુત્રી વારૂ, જેહ થકી ડરિયે;
તેણે ધૂતારે શું કીજે, જેણે દાઝી મરિયે. મા૦ ૨

કહાનજીને કોયે ન ઓલખે, તેને સહુ જાણે;
મોટા મુનિજન તાપસ જ્ઞાની, તેશું નેહ તે આણે. મા૦ ૩

વસુદેવે મોએ માન્યું તે, પતકલી કયમ જાશે;
પુત્રી અથવા પુત્ર આપશે, કાંઇ એક ન્યાય થાશે. મા૦ ૪

---

૧ આ કડી પ્ર-૨ માં નથી. ૨ પ્ર- ૧ નયણાં જુગમાંહે, ૩ ઝુબી ઝઘડો કરિયેને, એણુ આંગણડે સોહાય. ૫ હરિહય-ઇંદ્રના ઘોડા. ૭ નોજડું-નોઝણું-સેલો. ( દો'તી વખતે પગ બાંધે છે તે દોરડું.) ૮ મુરજ-એકજ જાતનું નગારૂં. ૪ પતકલી-ફરી જવું.

કૃષ્ણે ગુરુનો પુત્ર મૂઓ, તો તે આપ્યો આણી;
ત્યમ લાડકીને લાવશે, આકૃણિયે તાણી. મા૦ ૫

પરઠ્યા પાખે કર્યો પાલટો, તે કહો ક્યમ રહેશે;
બેહુ માંહે એક માગતાં, અન્યાય કોય કહેશે ? મા૦ ૬

વારૂ થયું જે શૂરસેન, સુત કહેવાણો માઠો;
કંસરાયશું કૂડ કર્યું તે, શત ગાઉ વાંઠો, મા૦ ૭

નગરમાંહે કો ધર્મી હોશે, તેહ ન્યાય કરશે;
મધ્ય થઇ કો સાચું કહેશે, કીધા વિણ ક્યમ ડરશે. મા૦ ૮

એક વાત ઉકેલી આવો, આશા વાળી રહિયે;
એ તો મથુરામાં જઇ બેઠા, નિર્ગુણને શું કહિયે. મા૦ ૯

પુત્રી ધર્મે ઘર મંડાશે, સંશ્રિતને ન્યાયે;
બાલણપ્રભુ રાઘવ રઢીયાળો, તે ક્યમ વશ થાયે. મા૦૧૦

## પદ ૨૩૬ રાગ પરજિયો.

હાં હું શું કરૂં રે, પીયુ આવ્યો હાલો ( રે );
રાજ્યતણે લોભે થયો, મારો કુંવર અતિ કાલો. હાં૦ ૧

માતપિતા નવાં કર્યાં, તે પાસે ક્યમ જવાય ( રે );
મોઢા મોઢે ના કહે ત્યારે, બમણું બળતું થાય. હાં૦ ૨

વઢતાં ત્યાં નવ છૂતિયે, બલિયા સાથે બાથરે;
મારૂં ઉપર કોણ કરે, એને વશ સર્વે સાથ. હાં૦ ૩

પ્રાણ કાઢ્યા નવ નિસરે, વિણ ખૂટે નવ મરિયે રે;
શ્યામસુંદર દીસે નહિ તો, ઘરમાં રહી શું કરિયે. હાં૦ ૪

કઠિણ થયા ત્યાં કહાનજી, નહિં આવો બીજી વાર રે;
માતા મારી દુખાણી છે, એમ જાણીને કરવા સાર. હાં૦ ૫

ધવરાવ્યો ત્યમ હુલરાવ્યો, [1]ખોટ નથી કાંઇ મને રે;
જયમ ત્યમ કરી સુખી થાજો, બાલણપ્રભુ રાઘવ તને રે. હાં૦ ૬

---

૧ પ્ર–ર ખોટ. ૬ પરઠ્યાપાખે–શરત વિના. પાલટો–બદલો. ૭ વાંઠો–વાંઠા. સંશ્રિત–સ્મૃતિ, ધર્મશાસ્ત્ર.

## પદ ૨૩૭ રાગ પરજિયો.

¹ત્યહાં હું કેમ રહું રે, એકે ન દીસે પેર રે;
ત્યાં ગયે તો સુખ નહિં, રહ્યું ન જાયે ઘેર. હાં૦ ૧
જાણું મથુરા જઇ રહું, જાતા વળતા દીસે રે;
અશ્વ ચઢીને ચાલતા, જો(ઇ) હૈડું મારું હીસે. હાં૦ ૨
દહાડી તો દેખીશ નહિં રે, કયારેકે તો મળશે રે;
દેવકીને માતા કહેશે, ત્યારે હૈડું મારું બળશે. હાં૦ ૩
તેને તો સગા થયા, પ્રીતિ વિના ન જણાયે રે;
દેખી બોલાવે નહિં ત્યારે, દુખડું કયમ ખમાય. હાં૦ ૪
મને દેખી દામણી, તેહ ટળીને જાયે રે;
માતા કહાવી એની ત્યારે, લોકહસારથ થાયે. હાં૦ ૫
આણે ભવ ત્યાં એમ ચાલિયું, જયમ ત્યમ કરતે જાશે રે;
ભાલણપ્રભુને વિરહે મરશું, બીજે ભવ સુખ થાશે. હાં૦ ૬

## પદ ૨૩૮ રાગ પરજિયો.

જે ત્યાં ભજતો ભીનેવાન, તેને કુંડળ ઝળકે કાન;
જેની આંખડી અમી સમાન, તે કયમ વિસરે રે. ૧

જેનું સુંદર વદન રસાલ, જેનાં વારિજનેત્ર વિશાળ;
જેને મૃગમદ શોભિત ભાલ, તે કયમ વિસરે રે. ૨

જેને કંઠે કૌસ્તુભ હાર, જેને ભૃગુલાંછન આકાર;
જેને ભજત્તાં ભવનિધિપાર, તે કયમ વિસરે રે. ૩

જેનું એક વાર જોતાં વદન, મુખમાં દીઠા ચૌદ ભુવન;
તેણે મોહ્યું મારું મન, તે કયમ વિસરે રે. ૪

જે હીંડતો મોડામોડ, પાસે બલભદ્ર બાંધવની જોડ;
મને સામું જોવાનો કોડ, તે કયમ વિસરે રે. ૫

જે ઘેર ચારી આવતો ગાય, મને બોલાવતો કહી માય;
આવી પ્રેમે લાગતો પાય, તે કયમ વિસરે રે. ૬

---

૧ પ્ર-૨ હવાં. ૧ ભીનેવાન-પલળેલા-સ્યામ શરીરે. અમી-અમૃત. ૨ વારિજનેત્ર-કમલ સરખાં નેત્ર. મૃગમદ-કસ્તૂરી. ૩ ભવનિધિ-સંસારરૂપી સમુદ્ર.

અતિશે અદ્ભુત રૂપ, જેને મસ્તક મુગટ અનુપ;
જોતાં ચૌદ લોકનો ભૂપ, તે કેમ વિસરે રે. ૭
જેના પંકજ સરખા પાય, જેની અતિશે કોમળ કાય;
જેને જોતાં દૃષ્ટિ ન ધરાય, તે કેમ વિસરે રે. ૮
જેને નારદ સરખા ગાય, જેને સુરનર મુનિજન ધ્યાય;
જેને દીઠે દુરિત જાય, તે કેમ વિસરે રે. ૯
જેના અંબુજ સરખા પાણુ, જેની અમૃત ઉપમા વાણુ;
તે ભાલણપ્રભુ મારા પ્રાણુ, તે કેમ વિસરે રે. ૧૦

### પદ ૨૩૯ રાગ પરજિયો.

યદ્યપિ મેં ધવરાવિયો, દેવકી તમારે માત રે;
નંદજી તે નિશ્ચે નહિં, વસુદેવ તમારા તાત. વા'લા આવોરે. ૧

વા'લા કુંવર આવો રે, જોવાને ગોકુલ ગામ રે;
જ્યાંહિ તમો ક્રીડા કરી, તે સૂના દીસે ઠામ. વા૦ ૨

મેં તો એમ જાણ્યું નહિં, લીલાધર થાશે લોક રે;
શોણે સુખ દીઠું ઘણું રે, તે જાગીને થયું શોક. વા૦ ૩

તારા શા શા ગુણ સંભારિયે, ગણતાં નાવે પાર રે;
અવગુણ શા શા અમો કર્યા, તે કહિયે પ્રાણઆધાર. વા૦ ૪

જાણું છું જે મેં બાંધિયો, તે મન આણ્યો રોષ રે;
જે કીધું હાથે આપણે, તો કશો દૈવનો દોષ. વા૦ ૫

ગુણ અવગુણ ન વિચારિયે, જો મન ધરિયે પ્રીત રે;
ભાલણપ્રભુ હું શું કહું, તમો જાણો સર્વે રીત. વા૦ ૬

### પદ ૨૪૦ રાગ વેરાડી.

એકવાર આવો આંગણે રે, રમવાને યાદવરાય રે;
મુખડું જોવું માહરે રે, નહિં થાઉં તારી માય રે. એક૦ ૧

ધાવ કહીને બોલાવજો રે, મીઠડાં સુણિયે વચન રે;
તારા સમ છે ત્રિકમા રે, નહિં દુહવાવું મન રે. એક૦ ૨

---

૯ દુરિત-( સ-દુષ્કૃત ) પાપ. ૩ લીલાધર-માણીગર, સુખી. ૨ ત્રિકમ-(સં. ત્રિવિક્રમ) વામન, કૃષ્ણ.

નંદકુંવર કો નહિં કહે રે, કહે તેને દેજો ગાળ રે;
પીતાંબર પગલાં કરો રે, લાડ તે મારૂં પાળ રે. એક૦ ૩
મન ગમે તો આરોગજો રે, દામોદર દધિ ભાત રે;
એક ઘડી બેસી કહો રે, ત્યાંના સુખની વાત રે. એક૦ ૪
ટળવળે છે તે ગોલણી રે, આવી ઘો દર્શન રે;
સર્વસ્વ જેણીએ સોંપિયું રે, જાણી મારા તન રે. એક૦ ૫
વાંક તમારો છે નહિં રે, નવનિધિ પામ્યા રાજ્ય રે;
દુબલા સાથે ગોઠડી રે, ક્યમ ગમે ત્યાં આજ રે. એક૦ ૬
પીયારો જાણ્યો નહિં રે, રોળો નાખ્યો હાથ રે;
માયા બંધાણી છે ઘણી રે, [1]ધરાવે તુજ સાથ રે. એક૦ ૭
મૃગયા મિષે પધારજો રે, જે જે આણે ઠામ રે;
અલખામણું એમ કાં થયું રે, વા'લા ગોકુલ ગામ રે. એક૦ ૮
વૃન્દાવન વિસારિયું રે, શા ભણી સુંદર શ્યામ રે,
એણીપેર છેહ ન દીજિયે રે, ભાલણપ્રભુ શ્રીરામ રે. એક૦ ૯

### પદ ૨૪૧ રાગ ધનાશ્રી.

મીઠડા મા'વજી રે, મારે મંદિર આવો;
પ્રેમે પીરસું પરમાનંદ, કૂર ને દૂધ શીરાવો. મીઠડા૦ ૧
મથુરાં રિદ્ધિ પામ્યા ઘણી, વાધ્યું છે અતિ તેજ રે;
સહી જાણજો મારા સરખું, કો નહિં આણે હેજ. મી૦ ૨
ધવરાવીને હૈડે ચાંપતી, ત્યમ દેવકી નહિં ચાંપે રે;
રોમાંચિત મારી દેહડી થાતી, ત્યમ તેની ( નવ ) કાંપે. મી૦ ૩
માતા નહિં થાઉં તમારી, ધાવ કહીને જાણો રે;
મેં બાંધ્યો જે માંખણ માટે, તેણે રોષ ભરાણો. મી૦ ૪
કાલિંદીમાંહે તમ ઉપર, જે હું નવ ઝંપાવી રે;
જાણું છું તે વાત સંભારી, રીસ મનમાંહે આવી. મી૦ ૫
તેં કીધો ત્યમ કોય દે નહિં, પ્રીત કરીને છેક રે;
ભાલણપ્રભુ રઘુનાથ સંભારો, એક ઘડીનો નેહ. મી૦ ૬

૧ પ્ર. ધવરાવ્યો. ૭ રોળો–કમાઈ.

## પદ ૨૪૨ રાગ ધનાશ્રી.

મહી મથન કરૂં, કાન શેરી ધરૂં, નિસરૂં ક્ષણુ ક્ષણું, દ્વાર ધાઇ;
કો કહે આવતો, વેણુ વજાડતો, લાડે [1]બોલાવતો, કહીને આઇ. મહી૦ ૧

વાટ જોઉં કહાનની, શ્યામલવાનની, [2]પ્રેમનિધાનની, મીટ માંડી;
પ્રેમ તે પરહરી, રીસ શીએ ધરી, લાલચ અનુસરી, ગયોરે છાંડી. મહી૦ ૨

રેણું દીસે ઘણી, વાટ મથુરાંતણી, તે હણી કંસને, કૃષ્ણુ આવે;
સામા જઇયે ધસી, વનમાંહે વસી, [2]હસી મને માત, કહી બોલાવે. મહી૦ ૩

શકુન જોઉં વળી, વિપ્ર [3]પૂછું મળી, સાંભળી સુખ, શરીરે થાયે;
પીરસું કૂર પાયસ, ઉડે રે વાયસ, આયસ અંગનો, તાપ જાયે. મહી૦ ૪

શી કહું વાતડી, દુખે ગઇ રાતડી, આંખ અતિ રાતડી, થઇરે મારી;
વાત જો કો લહે, મને આવી કહે, કેટલા દિન ત્યાં, રહેશે મુરારિ. મહી૦ ૫

આપું વધામણી, આવજો મુજ ભણી, શુભ સુણી આવતા, પુત્ર જાણી;
[4]ઘરનાં કરી કામ, બાલણપ્રભુ (શ્રી)રામ, ધામ પધારજો પ્રેમ આણી.મહી૦ ૬

## પદ ૨૪૩ રાગ ધનાશ્રી.

ધન્ય તે દેવકી રે, જે વરમાતા થાશે;
સંબંધી કેરા મંડપમાંહે, [5]જેને હુલાવી ગાશે. ધન્ય૦ ૧

મારે ઘેરથી ઉસર્યો, ત્યાં વિવાહ મંડાશે;
સ્વર્ગથકી ઇંદ્રાદિક, જેના દર્શનને ધાશે. ધન્ય ૨

શ્યામસુંદર ઘોડે બેસશે, મુખ જોવાને જાશે રે;
ધવરાવી ભામણાં લેશે, ઉલટ મન ( નવ ) માશે. ધન્ય૦ ૩

મેં ધવરાવ્યો મેં નવરાવ્યો, એ ત્યાંહિ પૂજાશે;
[6]વેહવાણું પહેરતાં, તેના પગ પીલાશે. ધન્ય૦ ૪

---

૧ પ્ર ૧ બોલતો. ૨ પ્ર ૧ હસી યને મુને, માત કહી બોલાવે. ૩ પ્ર–૧ પૂછે. ૪ પ્ર–૨ અમરનાં. ૫ પ્ર–૨ હુલરાવી તે ગાશે. ૬ પ્ર–૨ વિવા(હ) ભેરામણ પહેરતાં તેના. ૨ પ્રેમનિધાન–સ્નેહનો ભંડાર. ૪ પાયસ–દુધપાક. વાયસ–કાગડો. આયસ–( સં–આયાસ ) મહેનત. ૧ હુલાવી–રમાડી; વખાણી, ફુલાવી. ૨ ઉસર્યો–વહી ગયો; જતો રહ્યો. પિલાશે–દબાવાશે અથવા ( લગનમાં પગે કંકુ ચોળવામાં આવે છે તે ક્રિયા ).

નીચી થઇ નિરખશે જ્યારે, કંસાર વર ખાશે;
વહુને ખોળે બેસાડતાં, [1]અમૃત સિંચાશે. ધન્ય૦ ૫
સામ સામા માંહો માંહે, જ્યારે ગોત્રજ વંચાશે;
મારો રોળો ટ્રોકટ ગયો, તેનો કુંવર કહેવાશે. ધન્ય૦ ૬
મન મનોરથ જે કરતી, તે મનમાં શમાશે;
ભાલણપ્રભુ રઘુનાથ જો પલટ્યા, દુખડું કેમ ખમાશે. ધન્ય૦ ૭

## પદ ૨૪૪ રાગ ધનાશ્રી.

મારી સજની મથુરાં જઇયે, [2]સુખ દીસે એક વાર. મા૦
[3]પોળે રહીશું ઉભાં થઇને, આવશે શ્રીભગવાન;
છેડે વળગી હરિ તણે રે, વિનતિ કરશું કા'ન. મા૦ ૧
મોંમાંહે ઘાલી આંગુલીરે, કરગરતા ત્યાં જેહ;
કુબ્જાશું જે મોહિયા રે, ગયો અમારો નેહ. મા૦ ૨
ઓલંભા દેશું ઘણા રે, મોંએ ત્યાં ક્ષણ માત્ર;
માત પિતા જો વિસર્યારે, તો અમારી શી વાત. મા૦ ૩
નામ તે શું જુદું કરે રે, દીનાનાથ દયાલ;
જે ત્યાં શ્રી યદુપતિ થયારે, ટળિયા શ્રીગોપાળ. મા૦ ૩
અમો આહીરડાં એટલાં રે, વચન કહું છું શુદ્ધ રે;
ચોરીને પીતા તમો રે, [4]ટાંકે પાયું દૂધ. મા૦ ૫
દાણી વન રહેતો થઇ રે, અમો આપતાં દાણ;
એક વાર પધારિયે રે, રાખવા સહુના પ્રાણ. મા૦ ૬
મોટમ તેશું ન કીજિયે રે, જેણે સમર્પ્યાં તન;
[5]બંશીવટ કાં વિસર્યું રે, વિસર્યું વૃન્દાવન. મા૦ ૭
નંદ જશોમતી ટળવળે રે, ગોવાળિયા ને ગાય;
અમારૂં તો શું કહું રે, જો [6]વિરહે પ્રાણ ન જાય. મા૦ ૮

---

૧ પ્ર-૨ અતિ સુખણી થાશે. ૨ પ્ર-૨ સુખ દીસે અનેક. ૩ પ્ર-૨ પહેલે. ૪ પ્ર-૧ ટાંકે પાયે દુધ. પ્ર-૨ ટાંકક પાતાં દુધ. ૫ પ્ર-૨ વંશીવટ કાં વિસારો રે. વિસારો કાં વૃન્દાવન. ૬ પ્ર-૧ જો વિરહે જાણ્યો ન જાય.

તમારે તો મળશે ઘણી રે, તમો અમારે એક રે;
મનમાં કો આવે નહિ, બીજો તમ [1]વ્યતિરેક. મા૦ ૯
વચન કહીશું પ્રેમશું રે, જેણે નહિ દુહવાયે;
જન્મ સફળ ત્યાં કીજિયે રે, એકવાર દર્શન થાયે. મા૦ ૧૦
એકલડાં જો નહિ મળે રે, યાદવ હશે સહુ સાથ;
નયણાં ભરી નિહાલશું રે, ભાલણપ્રભુ રઘુનાથ. મા૦ ૧૧

### પદ ૨૪૫ રાગ પરજિયો.

એક વાર આવો રે, મને જોવા જાદવરાય;
હવે તો મેં રહ્યું ન જાયે, ક્ષણુ વરસાં શો થાય. એક૦ ૧
પહેલે મોહમાં હું પડી રે, પ્રેમ ઘણો મેં આણ્યો;
હવે માયા મેં પરહરી, હતો એવો જાણ્યો. એક૦ ૨
પુત્રભાવ મેં ટાળિયો, એ ભ્રમ ભલે મને ભાગ્યો;
નિર્ગુણ તો નિશ્ચે થયો રે, રંગ હૃદેમાં લાગ્યો. એક૦ ૩
મુખમાંહે દેખાડિયું, તે રહી રહી સંભારૂં;
માતા કહી બોલાવતા રે, તે તો વાતલડી વિસારૂં. એક૦ ૪
જ્યાં ત્યાં દેખું તનેરે, બીજું કાંઇ ન ભાસે રે,
તું બહાર મથુરાં જઇ રહો, હું [2]પ્રત્યક્ષ દેખું પાસે. એક૦ ૫
જ્યાં લગે આ દેહડી રે, ત્યાં લગે હતો ભેદ રે;
સ્થૂલ સૂક્ષ્મ તે માંહે મળશે, ત્યારે એકજ વેદ. એક૦ ૬
[3]જે પ્રેમ કર્ત્તા તે તેજ, તેજમાંહે મળજો રે;
છેલ્લો એ સંદેશડો, ભાલણપ્રભુ સાંભળજો. એક૦ ૭

### પદ ૨૪૬ રાગ ધનાશ્રી.

આવો તો આપણ જઇયે, મથુરાં વાસે રહિયે.
કુંવરનાં દર્શનની લાલચે, દોહેલાં સોહલાં સહિયે. આવો૦ ૧
અશ્વ ચઢીને ચાલતાં, શ્યામ સુંદરને જોઉં રે;
એક વાર એકાંત મળે તો, દુખડું મારૂં રોઉં. આવો૦ ૨

---

૧ પ્ર–૨ બીજો તમ વિન કંઇ. ૨ પ્ર–૧ પૃથક ૩ પ્ર–૨ છેલ્લો એ સંદેશડો, સામલિયા સાંભળજોરે; ભાલણ જે પ્રેમ કર્ત્તા, તે તેજ માંહે ભળશે.

દૂધનું સગપણ સંભારી, જો માતા કહી બોલાવે;
હાથે વળગીને હું માગું, એક વાર ઘેર આવે. આવો૦ ૩

પોળે ત્યાં પડી રહું, જાતા વલતા દેખું રે;
સામું જોશે સામલિયોજી, સુખ તણું નહિ લેખું. આવો૦ ૪

તે હવડાં ભૂપતિ થયા, બલ શું ચાલે કાંઇરે;
એક વાર જઇને ઓચિંતાં, પરાણે દેઉં સાંઇરે. આવો૦ ૫

ધરણું માંડીને બેસું, મારો બોલ ઉપર થાશેરે;
ભાલણપ્રભુ રાઘવને જોતાં, દુખડાં સઘલાં જાશેરે. આવો૦ ૬

## પદ ૨૪૭ રાગ મારૂ.

સખી હું શું કરૂંરે, દાઝી રહી મનને;
એક વાર કો તેડી આવે, પ્રાણજીવનને. સખી૦ ૧

દૂધ દહિં આવીને માગતો, આઇ માતા કહી;
ત્યમ તો હવે કેવારે કહેશે, હૈડે ખાંત રહી. સ૦ ૨

હેતે હાસ્ય કરીને પૂછતી, કુંવર શું ( તેં ) કીધું;
'[1] મારા સમ છે કહો વનમાળી, મહીડું ગૌ દોહી પીધું. સ૦ ૩

જાતો એને જો જાણતી, જે કહે તો તે કરતી;
ભક્ષ્ય ભોજ્ય જે માગતો, તે આગળ લઇ ધરતી. સ૦ ૪

કહાન સાથે કોશર કરતી, મતિ કીધી માઠી;
તે તો રાજા થઇને બેઠો, હું રહી ત્રાઠી. સ૦ ૫

હવે આવે તોપણ ન કરે, પહેલું જ્યમ કરતો;
બોર જેટલા માંખણ માટે, મુજ આગળ કરગરતો. સ૦ ૬

ઓલંભે ગોપી આવતી, હું દેતી ગાળી;
એણે રીસ કરીને મુજને, પાછી નવ વાળી. સ૦ ૭

કોટિક નાના કુંવર જોઉં, એવો નવ દીસે;
મુખના મરકલડા અતિ સુંદર, જોતાં મન હીસે. સ૦ ૮

---

૧ પ્ર-૧ મારા સમ છે કહો તે, વનમાંહે ગૌ દોહી પીધું. ૬ ધરણું-ધર, હઠ ( ? ) ૫ કોશર-કસર. ત્રાઠી-ત્રાસ પામેલી. ?

તેને તો હું કયમ સંભારૂં, વિશ્વતણો મળતો,
એહ વિના જીવડો મારો, કયમ રહેશે બળતો ? સ૦ ૯

પીયુડો મારો મૂર્ખ થયો, જે મેલીને આવ્યો;
હું હોતી તો હઠ અતિ કરતી, જે મુજને ધાવ્યો. સ૦૧૦

કોય નહિં જે હૈડા કેરૂં, બલતું એ ટાળે;
ભાલણપ્રભુ રાઘવનું ચિતડું, એક વાર વાળે. સ૦૧૧

## પદ ૨૪૮ રાગ પરજિયો.

વા'લો આવશે રે, મારા અવગુણ વિસારી;
યદ્યપિ ચતુર હશે ઘણું, મથુરાંની નારી. વા'લો૦ ૧

સ્વજન સર્વે પરહરી, લાજ લોકની છાંડી રે;
[1]સહિયર સઘલી દેખતાં, અમો પ્રીત તમશું માંડી. વા૦ ૨

મહી વેચવા મિષે કરી, વૃન્દાવનમાં જાતી રે;
સાથે કોયે આવતું, તેને વાતે વા'તી. વા૦ ૩

કર જોડી એમ કરગરતો, હું છું તારો દાસ રે;
એક વાર મને દ્યો આલિંઘન, પૂરો એટલી આશ. વા૦ ૪

જયમ એ કહે ત્યમ હું કરતી, મારે હૈડે વસિયો રે;
એવો બીજો કોણ મળે, કૃષ્ણજી જેવો રસિયો. વા૦ ૫

કૃતઘ્ની એ તો કયમ થાશે, ગ્રહી આપણો હાથ રે;
કાંઇ એક અવગુણ સંભારશે, ભાલણપ્રભુ રઘુનાથ. વા૦ ૬

## પદ ૨૪૯ રાગ સામેરી.

આજ સખી મેં શોણામાંહે, સુંદર વર દીઠા;
જાગતાં ના પાયે અતિશે, લાગ્યા મન મીઠા. આજ૦ ૧

જાણું વૃન્દાવન ગઇ છું, કોય નહિં ત્યાં સાથે;
ઓચિંતા આવી જગજીવન, સાહી મને હાથે. આ૦ ૨

મટુકી ઉતારી સમ દઇ, દૂધ પાયું મને;
ઓટયું મારૂં પોતે પીધું, તે શું કહું તને. આ૦ ૩

---

૧ પ્ર-૧ સહીયરો સઘલી માંહે હસતાં, મેં પ્રીત એશું માંડી. ૯ મળતો-સાથી, મિત્ર. ૧ પાયે-મળે.

જલ લઇ કોગળો કીધો, મને ત્યાં કરાવ્યો;
પીતાંબરે મારૂં મુખ લોહ્યું, મોર લઇ હસાવ્યો. આ૦ ૪
આ મોતી નિર્મળ અતિ મોટું, નાકે તારે સોહે;
ચુંબન કરી હસી કહે જોતાં, મનડું મારૂં મોહે. આ૦ ૫
અધર ડશી આલિંઘન કીધું, ત્યારે હું સુખ પામી;
એક ઘડી ભાલણપ્રભુ રામની, કહે વેદના વામી. આ૦ ૬

### પદ ૨૫૦ રાગ મલાર.

મોર વેરી માહરો, જેણે હુંય જગાડી;
સ્વપ્નતણું સુખ નિર્ગમી, ચિંતામાંહે પાડી. મોર૦ ૧
સાદ કરે છે કામને, વિષ પૂરીને બાણ;
આવી મને મારશે, પાપી પંચબાણ. મો૦ ૨
કાંઇ કરીને ત્યાં તમો, પોંકીને મારો;
પીછાં લઇને તેનાં બાઇ, મુગટ સમારો. મો૦ ૩
મથુરાં હરિને મોકલો, તે મસ્તક ધરશે;
હેમે ને હીરે જડયો તે, કયમ પરહરશે. મો૦ ૪
સ્વામીકુમારે પરહર્યું, વાહન ત્યાં એનું.
પાર્વતીને નવ ગમે, કાંઇ લક્ષણ તેનું. મો૦ ૫
વારી રાખો એહને, ત્યારે બોલાવે;
ભાલણપ્રભુ રઘુનાથજી, જ્યારે સેજે આવે. મો૦ ૬

### પદ ૨૫૧ રાગ દેશાખ.

મૈયા મોહે ભાવે દધિં ભાત, નિદ્રામેં હરિ એસો બોલે;
ઠાડી સુનત દેવકી માત. મૈયા૦ ૧
તબ આગે દંતધાવન કીનો; નિકટ આય જનુની કહે પ્રાત;
દધિં ઓદન ભોજન કરો લાલન, [1]જો મનમેં રુચિ સામ લગાત. મૈ૦ ૨
મૈયા સો તો ગ્વાળ કો ખેઓ, અબ મેરે મનને ભાત;
કહો ગોકુલીઉં તે લાલન, એસો કહે જનુની મુસકાત. મૈ૦ ૩

---

૪ મોર—વાળીનો મોર. ૬ બોલાવે—બોલેના અર્થમાં. ૨ ઓદન—ભાત. ૧ પ્ર.
૨ જો મનમેં રૂચિ સાવ લગાર.

કહાં સંગી કહાં દધિ યમુના તટ, કહાં ભેરુચિ કહાં અંબુજપાત;
ભાલણપ્રભુ રઘુનાથ બદત હે, બરસકી રહી બ્રજમેં બાત. મૈં૦ ૪

### પદ ૨૫૨ રાગ દેશાખ.

એક સમે ગોવિંદજીને પૂછે, દેવકી પ્રેમે કરી વચન;
આતા અતિ શું રુચે તમને, તે કરી પીરસું ભોજન. એક૦ ૧
આટલા દિન આહીરતણે ઘેર, સ્વાદ વિના તમે જમિયા અન્ન;
રાજભોગ ચતુરાઇ ક્યાંથી, ભરવાડામાંહે મારા તન. એક૦ ૨
વલતા હરિ એણી પેર બોલે, કાંઇ એક હાસ્ય કરીને વદન;
આઇજી મુખે કહ્યું ન જાયે, વ્રજનું સુખ જાણે મારૂં મન. એક૦ ૩
ખટ રસ ઉત્તમ શાક પાક બહુ, કોટિ કરો જો આણી પ્રીત;
તેહ સ્વાદને તોલે નાવે, જે ચોરી ખાધું નવનીત. એ૦ ૪
તમને મળ્યા રાજસુખ પામ્યા, મથુરા નગર સગા સહુ જન,
તે સ્નેહ હ્રદય થકી નવ જાયે, એક ઘડી મારે નંદભુવન. એ૦ ૫
વૈકુંઠથી મને ગોકુલ વા'લું, વા'લા સહુ વ્રજવાસી જન;
ક્ષીરસાગરથી અતિશે વા'લું, જનની મુને વૃન્દાવન. એ૦ ૬
જાણું છું વળી કહિંયે લેશું, અઠ્ઠાવીશમે યુગે અવતાર;
ગોકુલમાંહે લીલા કીજે, તે દિન આવે બીજી વાર. એ૦ ૭
દેવ સ્તવે તે મુજને લાગે, માતાજી અતિ વચન કઠોર;
અમૃતપેં એ રૂડું લાગતું, જે ગોપિકા કહેતી ચોર. એ૦ ૮
વ્રજની વાત વ્રજવાસી જાણે, તેની સાક્ષ ન પૂરે કોય;
[1]માતાજી સર્વે કહેવરાવું, જો પાસે ભાલણજન હોય. એ૦ ૯

### પદ ૨૫૩ રાગ સારંગ.

વ્રજકો સુખ સમરત શ્યામ, પ્રર્નકુટી સો બીસરત નાહીં;
નાહી ન ભાવત સુંદર ધામ. વ્ર૦ ૧
બદીર માત્ર નવનીતકે કારન, ઉખલ બાંધે તે બહુ દામ;
ચિત્તમેં વેજુ ચુભી રહી હે, ચોર ચોર કહેત હે નામ. વ્ર૦ ૨

---

૧ પ્ર-ર માતાજી વશ કેને રાખું. ૧ પ્રર્નકુટી ( સં, પર્ણકુટી ) ઝુંપડું. દીર-ચોર.

નિશદિન ફીરતો જુ સુરભિકે સંગે, શીરપર પરત શીત ઘન ઘામ;
નિશ પુની દોહન બંધનકો સુખ, કરી બેઠત નાહીં જો નામ; વ્ર० ૩
મોરપિચ્છ ગુંજાફળ લે લે, બેખ બનાવત રુચિર લલામ;
ભાલનપ્રભુ બિધાતાકી ગતિ, ચરિત્ર તુમારે હે સબ બામ. વ્ર० ૪

## પદ ૨૫૪ રાગ શારંગ.

કહો મૈયા કૈસે સુખ પાઉં, નાહિનસો લોક શ્રીદામા ખેલન;
સંગ કોનમેં જાઉં. ક० ૧
નાહિન ગૃહે વે વ્રજવાસીનકે, જહાં ચોર ચોર દધિ માખન ખાઉં;
નાહિન વૃન્દાવન અતિબલ્લભ, જા કારન હું ગૌ ચરાઉં. ક० ૨
નાહિન વૃન્દ ગોપીજનકો, જા કારન મૃદુ બેન બજાઉં;
નાહિન જમલાર્જુન વૃખ દોઉં, જા કારન હું આપ બંધાઉં. ક० ૩
નાહિન પ્રેમ એસો કોઉકું, જાકું મેરી કથા સુનાઉં;
ભાલનકો ઉર સીકજુ નાહીં, અહિંયાં કે આગે વ્રજકે ગુન ગાઉં. ક० ૪

## પદ ૨૫૫ રાગ ધનાશ્રી.

અબ પઢબેકો આયો દિન, એતે બરખ પદે ગને નાહીં;
ક્રીડા કીની નંદભુવન. અબ० ૧
સુતકો સુખ પાયો જશોદા, મેરે પૂરબ નાહી જુ પુન્ય;
આયે દો દિન ભયે જુ નાહીં, ઉઠ ચલે પુન જુગજીવન. અ० ૨
અહિં બાજકર હરિ જુ ચલે પુનિ, દેખનહુ કહાં બૃન્દાબન;
હમપર પ્રીત નાહિન મોહનકી, જેસો વ્રજ ઉપર હે મન. અ० ૩
કાંહાં કુમતિ આનકદુંદુભિકી, પકબ રહે જો સાવર ધન;
પાછે આયેકી કહાં આશ, રામ સંગ ચલે પીતબસન. અ० ૪
જહાં સિધાવે ગિરિધર વે, અવનીલોક સબંધન;
બિરહબેદના હરિ નહિં જાનત, જાનત હે વે ભાલન જન. અ० ૫

---

૩ સુરભિ–ગાય. ૪ બેખ–વેષ. પદ ૨૫૪–૩ વૃન્દ–સમૂહ. બેન–વેણુ. વૃખ–( સં–વૃક્ષ ) ઝાડ. પદ ૨૫૫–૧ પઢબેકો–ભણવાનો. બરખ–વર્ષ.

### પદ ૨૫૬ રાગ રામગ્રી.

ગોવિંદ ગોકુલ ચાલ્યા, મૂર્ખ થયા આપણ, જે જાતાં ન ઝાલ્યા. ગો૦ ૧

આટલા દિન વ્રજમાંહે વસિયા, કહો શેં ન ભણિયા બાઈ;
કંસ મારવા આવ્યા હતા, એ મિષે ગયા બેહુ ભાઈ. ગો૦ ૨

મથુરામાંહે નથી કો પંડિત, (કે) જે હરિને ભણાવે;
જ્યાં મન માને ત્યાં રહેવાયે, આહીરડાં અતિ ભાવે. ગો૦ ૩

ભોળી દેવકી રોહિણી ભોળી, જેણે સુત રાખી નવ જાણ્યો;
જશોદાનું તે ભાગ્યજ મોટું, જેણે આપણિયે તાણ્યો. ગો૦ ૪

મંદ ભાગિયાં આપણ સરજ્યાં, તો ક્યાંથી દર્શન;
ભાલણપ્રભુની પ્રીત નિરંતર, ગોપ ગોલણી ધન્ય, ગો૦ ૫

### પદ ૨૫૭ રાગ રામગ્રી.

દેવકી દુઃખ મ આણો, કારણ પુરુષ એ જાણો, દેવકી૦ ૧

રખે જાણો જે હલધર કેશવ, કહી ગયા છે ભણવા;
હું જાણું છું મિષ કરી ચાલ્યા, જરાસંધને હણવા. દે૦ ૨

ગોકુલમાંહે રહી રાક્ષસ માર્યા, તેમ મહી સઘલી કરશે;
આણી અંત દુષ્ટનો વેગે, કષ્ટ સંતનાં હરશે. દે૦ ૩

[1]દેવકી એ શું ભણે ભણાવે, એણે ચૌદે વિદ્યા થાપી;
જાણિયે છે જે આદિ બ્રહ્માને, ભાલણપ્રભુએ આપી. દે૦ ૪

### પદ ૨૫૮ રાગ ગોડી.

કૃષ્ણગુરુજીએ આજ્ઞા આપી, નંદજી વળિયા એહજી;
વસુદેવજીએ વિમાસિયું, ગુરુદેવ તેડ્યા તેહ. આવ્યા મુનિજી. ૧

અર્ઘ્યપાદ્ય પૂજા કરીને, આપ્યું શુભ આસનજી;
ઋષિજી તમો ભલે પધાર્યા, પવિત્ર કર્યું ભુવન. આ૦ ૨

ઉપવીત આપો કૃષ્ણને, વસુદેવ કરે વિચારજી;
પૂર્વે સંકલ્પ કર્યો ધેનુનો, દશ સહસ્ર આપી તેણે ઠાર. આ૦ ૩

---

૧ પ્ર. ૧ દેવકી એ શું ભાણે એને કોણ ભણાવે.

ઉપવીત આપ્યું હરિને, ગાયત્રીનો મંત્રજી;
દુઃખ સઘળુંએ ટાળિયું, અમારૂં પરમાનંદ. આ૦ ૪

[1]વસુદેવજી કને આજ્ઞા માગી, અમને ઇચ્છા મનજી;
અવંતીએ જઇ વિદ્યા ભણિયે, એમ કહે જુગજીવન. આ૦ ૫

હવે રથ ઉત્તમ જોડાવિયો, બેસાર્યા બલદેવજી;
સંદીપનિને ઘેર પોતે વહીને, આવ્યા ત્યાં તતખેવ. આ૦ ૬

પાગ લાગી એમ કહે જે, વિદ્યા આપો દેવજી;
ઉત્તમ મુનિ જાણિને આવ્યા, ભણવા કરવા સેવ, આ૦ ૭

સંદીપનિ વળતા એમ વદે, સાર્યાં અમારાં કામજી;
વિદ્યારૂપી તું સહી, ભાલણપ્રભુ શ્રીરામ. આ૦ ૮

## પદ ૨૫૮ રાગ સામેરી.

માંડી સેવા ગુરુદેવ, ભણવા માંડ્યું ખેવ;
ઉત્તમ શ્લોક જે જેહ, ગુરુદેવ ભણાવે તેહ.

### ઢાળ.

વિદ્યા અનુદિન તે ભણાવે, શ્લોક ઉત્તમ જે સહી;
જાણે આગળ ભણ્યા છે તે, વાર નવ લાગે અહીં. ૨

પ્રથમ ચારે વેદ ભણિયા, ચૌદ વિદ્યા ત્યાં સહી;
પૂર્ણ સઘળી પાઠે ભણિયા, વાર ક્ષણ લાગી નહિં. ૩

વૈદ્ય વિદ્યા જે હતી પોતે, પ્રભુજિએ મન ધરી;
જ્યોતિષ વિદ્યા ભેદ સઘલા, સર્વ તે પાઠે કરી. ૪

ધનુર્વિદ્યાના ભેદ સઘલા, યુદ્ધના પોતે લહ્યા;
ક્ષણમાત્રમાં આવડ્યા છે, એમ સઘલા ત્યાં ગ્રહ્યા. ૫

ચોસઠ આદિ કલા ચોસઠ, શીખિયા તે મન વસી;
ભાલણપ્રભુ રઘુનાથજીએ, સકલ વિદ્યા અભ્યસી. ૬

---

૧ પ્ર–ર વસુદેવજી કને ગયા ને માગે ઈચ્છા માનજી; અવંતીએ અમો જઈયે, વિદ્યાકામે કહે ભગવાન. ૬ અભ્યસી–અભ્યાસ કરી, ભણ્યા.

## પદ ૨૬૦ રાગ મારૂ.

વળતા પરીક્ષિત પૂછે રાય, શુકદેવ મને કહો મહિમાય. ૧
કોણ કોણ ત્યાં વિદ્યા જેહ, શ્રીકૃષ્ણ ત્યાં ભણિયા તેહ. ૨
સાંભળ નરપતિકેરારે તન, જે જે ભણિયા જીગજીવન. ૩
સંગીતવિદ્યા નૃત્યક ને નાદ, [1]ઓળખી શીખ્યા છંદવિવાદ. ૪
તાલ બંધ વાજિત્રના જેહ, રાગ છત્રીશે શીખ્યા તેહ. ૫
[2]ઉદક મધ્યે ત્યાં તરવું વળી, શીખ્યા કામણ કરવું મળી. ૬
ગણ ભૂમિ શીલીનું કામ, સુવર્ણકાર શીખ્યા તેણે ઠામ. ૭
ક્રય વિક્રય વ્યાપારના ભેદ, શીખ્યા વાર ન લાગી વેદ. ૮
રત્ન પારખું મુક્તાફળ વજ્ર, મણિ લક્ષણીયા શીખ્યા સમથ. ૯
આભરણ ધરવાં પહેરવાં વસ્ત્ર, મંત્ર શીખ્યા અસ્ત્ર ને શસ્ત્ર. ૧૦
ગૌડીયાની ત્યાં વિદ્યા જેહ, આસન ભેદ ચોરાશી તેહ. ૧૧
જીુહારીની વિદ્યા જેહ, મંત્ર કરીને શીખ્યા તેહ. ૧૨
નોલીકર્મ વિદ્યા જે કહેવાય, પવન સાધના શીખ્યા રાય. ૧૩
અન્નભોજન ચતુરાઇ સર્વ, સકલ કલા વળી ધરવો ગર્વ. ૧૪
લેખક ને ચિત્રકારનું કામ, આદિ પુરૂષ શીખ્યા તેણે ઠામ. ૧૫
અનેક વિદ્યા મહીમંડળ માંહે, સઘલી હરિએ અભ્યાસી ત્યાંહે. ૧૬
પાઠે કીધી વિદ્યા સાથે, તે ભાલણપ્રભુ રઘુનાથે. ૧૭

## પદ ૨૬૧ રાગ સામેરી.

હવે વૈકુંઠકેરા નાથ રે, ગુરુ આગળ જોડ્યા હાથ રે. ૧

### ઢાળ.

હાથ જોડી એમ કહે, તમો વિદ્યા આપી અમને;
કાંઇ એક ગુરુજી દક્ષિણા માગો, ઓશીંકલ થાઉં તમને. ૨

---

૧ પ્ર–ર આલાપીને ભેદ વિખ્યાત; નાચબંધ વાજીત્ર જેહ, ૨ પ્ર–ર ઉદક i તરવું. ૪ સંગીતવિદ્યા–ગાયનવિદ્યા. નૃત્યક–(સં–નૃત્ય) નાચ. નાદ–(સં–નદ્) . છંદવિવાદ–વૃત્તના વિવાદ, ભેદ. ૭ શાલી–લોહકાર. ૧૧ ગૌડિયા–જાદુગર. ૧૦ અસ્ત્ર–ફેંકવાનું હથિયાર. શસ્ત્ર–હાથમાં ઝાલીને મારવાનું હથિયાર.

ગુરુ ગોરાણીએ વિચાર કીધો, કારણ પુરુષ કો આવિયા;
ભાગ્ય આપણું તે સહીને, પ્રભુ ભણતાં ભાવિયા. ૩
વિચારી સ્ત્રીએ કહ્યું જે, સ્વામી માગો હરિ કને;
પુત્ર પ્રભાસવિષે મૂઓ, તે આણી આપો અમને. ૪
વચન ગુરુનાં સાંભળીને, રથ ત્યાં તત્પર કર્યો;
ગુરુપુત્ર લેવા કારણે, ભાલણપ્રભુ તે સંચર્યો. ૫

### પદ ૨૬૨ રાગ સામેરી.

તે આજ્ઞા માગી એહ, લેવા ચાલ્યા તેહ;
સ્વામી વિશ્વવ્યાપ, પ્રભાસ આવ્યા આપ. ૧

### ઢાળ.

પ્રભાસવિષે ત્યાં આવિયા, તે સમુદ્રે ત્યાં જાણિયું;
વેગે દેહ ધરી સમુદ્રે, પ્રભુને શીર નામિયું. ૨
બેહુ કર જોડી આગળ આવ્યો, સ્વામી આજ્ઞા દીજિયે;
અમ સરખું જે કાર્ય હોયે, તે અમો સેવા કીજિયે. ૩
કૃષ્ણજી કહે ઉદધિને તું, વચન મારૂં થાપ હો;
ગુરુપુત્ર તુજ જલવિષે છે, તે અમને આણી આપ હો. ૪
ઓશીંકલ ત્યાં અમો થાઉં, ગોર ગોરાણીને સહી;
પુત્ર આપી પાગ લાગી, મથુરામાં જઇયે વહી. ૫
સમુદ્ર વળતો એમ કહે, ગુરુપુત્ર મેં લીધો નહિં;
પંચજન્ય જે દૈત્ય રહે છે, તેણે લીધો હશે સહી. ૬
પછે કરમાં ગદા લીધી, સમુદ્ર આખો ખોળિયો;
ગુરુપુત્ર ત્યાં દીઠો નહિં, પછે અગાધ જલમાંહે ગયો. ૭
પ્રભુ ત્યાં જલમાંહે પેઠા, દૈત્ય તે મીટે પડયો;
ઉદર ફાડયું તેહનું તવ, પાંચજન્ય શંખજ જડયો. ૮
સમુદ્ર કેરૂં કાર્ય કીધું, શંખ પોતે કર ધરી;
ભાલણપ્રભુ રઘુનાથ ચાલ્યા, ધર્મની જોવા પુરી. ૯

## પદ ૨૬૩ રાગ વેરાડી.

ધર્મપુરી પ્રભુ આવિયા, વૈકુંઠ કેરો રાયરે;
ધર્મરાય સામા ગયારે, પૂજ્યા હરિના પાયરે. ૧

નાથજી કહે યમરાયનેરે, અમ ગુરુનો સુત જેહરે;
આપો અમને તે સહીરે, આશ પહોંચે ત્યાં તેહરે. ૨

ધર્મરાય ત્યાં બોલિયારે, ભલે પધાર્યા સ્વામરે;
કૃતાર્થ ત્યાં હું થયોરે, જોઉં સઘલો ઠામરે. ૩

આગળ હરિ ધર્મ સાંચર્યારે, જોયાં તેનાં સ્થાનરે;
શંખનાદ પ્રભુએ કર્યોરે, નરક જીવે સાંભળ્યો કાનરે. ૪

હવે જેજે જંતુ જીવ નરકનારે, તેને (થયું) પ્રભુનું દર્શનરે;
સર્વ નરક ઠાલાં થયાંરે, વૈકુંઠ મોકલ્યા સહુ જનરે. ૫

ગુરુપુત્ર લઇ આવિયારે, અવંતીએ શ્રીરામરે;
ગુરુનો પુત્રજ આપિયોરે, ઓશીંકલ થયા કરી કામરે. ૬

ગુરુ તો આશ્ચર્ય પામિયારે, ગોરાણી દે આશીષરે;
પ્રભુ કહે કાંઇ માગિયેરે, ઇચ્છા હોયે ગુરુ ઇશરે. ૭

હવે ગુરુ કહે તમો સાંચરોરે, મારે ત્યાં નવનિધરે;
વિયોગ ભાંજ્યો પુત્રનોરે, વિદ્યા પામજો સિદ્ધરે. ૮

હવે પ્રભુ પાય લાગિયારે, આજ્ઞા માગી શામરે;
ભાલણપ્રભુ ત્યાં આવિયારે, ગુરુનું કીધું કામરે. ૯

## પદ ૨૬૪ રાગ ધનાશ્રી.

મથુરાંમાંહે ત્યાં આવિયારે, સ્વામી શારંગ પાણરે;
માતપિતાને ભેટિયારે, સહુને કુશલ કલ્યાણરે. ૧

દેવકી રોહિણી આવિયાં, ઉગ્રસેન વસુદેવરે;
સર્વ કુટુંબ ત્યાં આવિયું, વ્રજવાસી સંભાર્યા ખેવરે. ૨

સર્વ કાર્ય ત્યાં વિસર્યુંરે, મથુરાં માંહેતું જેહરે;
ઉદ્ધવજી તેડાવિયારે, ભાલણપ્રભુએ તેહરે. ૩

## પદ ૨૬૫ રાગ ગુજરી.

સુત મેં સુનિત લોકમેં બાત, મેરેસો તુમ સત્ય કહો;
સુંદર શ્યામલ ગાત. સુત૦ ૧

સંદીપનકો સુત મૃત્યુ ભયો, ઉદધિ જલમેં પાત;
બહોત દિવસ તાકું નિબડ ગયે તે, રોય રહેવે માત. સુ૦ ૨

તુમપેં ગુરુદક્ષના માગી, આન દીયો વિખ્યાત;
ખટ સુત કંસે બધેહે મેરે, જ્યેષ્ટ તિહારે ભ્રાત. સુ૦ ૩

સો મોકું કો દેત જુ નાહીં, જો [1]કછુ વલ્લભ માત;
બાલનપ્રભુ બિરદ અતિ તાતે, મેરો મન ઉકલાત. સુ૦ ૪

## પદ ૨૬૬ રાગ મારૂ.

ઉદ્ધવ શું કહું રે, સુખ વ્રજવાસ તણું;
સ્વર્ગ ને વૈકુંઠ થકી મુને, વા'લું છે ઘણું. ઉ૦ ૧

શું કીજે જો શૈશવ વય ત્યાં, કો વાળી ન બોલાવે;
ચિંતારહિત રમત અતિ કરવી, [2]તેવડ તેવડા ભાવે. ઉ૦ ૨

મારૂં મન કાંઇ નથી રીઝતું, અહિં ખટ રસ ખાવે;
દધિ માંખણ જે ચોરી ખાતાં, તે રસ ક્યાંથી આવે. ઉ૦ ૩

વૃન્દાવનમાંહે ગોપીને, વાતે લેતા વાળી;
દાણ તણે ત્યાં મિષે કરીને, ગ્રહી રહેતા ફાળી. ઉ૦ ૪

વાડવ વેદ ઋચા શું વિધિવત, સાચો ત્યાં પાળી;
તેથકી મને મીઠી લાગતી, પ્રીત તણી ગાળી. ઉ૦ ૫

જાણું મણિ મુગટ ત્યજીને, મોરપીચ્છ ધરિયે;
શીકું સંગ લાકડી લઇને, ગૌ પૂઠે સાંચરિયે. ઉ૦ ૬

રાજવેષ મને નથી ભાવતો, તો કહો શું કરિયે;
મુરલીનાદ કરીને મોહન, સહુનાં મન હરિયે. ઉ૦ ૭

---

૧ પ્ર. ૨ વાંચ્છુ. ૨ પ્ર-૨ તે અમને ભાવે. ૧ સુનિત-સાંભળી. ગાત-ગાત્ર, શરીર. ૨ નિબડ ગયે-નીકળી ગયા. ૩ બધેહે-માર્યા છે. ૨ શૈશવ-બાલ્યાવસ્થા, ખટરસ-૭ રસ. ૪ ફાલી-સાડી. ૫ વાડવ-બ્રાહ્મણ, ઋચા-મંત્રની કડી.

## પદ ૨૬૩ રાગ વેરાડી.

ધર્મપુરી પ્રભુ આવિયા, વૈકુંઠ કેરા રાયરે;
ધર્મરાય સામા ગયારે, પૂજ્યા હરિના પાયરે. ૧

નાથજી કહે યમરાયનેરે, અમ ગુરુનો સુત જેહરે;
આપો અમને તે સહીરે, આશ પહોંચે ત્યાં તેહરે. ૨

ધર્મરાય ત્યાં બોલિયારે, ભલે પધાર્યા સ્વામરે;
કૃતાર્થ ત્યાં હું થયોરે, જોઉં સઘલો ઠામરે. ૩

આગળ હરિ ધર્મ સાંચર્યારે, જોયાં તેનાં સ્થાનરે;
શંખનાદ પ્રભુએ કર્યોરે, નરક જીવે સાંભળ્યો કાનરે. ૪

હવે જેજે જંતુ જીવ નરકનારે, તેને (થયું) પ્રભુનું દર્શનરે;
સર્વ નરક ઠાલાં થયાંરે, વૈકુંઠ મોકલ્યા સહુ જનરે. ૫

ગુરુપુત્ર લઇ આવિયારે, અવંતીએ શ્રીરામરે;
ગુરુનો પુત્રજ આપિયોરે, ઓશીંકલ થયા કરી કામરે. ૬

ગુરુ તો આશ્ચર્ય પામિયારે, ગોરાણી દે આશીષરે;
પ્રભુ કહે કાંઇ માગિયેરે, ઇચ્છા હોયે ગુરુ ઇશરે. ૭

હવે ગુરુ કહે તમો સાંચરોરે, મારે ત્યાં નવનિધરે;
વિયોગ ભાંજ્યો પુત્રનોરે, વિદ્યા પામજો સિદ્ધરે. ૮

હવે પ્રભુ પાય લાગિયારે, આજ્ઞા માગી રામરે;
ભાલણપ્રભુ ત્યાં આવિયારે, ગુરુનું કીધું કામરે. ૯

## પદ ૨૬૪ રાગ ધનાશ્રી.

મથુરાંમાંહે ત્યાં આવિયારે, સ્વામી શારંગ પાણરે;
માતપિતાને ભેટિયારે, સહુને કુશલ કલ્યાણરે. ૧

દેવકી રોહિણી આવિયાં, ઉગ્રસેન વસુદેવરે;
સર્વ કુટુંબ ત્યાં આવિયું, વ્રજવાસી સંભાર્યા ખેવરે. ૨

સર્વ કાર્ય ત્યાં વિસર્યુંરે, મથુરાં માંહેનું જેહરે;
ઉદ્ધવજી તેડાવિયારે, ભાલણપ્રભુએ તેહરે. ૩

## પદ ૨૬૫ રાગ ગુજરી.

સુત મેં સુનિત લોકમેં બાત, મેરેસો તુમ સત્ય કહો;
સુંદર સ્યામલ ગાત. સુત૦ ૧

સંદીપનકો સુત મૃત્યુ ભયો, ઉદધિ જલમેં પાત;
બહોત દિવસ તાકું નિબડ ગયે તે, રોય રહેવે માત. સુ૦ ૨

તુમપેં ગુરુદછના માગી, આન દીયો વિખ્યાત;
ખટ સુત કંસે બધેહે મેરે, જેષ્ટ તિહારે ભ્રાત. સુ૦ ૩

સો મોકું કો દેત જુ નાહીં, જો [1]કછુ વલ્લભ માત;
ભાલનપ્રભુ બિરદ અતિ તાતે, મેરો મન ઉલ્લાત. સુ૦ ૪

## પદ ૨૬૬ રાગ મારૂ.

ઉદ્ધવ શું કહું રે, સુખ વ્રજવાસ તણું;
સ્વર્ગ ને વૈકુંઠ થકી મુને, વા'લું છે ઘણું. ઉ૦ ૧

શું કીજે જો શૈશવ વય ત્યાં, કો વાળી ન બોલાવે;
ચિંતારહિત રમત અતિ કરવી, [2]તેવડ તેવડા ભાવે. ઉ૦ ૨

મારૂં મન કાંઇ નથી રીઝતું, અહિં ખટ રસ ખાવે;
દધિ માંખણ જે ચોરી ખાતાં, તે રસ ક્યાંથી આવે. ઉ૦ ૩

વૃન્દાવનમાંહે ગોપીને, વાતે લેતા વાળી;
દાણ તણે ત્યાં મિષે કરીને, ગ્રહી રહેતા ફાળી. ઉ૦ ૪

વાડવ વેદ ઋચા શું વિધિવત, સાચો ત્યાં પાળી;
તેથકી મને મીઠી લાગતી, પ્રીત તણી ગાળી. ઉ૦ ૫

જાણું મણિ મુગટ ત્યજીને, મોરપીચ્છ ધરિયે;
શીકું સંગ લાકડી લઇને, ગૌ પૂઠે સાંચરિયે. ઉ૦ ૬

રાજવેષ મને નથી ભાવતો, તો કહો શું કરિયે;
મુરલીનાદ કરીને મોહન, સહુનાં મન હરિયે. ઉ૦ ૭

---

૧ પ્ર. ૨ વાંચ્છુ. ૨ પ્ર-૨ તે અમને ભાવે. ૧ સુનિત-સાંભળી. ગાત-ગાત્ર, શરીર. ૨ નિબડ ગયે-નીકળી ગયા. ૩ બધેહે-માર્યા છે. ૨ શૈશવ-બાલ્યાવસ્થા. ૩ ખટરસ-૭ રસ. ૪ ફાલી-સાડી. ૫ વાડવ-બ્રાહ્મણ, ઋચા-મંત્રની કડી.

અહિં મર્યાદાભોજન કરવું, [1]પંક્તિભેદ રાખી;
સ્નાન હવન બલિદાનજ કરવું, જે મુનિ ગયા ભાખી. ઉ૦ ૮

ગોવાળિયા જે ગ્રાસ આપતા, પહેલું પોતે ચાખી;
તેહ સ્વાદ ત્યાં કેમે ન આવે, તેના તે સાખી. ઉ૦ ૯

કનક તણો પલંગ અનુપમ, હંસપિચ્છ તલાઈ;
પાસે સેવા કરવા બહુ [2]સેવક, ચરણ તલાંસે ધાઈ. ઉ૦ ૧૦

તે મુજને ફીકું લાગે છે, લોકમાંહે વડાઇ;
યમુનાતીરે પત્ર પાથરી, સૂતા તે સુખદાઇ. ઉ૦ ૧૧

ચિંતા રાજ્ય તણી ત્યાં કરવી, તેણે આરત મન;
સંગી જેહ મળે તે દુખિયા, સુખિયા નહિં કો જન. ઉ૦ ૧૨

વંશીવટ છાયાએ રમતા, તે કયમ આવે દિન;
ગોપીશું ક્રીડા કરતા તે, સુખ નહિં ચૌદ ભુવન. ઉ૦ ૧૩

યદ્યપિ રીસ કરીને બાંધ્યો, માતાએ ત્યાં તાણી;
[3]તોએ તે ઉપર અસૂયા, મેં તો નવ આણી. ઉ૦ ૧૪

[4]કૌતુક જોવાને મળ્યા, તે ગોકુલના પ્રાણી;
અહિયાનાં સુખપાયે મેં, તો તે લીલા જાણી. ઉ૦ ૧૫

અહિં રહ્યાથી થયા તે બમના, પૂર્વના પિતા;
હવે ગોકુલ જઇ શું કરિયે, તે દહાડા વીતા. ઉ૦ ૧૬

બીજે યુગ વળી એમજ રમશું, સંતત સત્ય ગીતા;
ભાલણપ્રભુ રઘુનાથ કહે, એવું વેદ વદીતા. ઉ૦ ૧૭

## પદ ૨૬૭ રાગ સામેરી.

ઉદ્ધવ ગોકુલ જાઓ, સખા અમારા થાઓ;
નંદ જશોદાને ઠારો, વિરહવેદના વારો.

### ઢાળ.

નિવારો વેદના વિરહની, તે વ્રજવાસી દુખ ધરે;
વિના દર્શન માહરાંરે, નયણાં તેનાં નવ ઠરે. ૨

પ્રીત તેની શું કહું, નર નારી જે સર્વે કરી;
એક જીહ્વાએ શું ભણું ભાઇ, ગુણ તેના વિસ્તરી. ૩

ક્ષણ ક્ષણ ગોપી આવતી તે, મિષ કરીને અતિ ઘણાં;
જશોદા ત્યાં દેખે નહિં, ત્યમ લેતી મારાં ભામણાં. ૪

દૂધ મીઠું મને પાતી, માંખણ લઇ ખવરાવતી;
મને રુચિ ન આવતું તે, પછે માતા જે ધવરાવતી. ૫

એમ કરતાં થયો મોટો, લાગ્યો વાછરૂ ચારવા;
ગોપ પૂઠે હીંડતા તે, વિઘ્ન વાટે વારવા. ૬

ગોવાલણી લઇ ભક્ષ્ય ઉત્તમ, તેણે માર્ગ આવતી;
હઠ કરી ખવરાવતી તે, મન મારે ભાવતી. ૭
પ્રેમ તેનો શું વખાણું, નિરખતી ઉભી રહી;
ભાલણપ્રભુ રઘુનાથ બોલે, તમો ત્યાં જાઓ સહી. ૮

## પદ ૨૬૮ રાગ સામેરી.

વા'લો હતો અતિ જેને, હું ઘેર જાતો તેને;
ચોરી માંખણ ખાતો, [1]ગાળ દેઇ ઉજાતો. ૧

### ઢાળ.

ગાળ દેઇને ઉજાતો તે, નાર પૂઠે આવતી;
આઇ આગળ રાવ કરતી, રંગશું બોલાવતી. ૨

જેણે વન ચારવા જાતો, મહી વેચવા મિષ કરી;
માટલી મસ્તક ધરી, પૂઠે પલાતી સુંદરી. ૩

---

૧ પ્ર-૨ દોટ. ૧ ઉજાતો-નાસી જા્તો. ૨ રંગ-આનંદ, પ્રીતિ.

વેણુ હું વજાડતો તેને, સાન કરીને જણાવવા;
પ્રેમે પીડી પ્રેમદા તે, મન કરતી આવવા. ૪

દૂધ દહિં દિન પ્રત્યે પીતો, તે પ્રીત તેની રાખવા;
પહેલે હઠ તે માંડતી, તે તિલ ન દેતી ચાખવા. ૫

દર્શન કરવા આવતી તે, ઘેર ઓલંભા મિષ કરી;
માતા મુજને ખીજતી, જાણતી શ્યામા છે ખરી. ૬

મન કર્મ વચને પ્રેમ સાચો, સહુ મુજશું આણતું;
પ્રાણથી તે અધિક મુજને, વ્રજનિવાસી જાણતું. ૭

ઋણ તેહનું શીશ મારે, કેમે તે નવ ઉતરે;
ભાલણપ્રભુ રઘુનાથ તેની, સ્તુતિ એવી ઉચ્ચરે. ૮

## પદ ૨૬૯ રાગ સામેરી.

કંસે હું તેડાવ્યો, દુષ્ટને હણવા આવ્યો;
કીધી નહિં કાંઇ પેર, ટળવળતાં રહ્યાં ઘેર. ૧

### ઢાળ.

ઘેર ટળવળતાં રહ્યાં, આહીરનો આરો કશો;
કંસને મારી સ્વજનમાંહે, હું તો અહિં આવી વસ્યો. ૨

રાજમાં અહિં ક્યમ આવે, વનવાસી દુખ ધરે;
રાજવટ જાણે નહિં તે, સભામાંહે ક્યમ અનુસરે. ૩

વિભૂતિ વાધી આપણી, તે હોતાં તેવાં રહ્યાં;
રાજમાંહે આવી રાંકે, વચન ક્યમ જાયે કહ્યાં. ૪

માતા મારી ટળવળે છે, દૂધ જેણીએ પાઇઉં;
ઉછેરી મોટો કર્યો ને, હેત અતિ ઉપાઇઉં. ૫

મેં કહ્યું જે આવશું તે, આશા કેરે તાંતણે;
મન વળગ્યાં રહ્યાં છે તે, ઘડી પહોર દહાડા ગણે. ૬

---

૩ રાજવટ-રાજદરબારની રીતભાત. ૪ વિભૂતિ-ઐશ્વર્ય. ૫ પાઇઉં-પાયું. ઉપાઇઉં-ઉપજાવ્યું.

હું ને તું કાંઇ અંતર નહિં, તેણે તમને મોકલી;
આવવું જે કહ્યું છે તે, વાણી સત્ય કરૂં ભલી. ૭
જ્ઞાન ગોષ્ટિ કરીને ઉદ્ધવ, મન તેનાં ઠારજ્જે;
ભાલણપ્રભુ રઘુનાથ કહે છે, વિરહવેદના વારજ્જે. ૮

## પદ ૨૭૦ રાગ સામેરી.

ઉદ્ધવ કરી પ્રણામ, ચાલ્યા ગોકુલ ગામ;
બેસી રથ વિશાળ, પહોંતા સંધ્યાકાલ. ૧

### ઢાળ.

સંધ્યાકાલે આવિયા ને, પ્રાણી જોવા બહુ મળે;
કૃષ્ણ સરખો દીસતો તે, રૂપ કોયે નવ કળે. ૨
નંદને ઘેર પરવર્યા ત્યારે, દાસ હરિનો જાણિયો;
મળી મંદિર પધરાવ્યા ને, પ્રેમ અધિકો આણિયો. ૩
ભોજન અતિ આદરે કરાવ્યું, કુશળ પૂછે પુત્રનું;
સુખ અમારૂં ગયું ઉદ્ધવ, સહી અહિં ઘરસૂત્રનું. ૪
બળ્યું પંજર પુત્ર પાખે, શોક શો અમો ભાખિયે;
વાંક કો'નો કાઢિયે, લાજે કો'ને દાખિયે. ૫
વાસુદેવે છેહ દીધો, વાંક કો'નો કાઢિયે;
વિરહરૂપી વૃક્ષ વાધ્યો, કૃષ્ણ વિના કયમ વાઢિયે. ૬
પાછળ કાંઇ નહિ સંતતિ, હોય તો એવી કયાં થકી;
પુત્રી કંસે પછાડી તો, શોક કયમ સહિયે શકી. ૭
વીરસેન (સુત) કહો તમો, અવગુણ સુતના શા કહું;
ભાલણપ્રભુ રઘુનાથના હું, ગુણ તે મનમાં ગ્રહું. ૮

## પદ ૨૭૧ રાગ ગોડી.

ઉદ્ધવજી તમો ભલે પધાર્યા, જોવા સમાચારજી;
માધવજી તે શું કરે છે, મથુરાં નગર મુઝાર;
હરિની વાત કહો, સાંભળતાં દુખ જાય. હરિ૦ ૧

ગૌ દોહાવી તે વીસરી, થઇ બેઠા રાજાનજી;
ગોવાળિયા દેખી લાજે છે, મનમાં શ્રી ભગવાન. હરિ૦ ૨

ત્યાં વાંસળી નથી ઝાલતા, જેણે થયા અતિ મોટાજી;
બ્રહ્માદિકે કળ્યા નવ જાયે, જે મનના અતિ ખોટા. હરિ૦ ૩

માતપિતા વિસારિયાં તો, અમારૂં શું લેખુંજી;
ચૌદ લોક નિહાળિયે પણ, એવો કોય ન દેખું. હરિ૦ ૪

હું તો અતિ ભોળી થઇ, સ્નેહ ઘણો ઘર આણ્યોજી;
એક જાતિ જાણી મળી પણ, ક્ષત્રિય એ નવ જાણ્યોજી. હરિ૦ ૫

વંશી વજાડી વિફૂલે, અતિ લગાડ્યો ભામોજી;
મેલી ગયા શો ઓરતો, જેણે માર્યો મામો. હરિ૦ ૬

ચતુરપણું સર્વ જાણિયું, અમને દીધો છેહજી;
રૂડું કુલ જોઇને કીધો, કુબ્જા સાથે નેહ. હરિ૦ ૭

આહીરડાં અમો કયમ ગમું, (જો) મળી નગરની નારીજી;
કામી નર કો'નો ન હોયે, તમો જુઓ મન વિચારી. હરિ૦ ૮

ત્રણ કોશનું શું ગજું, જો મન હોયે તો આવેજી;
એવો કો એનો નહિં જે, કથા અમારી ચલાવે. હરિ૦ ૯

દૂધ દહિં હવે કયમ સંભારે, જો મધ માંસ અતિ મીઠુંજી;
ગોકુલમાંહે તે કયમ મળે, જે કોણે નવ દીઠું. હરિ૦ ૧૦

જશોદા નંદ ન સાંભરે તો, અમને કયમ સંભારેજી;
માસીનું તો શું ગજું, માતાને જે મારે. હરિ૦ ૧૧

હજી શું પરણ્યા નથી, ઘણી વધારી લાજજી;
બંધનમાં શાને પડે, જો દાસીએ સરે કાજ. હરિ૦ ૧૨

ઉદ્ધવજી શું શું કહું, પહેલાં રમાડ્યાં રાસજી;
ધૂતારો જાણ્યો નહિં, જે કરી જાય નિરાશ. હરિ૦ ૧૩

માંહોમાંહે વારતા, નિશદિન એની કીજેજી;
વિરહ એનો વિસારીને, અમો વાતે વેલા લીજે. હરિ૦ ૧૪

---

૬ વંશી–વાંસળી. ૧૧ માતા–(સં-માતૃ) મા. પરશુરામે પોતાના પિતાની આજ્ઞાથી રેણુકાને મારી એવી પુરાણની કથા છે. ૧૪ વેલા–સમય.

યોગિની કરવા મોકલ્યા, મનમોહન વારૂ કીધુંજી;
જેવા સાથે પ્રીતિ કીજે, તેવું સુખ ત્યાં દીધું. હરિ૦ ૧૫

અમો આવ્યું જાયે નહિં, નારીતણું શરીરજી;
કઠિણ થયા તો ક્યાંથી આવે, અહિંકણ યાદવવીર. હરિ૦ ૧૬

જ્ઞાનકથા રહેવા દ્યો તે, અમને ફીકી લાગેજી;
જાણું સુંદરવર આવીને, દાણ મહિનું માગે. હરિ૦ ૧૭

ઉદ્ધવજી અમો જાણું છું, નંદકુંવરનું જ્ઞાનજી;
હવે અમને શું વા'શે, એમ [1]કહાવે જ્ઞાન. હરિ૦ ૧૮

એક વાર અમશું આવીને, પ્રભુજી માંડે આળજી;
કપટી કપટી કહીને દીજે, રીસભર્યાં અમો ગાળ. હરિ૦ ૧૯

બીજો રસ તેને કયમ ગમે, જેણે રાસતણો રસ ચાખ્યોજી;
ભલી ચતુર તે કૂબડી, જેણીએ વશ કરી રાખ્યો. હરિ૦ ૨૦

કાલાવાલા શા કરૂં, શું કહાવું તમ સાથજી,
જાણું છું જે નહિં આવે, ભાલણપ્રભુ રઘુનાથ. હરિ૦ ૨૨

## પદ ૨૭૨ રાગ ગોડી.

ઉદ્ધવજી કહે સાંભળો, વ્રજવનિતા કહું વાતજી;
તમો રખે એને માનુષ જાણો, પૂર્ણ બ્રહ્મ સાક્ષાત. શ્રી ભગવાનજી. ૧

કામભાવ મનથી ત્યજી, સમરો એનું નામજી;
જેહ પ્રકારે તમો પામો, અંતે અવિચલ ઠામ. શ્રી૦ ૨

અસુર વંશ નિકંદવા, ભૂ કરવા નિર્ભારજી;
ધર્મ સત્યને દૃઢ કરવા, ચલાવવા આચાર. શ્રી૦ ૩

સેવકને ઉદ્ધારવા, કરવા સુરનાં કામજી;
પૃથ્વીમાંહે પ્રકટ થયા છે, ભાલણપ્રભુ શ્રીરામ. શ્રી૦ ૪

## પદ ૨૭૩ રાગ ગોડી.

ઉદ્ધવજી તમે જ્ઞાન કહ્યું, તે જાણે મહાયોગીજી;
મારા મનમાંહે તો વસિયો, નંદકુંવર અતિ ભોગી. તો તે કયમ ગમે. ૧

---

૧ પ્ર-૨ એમ કરીને અગતાન. ૧૯ આળ-અડપલું. ૩ નિકંદવા-સમૂલગું નાશ કરવા. નિર્ભાર-ભાર રહિત.

તેને હૈડે તે વસે, જેનું મન હોયે કાચુંજી;
હું જાણું હરજી ગાયે તે, ખભે હાથ દેઇ નાચું. તોતે૦ ૨

કોટિક ફળ જે પુન્ય હોયે, તીરથ દેહડી દમતાંજી;
એક નિશાએ તેથી અધિકું, શ્યામ સુંદરશું રમતાં. તોતે૦ ૩

ધૂમ્રપાન પંચાગ્નિ સાધે, તીરથ તીરથ ભમતાંજી;
તેથી લક્ષગણું ત્યાં હોયે, કમલનયનને નમતાં. તોતે૦ ૪

તમો જઇને સુંદરવરને, એ સંદેશો કહેજોજી;
પ્રીત કર્યાનું એહજ ફળ જે, હદે અમારે રહેજો. તોતે૦ ૫

સુખે મથુરામાં રહો, અમો વિરહે તમારે મરશુંજી;
બીજે ભવ વૃન્દાવનમાંહે, તમ પાસે અવતરશું. તોતે૦ ૬

મોટા છો રાયની પુત્રી, અનેક વરશે નારીજી;
જે રસ અમ સાથે હવો, તે નહિ પામે ભારી. તોતે૦ ૭

અમો ધણીએ લીલા કીધી, શરદતણી ત્યાં રાતેજી;
કાલ હવે નિર્ગમિયે છે, તે વેળાની વાતે. તોતે૦ ૮

પ્રાણજીવન તમો અમારા, કરગરતા કર જોડીજી;
એવડો અવગુણ શો વસ્યો, જે પ્રીત એવડી ત્રોડી. તોતે૦ ૯

અમો એમ જાણું નહિં, જે વા'લા નિર્ગુણ થાશોજી;
દીન થઇને કરગરતા તેં, છેહ દઇને જાશો. તોતે૦ ૧૦

મોટમ જોતાં માવજી, સંદેહ મનનો ભાગ્યોજી;
પ્રીત અમારી વિસારીને, કુબ્જાશું રંગ લાગ્યો. તોતે૦ ૧૧

અમને શીખવવા મોકલિયા, [1]યાદવજી જે યોગીજી;
મળતાં શાને દેખાડો, ભોળવવાને ભોગી. તોતે૦ ૧૨

[2]ભસ્મ જટા ધારી મુદ્રા, નથી મોકલ્યાં તેહજી;
તેને એવું ફળ જોઇયે, [3]કાળાશું કરે નેહ. તોતે૦ ૧૩

કાળા સઘળા ધૂતારા, કોણે કળ્યા નવ જાયજી;
મન વાળ્યું વળે નહિ તો, કીજે કશો ઉપાય. તોતે૦ ૧૪

---

૧ પ્ર. ૨ યાદવજીયે જોગજી. ૨ ભસ્મ જટા અધારી મુદ્રા. ૩ જે કાળાશું કરે નેહ.

પતિ ઘર વા'લાં વિસારીને, પ્રીત એશું માંડીજી;
એવો એ જાણ્યો નહિં જે, રસમાં જાશે છાંડી. તોતે૦ ૧૫

તે મન પાછું ક્યમ વળે, જેણે મુરલીનો રસ ચાખ્યોજી;
તે વા'લો ક્યમ વિસરે, જે હૈડે ચાંપી રાખ્યો. તોતે૦ ૧૬

કુબ્જા સરખી કોટિક કરજો, તમો અમારે એકજી;
ભાલણપ્રભુ રઘુનાથ ઓલખ્યો, ન ગમે તમ વ્યતિરેક. તોતે૦ ૧૭

## પદ ૨૭૪ રાગ ધનાશ્રી.

ઉદ્ધવજી કહો શું કીજે, સરજ્યું કો નવ છૂટે રે;
કાઢ્યા પ્રાણ ન નિસરે, જોતાં મરવું ખૂટે રે. ઉ૦ ૧

મુજને સહુએ રાંક કહે છે, હું સરખી નવ ગાટી રે.
મુખ આગળથી માવજી ગયા, તેણે દુખે નવ ફાટી રે. ઉ૦ ૨

જીહ્વાએ કહિયે તે જૂઠું, કાયાને ક્યમ દમિયે રે;
ઘરશું સૂતું કરી ગયો કુંવર, તોએ બેસી જમિયે રે. ઉ૦ ૩

સાચી પ્રીત તે દશરથ રાયની, જીવ નહિં જેને જૂઓ રે;
બીજી માયા મન ન આણી, જીવન જાતે મૂઓ રે. ઉ૦ ૪

બાઇ મને બાલક વા'લાં, એવું સહુને કહેતી રે;
તે બોલ્યું સાચું તો પળિયું, ચાલ્યા પછી [1]નવ રહેતી રે. ઉ૦ ૫

માંખણને કાજે મેં બાંધ્યો, ત્યારે પ્રીત જણાણી રે;
મેલી જાતાં માવજીએ, દેખાડયું પય પાણી રે. ઉ૦ ૬

કાલિંદીમાં પડિયા દેખી, ઉપર નવ ઝંપાવી રે;
કાલાવાલા કાંઇ કીધા તે, રીસ મનમાંહે આવી રે. ઉ૦ ૭

ચાર દિવસ રોઇ રહ્યાં, જ્યાં લગી દુખ હતું તાજું રે;
રથ પૂઠેથી પ્રાણ ન ગયા તો, હવે હું કહેતી લાજું રે. ઉ૦ ૮

બાહ્યાભ્યંતર ન રહ્યું, રઘુનંદનશું સાચું રે;
મરતાં એનું સ્મરણ કરજો, ભાલણપ્રભુ એ જાચું રે. ઉ૦ ૯

---

૧૭ વ્યતિરેક—વિના. ૨ ગાટી—ઘટ્ટ, કઠણ. ૪ જૂઓ—જૂદો. બાહ્યાભ્યંતર—અંદર અને બહાર. ૬ પય—દૂધ. ૧ પ્ર. ૧—૨ દુખ કહેતી.

## પદ ૨૭૫ રાગ મારૂ.

ઉદ્ધવ હું હરજીએ વાહી, મન જાણતી જે છું અતિ ડાહી. ૧
એમ ન જાણ્યું જે કુબ્જા મળશે, મારૂં સાચું સગપણ ટળશે. ૨
વા'લો ફીટીને વેરી થાશે, નિર્ગુણ નેહ ઉતારી જાશે. ૩
[1]એવડું તેને સાંશે સસશે, અછતા મારા અવગુણ વસશે. ૪
વળી વળી મન જોઉં વિમાસી, શોક્ય થઈ કંસની દાસી, ૫
ચતુરપણું હરજીનું જાણ્યું, કોટિ જીહ્વાએ ન જાયે વખાણ્યું. ૬
કામીનું મન જ્યાં ત્યાં વહેશે, અલિ જઇ કેરકુસુમપર બેસે. ૭
[2]જો અતી ચઢાવે મળતી, તો હું મનમાંહે નવ બળતી. ૮
હરજીએ ચંદ્રમા લીધો ચૂંટી, ભર્યાં નગરમાંહે મળી એક ઠુંટી. ૯
ભલી મળી એ જુગતી જોડી, કાળો વર ને કન્યા ખોડી. ૧૦
મેલી ગયાનો નહિં કાંઇ લાછો, આછી નાર મળ્યો નર આછો. ૧૧
ધૂર્ત નર ( ને ) નારી ધૂતારી, કો'ને કોણ વા'રે જુહારી. ૧૨
તેનો ક્યમ વિશ્વાસજ આવ્યો, જેણીએ પહેલે નાથ મરાવ્યો. ૧૩
હવે આશ કીજે તે કૂડી, મોહન મન વસી એ રૂડી. ૧૪
જો કાંઇ કામણ મોહન જાણું, તેણે કરી નંદસુતને આણું. ૧૫
આવે રહેશે નહિં સગાઇ, હું ન ભણી દાસીની ચતુરાંઇ. ૧૬
[3]જે જૂઠી માંડી જાણે પટ, જેણે વા'લો થયો લંપટ. ૧૭
હું સરખી નહિ દુખણી નારી, અવગુણ પાખે [4]હરિએ વિસારી. ૧૮
હું તેને દુખે કરીને સૂકી, મૂલગડાં ઘરનાંથી ચૂકી. ૧૯
પાવન દાસી કીધી નાથે, ત્યારે તમો હતા શું સાથે? ૨૦
ભૂધરને ભલી જોડજ બાધી, [5]લક્ષ્મી પાયે ચઢાવે લાધી. ૨૧

---

૧ પ્ર–૨ એવું તેને સા'શે સરશે, અથવા તારા અવગુણ વસસે. ૨ પ્ર–૨ અમથી જો ચઢાવે જઢતી. તો હું મનમાંહે દહેતી. ૩. જેણીયે વાહ્યા લંપટ, જૂઠું જેણે માંડી પટ. ૪ પ્ર–૧ ૨ હરે. ૫ પ્ર–૨ લક્ષ્મીપે ચઢાવી લીધી. ૧ વાહી–છેતરી. ૭ અલિ–ભમરો. કેરકુસુમ–કેરડાનું પુષ્પ. ૯ ઠુંટી–ઠુંઠી. ૧૧ લાછો–લંછન. આછી–રસિક–સુંદર. પટ–બાજી, ૧૯ મૂલગડાં–મુલગાં–છોકરાં. ૨૦ લાધી–ત્રધી.

જાણું કાંઇ કરીને મરિયે, તો પુનરપિ વિરહે અવતરિયે. ૨૨
વળી એવા થાજો સુખદાયક, સીતાવલ્લભ ત્યાં શઠ નાયક. ૨૩
ભવ દેજો તો એ વૃન્દાવન, મન મળતો એ જુગજીવન. ૨૪
તમને જે કહિયે તે છાજે, શઠ કહેતાં ભાલણજન લાજે. ૨૫

## પદ ૨૭૬ રાગ ગુજરી.

ઉદ્ધવ સાચું કહો નિરધાર, કુબ્જા અમથી રૂપે રૂડી;
ચતુરાઇ અપાર. ઉ૦ ૧

જેને દેખીને મોહ પામ્યા, તત્ક્ષણ દેવસુરાર;
ગોકુલની સર્વ પ્રીત વિસારી, ક્ષણુ ન લાગી વાર. ઉ૦ ૨

ચંદન માટે સુંદર કીધી, ટાળી સહેજે આકાર;
ગુણ અવગુણ બીજો નવ જોયો, તેનો કાંઇ લગાર. ઉ૦ ૩

દાસી કંસતણી ત્રિવિક્રમા, કેવળ એ બહુ જાર;
કસ્તુરી કેમે નવ થાયે, જોતાં આદે છાહાર. ઉ૦ ૪

મેં તો બીજો કોય ન દીઠો, એકજ નંદકુમાર;
પુનરપિ મનમાં તેને વાંચ્છું, વૃન્દાવન અવતાર. ઉ૦ ૫

ઓલંભા શું તેને કહાવું, જુઓ વીર વિચાર;
ભાલણપ્રભુએ વન મોકલી, સીતા સરખી નાર. ઉ૦ ૬

## પદ ૨૭૭ રાગ ગુજરી.

ઉદ્ધવ કહે કહું વાત ખરી, રાધા નથી કો ચૌદ લોકમાં,
( તુજ સમી ) સુંદરી૦ ઉ૦ ૧

એવી પ્રીત નહિ કરે કોયે, જેવી તમો કરી;
તન મન ધન સમર્પ્યાં સહુએ, નિશ્ચલ ધ્યાન ધરી. ઉ૦ ૨

કોટિક પરણો લાખેક રાખો, મોટા છે એ હરિ;
દાસી કયા લેખામાંહે, જે સહેજે ઉદ્ધરી. ઉ૦ ૩

---

૨૪ ભવ–જન્મ. ૪ જાર–જારિણી, વ્યભિચારિણી. છાહાર–રાખ, ૬ વિચાર–વિચારીને.

28

મથુરામાં રાજા થઇ બેઠા, મારી કંસ અરિ;
રખે જાણો મનમાંહેથી, વ્રજવનિતા વિસરી. ઉ૦ ૪

ક્ષણ ક્ષણ સંભારે છે તમને, નયણે નીર ભરી;
ન જાણિયે શુંએ કીધું છે, લીધું મન હરી. ઉ૦ ૫

નિસાસા મેલે છે મોંએ, વૃંન્દાવન સમરી;
ભાલણપ્રભુ રામ જાણે છે, કહિંયે જાશું ફરી. ઉ૦ ૬

## પદ ૨૭૮ રાગ ગુજરી.

ઉદ્ધવ સાંભળો મારા વીર, વાંસલડી વાઇ હું વાહી;
સુંદર શ્યામ શરીર. ઉ૦ ૧

વ્રત કરવામાંહે હું હતી, જ્યારે હરિયાં ચીર;
કાત્યાયની કને વર માગ્યો, કાલિંદીની તીર. ઉ૦ ૨

જાતા સાથે હું ગઇ, મન રહ્યું નહિ ધીર;
ચતુરાઇ અમમાંહે ક્યાંથી, જોતાં દેહ આહીર. ઉ૦ ૩

રાસ રમાડીમે ભોળવી, શરદ નિશા સમીર;
ભાલણપ્રભુને સંભારીને, નયણે ભરિયાં નીર. ઉ૦ ૪

## પદ ૨૭૯ રાગ ગુજરી.

ઉદ્ધવ કોને જ્ઞાન ગમે, મારૂં મન વૃન્દાવનમાંહે;
હરિ સાથે રમે. ઉ૦ ૧

મૂર્ખ સ્વર્ગ મોક્ષને ભામે, તીર્થ વન ભમે;
ક્ષુધા તૃષા ને શીત ઉષ્ણ ઘન, બહુવિધ દુખ ખમે. ઉ૦ ૨

અછતો તે સાચો મન જાણે, સાચાથી વિરમે;
ધૂર્ત કહ્યું સત્ય માનીને, દેહડીને દમે. ઉ૦ ૩

નિયમ વ્રત ઉપવાસ કરીને, પંચામૃતને જમે;
ભોગ સજી ભોમિ સૂયે, ઉત્તમ વે નિગમે. ઉ૦ ૪

મર્કટ તો વૈરાગ્ય કરીને, બાહેર બહુ સમે;
ભાલણપ્રભુ રામચંદ્ર સરખા, એવાં નરને ગમે. ઉ૦ ૫

## પદ ૨૮૦ રાગ ધનાશ્રી.

ઉદ્ધવ કહેજો કૃષ્ણને રે, અહિં આવે એક વાર;
અવગુણ શા શા માહરા રે, તે [1]મુખ કહોની મુરાર;
મારા વા'લા વિરહ સહ્યો નવ જાય. મા૦ ૧

આહીરડાં અમો ક્યમ ગમું રે, લૂલરી લાગ્યો રંગ. મા૦
ચતુરપણું સર્વ જાણિયું રે, જ્યાં ત્યાં બેસે ભૃંગ. મા૦ ૨

હું ગુણવંતી ગોરડી રે, નિર્ગુણ નરશું નેહ. મા૦
મેં અણજાણે આણિયો રે, તેં ક્યાં દીધો છેહ. મા૦ ૩

નિસાસે નિદ્રડી ગઇ રે, સ્વપ્ન ક્યાંથી હોય. મા૦
દર્શન અતિ દુર્લભ થયું રે, કેમે ન પામું સોય. મા૦ ૪

હૈડે પાવક પ્રજળે રે, નયણે નીર ન માય. મા૦
ભસ્મ ન થાયે તે ભણી રે, આંસુડે ઓલાય. મા૦ ૫

અન્ન ઉદક મેં પરહર્યાં રે, છાંડ્યા સર્વ શૃંગાર; મા૦
કુસુમ તલાઇ પાથરૂં રે, અંગે લાગે અંગાર. મા૦ ૬

મેં તુજ કારણ માવા રે, મેલ્યા પતિ પરિવાર; મા૦
ધૂતારો જાણ્યો નહીં રે, વાહી વિશ્વાધાર. મા૦ ૭

મુરલીનાદ તે સાંભળી રે, મોહ્યું મારૂં મન; મા૦
કામણગારો કા'નુડો રે, તેડી વૃન્દાવન. મા૦ ૮

માતપિતા વિસારિયાં રે, ગોવાળિયા ને ગાય; મા૦
વૃન્દાવન વિસારિયું રે, તો અમને દુખ શું થાય. મા૦ ૯

શામલિયાજી સાંભળો રે, શેં નવ લીધાં સાથ; મા૦
વિણ અપરાધે મેલિયાં રે, ભાલણપ્રભુ રઘુનાથ. મા૦ ૧૦

## પદ ૨૮૧ રાગ ધનાશ્રી.

ગોકુલ ક્યમ આવે, હરિને પ્રીત જડી;
કોટિ ઉપાય કીજે જો આપણ, ક્યાંહિ મળે કુબડી. હરિ૦ ૧

---

૨ લૂલરી-લૂલી-કુબ્જા. ૪ સોય-તે પા. પ્ર. ૧ મુજને,

પૂર્વ પુન્યપ્રતાપે પામ્યાં, અંતર ગાંઠ પડી;
ભૂવેશ્યા વૈભવ બહુ જાણે, જે વરસે વડી. હરિ૦ ૨

કોટિ કલ્પ વૃન્દાવનનું સુખ, મથુરાં એક ઘડી;
ભાલણપ્રભુ રઘુનંદનને, વાત એ ચિત્ત ચડી. હરિ૦ ૩

## પદ ૨૮૨ રાગ ધનાશ્રી.

મેં તો પ્રીત રાખી નવ જાણી, એકમના મળી નહિં હરિશું;
મથુરાં ગયા શ્રી શારંગપાણિ. ૧

કોયક પૂર્વ પુન્યપ્રભાવે, ગોકુલ આણ્યા હતા તાણી;
નહિં તો આહીરડાં ઘેર ક્યાંથી, નેતિ નેતિ નિગમ કહે વાણી. ૨
ધણીએ ચતુર ડાહી હું હતી, એણી વાતે અતિ વહેવરાણી;
ધણુંએ માન દેઓ જે મુજને, સહિયોમાંહે અતિ ઠગાણી. ૩
મેં જાણ્યું કહિયે નહિં ત્રુટે, જો કીધી છું ત્યાં પટરાણી;
ક્ષણ એકમાંહે વિપરીત થયો રે, જયમ છિલર સૂકે પાણી. ૪
આજ થકી વશ રહું વિઠ્ઠલને, જો કો મને આપે આણી;
ભાલણપ્રભુ રઘુનાયતણે કર, લોકવદંતી હું વેચાણી. ૫

## પદ ૨૮૩ રાગ રામગ્રી.

ગોકુલિએ પધારો મારા કહાનજી, જીવના જીવનનાથ;
બલભદ્ર બાંધવ સાથ, મોહન મોરલી લો હાથ. ગો૦ ૧
કુબ્જા કોરે કારણે, અમશું ત્રોડયો નેહ;
લોકડામાંહે લાજિયે, કાંણી કહેતાંજી એહ. ગો૦ ૨
આશા અંબરને તાંતણે, મારા વળગ્યાજી પ્રાણ;
નથી જાતાજી નિસરી, તમારા ચરણની આણ. ગો૦ ૩
છૂટડે બોલે રે જી બોલતાં, પ્રીતડી જાણીજી લાડ;
અંતર એવું જાણી નહિં, જે દુહવાશે હાડ. ગો૦ ૪

---

પા. પ્ર. ૧ છલતું. પદ ૨૮૨ ૧ એકમના–એક નિષ્ઠાએ, પ્રીતિએ. તાણી–ખેંચી. ૨ નેતિનેતિ–એ નહિ એ નહિ. નિગમ–વેદશાસ્ત્ર. ૩ વહેવરાણી–છેતરાઈ. ૪ છિલર–ખાબોચીયું, તુટેલું તલાવ. ૫ લોકવદંતી–લોકાપવાદ. પદ ૨૮૩–૨ લોકડામાંહે–લોકમાંહે. કાંણી–કથા, વાત. ૩ અંબર–વસ્ત્ર. ૪ હાડ–હૃદય અથવા ઘણું.

સર્વસ્વ સોંપ્યું ક્હાનજીરે, વા'લા મારા વાળોજી મન;
તાણી તેશું ન ત્રોડિયે, જેણે સોંપ્યાંજી તન. ગો૦ ૫
અવગુણ કોટિ વિસારજો, ગુણ મારો ગ્રહેજોજી એક;
સંસારમાંહે તો કોઇ નહિ, વા'લું તમ વ્યતિરેક. ગો૦ ૬
રાસ રમાડીને ભોલવ્યાં, જાણ્યો નહિ રે ધૂતાર;
તારે કાજેજી પરહર્યાં, પહેલે પતિ પરિવાર. ગો૦ ૭
નાર જન્મે કેમે વસો, કોય મ કરશોજી પ્રીત;
કોને કેમે મળશો નહિ, વા'લાજી સરખા રે મિત્ર. ગો૦ ૮
લુખડાં લાડ કર્યાં ઘણાં, ન લહ્યો તેનોજી ભર્મ;
ઉજળું દૂધ મેં જાણિયું, જાતા ભાગ્યોજી ભર્મ. ગો૦ ૯
આશા ઘેલી હું શું કરૂં, તમારી શ્યામશરીર;
સીતા સરખી જો પરહરી, ભાલણપ્રભુ રઘુવીર. ગો૦૧૦

## પદ ૨૮૪ રાગ સામેરી.

ગોવિંદ ગોકુલ સામું જુઓ, મુક્તિતણો હરિ દીજે દુઓ. ગો૦ ૧
અનેક વા'લાં થાએ તમારે, પ્રાણજીવન તમો એક અમારે. ગો૦ ૨
મેં ઘર માયા સર્વ છાંડી, પ્રીત પીતાંબર તુજશું માંડી. ગો૦ ૩
કુબ્જા સરખાં કોટિક આણો, અમને પોતાનાં કરી જાણો. ગો૦ ૪
અવગુણ પાખે નવ પરહરિયે, ત્યજીએ તેનું મન કાં હરિયે. ગો૦ ૫
મુહૂર્ત માત્ર મળ્યાની સગાઇ, સાધુ ન છાંડે હળધર ભાઇ. ગો૦ ૬
લોકમાંહે દુખ કહેતી લાજું, એક વાર આવો તો ગાજું. ગો૦ ૭
દૈવ કઠિન મુને મરણ ન આપે, વિરહાનળ મારા તનને તાપે. ગો૦ ૮
નંદ જશોદાએ મનડું વાળ્યું, નિર્ગુણ જાણીને સગપણ ટાળ્યું. ગો૦ ૯
જાણુંછું હરિ ક્યાંથી આવે, જેને નગરની નારી ભાવે. ગો૦૧૦
સીતા સરખીને તમો મેલી, ભાલણપ્રભુ હું થઇછું [૧]ઘેહેલી. ગો૦૧૧

---

૯ લૂખડાં-લૂખાં. ભર્મ-સંભ્રમ-સંદેહ. પદ ૨૮૪-૧ દુઓ-દુઆ. ૬ સાધુ સત્પુરૂષ. ૮ વિરહાનલ-વિયોગરૂપી અગ્નિ. તાપે-તપાવે. ૧ પ્ર. ૨ વેહેલી.

## પદ ૨૮૫ રાગ સામેરી.

અમો ન જાણ્યું એહ, છેડે દેશે છેહ;
વેદ વચન કહે તેહ, સર્પ સંધાથે નેહ.

### ઢાળ.

સર્પ સંધાથે નેહ કશો, પય પાયી પ્રૌઢો કર્યો;
ચટકો લેઇ ચાલિયો, પરભોમ પોતે પરવર્યો. ૧

વિષય વિષ વાધ્યું ઘણું, ગોઠમાં નહિ ગારડી;
મણિધરે મર્મે ડશીને, અવની પડી તે આરડી. ૨

દૂધ દીધું વિષ થયું, વિશ્વાસ તો તેનો કશો;
વેરણ મારી વાંસળી, તે સાંભળીને મન વસ્યો. ૩

અંજન આવીને કરો, કે મંદિર પ્રાણી મૂકશે;
વિરહ કેરી વેદનાએ, મુક્તમાર્ગ ચૂકશે. ૪

વૈદ્ય થઇ વહેલા પધારો, એ ઔષધ છે તમકને;
ભાલણપ્રભુ રઘુનાથજી, એક વાર આવો અમકને. ૫

## પદ ૨૮૬ રાગ આશાવરી.

ઉદ્ધવ કહેજો ઉદ્ધવ કહેજો, દેવકીને એક વાત રે;
પુત્રતણાં સુખ અમો ભોગવ્યાં, હવે તમો થાઓ માત રે. ઉ૦ ૧

ખોળે બેસારી મેં ધવરાવ્યો, હસતું વદન મેં દીઠું રે;
તે સુખ તો તમો નથી પામવું, અમૃતપેં અતિ મીઠું રે. ઉ૦ ૨

કરે કરી નવનીત માગતો, પ્રેમે કરતાં લાડ રે;
તે સુખ તો તમો નથી દેખવું, જો હિમે ગાળો હાડ રે. ઉ૦ ૩

મુખમાંહે મુને દેખાડયું, તે ન દેખે બ્રહ્મા ઇશ રે;
તે સુખ તો તમે નથી દેખવું, જો શિવને ચઢાવો શીશ રે. ઉ૦ ૪

આંખ આજંતી ને તિલક કરંતી, વાંલો અધવચ જાતો નાસી રે;
તે સુખ તો તમો નથી દેખવું, જો કરવત મૂકો કાશી રે. ઉ૦ ૫

---

૧ પાયી–પાઇને. પરભોમ–બીજી જગ્યા. ૨ ગારડી–ગારૂડી. આરડી–બરાડી. ૪ મંદિર–દેહના અર્થમાં. પ્રાણી–જીવ.

ગિરિ ગોવર્દ્ધન કરશું તોળ્યો, ગોકુલ [1]રાખી ગાય રે;
તે સુખ તો તમો નથી દેખવું, જો કનકે તોળો કાય રે. ઉ૦ ૬

રંગે ગાતો વાંસળી વાતો, રમતો [2]અજીર મુઝાર રે;
તે સુખ તો તમો નથી દેખવું, જો કોટિક લો અવતાર રે. ઉ૦ ૭

ગોપી જે વારે ઓલંભે આવતી, જૂઠો જૂઠો રોતો રે;
તે કૌતુક બ્રહ્માદિક આવી, વિસ્મય પામી જોતો રે. ઉ૦ ૮

ગૌધન ચારી ઘેર આવતો, ત્યારે દેતી સાંઇ રે;
તે સુખ આગળ સ્વર્ગ ને વૈકુંઠ, મુજને ન ભાવે કાંઇ રે. ઉ૦ ૯

પુનરપિ દ્વાપર ગોકુલમાંહે, કહાનજી અવતરશે રે;
ત્યારે ભાલણપ્રભુ રઘુનંદન, અમશું એમજ કરશે રે. ઉ૦૧૦

## પદ ૨૮૭ રાગ કેદારો.

[3]ગોપીની વિનતિ રે, ઉદ્ધવ માધવને કહેજો;
પ્રાણ અમારા ગયા ગમે તો, મધુસૂદન મથુરામાં રહેજો. ગો૦ ૧

એમ બોલે આહીરડાં, સાંભળો ઉદ્ધવ સ્વામ;
જઇ કહેજો રામ કૃષ્ણને, જયમ આવે ગોકુલ ગામ. ગો૦ ૨

તુજ કારણ અમો ગૃહ ત્યજયાં; ત્યજ્યાં પતિ પરિવાર;
લાજ લોપી લોકની; કરો સાર સર્વાધાર. ગો૦ ૩

વિરહે લઇ ગયો વિઠ્ઠલો, બલભદ્ર કેરો વીર;
અહોરાત્ર અમો જપું, જયમ બપૈયો નીર. ગો૦ ૪

ચક્રવાક પંખી જયમ રહે, નિશા સમે કરે આક્રંદ;
કહિંયે કશ્યપસુત ઉગશે, ત્યમ સર્વ મન ગોવિંદ. ગો૦ ૫

વૃક્ષ વિના પંખી કયમ રહે, જલવિના જલચર જયમ;
થોડામાંહે ઘણું કરી કહેજો, આહીરડાં રહ્યાં ત્યમ. ગો૦ ૬

ચંદ્ર વિના જયમ રજની સૂની, રવિ વિના જયમ દિશ;
દેવ વિના જયમ દેવળ સૂનાં, ત્યમ સૂનાં જગદીશ. ગો૦ ૭

---

૧ પ્ર–ર ચારી. ૨ પ્ર–ર વન. ૩ પ્ર–ર સંભારી સંદેશડો, એટલો હરિને કહેજો રે, ૭ અજીર–આંગણું. પદ ૨૮૭-૫ કશ્યપસુત–સૂર્ય.

શોકસમુદ્રમાં બૂડતાં, ત્રિકમજી અમને તારો;
અમ દીન ઉપર દયા કરીને, પ્રાણનાથ ઉદ્ધારો. ગો૦ ૮

કાં કઠિન થયો કાનુડો, અમને તોરી આશ;
ગોકુલ વહેલા આવજો, કર જોડી કહે સુરદાસ. ગો૦ ૯

## પદ ૨૮૮ રાગ સામેરી.

ઉદ્ધવજી અમો પરહર્યાં, તે નહિ હરિનો વાંકરે;
મા'વા મોંઘાં થયાં અમો, મળ્યાં ઝાઝાં રાંક. ઉ૦ ૧

એ તેજ રાઘવ રામજી, જેણે સાયર બાંધી પાજરે;
અનેક રાક્ષસ સહિત રાવણ માર્યો, એક સીતાને કાજ. ઉ૦ ૨

ઉપદેશ પહેલો એટલો, ઉદ્ધવજી પધારો રે;
સુરદાસના સ્વામીને કહેજો, મરતાંને શું મારો. ઉ૦ ૩

## પદ ૨૮૯ રાગ દેશાખ.

ઉદ્ધવ કહેજો કૃષ્ણને એક સંદેશોરે, કે'શો ને પાપ ઘણાં પાછલાંરે. હાં૦ ૧
એક વાર મારે જો આંગણે આવેરે, વેણને વજાડો મારા શ્યામજીરે. હાં૦ ૨
એક વાર તારૂં મુખડું નિહાળું રે, દુખડું ટાળું પેલા ભવતણુંરે. હાં૦ ૩
રાજવેષ અહિં આવીને દેખાડો રે, ભલીને ભવાડો માતા દેવકીરે. હાં૦ ૪
અશ્વ ચઢીને આવતા દેખતા હું જોઉંરે, [1]ધોઉરે કર્મ જે જાણી કર્યાંરે. હાં૦ ૫
અમી ભરી તારી આંખડીરે દીસે અણીઆળીરે, કાલીરે કીકી માંહે દીપતીરે. હાં૦ ૬
કરે કરીને કરમલડો ખવરાવું રે, ગર્ભે ન આવું વળી માતનેરે. હાં૦ ૭
દૂધ કઢ્યું માંહે સાકર ભેલીરે, મેલીને પીયો મારા નાથજીરે. હાં૦ ૮
માંખણ કાજે ઝઘડો માંડયોરે, રીસ ન છાંડો બાંધ્યા તણીરે. હાં૦ ૯
જે માગો તે માવજી હું આપુંરે, થાપું રે સર્વસ્વ (તુજ) આગળરે. હાં૦૧૦
આજ મારે ઘેર વાજિલાં જાગીરે, કૃષ્ણ ત્રિભંગી મારો પ્રોહોણોરે. હાં૦૧૧
પાતળિયા તું પ્રાણજીવન મારો રે, [2]તારો ને પ્રેમ તે કાં ઉતર્યોરે. હાં૦૧૨

---

૯ તોરી–તારી. ૪ ભવાડો–ભાવતી કરો. પા. ૧ પ્ર. ૧ જોઉં. ૨ પ્ર. ૨ તેનો ને. ૧૧ વાજિલાં–( વાજાં ) વાગ્યાં ?

સ્વપ્નની પેરે સુખડું વહી ગયું રે, દુખડું તે રહી ગયું દેહનેરે. હાં૦૧૩
યદ્યપિ વા'લી દેવકી માત રે, વાત ન કરો આવી તેહની રે. હાં૦૧૪
ગૌ ગોવાળા ગોલણી વિસારી રે, નારી ને નેહ ઘણો આણતી રે. હાં૦૧૫
કોણ આગળ કહું મનની દાઝી રે, બાઝી તે લોક ત્યાં શું કરે રે. હાં૦૧૬
કોને કાંઇ લેખવતી નહિં મન રે, તનને દેખી અતિશે દીપતો રે. હાં૦૧૭
કહાનજી તેં કીધી ઓશીઆળી રે, [1]વળીને વ્રજ આવ્યા નહિ રે. હાં૦૧૮
શું કરૂં મારો જીવડો ન જાયે રે, થાયે રે સુખ મારે ક્યાં થકી રે. હાં૦૧૯
જીવિયે છે આવ્યાની આશે રે, પાસેથી વીર જે મૂકી ગયો રે. હાં૦૨૦
કઠિણ હૈયું દુખે ન ફાટે રે, ઘાટેને દૈવે એવું કર્યું રે. હાં૦૨૧
ખાંડણું ખાંડતાં ખલકે ચૂડી રે, કૃષ્ણ પાયે રૂડી *રાણી રુક્મિણી રે. હાં૦૨૨
આજ મેં રાંધ્યો ઢુઢણ ધોઇ રે, વાટડી જોઇ કૃષ્ણ દેવની રે. હાં૦૨૩
આજ મેં રાંધ્યો કૂર કાતલીયો રે, કૃષ્ણને પાતળિયો મારે પ્રોહોણોરે. હાં૦૨૪
એક વાર આવીને ઠારો રે, વારોને વેદના તે વિરહની રે. હાં૦૨૫
શ્યામસુંદર શી વાતલડી સંભારૂં રે, તારૂં ને સુખડું દુર્લભ થયું રે. હાં૦૨૬
ગોવર્ધન ધરી ગોકુલ ઉગાર્યું રે, વાર્યું ને માન તે વળી ઇંદ્રનું રે. હાં૦૨૭
માવજી એમ તો માતા મ બાળો રે, ટાળોને વેદના તે ભવ તણીરે. હાં૦૨૮
દેવકીનો સુત ધાવિયો મને રે, તને તે તો કાં વળી વિસર્યું રે. હાં૦૨૯
જેવી તેવી માતા હું તાહરી રે, મારીને લાજ તે તો રાખવી રે. હાં૦૩૦
હૈડે ચાંપ્યો કયમ કરી વિસારૂં રે, વાર્યું ને મન રહે શી પેર રે. હાં૦૩૧
અવગુણ મારા કોટિક પરહરો રે, મન ધરો સગપણ તે ધાવતું રે. હાં૦૩૨
ભવ ભવ થાઉં ધાવ હું તાહરી રે, મારીને આશ તમો પૂરજો રે. હાં૦૩૩
મનની વેદના મનડું જાણે રે, આણે ને ભવે એમ ચાલિયું રે. હાં૦૩૪
ભવસાગર વા'લા દેજો હાથ રે, ભાલણપ્રભુ રઘુનાથજી રે. હાં૦૩૫

---

૧ પ્ર-૧ વાળીને વીર. ૨ પ્ર-૨ કાપીએ મેહ તણી વેદનારે. ૨૩ ઢુઢણ-એક જાતની ડાંગર. ૨૪ કૂરકાતલીયો- એક જાતના [illegible] ચોખા. *વાજે ઝાંઝરાંરે, એવું જોઇએ, કડી ૨૨ મી પ્ર-૨માં નથી. રૂક્મિણીનો સંબંધ થયો નથી.

## પદ ૨૯૦ રાગ વેરાડી.

એવો દિન કહિયે આવશે, ગોકુલ બીજી વાર રે;
વૃન્દાવનમાંથી વળેરે, પાછા પ્રાણઆધાર. એવો૦ ૧

જઇયે સુણીને વાંસળી રે, સામા સંધ્યાકાલ રે;
ગૌ આગળથી આવતી રે, જોવા શ્રીગોપાળ. એ૦ ૨

આપણને દેખી કરે, લીલાએ લટકા ક્રોડ રે;
ચંચલ નયન નચાવતા રે, હીંડે મોડામોડ. એ૦ ૩

મુખે અડાડી આંગુલી રે, કરી દેખાડે સાન રે;
ભૂખ લાગી છે અને રે, કાંઇ આપો કહે કહાન. એ૦ ૪

કર દેખાડે ફેરવી રે, તમ પાખલ ભમે મારૂં મન રે;
હું પ્રીછું તે વાતડી રે, અવળું જાણે જન. એ૦ ૫

જે આડે આવે ગોવાળિયા રે, તેને અલગા રાખે આપરે;
મુજ સામું નિહાળવા રે, ટાળવા તનનો તાપ. એ૦ ૬

વળી વળી માંડે મીટડી રે, સામું જોઇને શ્યામ રે;
રાતે રમવા આવશું રે, પૂરશું પૂરણ કામ. એ૦ ૭

હું દેઉં આગળ આંખડી રે, લોકડા કેરી લાજ રે;
અંગેં અંગ મળે નહિં રે, તો ક્યમ સીઝે કાજ. એ૦ ૮

હું પાછે પગલે વળું રે, જોતી જોતી રૂપ રે;
ત્યમ ત્યમ હીંડે સાંહાંતા રે, મનડું ઓળખી ભૂપ. એ૦ ૯

જાણું વ્રજ થાયે વેગળું રે, તો નિરખિયે નયણે નાથ રે;
પછે તો ઘરમાં જશે રે, હળધરનો ગ્રહી હાથ. એ૦૧૦

મનનો મનોરથ ઘણુંએ કરૂં રે, પૂરો સુંદર શ્યામ રે;
એક વાર જો દેખિયે રે, ભાલણપ્રભુ શ્રીરામ. એ૦૧૧

## *પદ ૨૯૧ રાગ ધનાશ્રી.

હરિ ગયા દ્વારકાંરે, જે નવ દીઠી ને સુણી;
સાંભળિયે છે સાગરતીરે, નગરી કનક તણી. હરિ૦ ૧

૮ સીઝે-પાર૫ડે ૯ સાંહાંતા, સાંશતા-ધીમેથી. *આ પદ અહિં યોગ્ય નથી.

તેને ઝુંપડાં ક્યમ ગમે, જે પામ્યા રિદ્ધિ ઘણી;
સોળ સહસ્ર રાયની કુંવરી, તેના થયા ધણી. હરિ૦ ૨

ત્યાં વારતા કોયે સંભારે, કહો સખી આપણી;
સાંભળીને હસશે તે નારી, આહીરડાં ભણી. હરિ૦ ૩

દહિં દૂધને કાજે વઢતા, આપણે માંડી ફણી;
ભાલણપ્રભુ રાઘવ સંભારે, કીયા ગુણ ગણી. હરિ૦ ૪

## પદ ૨૯૨ રાગ ગોડી.

ઉદ્ધવજી ત્યાં આવિયા, મથુરાં નગર સુઝારજી;
પ્રાણનાથને જઇ મળ્યા, કહ્યા સમાચારજી. ૧

અતિ આનંદે ત્યાં સહી, પૂછે વૈકુંઠનાથજી;
વ્રજવધૂ કહો શું કરે છે, નંદ જશોદા માતજી. ૨

વળતા ઉદ્ધવ બોલિયા, સાંભળો શારંગપાણિજી;
પ્રેમ શો કહું વ્રજનારીનો, કહ્યો ન જાયે વાણીજી. ૩

ધન્ય વ્રજના ગોવાળિયારે, ધન્ય ગોપી ને ગાયજી;
પ્રેમભક્તિ તે કહી ન જાયે, જીહ્વા એક મુખમાંયજી. ૪

વાસ હોયે તો વ્રજવિષે, જેનો બ્રહ્મા ન જાણે પારજી;
સનકાદિક જાણે નહિ, પ્રેમભક્તિ [1]નિર્ધારજી. ૫

મુજને તમો ત્યાં મોકલ્યો, વ્રજમાં ગયો હું તેહજી;
વ્રજનારીની પ્રીત કહું જો, કહેતાં ન આવે છેહજી. ૬

વચન સાંભળી ઉદ્ધવનાં, હરિ થયા ગદગદ કંઠજી;
વ્રજવાસીને સંભારીને, [2]જલ ચાલ્યાં નયણે ભગવંતજી. ૭

હરિ ઉદ્ધવને કહે, મનતણી આશે એહજી;
સહી કરીને માનજો, એ [3]સમાન મારે નથી કોયજી. ૮

અનેક ભક્ત છે માહરે, ધ્રુવ અમરીષ પ્રહ્લાદજી;
એક કલા આવે નહિ, વ્રજવાસી જેવા દાસજી. ૯

---

૪ ફણી-(સં-ફણા) ફણ. ૧ પ્ર-૨ વિસ્તારજી. ૨ પ્ર-૨ નયણે જલ ચાલ્યાં ગંઠજી. ૩ પ્ર-૨ વ્રજવાસી સમો નહિ કોયજી.

વચન સુણી શ્રીકૃષ્ણનાં, ઉદ્ધવ ગદગદ [1]ગાત્રજી;
વ્રજમાંહે તૃણ થઇ અવતરૂં તો, મારૂં ભાગ્ય મહાપાત્રજી. ૧૦

એવે પ્રભુને સાંભરી, કુબ્જા પોતાની દાસજી;
ભાલણપ્રભુ રઘુનાથ કહે છે, જઇયે તેને પાસજી. ૧૧

### પદ ૨૯૩ રાગ ગોડી.

ઉદ્ધવને શ્રીકૃષ્ણ આવ્યા, કુબ્જાને ત્યાં ઘેરજી;
શીઘ્ર વહીને આવિયા, જાણી દાસીની પેર. પ્રભુજી આવિયા. ૧

કુબ્જાએ ત્યાં જાણિયું, આવે છે વિશ્વવ્યાપજી;
અતિ આદરશું સામી ચાલી, સામગ્રી લઇ આપ. પ્ર૦ ૨

અર્ઘ્યપાદ્ય પૂજા કીધી, આપ્યું શુભ આસનજી;
તે સ્તુતિ કરે ત્યાં રહી, ભાગ્ય મારૂં ધન્ય. પ્ર૦ ૩

શીઘ્ર કરીને તપ્ત જલ ત્યાં, મૂકાવ્યાં તેણી વારજી;
સુગંધ તેલ અણાવિયાં, મર્દન કરે છે નાર. પ્ર૦ ૪

પાટ બેસણે માંડિયો, ના'વા લાવી નીરજી;
મજ્જન કરીને ઉઠિયા, પોતે શ્યામશરીર. પ્ર૦ ૫

પવિત્ર વસ્ત્રે અંગ લૂછ્યાં, પીતાંબર પરિધાનજી;
આસન જઇને હરજી બેઠા, મંદિરમાં શુભ સ્થાન. પ્ર૦ ૬

ઉદ્ધવ પાસે ત્યાં સહી, બેઠા જુગજીવનજી;
ભોજન નાનાવિધ તણાં, ભાવે પ્રાશ્યાં અન્ન. પ્ર૦ ૭

આરોગીને ઉઠિયા, આવ્યા શય્યા સ્થાનજી,
અનેક રચના જોઇ તે તણી, હરખ્યા શ્રીભગવાન. પ્ર૦ ૮

મણિમય ચીની ચોરસાં, સ્ફાટિક મણિની ભોમજી;
મંદિર શોભે અતિઘણું, પરવાળીના સ્તંભ. પ્ર૦ ૯

તોરણ મુક્તાફળતણાં, ચોપાસા ત્યાં ઢળકેજી;
દીપકજ્યોતિ રત્નતણી, સહી મંદિર માંહે ઝળકે. પ્ર૦ ૧૦

---

૧ પ્ર–૨ કંઠજી. ૧૦ ગદગદ ગાત્ર–કંપતા શરીરવાળા. ૪ તપ્ત–તપાવેલું. ૫ પાટ–પાટલો. બેસણે–આસનમાં. ૬ પરિધાન–વસ્ત્ર. ૭ પ્રાશ્યાં–પ્રાશન કર્યાં, ખાધાં. ૯ ચીની–ચીનાઇ. (ચીન દેશમાં બનેલાં.) પરવાળી–પ્રવાલ.

આચ્છાદન ત્યાં અતિ ઘણાં, ભોમ વિષે પાથરિયાંજી;
શય્યાસ્થલ સોહામણો, પ્રભુજી ત્યાં સાંચરિયા. પ્ર૦ ૧૧

અગર લોબાન ઉખેવિયાં, સુગંધ કેરો રેલજી;
ચોવા ચંદન છાંટણાં, પુષ્પ પાથરિયાં ઢોલ. પ્ર૦ ૧૨

ઉદ્ધવજી એકાંત બેઠા, પ્રભુજી આસન આવ્યાજી;
હવે દાસી કંસતણી જે, તેના મનમાં ભાવ્યા. પ્ર૦ ૧૩

હવે કુબ્જાના મનમાંહે આવ્યું, અંગ સમારે એહજી;
ભાલણપ્રભુને ભેટ કરૂં તો, પુનરપિ નહિ દેહ. પ્ર૦ ૧૪

## પદ ૨૯૪ રાગ સામેરી.

કુબ્જા કરે મજ્જન, ઉગટણું કરે તન;
હર્ષ તે હૈયે ન માંય, જાણે ભેટું વૈકુંઠરાય. ૧

### ઢાળ.

વૈકુંઠરાયને ભેટિયે, જેને બ્રહ્માદિક જાણે નહિ;
મુજ દીન ઉપર દયા કરીને, કરૂણાનિધિ આવ્યા અહિં. ૨

વસ્ત્ર અંગે પહેરિયાં ને, બાવનાચંદન લેપજી;
શૃંગાર સર્વે સારિયા, જાણે કમલા લક્ષ્મી તેહજી. ૩

નવ યોવન નારી થઇને, ભેટવા ચરણ મુકુંદ હો;
શીઘ્ર થઇને શેજે આવી, જ્યાં પોઢયા પરમાનંદ હો. ૪

વાયુ વિંજન કરે ઉભી, પ્રભુની દાસી થઇ;
પાગ હરિના તલાંસે ને, ઉલટ ત્યાં માયે નહિ. ૫

હાસ્ય કીધું સામલે, અને કર ત્યાં કંઠે ધરી;
અનેક રમત ત્યાં રમ્યા, કુબ્જા સાથે શ્રીહરિ. ૬

જેને બ્રહ્માદિક પામે નહિ, અને ઇંદ્રાદિક ત્યાં દેવતા;
શંકર તેનો પાર ન લહે, નિશદિન તેને સેવતા. ૭

---

૧૨ ઉખેવિયાં-(સં. ઉપ) બાળ્યાં. ઢોલ-ઢોલિયો, પલંગ. ૧ ઉગટણું-ઉજળું, સાફ કરવું. ૩ બાવના ચંદન-એક જાતની સુખડ. શૃંગાર-શણગાર. સારિયા-પહેર્યાં, શણગાર્યાં. ૫ વિંજન-પંખો કરવો.

જે કુબ્જાએ વિહાર કીધો, પ્રભુને કરી આપણા;
ભાલણપ્રભુ રઘુનાથજીને, કીધા ભાવતા મનતણા. ૮

### પદ ૨૯૫ રાગ સામેરી.

આનંદ્યા પ્રભુ એહ, માગ કહું વર તેહ;
જે ઇચ્છા મનમાં હોય, હરિ કહે આપું સોય. ૧

### ઢાળ.

સોય આપું તુજને, જે ઇચ્છા મનમાંહે કરે;
આજ હું સંતુષ્ટ થયો, માગ તુજ મન અતિ ઠરે. ૨

વળતી કુબ્જા એમ વદે, સ્વામી શું માગું હવે;
જે માગ્યું તે આપ્યું અમને, ઇચ્છા મનમાં સંભવે. ૩

એહ માગું પ્રભુ કને, નિશદિન રહો મુજ સાથ હો;
એક ક્ષણ અલગા નહિ, મારે હૃદેથી યદુનાથ હો. ૪

વચન કુબ્જાનાં સુણીને, પ્રભુ ત્યાંથી સાંચર્યા;
ભાલણપ્રભુ રઘુનાથને, દાસ પોતાના સાંભર્યા. ૫

### પદ ૨૯૬ રાગ મારૂ.

શ્રીકૃષ્ણ ને ઉદ્ધવ એહરે, મનમાં વિમાસે તેહરે. ૧

ઉદ્ધવનો ઝાલી હાથ રે, ઇમ કહે વૈકુંઠનાથરે. ૨

કુબ્જાને કહે વાણી રે, અક્રૂર ભકત કહે જાણી રે. ૩

કાકાજીને મળવા કોડ રે, પછે ચાલ્યા શ્રીરણછોડ રે. ૪

પૂર્વે વચન આપ્યું રઘુનાથ રે, તે સત્યજ કરવી વાત રે. ૫

એવું જાણી કરવા કામ રે, અક્રૂર ઘેર આવ્યા શ્રીરામ રે. ૬

અક્રૂરે જાણી આપ રે, હરિ આવ્યા હરવા તાપ રે. ૭

સામા આવ્યા વૈકુંઠરાય રે, અક્રૂર ઉઠીને જાય રે. ૮

અર્ઘ પાદ્ય પૂજા જેહ રે, હરિની કીધી તેહ રે. ૯

આસન બેસાર્યા શ્રીરામ રે, ભાલણપ્રભુ પૂર્ણકામ રે. ૧૦

---

૩. સંભવે-( સં. સમ્-ભૂ ) થાય. શ્રીરામ-શ્રીકૃષ્ણ. કવિ પોતાની, રામ વિષે રહેલી એકનિષ્ઠ ભક્તિથી જુએ છે.

## પદ ૨૯૭ રાગ ધનાશ્રી.

આસન પ્રભુ બેસારિયા, કૃષ્ણ ને ઉદ્ધવ બેઉ રે.
અક્રૂર ઉભા ત્યાં રહ્યા, સ્તુતિ કરે છે જેહ રે. ૧

પ્રભુ તમે ભલે પધારિયા, ભાગ્ય મારૂં સ્વામ રે;
તાપસ કો પામે નહિ, દર્શન વાંચ્છે રામ રે. ૨

આદિ અંતે તું સહી રે, મધ્યે તું કહેવાય રે;
અંતે તું વિના ા નહિ રે, વિશ્વંભર તું રાય રે. ૩

બ્રહ્માદિક તે તું હી રે, રુદ્રાદિક તારો દેહ રે;
જલ સ્થલ જંગ તું સહી રે, સર્વ જીવંજીવાડણ એહ રે. ૪

યજ્ઞસ્વરૂપ તે તું સહી રે, વાયુરૂપ કહેવાય રે;
અગ્નિરૂપ ત્યાં દેવતા રે, તારા નિર્મ્યા રાય રે. ૫

પુરાણ સર્વ ત્યાં તાહરાં રે, મંત્ર બીજા અનેક રે;
તું વિના દેખું નહિ રે, તું આદિ અવિગત એક રે. ૬

તું જે સ્વામી અવતર્યો રે, કરવા ભકતનાં કાજ રે;
કંસાદિકને મારવા રે, રાખવા ભકતની લાજ રે. ૭

સ્તુતિ અક્રૂરની સાંભળી રે, બોલ્યા શ્રીજુગદીશ રે;
કાકાજી અમો તમારા છું, એમ કહે છે ઇશ રે. ૮

તમો વૃદ્ધજ માહરે રે, હવે કરવું એકજ કાજ રે;
હસ્તિનાપુર જાવું સહી રે, કોઇ કુંતા કને ત્યાં આજ રે. ૯

પાંડવ મારા છે સહી રે, પણ અંધ કરે છે ભેદ રે;
દુર્યોધન પ્રત્યે નથી ચાલતું રે, તે નાના છે વેદ રે. ૧૦

તે માટે જોઇ આવિયે રે, કોઇ કુંતાની શુદ્ધ રે;
ભાલણપ્રભુએ મોકલ્યા રે, પાંડવની કરવા વિદ્ધ રે. ૧૧

---

૪ જીવાડણ–જીવાડનાર. ૬ અવિગત–( સં, અ–વિ–ગમ્ ) અખંડિત, તેજોમય.
૧૦ નાના–વિવિધ પ્રકારના. વેદ–નિશ્ચે. ૧૧ શુદ્ધ–ભાળ, ખબર. વિદ્ધ–(સં. વિધિ) કામ.

## પદ ૨૯૮ રાગ સામેરી.

અધ્યાય અડતાલીશ જેહ, શુકદેવ કહે છે તેહ;
સાંભળ નૃપતિ વિખ્યાત, અક્રૂરની કહું વાત. ૧

### ઢાળ.

વાત કહું અક્રૂરની, રથ મગાવ્યો બળવંત;
રથે બેસી સાંચર્યા, મન સમરી શ્રીભગવંત. ૨

નગરમાંહે આવિયા, રાજસભા જ્યાં છે સહી;
દ્વાર રહીને કહાવિયું, અક્રૂરજી આવ્યા ત્યાં સહી. ૩

દ્વારપાળે જઇ કહ્યું જે, કાકો કૃષ્ણનો આવિયો;
કુંતાજી આનંદ પામ્યાં, પાંડવને મન ભાવિયો. ૪

ધૃતરાષ્ટ્રને વિદુર ભેટ્યા, દુર્યોધન વિખ્યાત હો;
શતભ્રાત બીજા ભેટિયા, પૂછી કુશલતાની વાત હો. ૫

ભીષ્મ આદે દ્રોણ ભેટ્યા, કૃપાચાર્ય જેહ હો;
સર્વને ત્યાં કુશળ પૂછી, આસન બેઠા તેહ હો. ૬

સભાવિષે બેઠા પછી, નષ્ટચર્યા જોયે સહી.
કોણ હિત પાંડવને ઇચ્છે, સર્વ તે જોયું સહી. ૭

ધૃતરાષ્ટ્ર અક્રૂરને પૂછે, કયમ આવ્યા શે કાજ હો;
શે કારજ ત્યાં આવિયા, તે કહો મુજને આજ હો. ૮

અક્રૂર વળતા એમ વદે હું, મોકલ્યો ત્યાં શ્રીકૃષ્ણ હો;
ભાલણપ્રભુએ આપ્ત જાણી, પાંડવનું કરવા વૃષ્ટ હો. ૯

## પદ ૨૯૯ રાગ સામેરી.

અક્રૂર ઉઠી આપ, મિટવા તનનો તાપ;
કુંતાજી કને જાયે, કૃષ્ણ કૃષ્ણ કહેતા ધાયે. ૧

### ઢાળ.

ધાય કહેતાં કૃષ્ણજી, કુંતા કને આવ્યા જ્યાંહાં;
મળી મંદિર પધરાવ્યા, કુંતાજી ભેટ્યાં ત્યાંહાં. ૨

---

૭ નષ્ટચર્યા–નીચ આચરણ. ૯ વૃષ્ટ–( સં. વૃષ્ ) ઉન્નતિ.

કુંતાજી હૃદમાંએ ચાંપ્યો, ભ્રાત પોતાનો સહી;
ગદગદ કંઠે વારતા તે, દુઃખની સઘલી કહી.
વિદુરે ત્યાં પાસે થકાં, અવગુણ કૌરવના કહ્યા;
તે સાંભળી અક્રૂર સર્વે, પોતે ત્યાં મનમાં ગ્રહ્યા. ૪
કુંતાજી ત્યાં બોલિયાં, તું સાંભળ મારા ભ્રાત હો;
આજ મારે કો નથી, એક વિના શ્રીયદુનાથ હો. ૫
ભત્રિજો મારો સહી, એ કૃષ્ણ નામ ઉદાર હો;
તો તમો જોવા મોકલ્યા છો, લેવા શુદ્ધ આણે ઠાર હો. ૬
પુત્ર પાંચેને સહી, દુખ દે છે દુર્યોધન હો;
વિષમોદક દીધા ભીમને, સર્પ લગાડયા રાજન હો. ૭
અરે બાલક માહરા તે, નોધારા કહેવાય હો;
આધાર કો દેતો નથી તે, દુખે પ્રજળે કાય હો. ૮
તમો ભલે જોવા આવિયા, એટલો છે મારો ઠામ હો;
એ વિના કોણ શુદ્ધ જોયે, મારી ભાલણપ્રભુ શ્રીરામ હો. ૯

### પદ ૩૦૦ રાગ સામેરી.

પૂછે કુંતા માત, અક્રૂર કહો મને વાત;
તાતનાં સ્વજન જેહ, શું કરે છે તેહ. ૧

### ઢાળ.

શું કરે છે સ્વજન મારૂં, ભત્રીજા ભાઇ બેનને;
અનાથને ત્યાં સંભારીને, મોકલ્યા છો અમકને. ૨
આવ્યા તો ભલે આવિયા, પણ અંધ બેઠો છે જયાંહાં;
શીખામણ ત્યાં દેતા જાઓ, જે દુખ ન દે અમને આંહાં. ૩
અક્રૂર વળતા ઉઠિયા, માતા રખે દુખ તમે ધરો;
જઇને કહુંછું અંધને, હું વાત વેગે ત્યાં સરો. ૪
એ ભત્રીજા સુત અંતર કરે છે, પટંતરો ત્યાં જેટલો;
તેટલો એ નવ ટળે, જે દેને કીધો એટલો. ૫

---

૭ વિષમોદક—ઝેરવાળા લાડુ. ૮ નોધારા—આધાર વિનાના. પદ ૩૦૦—૪ સરો—( સં. સૃ—સર્ ) સર્યો—ચાલ્યો.

અક્રૂર વેગે આવિયા, અંધ બેઠા ( છે ) જ્યાંહાં;
કહેવા લાગ્યા રાયને, ક્રોધ કરીને મનમાંહાં. ૬

રાજ્ય પહેલું પાંડુનું, હવે છત્રધારી તું હવો;
પુત્રની પેરે પાળો એને, ભેદ મનમાં નાણવો. ૭

આ ભીષ્મ દ્રોણ ને કૃપાચાર્ય, અશ્વત્થામા છે સહી;
વૃદ્ધ સઘલા બેઠા છે પણ, દયા સહુની ક્યાં ગઈ. ૮

અરે પાંડુ મરણજ પામિયા, શું તમારે મરવું નથી;
અન્યાએ ત્યાં નહિ તિષ્ટે, અમો કહું તમને કથી. ૯

જો ધર્મ કાંઇ ચિંતવો, તો અંતર કાંઇ નવ કરો;
બાલણપ્રભુ રઘુનાથજી, તે અવતર્યો આંહાં સરો. ૧૦

## પદ ૩૦૧ રાગ*

અંધ વલતો બોલિયો, તમો સાંભળો અક્રૂર આજ હો;
તમો કહ્યું તે સત્ય સહી, તેમાં અંતર નહિ મહારાજ હો. ૧

હું જ્ઞાન જાણું છું સહી, અવતરિયા શ્રીરામ હો;
દેહ ધરીને કૃષ્ણજી, ફેડવા દુષ્ટનો ઠામ હો. ૨

કહ્યું ન માને તે સહી, પાપી દુર્યોધન રે;
દુષ્ટની વાતે સાંચરે, કર્ણ શકુનિ દુઃશાસન રે. ૩

તે માટે કહેજો કૃષ્ણને, મારો નથી કાંઇ વાંક રે;
બાલણપ્રભુ તમો જાણજો, પુત્ર આગળ હું રાંક રે. ૪

## પદ ૩૦૨ રાગ ગોડી.

અક્રૂર વેગે ચાલિયા, મથુરાં નગર સુઠાર રે;
રથ એવો હકારિયો, ક્ષણુ ન લાગી વાર રે. ૧

વૈકુંઠપતિ ત્યાં ભેટિયા, અક્રૂરને દીધું માન રે;
કુંતાજી ત્યાં શું કહે છે, વળી અંધ રાજાન રે. ૨

વલતા અક્રૂર એમ કહે, સાંભળો એ જગદીશ રે;
કુંતાજી અતિ દુખ ધરે છે, શું કહું તે ઇશ રે. ૩

૭ છત્રધારી-છત્રવાળો. ૯ તિષ્ટે-( સં. સ્થા=તિષ્ટ્ ) રહે. *રાગનું નામ નથી.

કુંતાએ ઘણું કહાવ્યું છે, સાંભળો વૈકુંઠનાથ રે;
તમ વિના કોયે નહિ જો, સાહે મારો હાથ રે. ૪
વળી ત્યાં એમ કહાવ્યું છે, દુખસાગર પડ્યાં અનાથ રે;
કૌરવ રૂપી સમુદ્રમાંથી, તારજો શ્રીયદુનાથ રે. ૫
દુખ પામીને એમ કહ્યું, હું જાણું છું એહ રે;
પાંડવ સદાએ માહરા છે, ભાલણપ્રભુ કહે તેહ રે. ૬

## પદ ૩૦૩ રાગ ગોડી.

અધ્યાય પચાશમે સહી રે, કથા તણો પ્રસંગ રે;
શ્રીકૃષ્ણ મથુરામાં રહ્યા રે, કરી કંસનો ભંગ રે. ૧
હવે હાહાકાર થયો સહી રે, મથુરાં નગર મુઝાર રે;
સ્રી ત્યાં બે જે કંસની રે, અશ્રુપાત કરી ધાર રે. ૨
ભોગ તે સર્વ વર્જિયા રે, દૈવે શું કીધું એહ રે;
દુખ જાણીને રડે ઘણું રે, નાથ સંભારી તેહ રે. ૩
રોયે ટીટાડીની પેર સહી રે, કોય ન દે આધાર રે;
વૈકુંઠપતિ જ્યાં કોપિયા રે, તો ક્યાંથી પામે પાર રે. ૪
રોતાં વનિતા એમ કહે રે, કોણ કરતાં ભોગ રે;
પીયુ જતાં સર્વે ટળ્યો રે, શું દૈવે સરજ્યો યોગ રે. ૫
અનેક લાડ લડાવિયાં રે, કંસ અમારો નાથ રે;
વૈભવ સઘલો ક્યાં ગયો રે, કાંઇ ન આવે હાથ રે. ૬
હવે શરણ કોને તે અહિં સહી રે, રહિયે આપણ નાર રે;
જઇ પિતાને ભાખિયે રે, કંસ માર્યો દેવ મુરાર રે. ૭
દુખ ભાંજે તે ત્યાં સહી રે, જે થકી ઉપન્યું તન રે;
એવું કહીને નિસર્યાં રે, કહેવા તેણે દન રે. ૮
દુઃખ ધરે ત્યાં અતિ ઘણું રે, આવ્યાં નગર મુઝાર રે;
જેને દાસી અતિ ગણી રે, તે સાથે નહી નાર રે. ૯
એકલાં આવ્યાં પિતા કને રે, ગૃહ વિષે ત્યાં તેહ રે;
જરાસંધ બેઠા જ્યાંહાં રે, રોતી આવી બેહ રે. ૧૦

તાતે દીઠી આવતી રે, શ્રથલ થયા ત્યાં કેશ રે;
વિધવા દેખી પામિયો રે, જેને તાપે ધ્રૂજે [1]શીશ રે. ૧૧
હવે ગદગદ કંઠે ઉચ્ચરે રે, સુણો જરાસંધ તાત રે;
તુજ સરખો શિર માહરે રે, તો દુખની શી કહું વાત રે. ૧૨
નાથ અમારો મારિયો રે, ગોવાળિયો કહાન એહ રે;
ગાય ચારી જેણે નંદની રે, કહેતાં નાવે છેહ રે. ૧૩
રાજ્ય આપ્યું ઉગ્રસેનને રે, અમો કાઢયાં બહાર રે;
અનાથની પેરે આવિયાં રે, તમારા ગૃહમુઝાર રે. ૧૪
હવે ગૃહવિષે જે નારી છે રે, સહુ રૂદન કરે છે તેહ રે;
સહુએ દુઃખ આણે ઘણું રે, વકાર્યો જરાસંધ જેહ રે. ૧૫
આસનથી બેઠો થયો રે, પુત્રીનું દુઃખ અપાર રે;
વૈશ્વાનર દેહમાં પોખિયો રે, ઉઠી ક્રોધની જ્વાળ રે. ૧૬
હવે પ્રધાન પોતે તેડિયા રે, સેનાપતિ ત્યાં જેહ રે;
દલ મેળો વેગે કરી રે, પડો વજડાવો તેહ રે. ૧૭
તેવીસ ક્ષૌહિણી દલ મેળિયું રે, ગજ રથનો નહિ પાર રે;
ધ્વજા પતાકા સજ કરી રે, ચાલ્યા મહાઝુઝાર રે. ૧૮
પ્રતિજ્ઞા તે ત્યાં કરે રે, મારૂં ત્યાં પાપિષ્ટ રે;
ગાયચારણું ગોવાળિયો રે, રખે નાસી જાતો [2]નષ્ટ રે. ૧૯
છાના જઇ વીંટો પુરી રે, એકલો ઝાલજો કહાન રે;
કંસ જેણે મારિયો રે, તો ફેડો એનો ઠામ રે. ૨૦
હવે એમ કહીને નિસર્યા રે, વાજાં વાગ્યાં છત્રીશ રે;
જરાસંધ જાણે નહિ રે, જે પ્રગટયા છે જગદીશ રે. ૨૧
[3]બલભર આવ્યો પાપિયો રે, વીંટયું નગર તે ઠાર રે;
માર માર સહુ કો કરે રે, ક્યાં ગયો દેવ મુરાર રે. ૨૨

---

૧ પ્ર–ર શરીર રે. ૨ પ્ર–ર દુષ્ટ. ૩ પ્ર–ર બલભદ્ર. ૧૧ શ્રથલ–(સં–શિથિલ) ઢીલા. ૧૩ છેહ–છેડો. ૧૫ વકાર્યો–ઉશ્કેર્યો. ૧૬ વૈશ્વાનર–અગ્નિ. પોખિયો–પુષ્ટ કર્યો, વૃદ્ધિ પમાડયો. ૧૭ મેળો–(સં–મિલ) મેળવો, એકઠું કરો. ૧૮ ક્ષૌહિણી–(સં–અક્ષૌહિણી–૧૦૯૩૫૦ પાયદળ, ૬૫૬૧૦ ઘોડા, ૨૬૮૩૦ રથ અને ૨૧૮૭૦ હાથી મળી ૨૧૩૬૬૦ સૈનિકોના બનેલા લશ્કરને અક્ષૌહિણી કહે છે. ) મહાઝુઝાર–મોટા યોદ્ધા. ૧૯ નષ્ટ–નીચ. બલભર–બલથી ભરેલા.

નગરલોક જાણે નહિ રે, કોલાહલ શો એહ રે;
પ્રભુ પોઢયા નિરાંતમાં રે, જાણુ કીધું સેવક તેહ રે. ૨૩
બે બાલક બેઠા થયા રે, આવ્યો દુષ્ટ જાણી રામ રે;
ભાલણપ્રભુ જે અવતર્યા રે, ભક્તનાં કરવા કામ રે. ૨૪

## પદ ૩૦૪ રાગ સામેરી.

હવે વૈકુંઠ કેરો નાથ રે, મનમાં જાણી વાત રે;
નગર વીંટિયું જેહ, દલ ફરી વળ્યું તેહ. ૧

### ઢાળ.

દલ ફરી વળ્યું તે સહીને, નગર આખે તે આંહાં;
જાવા કો પામે નહિ, પ્રભુ વિચારે છે ત્યાંહાં. ૨
પ્રભુજીએ વિચાર કીધો, મારૂં પાપીને અહીં;
પણ હવડાં મારવો એ નથી, આગળ કામ ઘણું સહી. ૩
ભૂમિભાર કયમ ઉતરે, જો એકલો એને મારિયે;
સર્વ સેના લાવ્યા પછી, એને ત્યાં સંધારિયે. ૪
વિચારી હરિ બહાર આવ્યા, યુદ્ધ કરવા કારણે;
આકાશમાં અવલોકિયે, જેનું ચિત્ત છે ધારણે. ૫
જોતા વિષે રથ બેહ આવ્યા, શોભા તેની શી ગણું;
તેજ સન્મુખ જોઇ ન શકે, એક જીહ્વાએ શું ભણું. ૬
આયુધ સઘલાં મધ્ય છે, ધનુષ્ય ને ત્યાં બાણુ હો;
સારથિ લાવી ત્યાં રહ્યા, પ્રભુને કરી પ્રણામ હો. ૭
એક રથે શ્રીકૃષ્ણ બેઠા, બીજે બલભદ્ર ભ્રાત હો;
વેગે કરિને આવિયા, ભાલણપ્રભુ રઘુનાથ હો. ૮

## પદ ૩૦૫ રાગ સામેરી.

નગર વિષેથી આવ્યા, સહુ કોને મન ભાવ્યા;
જાણે ઉદયો આદિત્ય કોડ, આવ્યા શ્રી રણછોડ. ૧

### ઢાળ.

રણછોડ આવ્યા રણ વિષે, ને નગરનારી જેહ હો;
યોદ્ધ સઘળા વિમાસે છે, જે શું થાશે એહ હો. ૨

સર્વ કો અતિ દુઃખ આણે, જાતા દેખી નાથને;
સહુ કહે એ શું રે કરશે, એકલા બહુ સાથને. ૩

પ્રભુ વહીને આવિયા, સન્નાહ આયુધ કર ધરે;
યોદ્ધ સઘલે કાલ દીઠો, જાણે ગ્રસવા આવ્યા આંહાં સરે. ૪

આવિયા રણ પેર કીધી, પાંચજન્ય પૂર્યો હરિ;
નાદ સુણી અરિ સર્વની, દેહ કાંપી ત્યાં સરી. ૫

નાદ એવો પૂરિયો, બ્રહ્માંડમાં વ્યાપી રહ્યો;
ભેદ કો જાણે નહીં જે, રિપુ હણવા તત્પર થયો. ૬

કોને કરથી આયુધ પડિયાં, કો રથથકી પડ્યા તહિં;
કો અશ્વથી અડવડ્યા, નાદે થકા પડ્યા સહી. ૭

ગજ સન્મુખ જે હતા, પરામુખ ત્યાં તે થયા;
ચિત્કાર કરતા પાછા નાઠા, કોણે ભેદ તે નવ લહ્યા. ૮

પાળા સઘલા પાછા પડિયા, નાદ સુણીને તે સહી;
ભાલણપ્રભુ રઘુનાથજીનો, પ્રતાપ કો જાણે નહિ. ૯

પદ ૩૦૬. રાગ સામેરી.

ખળભળી સેનારે અપાર, જરાસંધ ત્યાં તેણે ઠાર;
કોણે ન જાણ્યો ભેદ, જે હરિ આવ્યા વેદ. ૧

ઢાળ.

આવીને ઉભા રહ્યા હરિ, જરાસંધ છે જ્યાંહાં;
રાય-યોધા પહરા ઠેલી, પોતે વહી આવ્યા ત્યાંહાં. ૨

દીઠા પ્રભુજી સજ થયા, પાપી બોલ્યો બોલ;
તુજ સાથે હું યુદ્ધ કરવા, નહી આહીર તોલ. ૩

તમો આહીર અમો રાજા, તું સાથે હું નહીં ભડું;
અમારે સમતુલ્ય આવે, તો ત્યાં સામો જઇ વઢું. ૪

યુદ્ધ જો તમશું કરૂં તો, ખોડ લાગે અમને;
હાસ્ય સહુ કો કરે ક્ષત્રિ, એ આશંકા તમને ? ૫

સરખે સરખા જ્યાંહાં હોયે, તેહ ઉપર દલ ચઢે;
તું આહીર સાથે યુદ્ધ કરતાં, કલા ત્યાં મારી પડે. ૬

અલ્યા અમો ક્ષત્રિ આહીર તું, ક્યાં થકી સમજોડ;
તું સામા રહી યુદ્ધ કરિયે, અમને લાગે ખોડ. ૭

હરિ ત્યારે હસી બોલ્યા, તો યુદ્ધ કોણશું કરશો;
પુરુષાર્થ દેખાડ ક્ષત્રિ, મુ સામું જોતાં મરશો. ૮

ત્યારે જરાસંધ બોલિયો, બલભદ્ર તારો ભ્રાત હો;
તેશું અમો ત્યાં યુદ્ધ કરશું, મારૂં ત્યાં વિખ્યાત હો. ૯

એવું કહેતાં આજ્ઞા આપી, કૃષ્ણે ત્યાં બલદેવને;
કહે પાપીને નાશ કરો, એ આવે છે ત્યાં તમકને. ૧૦

હવે જરાસંધ સૈન્ય, પોતાતણું પાછું કરી;
વેગે કરીને આવિયો તે, યોદ્ધ જ્યાં છે શ્રીહરિ. ૧૧

શ્રીકૃષ્ણજીએ મન વિમાસી, શારંગ ધનુષ્યજ કર ગ્રહ્યું;
ભાથામાંહેથી બાણ કાઢયું, તેજ નવ જાયે સહ્યું. ૧૨

કોપ કરી ત્રૈલોક્યપતિ તે, મૂકિયું સેના ભણી;
તેણે કરીને સર્વ સેના, વ્યાકુલતા પામી ઘણી. ૧૩

એકે બાણે કરી હરિએ, સંધાર ત્યાં કીધો સહી;
પણ તેનો વિસ્તાર કહું, રાજાને ઋષિ કહે તહીં. ૧૪

બાણને તેજે કરીને, પણ સર્વે યોધ હો;
ભાલણપ્રભુ રઘુનાથનો, મહિમા ન જાણે વેદ હો. ૧૫

## પદ ૩૦૭ રાગ વેરાડી.

શુકદેવજી કહે છે રાયને રે, સુણિયે પરીક્ષિત એહ રે;
પ્રભુને બાણે કરીને રે, પડિયા યોધા તેહ રે. ૧

---

૫ આશંકા—સંદેહ. ૬ કલા—તેજ. પડે—નષ્ટ થાય. ૮ મુ—મુજ. ૧૨ શારંગ—(સં—શાર્ઙ્ગ) કૃષ્ણના ધનુષનું નામ. ૧૪ સંધાર—(સં—સંહાર) નાશ.

તેવીસ ક્ષૌહિણી સાથે લઇ રે, કોના છેદ્યા કર્ણ રે;
કોની છેદી નાસિકા રે, કર છેદ્યા અશરણશરણ રે. ૨

કોના પાગજછોદયા રે, કોની કટિ કહેવાય રે;
કોનાં મસ્તક કાપિયાં રે, હાહાકાર તે થાય રે. ૩

રુધિરનદી ચાલે સહી રે, રુદ્રાણી અનેક રે;
શોભા શી કહું તેહની રે, મુજ મુખે રસના એક રે. ૪

ગજ પડ્યા પર્વત જશા રે, રથ ભાગ્યા ત્યાં જેહ રે;
જાણે નાવજ મૂકિયાં રે, પાપીને ઉતારવા તેહ રે. ૫

અશ્વ ઝીલે માંહે પડ્યા રે, લાગ્યાં છે જેને બાણ રે;
શબ તો વહ્યાં જાયે સહી રે, જેને વિમુખ થયા શારંગપાણ રે. ૬

જાલ જાણે સેના થઇ રે, કેશ થયાં [1]શેવાલ રે;
દંત પડ્યા ઝબકે જશા રે, દપદ પડ્યા તેણે કાલ રે. ૭

આયુધ જેહનાં પડ્યાં રે, જાણે ચલકે મીન રે;
એવી શોભા થઇ નદી રે, જ્યારે કોપ્યા ભક્તાધીન રે. ૮

હવે ઉગરતા ત્યાં જે રહ્યા રે, હળધરે હળ લીધું હાથ રે;
પાપી સર્વ સંધારિયારે, ભાલણપ્રભુ રઘુનાથ રે. ૯

## પદ ૩૦૮ રાગ વેરાડી.

પાપી સર્વે મારિયારે, સ્વામી શ્રીભગવાન રે;
ક્ષૌહિણી તેવીશમાં સહી રે, ન રહ્યા તેણે સ્થાન રે. ૧

આદિ પુરૂષ ત્યાં એ સહી રે, કર્તા હર્તા જેહ જી;
જરાસંધતું શું ગજું રે, જેણે વિશ્વ નિપાવ્યું એહ જી. ૨

કટક ભાગ્યું જરાસંધતું રે, એકલો રહ્યો ભૂપાલ રે:
જ્ઞાન વિચારી જોઇયું રે, હું ગ્રસ્યો એણે કાલ રે. ૩

---

૧ પ્ર. ૧ દેવાલ રે. પદ ૩૦૭-૪ રુદ્રાણી-રૂધિરપાન કરનારી દેવી. ૬ ઝીલે-ડબકાં ખાય. -દાય. વિમુખ-અવળા, સામા. ૨ નિપાવ્યું-નિપજાવ્યું.

પેર જોઇ પોતે નાસતો રે, હલધરે દીઠો તેહ રે;
ક્ષણુ એક માંહે જઇ ગ્રહ્યો રે, પાપીનો ત્યાં દેહ રે. ૪

બાંધીને મારે જેટલે રે, આવ્યા વૈકુંઠનાથ રે;
મૂકો મૂકો ત્યાં કહે સહી રે, ભ્રાતનો ઝાલ્યો હાથ રે. ૫

કૃષ્ણુ કહે છે સમે વિના રે, મારવાનું નથી કામ રે;
આગળ દૈત્ય સંધારવારે, એ મોટી છે હામ રે. ૬

એવું કહી મૂકાવિયો રે, સ્વામી વૈકુંઠનાથ રે;
પાપી ત્યાંથી નાસતો રે, ઘસતો બેહુએ હાથ રે. ૭

દુઃખ આણતો તે અતિ ઘણું રે, કરતો તેહ રૂદન રે;
શાલવને કહે રાયજી રે, એ શું થયું રાજન રે. ૮

ઉપરાઠું દૈવ કાં થયું રે, ગોવાળિયો કોણુ જાત રે;
ભરવાડે હરાવિયા રે, તો ધિક મારી ખ્યાત રે. ૯

યાદવ કાંઇ હતા નહી રે, થોડું સૈન્ય ત્યાં એહ રે;
તેવીસ ક્ષોહિણી પ્રાજે કરી રે, દૈવ વાંકું ત્યાં તેહ રે. ૧૦

શાલવ કહે મહારાજને રે, દુખ મ ધરશો તાપ રે;
એક સમો એવો આવશે રે, એને જીતશો આપ રે. ૧૧

દુઃખ પડે ત્યારે સહી રે, જો ધીરજ મૂકિયે રાય રે;
તો સુખ કહિંયે ન પામિયે રે, ક્ષણુ ક્ષણુ દુખિયો થાય રે. ૧૨

તે માટે ચાલો ત્યાં જઇયે રે, માગધ દેશ ત્યાં જેહ રે;
સામગ્રી ત્યાં કીજિયે રે, વળી યુદ્ધની ત્યાં એહ રે. ૧૩

આસના વાસના તેને કરી રે, લઇને ચાલ્યા રાય રે;
દુખ ધરતો ત્યાં આવિયો રે, કેમે શાંત ન થાય રે. ૧૪

હવે કૃષ્ણુ ને રામજી રે, પણુ આવ્યા નગરમુઝાર રે;
જય જયકાર ત્યાં થયો રે, વળી મંગલ ગાયે નાર રે. ૧૫

અતિ હર્ષ તે સહુ પામિયું રે, ઉગ્રસેન વસુદેવ રે;
જરાસંધને જીતી આવિયા રે, વાર ન લાગી ખેવ રે. ૧૬

---

૯ ઉફરાટું-ઉંચું, ૧૦ પ્રાજે-( સં-પરાજય ) હાર.

હવે જરાસંધ તે સજ થઇ રે, વઢવાને આવ્યો આપ રે;
ભાલણપ્રભુ રઘુનાથનો રે, કોઇ નવ લહે પ્રતાપ રે. ૧૭

### પદ ૩૦૯ રાગ ગોડી.

મથુરાં માંહે આવિયા, સ્વામી શ્રી જગદીશજી;
સહુને આનંદ અતિઘણો, જે જીત્યા ત્યાં ઇશ. પ્રભુજી આવિયા. ૧

યોદ્ધ એકે કૃષ્ણનો, નવ પડ્યો નિરધારજી;
કુશલે સહુ કો આવિયા, જેને માથે જગદાધાર. પ્ર૦ ૨

પૂજા કીધી કૃષ્ણની, હૈડે હર્ષ ન માયજી;
સહુ કો રળિયાયત થયું, આનંદ ઉત્સવ થાય. પ્ર૦ ૩

કૃષ્ણજીએ ત્યાં આજ્ઞા આપી, યોધ પોતાના જેહજી;
રણ શોધીને લઇ આવ્યા, ઉગ્રસેનને આપ્યું તેહ. પ્ર૦ ૪

ધન સર્વે ત્યાં આપિયું, અને નાના ભૂષણ જેહજી;
રળિયાત રાજા થયો, શુકદેવ કહે છે એહ. પ્ર૦ ૫

શુકદેવ કહે પરીક્ષિતને, હવે કહું જરાસંધ રાયજી;
વિચાર મિત્ર સાથે કીધો, હૈડે દુઃખ ન માય. પ્ર૦ ૬

શાલવ પ્રત્યે એમ કહે, સૈન્ય આપણું જેહજી;
સર્વ કોય તત્પર કરો, કૃષ્ણને જીતિયે એહ. પ્ર૦ ૭

એણે કૃષ્ણે દુઃખી કર્યા, તે કહેતાં નાવે પારજી;
આગે મેં તો જીત્યા છે, મોટા ભૂપતિ સાર. પ્ર૦ ૮

જરા રાક્ષસીને વરે, અભેદ મારો દેહજી;
તે એણે કૃષ્ણે જીતિયો, દુઃખનો નાવ્યો છેહ. પ્ર૦ ૯

વળી સૈન્ય તત્પર કર્યું, તેવીશ ક્ષૌહિણી રાયજી;
ગજ રથ અશ્વ હકારિયા, નિશાણે દીધા ઘાય. પ્ર૦ ૧૦

ચાલીને ત્યાં આવિયો, વળી જરાસંધ રાયજી;
હાહાકારજ ત્યાં થયો, મથુરાં નગરી માંય. પ્ર૦ ૧૧

---

૩ રળિયાયત–રળિયાત, ખુશી. ૯ અભેદ–(સં. અભેદ્ય) ભેદાય નહિ એવો.

વીંટી મથુરાં ત્યાં સહી, યોદ્ધા ત્યાં તરવરિયાજી;
હરજીએ ત્યાં જાણિયું, ત્યારે યુદ્ધ કરવા પરવરિયા. પ્ર૦ ૧૨

દારુણ યુદ્ધ તો ત્યાં થયું, જરાસંધશું એહજી;
વળી હાર પમાડિયો, પાપી નાઠો તેહ. પ્ર૦ ૧૩

જીવતો તે મૂકિયો, નવ માર્યો વિશ્વવ્યાપજી;
આગળ કામ ઘણા માટે, હરિએ ઉગાર્યો આપ. પ્ર૦ ૧૪

વળી દુષ્ટ નાસી ગયો, ક્રોધે તો પરજળિયોજી;
ભાલણપ્રભુને જાણે નહી, જે આદિ પુરુષ અવતરિયો. પ્ર૦ ૧૫

## પદ ૩૧૦ રાગ સામેરી.

દુષ્ટ તો પાપી એહ, જ્ઞાનજ નાવે તેહ;
અવતરિયા છે રામ, શ્રીહરિ પૂર્ણકામ. ૧

### ઢાળ.

કામ સુરનાં સારવા, ને અસુરને સંધારવા;
ભક્તને ઉદ્ધારવાને, દુષ્ટ પાપી મારવા. ૨

એમ તે નાસી ગયો, સત્તર વારજ તે સહી;
તેવીશ ક્ષૌહિણી દલ સાથે, હરિ થકી હાર્યો તહિં. ૩

ત્યારે પાપી પરજળ્યો તે, અગ્નિ પાખે આપ હો;
પછે દુષ્ટજ પામિયો, તે તન વિષે તો તાપ હો. ૪

આરડીને બોલિયો, તે રૂદન કરતો ત્યાં ભણે;
એવું મારે કો નથી જે, કૃષ્ણને જઇને હણે. ૫

એવું વાયક બોલિયો ત્યારે, દુઃખ સહુ કો મન ધરે;
આસવાસના કરીને વળી, યુદ્ધ કરવા સાંચરે. ૬

વળી જરાસંધ યુદ્ધ કરવા, અઢારમી વાર આવિયો;
ભાલણપ્રભુ રઘુનાથજીના, મનમાંહે ભાવિયો. ૭

## પદ ૩૧૧ રાગ ગોડી.

હવે વહીને મથુરાં પુરીએ, જરાસંધ તો આવ્યોજી;
કોલાહલ અતિ ત્યાં થયો, હરિના મનમાં ભાવ્યોજી. ૧

---

૧૨ તરવરિયા–ઉભરાયા, તત્પર થયા.

યાદવ સહુને હરિ કહે, જઇ કરો ત્યાં યુદ્ધજી;
પાપીને ત્યાં મારીને, તેની લાવો સિદ્ધજી. ૨

હવે શુકદેવજી કહે પરીક્ષિતને, સાંભળિયે રાજનજી;
એ કથા રહી એટલે, ચાલ્યા નારદ મુન્યજી. ૩

ઋષિજીએ વિચારિયું જે, અવતરિયા પરબ્રહ્મજી;
દુષ્ટ દૈત્ય સંધારવાને, કરવાને પ્રાક્રમજી. ૪

એવું જાણી ચાલિયા, જ્યાંહાં કાલયવનજી;
આવંતા ઋષિને દીઠા, તેણે દીધું માનજી. ૫

અર્ઘપાદ્ય પૂજા કીધી, આપ્યું શુભ આસનજી;
શે વિશેષે આવિયા, પવિત્ર કર્યું ભુવનજી. ૬

નારદ કહે આવ્યા તું ભણી, કહેવાને તો ભેદજી;
તારા મદને ટાળવા, કૃષ્ણ અવતર્યા વેદજી. ૭

કાલયવન ત્યારે આશ્ચર્ય પામ્યો, પૂછે છે ત્યાં તેહજી;
ક્યાં છે તે રખે નાસી જાતો, કેવો છે તેહજી. ૮

નારદ ત્યારે બોલિયા, મથુરાં નગર કહેવાયજી;
તે વિષે ત્યાં અવતર્યો, પરબ્રહ્મ પૂર્ણ ત્યાંયજી. ૯

સ્વરૂપે તે શ્યામ છે, વળી કાલ તણો તે કાલજી;
હસ્ત ચાર ત્યાં શોભતા, અંબુજ નયન રસાલજી. ૧૦

ભૃગુલાંછન પીતાંબર પહેરણ, અંગદ બેરખા પાણજી;
ન્યૂન કશી રહી નથી, તેજ રૂપ તું જાણજી. ૧૧

આયુધ કાંઇ ધર્યાં નથી, ચક્રપાણ દયાલજી;
તે મદ તારો ટાળશે, ઇચ્છારૂપ અપારજી. ૧૨

કાલયવન ત્યારે કોપિયો, સૈન્ય પોતાનું તેડ્યુંજી;
ક્રોધ કરીને કૃષ્ણજી ઉપર, લઇ નિકળ્યો તેહજી. ૧૩

શીઘ્ર વહીને આવિયો, પાપી મને ન બોલેજી;
ભાલણપ્રભુને બીજો, કોય ન આવે તોલેજી. ૧૪

---

૧૦ અંબુજનયન=કમલસરખાં નેત્ર. ૧૧ પ્ર. ૧ માં નથી.

## પદ ૩૧૨ રાગ વેરાડી.

નારદજી કહીને ગયા રે, કાલયવન ત્યાં એહ રે;
મળ્યો છે કોટિ ત્રણશું રે, પાપી આવ્યો વહી રે. ના૦ ૧

જરાસંધ ત્યાં યુદ્ધ કરે છે, તેવીશ ક્ષૌહિણી રાય રે;
ત્રણ કોટિ બલિયા આવી, મથુરાં વીંટયું ત્યાંય રે. ના૦ ૨

એકાંત પ્રભુજીએ સહી રે, પોતે કર્યો વિચાર રે;
મ્લેચ્છ પાપી આવિયો રે, વીંટયું નગર અપાર. ના૦ ૩

જાવા કોય પામે નહી રે, વિસ્મય થયા મહારાજ;
જરાસંધ જીત્યો નથી રે, એ કોણ પ્રગટયો ત્યાં આજ. ના૦ ૪

જ્ઞાન હરજીએ જોઇયું રે, નારદે મોકલ્યો એહ રે;
કાલયવન ત્યાં આવિયો, ભાલણપ્રભુ કહે તેહ. ના૦ ૫

## પદ ૩૧૩ રાગ મારૂ.

કૃષ્ણ કહે કહો બલદેવ રે, કોણ કારજ કરવું એવ રે. ૧
એણીપેર કહે વૈકુંઠનાથ રે, મુજને એક સુઝે છે વાત રે. ૨
એશું ન કીજે યુદ્ધ રે, એક હું ઉપજાવું બુદ્ધ રે. ૩
બલભદ્ર કહે સાંભળો ભ્રાત રે, જે ચિત્ત આવે તે કરો વાત રે. ૪
કૃષ્ણ કહે સાંભળો આપ રે, આ સમુદ્ર માંહે આપ રે. ૫
કરાવિયે નગરી તે માંહે રે, અનેક શોભા કહાવે ત્યાંહે રે. ૬
તેડયા વિશ્વકર્મા સુતાર રે, આજ્ઞા આપી દેવ મુરાર રે. ૭
એક નગર ઉદધિ માંહે સહી રે, નિપાવો કહું છું નિરધાર રે. ૮
તેની શોભાનો નહીં પાર રે, કરો કહે છે વિશ્વાધાર રે. ૯
આજ્ઞા આપી શારંગપાણ રે, વિશ્વકર્મા ચાલ્યા નિર્વાણ રે. ૧૦
સાગર માંહે ત્યાં પેઠા રે, આજ્ઞા થઇ જઈ બેઠા રે. ૧૧
ચાચર ચૌટાં ને અવાસ રે, મણિમય મહેલ કર્યા પ્રકાશ રે. ૧૨
ગોખ જાલિયાં બહુ દીસે રે, જોતાં મન સહુ કોનું હીસે રે. ૧૩

---

૮ ઉદધિ—સમુદ્ર. નિપાવો—સરજો.

વાપી કૂપ ત્યાં જે કહેવાય રે, સરોવર રચિયાં ત્યાંય રે. ૧૪
સુવર્ણ પાટ ત્યાં જેહ રે, હરિ કાજે નિપાવ્યા તેહ રે. ૧૫
માંહે કમલ પોયણાં ફરકે રે, નીલ પીત દેખી મન હરખે રે. ૧૬
ત્યાં હંસ સારસ ચકોર રે, ચકવાક ને[1] વળી મોર રે. ૧૭
કોયલ બોલે મધુરે સાદે રે, [2]બપૈયો બોલે નાદે રે. ૧૮
વાટિકા ને વન જેહ રે, કીધાં સ્વલ્પે તેહ રે. ૧૯
વેલ કેતકી વાલો જાય રે, મુચકંદ મોગરો ત્યાંય રે. ૨૦
શેવંત્રાં ગુલાલ બપોરી રે, વળી દાઢિમ ચંપક બીજોરી રે. ૨૧
નારિકેલ ખજુરી ને દ્રાક્ષ રે, અખોડ નીશાણી આપ રે. ૨૨
ચારોલી પસ્તાનાં દ્રુમ રે, વાવ્યાં કાજ પરબ્રહ્મ રે. ૨૩
ચારોલી થરખી ભાર રે, જાયફળ જાવંત્રી સાર રે. ૨૪
લવંગ એલચી વાવી આણી રે, ભાલણપ્રભુનું કારણ જાણી રે. ૨૫

## પદ ૩૧૪ રાગ મારૂ.

નાનાવિધની વેલ લાવી, વિશ્વકર્મા સુતારે વાવી. ૧
શી ઉપમા કહું હું આજ, જ્યાં રમશે સ્વામી મહારાજ. ૨
એવું શીલ્પીએ કરી કામ, સુવર્ણ કોટ કર્યો તેણે ઠામ. ૩
દ્વાર નગરનાં કીધાં જેહ, મણિ માણેક રત્ન જડિયાં તેહ. ૪
જડાવ કોસિસાં તેના કરિયાં, તે પાખલ મુકતાફળ ભરિયાં. ૫
દ્વારમાંહે કોણે ન જવાય, આજ્ઞા પાખે યાદવરાય. ૬
મર્યાદા કીધી તે માંય, ઉંચ નીચ જન કહેવાય. ૭
તે માંહે વૈભવનો નહી પાર, જ્યાં વસે શ્રીદેવસુરાર. ૮
જરા મરણ કોને નહી ત્યાંય, રોગ ન પીડે કોને કાય. ૯

---

૧ પ્ર. ૨ ચકવાક કરે છે સોર; ૨ પ્ર. ૨ મોર બપૈયો બોલે નાદે રે. ૧૪ વાપી-વાવ. કૂપ-કૂવો. ૧૮ વાટિકા-વાડી. ૫ કોસિસાં-કોટ ઉપરના કાંગરા, કલશ.

કેશ શ્વેત કોના નવ થાય, શોક નહી તે નગરીમાંય. ૧૦
સ્વર્ગપુરીની સમૃદ્ધિ જેહ, સઘલી આણી મૂકી તેહ. ૧૧
ધનદતો તો જે ભંડાર, મોકલિયો દ્વારિકાં સુઝાર. ૧૨
વરુણે તો ગંગાજલ ઘોડા, મોકલિયા પોતે જે છોડયા. ૧૩
બાર યોજન લગે વિસ્તાર, વસ્યો લોક સહુ તેણે ઠાર. ૧૪
હવે નિદ્રામાંહે સહુ કો જન, દ્વારકાં વાસ્યું જુગજીવન. ૧૫
કોણે નવ જાણ્યું ત્યાં તેહ, ભાલણપ્રભુએ કીધું જેહ. ૧૬

## પદ ૩૧૫ રાગ ગોડી.

પરીક્ષિત પૂછે શુકદેવને, ઋષિજી મને કહોને આપજી;
દ્વારાવતી વાસી સાગરમાંહે, એવડો શો તેનો તાપ. પૂછે રાયજી. ૧

એવો પાપી કોણ છે, જેની બીક ધરે ભગવાનજી;
કોણથકી તે ઉપન્યો, કાલયવન રાજાન. પૂ૦ ૨

ત્યારે ઋષિજી વાણી બોલ્યા, રાજા તું અવિધારજી;
પૂર્વે જામાત્ર યાદવનો, ગુરુ ગર્ગ ઋષિ તેણે ઠાર. સાંભળ રાયજી. ૩

ભોજન અર્થે આવ્યો હતો, યાદવ કેરે ઘેરજી;
મુખ જોઇને સર્વ યાદવે, હાસ્ય કીધું બહુ પેર. સાં૦ ૪

અતિ ભયંકર મુખ ઋષિનું, દીસે છે અપારજી;
યાદવે હાસ્ય કર્યું તે દેખી, કોપ ચઢયો તેણે ઠાર. સાં૦ ૫

કોપે થરથર ધ્રૂજિયો, યાદવ ઉપર એહજી.
મને જો એ બીજવે છે, તપ કરું તો તેહ. સાં૦ ૬

એમ કહીને ચાલિયો, ઋષિ શંકર કેરે સ્થાનજી;
જઇને તપ આરંભિયું, મને પ્રસન્ન થાઓ ભગવાન. સાં૦ ૭

હવે શંકરનું ધ્યાન માંડયું, આસન દૃઢ કરી જેહજી;
ભક્ષ્ય ભોજ્ય સર્વ ત્યાજ કીધું, ઉપવાસ કરે ત્યાં તેહ. સાં૦ ૮

---

૧૩ ગંગાજલ–ગંગાજલ જેવા ધોળા.

ઘણા કાલ ભૂખ્યો રહ્યો, ક્ષુધાએ પીડ્યો તનજી;
ત્યારે મન વિચાર કરી, બે દૃષદ આણ્યા મુન્ય. સાં૦ ૯

દૃષદ બે આણી કરીને, ઘસિયા માંહોમાંહેજી;
પિષ્ટ કરી આરોગે તે ત્યાં, એક મુષ્ટિકા ત્યાંહે. સાં૦૧૦

એણીપેરે તપ આચરતાં, ઇમ સંવત્સર ગયો મુન્યજી;
ત્યારે વર આપવા આવ્યા, શંકર થઇ પ્રસન્ન. સાં૦૧૧

માગ માગ હું તુજને ત્રુઠ્યો, ઇચ્છા હોય મનજી;
ઉઠીને ઉભો થયો ઋષિ, પામ્યો શિવદર્શન. સાં૦૧૨

એક પુત્ર મને એવો આપો, કૃપા કરીને એહજી;
સર્વ ત્રાસ પામે મનમાંહે, નાઠા હીંડે તેહ. સાં૦૧૩

એ વર માગું તમ કને, આપો સીઝે કાજજી;
યાદવ હસિયા મને તેણે, દાઝું છું મહારાજ. સાં૦૧૪

શંકર કહે તારે હશે, પુત્ર બલિયો તેહજી;
ભાલણપ્રભુને બીહાવશે, ઉમયાપતિ કહે તેહ. સાં૦૧૫

## પદ ૩૧૬ રાગ સામેરી.

શિવને કરી પ્રણામ, ચાલ્યો ઋષિ તેણે ઠામ;
ઉલટ અંગ ન માય, રાક્ષસ ક્ષેત્રમાં જાય. ૧

### ઢાળ.

રાક્ષસક્ષેત્રમાં આવિયો તે, ગર્ગ ઋષિની સ્થિતિ વડી;
કાલજરા એક રાક્ષસી, તે ઋષિતણી દૃષ્ટે પડી. ૨

અતિ સુંદર નારી તે સહી, રૂપ કહ્યું નવ જાય હો;
દ્રષ્ટિ પડતાં ઋષિતણી, મન લુબ્ધ થયો તે ત્યાંય હો. ૩

તે થકી સુત ઉપન્યો તે, કાલયવન તો નામ હો;
શંકરના વર માટે આવી, બીહાવે તેણે ઠામ હો. ૪

---

૯ દૃષદ્-પત્થર. ૧૦ મુષ્ટિકા-મુઠી. ૧૧ સંવત્સર-વરસ. ૧૨ ત્રુઠયો-( સં. તુષ્) પ્રસન્ન થયો. ૨ કાલજરા-વિશેષ નામ. ૩ લુબ્ધ-લોભી.

મહાભયંકર રૂપ તેનું, કાલયવન તો તે સહી;
નારદને વચને કરી, મથુરાં નગર વીંટ્યું ત્યહીં. ૫

શુકદેવ કહે પરીક્ષિતને, મને પૂછ્યો ભેદ હો;
કહે ભાલણ બુદ્ધિમાને, મેં કહ્યું તે વેદ હો. ૬

## પદ ૩૧૭ રાગ ગોડી.

કહે શુક સાંભળ ભૂપ, તુજને હું રે કહું;
કથા તણો સંકેત, જે બુદ્ધિમાને લહું. ૧

નગર દ્વાર શ્રીકૃષ્ણ, નિકળિયા જેટલે;
કાલયવન મનમાંહે, અટકલિયા[૨] તેટલે. ૨

મૂર્તિ મનોહર શ્યામ, તન પટ પીત ધર્યાં;
કેસર તિલક લલાટ, તેહ વિશાલ કર્યાં. ૩

શ્રીવત્સ લાંછન કંઠ, કૌસ્તુભ શોભે મળી;
કુંડળ ઝળકે કર્ણ, વાત ન જાયે કલી. ૪

દીઠું એવું રૂપ, આયુધ હાથ નહી;
સંદેહ નિવર્ત્યો સર્વ, યાદવરાય સહી. ૫

નારદે કહ્યો સંકેત, તે સર્વે નિરખ્યો;
કૃષ્ણને જાણી મન, હેડે અતિ હરખ્યો. ૬

યુદ્ધતણી કરી બુદ્ધ, પૂઠે ધાયો સહી;
પગલે પગલે જાયે, જાણે પહોચ્યું જઇ. ૭

છેટું રહ્યું એક વામ, તોએ મળી ન શકે;
પૂઠેથી તે દુષ્ટ, કઠિન વચન બકે. ૮

એમ કરતાં લઇ ગયા દૂર, જ્યાં કો જન નહી;
પેઠા ગુફા મુઝાર, દુષ્ટે દીઠા સહી. ૮

ઓઢાડી પટ પીત, પોતે નાસી રહ્યા;
ભાલણપ્રભુ રઘુનાથ, અંતરધાન થયા. ૧૦

૨ અટકલિયા-વિચારમાં પડ્યા.

## પદ ૩૧૮ રાગ ગોડી.

પૂંઠથી તે પોતે ગયો, મનમાંહે વિચારીજી;
મારે ત્રાસે કરીને નાઠો, તત્ક્ષણ દેવમુરારિ. મન વિમાસેજી. ૧

ગુંફામાંહે ગયો જેટલે, દીઠો પુરુષ ત્યાં એકજી;
સોડો તાણી સૂતો છે, કરી નિદ્રાનો વિવેક. મ૦ ૨

મુખ આગળ આવીને ઉભો, કાલયવન રાજનજી;
જો જો અહિં આવીને સૂતો, [1]કપટે જુગજીવન. મ૦ ૩

એણે મન એમ જાણિયું, જઈ પોઢું ગુંફા મુઝારજી;
નિદ્રાવશથી નહી જગાવે, એવો કરી વિચાર. મ૦ ૪

સાધુ થઈને સૂતો છે, જાણ્યું અહીં ન અવાયજી;
એવું મનમાં જાણીને, સૂતો છે યાદવરાયજી. મ૦ ૫

ત્યારે કાલયવન મનમાંહે, વિમાસીને વાતજી;
ઉપાડી હૃદયામાં કીધો, પોતે પાટુ ઘાત. મ૦ ૬

ત્યારે રાજા જાગિયો, સૂતો હતો જેહજી;
નેત્રમાંહેથી અગ્નિ પ્રગટયો, ભસ્મ થયો તેનો દેહ. મ૦ ૭

એમ કરીને ભસ્મ કરાવ્યો, કાલયવન ત્યાં રાયજી;
બાલમુકુન્દ રઘુનાથજીનો, ન લહે કોયે ઉપાય. મ૦ ૮

## પદ ૩૧૯ રાગ ગોડી.

પૂછે પરીક્ષિત રાય, કહો શુકદેવ સહી;
કોણ પુરુષ ત્યાં એહ, સૂતો હતો અહીં. ૧

કહે શુક સાંભળ રાય, તુજને મર્મ કહું;
સૂર્યવંશી વિખ્યાત, જે બુદ્ધિમાને લહું. ૨

ઇક્ષ્વાકુ રાયનો તન, માંધાતા રે સહી;
તેનો સુત મુચકુંદ, સૂતો હતો અહીં. ૩

ઇંદ્રસદન એક વાર, દારુણ યુદ્ધ થયું;
મોટો જાણી રાય, તેનું તેડું ગયું. ૪

---

૧ પ્ર-૧ બોલે યાદવરાય. પદ ૩૧૯-૩ મુચકુંદ-(સં. મુચુકુંદ, ).

ઘણા કાલ કરી યુદ્ધ, રાખ્યા દેવ સહુ;
તેનો ન લહું પાર, માર્યો દૈત્ય બહુ. ૫

વલતા કહે સુરરાજ, સ્વામી ભલું થયું;
કીધું અમને સુખ, સઘલું દુઃખ ગયું. ૬

પ્રગટયો જયંત કુમાર, તે અતિ બલિયો સહી;
કરશે સુરનાં કાજ, જાઓ નિશ્ચિંત થઈ. ૭

ભૂતલ જાઓ ભૂપ, એવી વાણી કથી;
તે કાલતણી પ્રજાય, હવડાં કોય નથી. ૮

માગો વર મુચકુંદ, તમને આપું અમો;
ઇચ્છા હોયે મન, તે તો માગો તમો. ૯

મુચકુંદ કહે મહારાજ, મુક્તિ મને આપિયે;
હું છું તમારો દાસ, અવિચલ કરી થાપિયે. ૧૦

ઇંદ્ર કહે સુણ ભૂપ, આપે મુક્તિ હરિ;
અમો આપું સુખભોગ, તુજને કૃપા કરી. ૧૧

વલતો કહે મુચકુંદ, નિદ્રા આપો સહી;
પોઢું એવે ઠામ, જ્યાં કો જગાવે નહી. ૧૨

જે કોય આવી ભંગ, નિદ્રા કરે મારી;
ભસ્મ થાયે તેનો દેહ, હોયે આજ્ઞા તારી. ૧૩

તે માટે ત્યાં રાય, દુષ્ટને ભસ્મ કર્યો;
ભૂપતિ થયો રળિયાત, મનનો સંદેહ હર્યો. ૧૪

વલતા શ્રીભગવાન, આવ્યા તેહ ભણી;
ભાલણપ્રભુ રઘુનાથ, કૃપા કીધી ઘણી. ૧૫

### પદ ૩૨૦ રાગ સામેરી.

મુચકુંદ તેણે કાલ, દીઠા દીનદયાળ;
કોટિ મુક્તામાળ, દીસે ઝાકઝમાલ. ૧

ઢાળ.

દીસે ઝાકઝમાલ અતિશે, પીતાંબર અંગ ધર્યાં;
શંખ ચક્ર ને ગદા પદ્મ, વળી તિલક કેસરનાં કર્યાં. ૨

પ્રસન્ન મુખ શોભે ભલું, પંકજ નયન વિશાલ હો;
મુગટ શોભે શીશ ઉપર, સુંદર શ્યામ તમાલ હો. ૩

રૂપ એવું ભૂપ દેખી, મન વિસ્મય પામિયો;
ચતુર્ભુજ સ્વરૂપ દીઠું, રોમાંચિત ત્યારે થયો. ૪

પૂછ્યું સ્વામી કોણ છો, સત્ય વાયક ભાખિયે;
અણઅણુ પગે વન વિચરો, કારણ એ મુજ દાખિયે. ૫

કે તમો સુરરાજ અથવા, શંકર તો કહાવો સહી;
કે તમો અજ વિષ્ણુ છો, કારણ કહ્યું જાયે નહી. ૬

કે ચંદ્રમા રવિ અગ્નિ છો, કે વરુણ તો કહાવો તમો.
રૂપ દેખી તમારૂં, આશ્ચર્ય મન પામ્યા અમો. ૭

તે માટે મારા નાથજી, તમો જન્મ કર્મ નામ હો;
મુજ આગળ સાચું કહો, સ્વામી પૂર્ણકામ હો. ૮

આગળથી હું મારૂં કારણ, સુણાવું ત્યાં તમને;
ભાલણપ્રભુ રઘુનાથજી, પછે ભેદ કહેજો અમને. ૯

## પદ ૩૨૧ રાગ સામેરી.

રાય કહે સુણો સ્વામ, મુચકુંદ મારૂં નામ;
સુરકાજ કર્યો સંગ્રામ, થાકી સૂતો આણે ઠામ. ૧

### ઢાળ.

થાકી આણે ઠામ સૂતો, પાપી કોણે જગાવિયો;
નેત્રમાંહેથી અગ્નિ પ્રગટ્યો, ભસ્મ દેહ તેનો થયો. ૨

ત્યાર પૂઠે તમે દીઠા, સુંદર સામલવાન હો;
વચન એવાં સુણી શ્રવણે, બોલ્યા શ્રીભગવાન હો. ૩

મારાં નામ જન્મ ને કર્મ તે તો, અણગણિત તો છે સહી;
ગણવા કો સમરથ નથી, હવો ને કો હશે નહી. ૪

સુત દારા ઉપર સ્નેહ આણે, દામશું માયા ઘણી;
પણ મનમાંહે જ્ઞાન આણી, ભજે નહી વૈકુંઠધણી. ૮

ત્યાર પૂછે શ્યામસુંદર, રાયશું વાણી વદે;
હવે વિચરો મહી વિષે, તમો ધ્યાન મુજ રાખી હ્રદે. ૯

સર્વશું સમ ચિત્ત કરજો, વાણી તો એવી કહી;
ભાલણપ્રભુ રઘુનાથજી, અંતર્ધાન થયા સહી. ૧૦

### પદ ૩૨૩ રાગ સામેરી.

મુચકુંદ આવ્યો બહાર, મનશું કરે વિચાર;
નાના ભાતના જન, દીઠા તે રાજન. ૧

ઢાળ.

રાજાએ નાના જન દીઠા, જાણ્યું કલિ આવ્યો સહી;
હવે અહીંકણ લાગ મારો, રહેવા કેરો છે નહી. ૨

પછે ઉત્તર દેશ ચાલ્યો, મન ભજતો શ્રીહરિ;
બદ્રીકાશ્રમ આવી પહોતો, વેગશું આદર કરી. ૩

ત્યાં જઇ તપ માંડિયું, નિશદિન આરાધન કરે;
નરહરિનું રૂપ લક્ષણ, ધ્યાન ગુણ હૈયે ધરે. ૪

પછે મધુપુર યદુરાય આવ્યા, સૈન્ય કાલયવન તણું;
સર્વ મારી લુંટી લીધું, ધન ત્યાંથી અતિ ઘણું. ૫

અશ્વ ગજ રથ ઘણા લીધા, જે ગણ્યા જાયે નહી;
મુખ મારે એક રસના, તો શું દેખાડું કહી. ૬

તે દ્રવ્ય સઘલું દ્વારકાંએ, ચલાવ્યું ત્યાં શ્રીહરિ;
પોતે જેવે થયા તત્પર, જાવાને કંચનપુરી. ૭

તેવે જરાસંધ આવિયો, તેવીશ ક્ષૌહિણી દલ લઇ;
ભાલણપ્રભુએ નાસવાની, બુદ્ધિ તો કીધી સહી. ૮

### પદ ૩૨૪ રાગ ગોડી.

જે જયમ હતું તે ત્યમ મૂકી, [1]ચાલ્યા યાદવરાયજી;
સૈન્ય સર્વ સાથે લઇ, જરાપુત્ર તો ધાય. ક્રોધ ભરાણોજી૦ ૧

---

૧ મ. ૨ નાઠા. ૭ કંચનપુરી–સોનાની નગરી–દ્વારકાં.

પામે શ્રમ તે અતિ ઘણો, અને [1]શ્વાસ ભરાયજી;
જાણે હું હવડાં એને ઝાલીશ, એવું ધરે મનમાંય. ક્રો૦ ૨

બાંધવ બેહુ વિચાર કરીને, પર્વત ઉપર ચઢિયાજી;
જરાસંધ રાજા તણી, ત્યારે દૃષ્ટે પડિયા. ક્રો૦

મારો મારો ઝાલો ઝાલો, મુખથી બોલે વાણીજી;
તોએ હાથ આવે નહી, હલધર શારંગપાણિ. ક્રો૦ ૪

શોધ્યો પર્વત અતિ ઘણું, મળી સઘલો સાથજી;
તોએ રામ કૃષ્ણ બે નાવ્યા, જરાસંધને હાથ. ક્રો૦ ૫

મનભંગ થઇને બેઠા, ચિત્તશું કરે વિચારજી;
સેવકને કહે તમો કરો, વચન મારૂં અંગિકાર. ક્રો૦ ૬

કાષ્ટ તમો લાવો સહી, વળી અગ્નિ ત્યાં દેવજી;
[2]નીચે પર્વત ઉપરે આપણુ, દવ લગાડિયે ખેવ. ક્રો૦ ૭

[3]અગ્નિ બળતો આવિયો, ત્યારે પશુ પામ્યા ત્રાસજી;
ચાલો અહીંથી નાસિયે, નહી તો થાશે નાશ. ક્રો૦ ૮

એમ કરીને જરાસંધ પાછો, વળિયો પોતે ધામજી;
જાણ્યું દગ્ધ થયા હશે, ભાલણપ્રભુ શ્રીરામ. ક્રો૦ ૯

## પદ ૩૨૫ રાગ ધનાશ્રી.

એવું જોઇને કીધો વિચાર, બાંધવ બેહુએ તેણે ઠાર. ૧
ઉછળિયા યોજન અગીયાર, જાતાં ક્ષણ ન લાગી વાર. ૨
દ્વારાવતી આવ્યા બેહુ ભ્રાત, હર્ષે ભેટ્યાં માત અને તાત. ૩
રૈવત જે કહાવે રાજાન, તેને રૈવતી કન્યા પરમ નિધાન. ૪
હલધરને તો તે પરણાવી, નવમસ્કંધ કથા એ આવી. ૫
સંક્ષેપ માત્રે કહ્યું ત્યાં એહ, હલધરજી ત્યાં પરણ્યા તેહ. ૬
હવે ભીમક જે કહાવે ભૂપ, તેને રુકિમણી કન્યા અનુપ. ૭
દેશ વિદર્ભનો તે નાથ, ત્યાં પરણ્યા ભાલણપ્રભુ રઘુનાથ. ૮

---

૧ પ્ર. ૨ સાહસ. ૨ પ્ર. ૨ જઇ પર્વત. ૩ પ્ર. ૨ પછે દવ લગાડિયો તે-ટલે, પશુપક્ષિ જેહજી; વૈશ્વાનરને તાપે કરી નાશ પામિયાં તેહ.

પદ ૩૨૬ રાગ કેદારો.

શ્રીગુરુપદપંકજને પ્રણમું, આદિપુરુષને ધ્યાઉં;
લીલા લક્ષ્મીનારાયણની, ગુર્જર ભાષાએ ગાઉં. ૧

ભક્તિભાવે શ્રીભાગવતની, કથા સકોમળ કહિયે;
દશમસ્કંધે કરી જે ક્રીડા, તે ચિંતવતાં દુખ દહિયે. ૨

માનુષદેહ પામી (મહી)મંડલ; જે હરિને નહી જાણે;
લોચન બાંધી તે જોતરિયે, બળતણી પેર ઘાણે. ૩

દેહ દારા ધન પુત્ર રૂપિણી, કંઠે મોટી ફાંસી;
કૃષ્ણકથાશું પ્રીતિ નહી તે, જણી જનની વરાંસી. ૪

આઠ પહોર આલે નિર્ગમવા, એક ઘડી ન કરવી સાચી;
મૂર્ખ શું હજી નથી થાક્યો, ચોર્યાશી લક્ષ નાચી. ૫

નારાયણ વિણ નથી છૂટવું, યમકિંકર જ્યારે ગ્રહેશે;
પાપ કરીને જેને પોષે છે, તે આગળ આવી રહેશે. ૬

સત્યવતીસુતે નાવ કર્યું, તે કલિયુગ માંહે તરવા;
પ્રેમ કરી તે અનુસરશે, જેનું મન નહી અવતરવા. ૭

ઇંદ્રિયનું સુખ સઘલી દેહમાં, માનુષવિણ નહી જ્ઞાન;
તે પામી જો હરિને નહી ધ્યાયે, તો ક્યાંથી પામશે સ્થાન. ૮

કલ કલ કરતી તેલ કઢામાં, અતિ ઉકલિયું મન;
તે ટાઢું કરવાને વિવાહ આ, બોલે ભાલણ જન. ૯

પદ ૩૨૭ રાગ ગોડી.

કહે શુક સાંભળ અવનીપતિ, સોલ સહસ્ર સ્ત્રી જાણી;
શત અધિક તો સ્યામસુંદરને, આઠ અધિક પટરાણી. ૧

ધર્મપત્ની તે માંહે રુક્મિણી, લક્ષ્મીનો અવતાર;
તેનો વિવાહ કહું [1]વિસ્તારી, વીરધર્મ વિસ્તાર. ૨

આનંદ દેશતણો એક રાજા, રૈવત તેનું નામ;
કન્યા રૈવતીને તડીને, ગયો બ્રહ્માને ધામ. ૩

---

૩ ઘાણે–ઘાણીએ. ૬ યમકિંકર–જમના દૂત. ૭ સત્યવતી સુત–સત્યવતીનો પુત્ર, વ્યાસ. ૯ કલ કલ કરતી–જોશથી ઉકળતી. ૩ આનંદ–(સં. આનર્ત). ૧. પ્ર–૨ તેનો વિવાહ કહું હું તુજને.

વર પૂછવા કન્યા કારણ, પહોતો તેને સ્થાન;
તેણી વેલા હાહા હૂહૂ, અતિ આરંભ્યું ગાન.

ગીત સમાપ્તિએ રાયે પૂછ્યું, યોગ્ય કહો વર [1]ધાત;
હાસ્ય કરી બ્રહ્માજી બોલ્યા, સાંભળ ભૂપતિ વાત. ૫

અહીં રહે યુગ ઘણા વહી ગયા, ભાગું તારૂં ગામ;
સ્વજન સહુ કો નાશ જ પામ્યું, કયમ કરશો તે કામ. ૬

નગરી તારી કુશસ્થલી તે, કૃષ્ણજીએ લઇ વાસી;
દેવકાર્યે હરિ અવતરિયા, આદિ પુરુષ અવિનાશી. ૭

તેનો અગ્રજ છે અતિ બલિયો, તેને કન્યા આપો;
કૃષ્ણજીને તો સગા કરીને, કુલ ઉંચું લઇ થાપો. ૮

વિધાતાનાં વચન સુણીને, વળિયો ત્યાં રાજાન;
જઇ દ્વારકા હલધરજીને, દીધું કન્યાદાન. ૯

પરણાવી રામને રેવતી, ભૂપતિ ગયો તપ કરવા;
હિમાચલ જઇને તો બેઠો, [2]આપણપેં ઉદ્ધરવા. ૧૦

ભીમકરાયની સુતા રુક્મિણી, તે પરણી ગરુડધ્વજને;
તેહ કથા કહું હું પ્રણમી, શ્રીગુરુપદપંકજને. ૧૧

### પદ ૩૨૮ રાગ કેદારો.

અભિમન્યુસુત ઉચ્ચરે, મોદ ઘણો મનમાં ધરે;
કાંઇક પ્રશ્ન કરે, આશ્ચર્ય અદ્‌ભુત સાંભળી રે. ૧

ઢાળ.

આશ્ચર્ય અદ્‌ભુત રાય પૂછે, યોગ્ય કહો મને સ્વામી;
રાક્ષસવિવાહે રુક્મિણી, કૃષ્ણજીને કયમ પામી. ૨

તે સાંભળવાની છે ઇચ્છા, જ્યાં મગધ ને શિશુપાલ;
કન્યા હરી હરજી કયમ પરણ્યા, જીત્યા બેહુ ભૂપાલ. ૩

---

૧ પ્ર–૨ તાત. ૨ પ્ર–૨ આત્માને ઉપર. ૫ ધાત–(સં. ધાતૃ) સંબોધન, હે બ્રહ્મા. ૭ કુશસ્થલી–દ્વારકાં. ૧ મોદ હર્ષ, રાક્ષસવિવાહે–યુદ્ધ કરી કન્યાહરણ કરવું તે.

જે પુન્ય [1]સર્વ કલિમલને ટાળે, બ્રહ્માદિક તો ગાય;
નિત્ય નોતન શ્રવણે સુણતાં, કોણ ચતુર ન દરાય.

કહે શુક સાંભળ હો ભૂપતિ, કથા કહું હું પ્રીતે;
જે સાંભળતાં ભવભય છૂટે, પ્રાણી રસના રીતે.

દક્ષિણ દેશ વિદર્ભ દેશમાં, કુંદનપુર શુભ ગામ;
ભીમકરાય પ્રજાને પાળે, સાધુતણો વિશ્રામ.

રુકમી રુકમરથ રુકમબાહુ, ને રુકમકેશી રુકમાલી;
પાંચ પુત્ર ને છઠ્ઠી કન્યા, રુકમણી શુભ બાલી.

તે શૈશવ વય છાંડયો શ્યામા, પામી નૌત્તમ રૂપ;
વરની વિમાસણ કરવા લાગ્યા, ત્યારે ભીમક ભૂપ.

બંદીજન માગધ જે આવે, તે હરિના ગુણ બોલે;
સુંદરતા સમર્થપણે કો, હરિ સરખો નહી તોલે.

એક વરસમાં હણી પૂતના, તૃણાવંત બળ કેશી;
સાત દિવસ ગોવર્દ્ધન ધરિયો, મઘવાનો મદ ફેસી.

ખર વૃષભ માર્યા નગ બે મોડ્યા, જલથી કાઢયો કાલી;
હસ્તી હણ્યા મલ્લમદ માર્યા, કંસ હણ્યો વનમાલી.

જરાસંધ તો યુદ્ધે જીત્યો, કાલયવન જેણે પુનરપિ હણિયો,
ગુરુસુત મૂઓ આણી આપ્યો, જાણે પુનરપિ જણિયો.

એવી કીર્ત્તિ શ્રવણે સાંભળી, રામા લાગ્યો રંગ;
અવર પુરુષનો પાણિ ન ઝાલું, વર વારૂ શ્રીરંગ.

સહિયરો રમતે એમ કહે, એક દ્વારકાં નગરી;
સાંભળિયે છે અતિ અનુપમ, સિંધુમાંહે જયમ મગરી.

ત્યાં ક્ષત્રિ ઉત્તમ યાદવકુલ, તે માંહે વસુદેવ;
તેનો સુત એટલું કહીને, લાજી રહે તતખેવ.

જાણે મુક્તિપુરીથી પંખી, કોય ઉડતો આવે;
કથા કહે શ્રીકૃષ્ણજી કેરી, કો મુજને સંભળાવે.

---

૧ પ્ર–૧ મધુર. ૪ કલિમલ–(સં·કિલ્મિષ), પાપ. નૌતન–નૂતન, નવું. ૫ ભ
ભય–સંસારનો ભય. જન્મ મરણનો ભય. ૧૦ મઘવા–ઇંદ્ર. ફેસી–તોડી–દૂર ક
૧૧ નગ–વૃક્ષ, ઝાડ. ૧૩ વારૂ–સારો. શ્રીરંગ–કૃષ્ણ. ૧૬ મુક્તિપુરી–દ્વારકાં.

અન્ન ન ભાવે નિદ્રા નાવે, રાત દિવસ લેહ લાગી;
સ્વપ્નમાંહે સ્વરૂપજ દેખે, વિરહ ધરે અતિ જાગી. ૧૭
વાસુદેવે તવ વાત સાંભળી, કન્યા કુલપ્રસૂત;
લક્ષણ સઘલાં છે સંપૂર્ણ, એમ વિનવિયો દૂત. ૧૮
મન કરે મધુસૂદન વરવા, પ્રીત પરસ્પર વાધી;
અંતર્ગત મળ્યા માંહોમાંહે, પૂર્વ ભવની બાંધી. ૧૯
હિરણ્યલોમાએ હર્ષ માંડ્યો, વિવાહનો વિચાર;
કન્યા એ કોને દીજીશે, મળી નિજ પરિવાર. ૨૦
વર વારૂ વસુદેવતણો સુત, કૃષ્ણજી કમલલોચન;
સમર્થ સગો સાથ વારૂ, કુલ કર્મે પાવન. ૨૧
વાત ગમતી સાથ સહુને, વર વારૂ જગદીશ;
દ્વેષ ધરી ધરણીધર સાથે, રુક્મૈયો કહે રીસ. ૨૨

## પદ ૩૨૯ રાગ રામશ્રી.

કુંવર કહે છે સાંભળો તાતજી, એ શી કહો છો અવળી વાતજી.

### ઢાળ.

વાત અવળી શી કહો છો, ઘરડપણે ગઇ સાન;
કુલ વિભૂતિ ને વર જોઇ, દીજીયે કન્યાદાન. ૧
આહીરને ઘેર ઉછર્યો, ચારતો વનમાં ગાય;
દીકરી એને દીજીયે તો, શોભા વારૂ થાય ? ૨
મહી માંખણ ચોરતો, ગોલણી દેતી ગાળ;
મળતાં મામો મારિયો, જ્યારે પધાર્યા મોસાળ. ૩
ઉગ્રસેન આગળ કર જોડી, મુખ કહે રાજાન;
આજ્ઞા મુજને દીજિયે, એમ કહે સામલવાન. ૪
રાજ્ય જેને કુલ નહી તે, સદા સહુનો દાસ;
પુત્રી પરણે તેહને, તો ધણી પહોંચે આશ. ! ૫

---

૧૮ કુલપ્રસૂત-કુલમાં જન્મેલી, કુલીન. ૧૯ મધુસૂદન-મધુ નામના દૈત્યને મારાનારા, કૃષ્ણ. ૨૦ હિરણ્યલોમા-રૂક્મકેશી, રૂક્મિણીનો એક ભાઈ.

જે પુન્ય [1]સર્વ કલિમલને ટાળે, બ્રહ્માદિક તો ગાય,
નિત્ય નૌતન શ્રવણે સુણતાં, કોણ ચતુર ન દરાય. ૪

કહે શુક સાંભળ હો ભૂપતિ, કથા કહું હું પ્રીતે;
જે સાંભળતાં ભવભય છૂટે, પ્રાણી રસના રીતે. ૫

દક્ષિણ દેશ વિદર્ભ દેશમાં, કુંદનપુર શુભ ગામ;
ભીમકરાય પ્રજાને પાળે, સાધુતણો વિશ્રામ. ૬

રુકમી રુકમરથ રુકમબાહુ, ને રુકમકેશી રુકમાલી;
પાંચ પુત્ર ને છઠ્ઠી કન્યા, રુકમણી શુભ બાલી. ૭

તે શૈશવ વય છાંડયો શ્યામા, પામી નૌત્તમ રૂપ;
વરની વિમાસણ કરવા લાગ્યા, ત્યારે ભીમક ભૂપ. ૮

બંદીજન માગધ જે આવે, તે હરિના ગુણ બોલે;
સુંદરતા સમર્થપણે કો, હરિ સરખો નહી તોલે. ૯

એક વરસમાં હણી પૂતના, તૃણાવંત બળ કેશી;
સાત દિવસ ગોવર્દ્ધન ધરિયો, મઘવાનો મદ ફેસી. ૧૦

ખર વૃષભ માર્યા નગ બે મોડ્યા, જલથી કાઢયો કાલી;
હસ્તી હણ્યા મલ્લમદ માર્યા, કંસ હણ્યો વનમાલી. ૧૧

જરાસંધ તો યુદ્ધે જીત્યો, કાલયવન જેણે પુનરપિ હણિયો,
ગુરુસુત મૂઓ આણી આપ્યો, જાણે પુનરપિ જણિયો. ૧૨

એવી કીર્ત્તિ શ્રવણે સાંભળી, રામા લાગ્યો રંગ;
અવર પુરુષનો પાણિ ન ઝાલું, વર વારૂ શ્રીરંગ. ૧૩

સહિયરો રમતે એમ કહે, એક દ્વારકાં નગરી;
સાંભળિયે છે અતિ અનુપમ, સિંધુમાંહે જયમ મગરી. ૧૪

ત્યાં ક્ષત્રિ ઉત્તમ યાદવકુલ, તે માંહે વસુદેવ;
તેનો સુત એટલું કહીને, લાજી રહે તતખેવ. ૧૫

જાણે મુક્તિપુરીથી પંખી, કોય ઉડતો આવે;
કથા કહે શ્રીકૃષ્ણજી કેરી, કો મુજને સંભળાવે. ૧૬

૧ પ્ર-૧ મધુર. ૪ કલિમલ-(સં.કિલ્મિષ), પાપ. નૌતન-નૂતન, નવું. ૫ ભવભય-સંસારનો ભય. જન્મ મરણનો ભય. ૧૦ મઘવા-ઇંદ્ર. ફેસી-તોડી-દૂર કરી. ૧૧ નગ-વૃક્ષ, ઝાડ. ૧૩ વારૂ-સારો. શ્રીરંગ-કૃષ્ણ. ૧૬ મુક્તિપુરી-દ્વારકાં.

અન્ન ન ભાવે નિદ્રા નાવે, રાત દિવસ લેહ લાગી;
સ્વપ્નમાંહે સ્વરૂપજ દેખે, વિરહ ધરે અતિ જાગી. ૧૭

વાસુદેવે તવ વાત સાંભળી, કન્યા કુલપ્રસૂત;
લક્ષણ સઘલાં છે સંપૂર્ણ, એમ વિનવિયો દૂત. ૧૮

મન કરે મધુસૂદન વરવા, પ્રીત પરસ્પર વાધી;
અંતર્ગત મળ્યા માંહોમાંહે, પૂર્વ ભવની બાંધી. ૧૯

હિરણ્યલોમાએ હર્ષ માંડ્યો, વિવાહનો વિચાર;
કન્યા એ કોને દીજીશે, મળી નિજ પરિવાર. ૨૦

વર વારૂ વસુદેવતણો સુત, કૃષ્ણજી કમલલોચન;
સમર્થ સગો સાથ વારૂ, કુલ કર્મે પાવન. ૨૧

વાત ગમતી સાથ સહુને, વર વારૂ જગદીશ;
દ્વેષ ધરી ધરણીધર સાથે, રુક્મૈયો કહે રીસ. ૨૨

## પદ ૩૨૯ રાગ રામગ્રી.

કુંવર કહે છે સાંભળો તાતજી, એ શી કહો છો અવળી વાતજી.

### ઢાળ.

વાત અવળી શી કહો છો, ઘરડપણે ગઇ સાન;
કુલ વિભૂતિ ને વર જોઇ, દીજીયે કન્યાદાન. ૧

આહીરને ઘેર ઉછર્યો, ચારતો વનમાં ગાય;
દીકરી એને દીજીયે તો, શોભા વારૂ થાય ? ૨

મહી માંખણ ચોરતો, ગોલણી દેતી ગાળ;
મળતાં મામો મારિયો, જ્યારે પધાર્યા મોસાળ. ૩

ઉગ્રસેન આગળ કર જોડી, મુખ કહે રાજાન;
આજ્ઞા મુજને દીજિયે, એમ કહે સામલવાન. ૪

રાજ્ય જેને કુલ નહી તે, સદા સહુનો દાસ;
પુત્રી પરણે તેહને, તો ઘણી પહોંચે આશ. ! ૫

---

૧૮ કુલપ્રસૂત–કુલમાં જન્મેલી, કુલીન. ૧૯ મધુસૂદન–મધુ નામના દૈત્યને મારનારા, કૃષ્ણ. ૨૦ હિરણ્યલોમા–રૂકમકેશી, રૂકિણીનો એક ભાઈ.

ડાઓલ દેશનો રાજીયો, સમર્થ જે શિશુપાલ;
જેની સેવા સહુ કરે છે, ભલા ભલા ભૂપાલ. ૬

સંબંધી તે સગો સાચો, જે કીધે સીઝે કાજ;
ભરવાડ ભલો ભવાડતાં, ભૂપતિ લાગે લાજ. ૭

વીરપણું વસુદેવને નહી, વિનયે છોડાવી નાર;
કપટ કરીને નસાડ્યો તો, ઉગર્યો કુમાર. ૮

કારાગૃહ વેઠ્યું ઘણું, ને દુખે દાધો દેહ;
અન્ન તો જમતા થયા, આજ સુખે ત્યાં એહ. ૯

કુંવર ષટ કંસે હણ્યા, ત્યારે ન ચાલ્યું બલ પ્રાણ;
વિવાહ એવો કીજિયે, જેનું વિશ્વમાંહે વખાણ. ૧૦

સ્વજન સહુએ મળ્યા માંહે, યાચક દે આશીષ;
ઓઘ કહે આહીરની, ત્યારે નીચું કરવું શીશ. ૧૧

હઠ કરી હરિ ઉવેખીને, દૂત પરઠાવી પાસ;
દમઘોષસુતશું વિવાહ મેળ્યો, આણી અતિ ઉલ્લાસ. ૧૨

સજાઇ વિવાહ તણી, મંડપ રચ્યા વિશાલ;
ધ્વજા પતાકા સજ કરી, તે નગર તોરણ માલ. ૧૩

રુક્મિણી ત્યારે દુખ પામી, તેડિયો ત્યાં વિપ્ર;
પત્ર લખીને આપિયું, ત્યાંથી ચલાવ્યો ક્ષિપ્ર. ૧૪

વાત કયહીં કરે નહી, જેનો અતિ વિશ્વાસ;
વેગે કરીને મોકલ્યો, જ્યાં વસે શ્રીઅવિનાશ. ૧૫

વહી આવ્યો દ્વારકાં, પ્રતિહારે કીધું જાણ;
મંદિરમાંહે આવિયો, પેખિયા શારંગપાણ. ૧૬

ઉઠ્યા હરિ આસન થકી, બેસારિયા ભૂદેવ;
પૂજા કીધી પ્રેમશું, કુશળ પૂછ્યું એવ. ૧૭

---

૭ ભવાડતાં–થતાં, કરતાં. ૧૧ ઓઘ–વંશ, વેલો. ૧૨ ઉવેખીને–નિંદા કરીને. પરઠાવી–મોકલી. દમઘોષસુત–દમઘોષનો પુત્ર, શિશુપાલ. ૧૩ ક્ષિપ્ર–તાત્કાલ. ૧૭ ભૂદેવ–પૃથ્વીના દેવ, બ્રાહ્મણ.

અન્ન ઉત્તમ આરોગાવી, વિપ્ર કર્યો વિશ્રામ;
ચરણ ચાંપે ચતુર્ભુજ ને, પ્રેમે પૂછે સ્વામ. ૧૮

### પદ ૩૩૦ રાગ રામગ્રી.

એણીપેરે પૂછે શ્રીભગવાનજી, કહો દ્વિજ ધર્મ ધરો છો સ્થાનજી.

#### ઢાળ.

ધર્મ સ્થાનક ધરો છો, દૃઢ આવે સંતોષ;
લૌલ્યપણું છાંડે નહી, વિપ્રને મોટો દોષ. ૧

યથા લાભ સંતોષ વર્તે, ત્યજે નહી નિજધર્મ;
અખિલ કામના તેની પહોંચે, પાલતાં નિજકર્મ. ૨

અસંતોષી સુખે ન સૂએ, ઇંદ્રલોક જો જાય;
દરિદ્રી જે સંતોષ (ધરે), સર્વાંગ સુખિયા થાય. ૩

સત્ય સંતોષી ભૂતશું હિત, રહિત જે અહંકાર;
એવા વિપ્રને મસ્તકે કરી, હું નમું વારંવાર. ૪

સુખી સઘલો લોક હોયે, જે રાજાને દેશ;
પ્રીતિશું જે પ્રજા પાલે, તે મુને વા'લો નરેશ. ૫

દૂરથી તમો ક્યમ આવ્યા છો, તે મને કહો ને કાજ;
ગુહ્ય હોયે તે હું કરૂં, જે કઠિન યદ્યપિ આજ. ૬

એણી પેરે પૂછિયું, લીલા મનોજશરીર;
કથા કહેવા વિપ્ર લાગ્યો, પ્રેમપૂરિત ધીર. ૭

પત્ર લઇને હરિપાણ આપ્યું, સુણો સામલવાન;
કુંદનપુર એક ભીમક રાજા, રુક્મિણી સંતાન. ૮

પત્ર પ્રેમે પાઠવ્યું છે, વાંચિયે ગોવિંદ;
પદ્મિનીની પ્રીતિ જાણી, કીજિયે પરમાનંદ. ૯

વિષ્ણુ કહે દ્વિજ તમો વાંચો, સાંભળું હું કાન;
પત્ર લઇને ઉકેલિયું, બ્રાહ્મણે આણી જ્ઞાન. ૧૦

---

૧ લૌલ્યપણું-ચંચલપણું, લાલચ. ૪ ભૂત-પ્રાણી. ૬ ગુહ્ય-ગુપ્ત, છાનું. ૭ મનોજશરીર-કામદેવના જેવા દેહવાળા. પ્રેમપૂરિત-પ્રેમથી ભરેલો.

સ્વસ્તિ શ્રી દ્વારામતી, સકલ ગુણ ભંડાર;
કૃષ્ણ ચરણે એક પ્રથમે, માહરો જુહાર. ૧૧

ભુવન સુંદર રૂપ લક્ષણ, સાંભળ્યા મેં આંહીં;
ચિત્ત નિર્લજ નથી રહેતું, ઠામ મારૂં ત્યાંહીં. ૧૨

રખે જાણો રાજકન્યા, ઠેઠ છાંડી લાજ;
વિપ્ર છાનો મોકલ્યો, જયમ જાણે મહારાજ. ૧૩

વિદ્યા વય કુલ રૂપ દ્રવ્યે, તું સરખો અભિરામ;
કોણ કન્યા ચતુર ધીરા, વરે નહી જે સ્વામ. ૧૪

તે માટે મેં તું વર્યો, આત્મા અરપ્યો આપ;
પ્રતિજ્ઞા પાલે નહી તો, શું રે કીજે બાપ. ૧૫

રખે આવી આભડશે, શિશુપાલ તમારે ભાગ;
સિંહકેરા ભક્ષ્યમાં, ગોમાયુનો નહી લાગ. ૧૬

ઇષ્ટ [1]પૂર્તિ દાન વ્રત તપ, દેવ ગુરુ અર્ચન;
કીધાં હોયે તો આવી ગ્રહેજો, મને જુગજીવન. ૧૭

છાના પ્રથમ આવજો, પ્રભુ લગન દિન છે કાલ;
રાક્ષસવિવાહ કરી મુજને, બલે કરીને ચાલ. ૧૮

સૈન્ય યાદવ તણું તેડી, જીતી સર્વ ક્ષિતિપાલ;
અંતઃપુરે કયમ હરો તેની, વિધિ કહું દયાલ. ૧૯

પ્રથમ દિવસે અંબિકાતું, કરવાને દર્શન;
નગર બાહર નિસરૂં ત્યારે, ગ્રહેજો જુગજીવન. ૨૦

પદપંકજરજ અજ શંકર, વાંચ્છે મોટા મુન્ય;
તો હું કયમ ઇચ્છું નહી, થાવાને પાવન. ૨૧

કમલલોચન ન પામું તો, પ્રાણ ત્યજું શત વાર;
જન્મ જન્મે જયાં લગે, તમો થાઓ ભરતાર. ૨૨

---

૧ પ્ર-૨ ધ્યાન ધારણા દાન વ્રત તપ. ૧૧ જુહાર-પ્રણામ. ૧૬ આભડશે-અપવિત્ર કરશે. ગોમાયુ-શિયાળ. ૧૭ ઈષ્ટ-યજ્ઞ. પૂર્તિ-( સં. પૂર્ત ) દેવાલય વગેરે

## પદ ૩૩૧ રાગ રામગ્રી.

એણીપેરે બ્રાહ્મણ કહે છે વાણીજી, સાંભળો ને તમો શારંગપાણિજી.

### ઢાળ.

શારંગપાણિ તમે સાંભળો, મેં કહ્યા ગુહ્ય સંદેશ;
હવે જે કરવું ઘટે તે, કીજિયે દેવેશ; ૧

સંદેશ શ્યામાનો સુણી, સમર્થ વૈકુંઠનાથ;
હસી હરિ એમ બોલિયા, વિપ્રનો સાહી હાથ. ૨

મન મારૂં ત્યાં છે મેં, પ્રથમ પ્રીછી વાત;
દ્વેષ મુજશું વિવાહ કેરો, કરે છે તે ભ્રાત. ૩

નિદ્રા નિશ આવે નહી, અંતર એ ઉચ્ચાટ;
મન જાણ્યું માનિનીનું, [1]એ થયો હું વાટ. ૪

મથી સઘલા મળ્યા મહીપતિ, લાવું લીલાએ ઘેર;
કાષ્ટમાંહેથી કાઢિયે, [2]જયમ અગ્નિશીખા પેર. ૫

એવું કહી રથ જોતરાવ્યો, અશ્વ ઉત્તમ સાર;
[3]સેન સુગ્રીવ મેઘપુષ્પક, બલાહક એ ચાર. ૬

વિપ્ર વહેલે બેસાર્યોને, બેઠા વૈ જુગદાધાર;
એક રાત્રે વહી ગયા, વિદર્ભ દેશ મુઝાર. ૭

[4]ભીમક રાજાએ વિવાનો સોંપ્યો, પુત્રને શીર ભાર;
શિશુપાલને કન્યા કહી પણ, પ્રેમ નહી લગાર. ૮

નગર શેરી છંટાવે ને, ધ્વજા પતાકા દ્વાર;
અગર ઉખેવે ઘણું ને, ભૂષણ કરે નરનાર. ૯

વિપ્ર વેદની કરી પૂજા, નાનાં મંગળ કર્મ;
બ્રાહ્મણભોજન કરાવ્યાં, બહુ વસ્ત્ર આપ્યાં ધર્મ. ૧૦

---

૧ પ્ર-૨ જે હું થયો છું વાટ. ૨ પ્ર-૨ જેમ હુતાશન તે પેર. ૩ પ્ર-૨ સર્વ સામગ્રી મધ્ય મેલી, પોતે થયા અસ્વાર. ૪ પ્ર-૧ ભીમકરાજા પુત્ર પ્રેમે, વિવાહનો સંભાર. ૬ સેનને ઠેકાણે-શૈબ્ય. ૪ નિશ-( સં. નિશા ) રાત્રે. ૫ અગ્નિશિખા-અગ્નિની ઝાલ. ૭ વેહેલે-વે'લમાં-રથમાં.

મલસ્નાન કીધું સુંદરી, ગ્રહશાંતિ વેદવિચાર;
કંકણ કર તે બાંધિયુંને, વિવિધ પેર શૃંગાર. ૧૧

હોમ કરીને કરે રક્ષા, અથર્વણના મંત્ર;
પુરોહિત પૂજા કરાવે, ગોત્રદેવ્યા તંત્ર. ૧૨

હેમ રૂપું ધેનુ તિલ ગુડ, વસ્ત્ર દઇ દાન;
વિનાયક પૂજા કરીને, બ્રાહ્મણને બહુ માન. ૧૩

દમઘોષ રાયે દાન કીધાં, પૂજ્યા વિપ્ર વિશેષ;
કર્યા ઉત્સવ અતિ ઘણાને, વિવિધ સુંદર વેષ. ૧૪

સગા સહુ તેડાવિયા, દંતવક્ર જરાસંધ;
વિદુરથને શાલ્વ પુંડરીક, સિંહ ને શાલબંધ. ૧૫

અવર રાજા અતિ ઘણા, યાદવ નહી કો એક;
સગા સહુએ આવિયા, રામ કૃષ્ણ વ્યતિરેક. ૧૬

માંહોમાંહે વારતા, તે કરે આણી ક્રોધ;
રામ કેશવ આવશે, જો સંગ યાદવ યોધ. ૧૭

કદાચિત્ હરશે કન્યાને, તો કરીશે સંગ્રામ;
શિશુપાલને પરણાવશું, જો જો અમારૂં કામ. ૧૮

હસ્તી ઘોડા રથ પાળા, સૈન્ય બહુ સમર્થ;
ચૈદ્યપતિને મળ્યા મંદિર, સાધવા તે અર્થ. ૧૯

બલદેવજીએ સાંભળ્યું, એકલા ગયા યદુરાય;
કન્યા હરતાં રખે હરિને, ક્લેશ કાંઇએ થાય. ૨૦

પૂઠેથી બહુ સૈન્ય લઇને, સાંચરે બલદેવ;
યોધ યાદવ અતિ ઘણા, કારજ કરવા ખેવ. ૨૧

રામ રંગે નિસર્યા, યાદવ સૈન્ય છે સાથ.
આગળથી ગયા જાણિયા, ભાલણપ્રભુ રઘુનાથ, ૨૨

---

૧૧ મલસ્નાન–મેલ કાઢવા કરેલું સ્નાન, તેલ વગેરે ચોળી સ્નાન કરવું તે. ૧૩ હેમ–સુવર્ણ. તિલ–તલ. ગુડ–ગોળ. વિનાયક–ગણપતિ. ૧૮ કરીશે–કરશું.

## પદ ૩૩૨ રાગ ગોડી.

ચેદિ દેશથી ચાલી જાન, દેશ દેશના બહુ રાજાન. ૧
ખેડે રથને છીંકે કોય, અશુકન આગળથી હોય. ૨
આડી ઉતરે ત્યાં માંજાર, સામી ભેટે વિધવા નાર. ૩
શબ્દ ત્યાં એવો ઉચ્ચરે, આજ જાયે તો કારજ નવ સરે. ૪
એવે શકુને તો સાંચર્યા, વિદર્ભ દેશમાંહે પરવર્યા. ૫
જાન આવી ભીમકની પુરી, રાજા સામો ગયો પરવરી. ૬
દેઈ માનને પૂછ્યું ક્ષેમ, ઉતારા આપ્યા અતિ પ્રેમ. ૭
ભક્ષ્ય ભોજન નાનાવિધ અન્ન, સેવા કરવા મેલ્યા જન. ૮
કહે શુક સાંભળ ભૂપતિ વાત, પ્રેમદા મન વિમાસે પ્રાત. ૯
નાવ્યો દ્વિજ ને નાવ્યા હરિ, મારે પૂર્વ પાપે કરી. ૧૦
જાણિયે છે પહેલું મન કર્યું, કાંઇક અવગુણ વસી ઉતર્યું. ૧૧
નિર્લજ થઇને મેં લખિયું પત્ર, તે દૂષણ મન વસિયું અત્ર. ૧૨
વિવાહ આડે છે ત્રણ યામ, શાસાટે નાવ્યા ઘનશ્યામ. ૧૩
પત્ર વાંચીને ના નવ કહી, તેણે વાડવ થોભ્યો સહી. ૧૪
પછે આલસ્યા જોઇ મર્મ, આડું આવ્યું મારૂં કર્મ. ૧૫
વિધાતા વિમુખ મહાદેવ, રૂઠી ગૌરી કર્મની ખેવ. ૧૬
હરિનયણી હરીયું હરિ મન, ચિંતવતાં મીચ્યાં લોચન. ૧૭
નયણે વહે આંસુની ધાર, વળી વળી કરે એહ વિચાર. ૧૮
આવે તો હવડાં છે કાલ, નામ સત્ય જો દીનદયાલ. ૧૯
હું દાસી દામોદર તણી, જો જાણો ત્રિભુવનધણી. ૨૦
એણીપેર ચિંતા કરે જયાંહી, વામનેત્ર ફરક્યું ત્યાંહીં. ૨૧
શકુન વિચારી થઇ રળિયાત, કોને કહી ન શકે સુખ જાત. ૨૨
એવે આવ્યા પુરી ઉપવન, કૃષ્ણ કહે વિપ્રને વચન. ૨૩

---

૨ અશુકન–અપશુકન. ૩ માંજાર–બિલાડી. ૫ શકુને–શુકને. ૧૩ યામ–પહોર. ૨૧ વામનેત્ર–ડાબીઆંખ. ૨૨ જાત–(સં–જન્–જા) ઉત્પન્ન થયેલુ. ૨૩ પુરીઉપવન–નગરીનો બગીચો.

મરશે મારો વિરહ ધરી, વેગે જાઓ જ્યાં સુંદરી. ૨૪
એમ મોકલ્યો વિષ્ણુએ વિપ્ર, શ્યામામંદિર પહોતો ક્ષિપ્ર. ૨૫
[1]હૃષ્ટવદન દીઠા કામિની, કામ થયું જાણ્યું ભામિની. ૨૬
પ્રેમે પૂછે સમાચાર, વાડવ માંડી કહો વિસ્તાર. ૨૭
વેગે ખાધી વધામણી, ઉપવન આવ્યા ત્રિભુવનધણી. ૨૮
સત્ય વચન દીધું હરિ યથા, તે માંડી કહી સર્વે કથા. ૨૯
મનમાં થયો અતિ ઉલ્લાસ, ઉચિત આપવા કરે કાંઇ આશ. ૩૦
ઉશીંકલ તે થાવા જશી, વસ્તુ કશી મનમાં નવ વસી. ૩૧
સર્વસ્વ જો આપું આ સ્થાન, તોએ તે નહી હર્ષ સમાન. ૩૨
આપૂર્ણ ત્યાં જોઇ સ્થાન, આપી હાર ને કર્યો પ્રણામ. ૩૩
અમર સહુ લક્ષ્મીને નમે, તેહ વિપ્ર તો પાગે રમે. ૩૪
વળ્યો વિપ્ર દેઇ આશીષ, વેગે વર પામો જગદીશ. ૩૫
હરિનયણી હર્ષે ઉલ્લસે, મનમાંહે અતિ આનંદ વસે. ૩૬
આવ્યા સાંભળી કેશવ રામ, ભીમક સામો ગયો વિશ્રામ. ૩૭
મધુપર્ક લેઇ બહુ ભેટ, વસ્ત્ર અનુપમ આપ્યાં નેટ. ૩૮
પૂજા કીધી પ્રેમે ઘણી, જોવા આવ્યા ત્રિભુવનધણી. ૩૯
ભલે પધાર્યા હરિ પરવરો, ઉત્તમ ઉતારે ઉતરો. ૪૦
સૈન્યસહિત ભક્ષ્ય ભોજન, કરે અતિ આદર રાજન. ૪૧
પૂજા પ્રેમે કરી સર્વથા, વરવા આવ્યા જાણી યથા. ૪૨
જે જે આવ્યા છે ભૂપતિ, જેવી વય તેવાં કુલ મતિ. ૪૩
ભીમક સહુની સેવા કરે, નિજ નિજ ઉતારે ઉતરે. ૪૪
આવ્યા હરિ જાણી સહુ લોક, નગરના વાસી થયા ગતશોક. ૪૫
દર્શન હરિને હર્ષજ ધરે, માંહોમાંહે એવું ઉચ્ચરે. ૪૬
રુક્મિણીને ભાવે એ પત્ય, કેશવ ને કન્યા એ સત્ય. ૪૭

---

પ્ર. ૧-૨ સ્મિતવદન છે. ૨૬ હૃષ્ટવદન-પ્રસન્ન મુખવાળો. ૩૩ આપૂર્ણ-અપૂર્ણ (?) ૩૮ નેટ-નક્કી. ૪૫ ગતશોક-શોક રહિત.

અહીં દૈવનું જો જો યત્ન, જ્યમ જડાયે કુંદન રત્ન. ૪૮
ક્યાં કેશવ ને ક્યાં શિશુપાલ, ક્યાં કેસરી ક્યાં શિયાલ. ૪૯
અંતરધન જોતાં અતિ ઘણો ફેર, જ્યમ સરસવ સોનાનો મેર. ૫૦
ક્યાં ચેદ્ય ને ક્યાં રણછોડ, ક્યાં ગર્દભ ક્યાં અશ્વની જોડ. ૫૧
ક્યાં શિશુપાલ ક્યાં રુક્મિણી, ક્યાં કાચ ને પારસ મણિ. ૫૨
જો સુકૃત અમો કીધાં હોય, તેણે પુન્યપ્રતાપે જોય. ૫૩
પ્રસન્ન થઇને પુરુષપુરાણ, વૈદર્ભી ગ્રહજો નિર્વાણ. ૫૪
પ્રેમે એમ વદે પુરજન, રોમાંચિત છે સહુનાં મન. ૫૫
એવે યોધા ભટ પરવરી, કન્યા પુર બહાર નીસરી. ૫૬
ઉંચાં આયુધ કરી રખવાળ, સન્નાહ પેર્યો કર કરવાલ. ૫૭
કન્યા આગળ પાછળ રહે, મારગ દ્યો મારગ દ્યો કહે. ૫૮
પદપંકજ ભવાની તણું, જોવા ચાલી ઉલટ ઘણું. ૫૯
પાળી પદ્મિની ચાલી ચરણ, ધ્યાન હૃદે શ્રીઅશરણશરણ. ૬૦
મન માનિની છે અતિરંગ, માતા ને સહિયર છે સંગ. ૬૧
વાજે મુરજ શંખ ને તૂર, વીંટી જાયે સબલા શૂર. ૬૨
ચંદન પુષ્પ પૂજા ઉપહાર, લઇ ચાલે આગળથી નાર. ૬૩
દ્વિજપત્ની સાર્યા શણગાર, કરતાં ગાન સર્વ પરિવાર. ૬૪
ગાયન ગાય બંદિજન સ્તવે, સૂત વંશકથા વિનવે. ૬૫
બંધુવર્ગ સાથે આહ્લાદ, આવ્યાં અંબા તણે પ્રાસાદ. ૬૬
જલ લઇ કર્યું આચમન, શિવા સમીપે ગયાં સદન. ૬૭
ઘરડી સ્ત્રી જે વાડવતણી, પૂજા વિવિધ વિશેષે ભણી. ૬૮
તે પૂજા કરાવી ખરી, ચરણે પ્રણમે તે સુંદરી. ૬૯
સ્તુતિ કરીને કરે પ્રણામ, વર વાંચ્છે ભાલણપ્રભુ રામ. ૭૦

---

૫૦ અંતરધન–અંતર્ગત, હૃદયમાં. મેર–મેરૂ પર્વત. ૫૧ ગર્દભ–ગધેડો. ૫૭ સન્નાહ–લશ્કરી પોશાક, બખતર. કરવાર–તરવાર. ૬૦ પાળી–વાહનરહિત. ૬૩ ઉપહાર–સામગ્રી. ૬૬ પ્રાસાદ–મંદિર. ૬૭ શિવા–પાર્વતી, સદન–ગૃહ, ઘર.

## પદ ૩૩૩ રાગ ધનાશ્રી.

ભવપત્ની ભવાની માતા, પ્રણમું છું અનુદિનજી;
ગણપત્ય સ્વામી સહિત તને, પૂજું એક મનજી. ૧
બીજી કાંઇ નથીરે વાંચ્છના, માગું એ વરદાનજી;
પીયુ મારે થાજો પુરુષોત્તમ, ભાવ ધરી ભગવાનજી. ૨
એ મંત્ર ભણીને ગંધ ધૂપ જલ, અક્ષત કુસુમનો હારજી;
ભૂષણ વસ્ત્ર દીપબલિ, નૈવેદ્ય દે નાના સારજી. ૩
સૌભાગ્યવતી વધૂની, પૂજા વિધિશું કીધીજી.
તિલક કરી તંદુલ ચોઢી, તેણીએ આશીષ દીધીજી. ૪
પ્રેમે શ્રીફળ ફોફળ આપ્યાં, કંઠસૂત્ર તાંબોલજી;
આશીષ દ્વિજપત્નીએ આપી, સુખ પામવા મૂળજી. ૫
મુનિવ્રત મેલીને ચાલી, દેવીસદનથી બહારજી;
દાસીનો કર કરમાં ગ્રહીને, રત્ન મુદ્રિકા સારજી. ૬
શ્યામા અતિ સુંદર દેહ દીસે, જાણે દેવની માયાજી;
કટિમેખલા મણિમય ખળકે, ઝળકે કોમલ કાયાજી. ૭
ચંચલ નયન ચારૂ ચમકતાં, કુંડળ ઝળકે કાનજી;
કુચઅંકુર પ્રગટ્યા પ્રેમદાને, મોહે સર્વ રાજાનજી. ૮
બિંબ અધર પર દંત ઝળુકે, મંદ સ્મિત તે કરતીજી;
હંસગામિની નેપુર ઝમકે, મુનિજનનાં મન હરતીજી. ૯
ચારૂ ચુંદડી ઉપર ઓઢી, ચાંપા કુસુમને ચટકેજી;
અંબરથી આથી નવ ચાલે, લીલા ગતિ અતિ લટકેજી. ૧૦
યાત્રા મિષે માનિનીએ કીધી, શોભા સબલ સજાઇજી;
યાદવજી આવે તો જોએ, મારી જે ચતુરાઇજી. ૧૧

---

૨ વાંચ્છના–ઈચ્છા. ૪ તંદુલ–ચોખા. ફોફળ–(સં–પૂગીફળ) સોપારી. ૬ રત્નમુદ્રિકા–રત્નની વીંટી. મુનિવ્રત–મુનિલોકો વ્રત ધારણ કરે છે તે, મૌનપણું. ૮ ચારૂ–સુંદર. કુચઅંકુર–સ્તનના અવયવ ફુંટવા તે. ૯ બિંબ–પાકું ધીલોડું. મંદસ્મિત–મંદહાસ્ય. ૯ હંસગામિની–હંસની પેઠે ચાલનારી. ૧૦ ચટકે–રંગે.

મહીપતિ દેખીને મોહ પામ્યા, ઉભાથી અડવડિયાજી;
ગજ રથ અશ્વ થકા તે અલવે, મૂઢ થઇ તે પડિયાજી. ૧૨

ચોદેશે ચંચલનયની નિરખે, પૃથ્વીપતિ બહુ પેખેજી;
કેશ ઉફરા કરી નિહાળે, દામોદર નવ દેખેજી. ૧૩

દેરાં આગળ ઉભી અબલા, અવર બહુ છે નારીજી;
જાણે જે જે રથ આગળ જાઇશ, તો ઘેર જાશે બેસારીજી. ૧૪

નગરમાંહે પેઠા પૂઠે, શી પેર કેશવ કરશેજી;
હવડાં આવી શકે તો આવે, પછે કયી પેર હરશેજી. ૧૫

ભયત્રાસિત હરિણીની પેરે, ચોદેશે નિહાળેજી;
માતા કહે બાઇજી હીંડો, આંસું નયણે ઢાળેજી. ૧૬

મુખ મોડે કાંઇ મિષ કરે, પણ છાંડે નહી તે ઘાટજી;
ભાલણપ્રભુ રઘુનાથ તણી, ત્યાં ઉભી જોયે વાટજી. ૧૭

## પદ ૩૩૪ રાગ ગોડી.

નીસાસા મેલે મૃગનયણી, અંતર્ગત વિમાસેજી;
ભૂરપણે હું કાંઇ ન ચેતી, વિપ્ર મોકલ્યો વરાંસે. હાં હરિ નાવ્યો હો. ૧

નગર ઢુકડા આવ્યા નરહરિ, કાંઇ એક પડિયા સાંસેજી;
પરમ પુરુષ તે કયમ પધારે, અબલા કેરે ઝાંસે. હાં૦ ૨

હાં હરિ નાવ્યા હો, મળિયા રાય ને રાણાજી,
જયમ ગજપતિનો સાદ સાંભળી, વૈકુંઠથી ઉજાણા. હાં૦ ૩

પ્રલ્હાદને કાજે તેં કીધો, સ્તંભમાંહે વાસજી;
તે તો પાંચ વરસનો બાલક, સાચો જાણ્યો દાસ. હાં૦ ૪

ધ્રુવને નિશ્ચલ પદ જે આપ્યું, એકમના તે જાણ્યોજી;
અબલા માટે અવગુણ મારો, અંતર્ગત તે આણ્યો. હાં૦ ૫

---

૧૩ ઉફરા–ઉપર, ઉંચી. ૧૬ ભયત્રાસિત–ભયથી બીવેલી. ૧૭ ઘાટ–માર્ગ.
૨ ભૂરપણે–ભોળપણે, ઝાંસે–ગુસ્સે બોલવું તે, ત્રાગું–કરવું તે, ૩ ઉજાણા–ચાલ્યા.
ચાંપાકુસુમ–ચંપાનું ફુલ.

ઇંદ્ર સાથે અન્યા કીધો તે, ઉદ્ધારી અહલ્યા નારીજી;
મેં તો પાતક કર્યું નથી, શેં નાવ્યા દેવ મુરારિ. હાં૦ ૬

હવડાં મને ઘેર લઇ જાશે, થાશે સંધ્યાકાલજી;
વેરી વીશે વેગે દેશે, કર ગ્રહેશે શિશુપાલ. હાં૦ ૭

કંઠપાશ ઘાલું વિષ ખાઉં, કે પાવકમાં પેસુંજી;
ચતુર્ભુજ ચરણ તણી આણ જો, ચૈદ્ય પાસે જઇ બેસું. હાં૦ ૮

વધામણી શું જૂઠી ખાધી, વાડવે આવી વાહીજી;
પ્રાણ ત્યજું પણ હું નવ બેસું, શિશુપાલનો કર સાહી. હાં૦ ૯

અબલા ઉતાવળ કરે છે, ચાલે નહી મુજ ચરણજી;
આણી વેલા શું નહી આવે, અલવે અશરણશરણ. હાં૦૧૦

અથવા શું બહુ યોદ્ધા દેખી, બીના દીનદયાલજી;
કેહી માત્ર તે કેસરી આગળ, કોટિ મળ્યા શૃગાલ. હાં૦૧૧

ક્યાં શિશુપાલ મંદમતિ માનુષ, ક્યાં એ શ્રીરણછોડજી;
તુલસીમંજર શી પેર થાયે, જો વાવે વિજયા છોડ. હાં૦૧૨

એણીપેર વિમાસણ કરતાં, ફરક્યું વામ લોચનજી;
સ્થિર મન રાખી કરે વિનંતિ, એવું કહી વચન. હાં૦૧૩

જો મેં પુન્ય કર્યું હોયે કાંઇ, દીધું હોયે જો દાનજી;
તો ભાલણપ્રભુ શ્રીરામ આવજો, સમર્થ શ્રીભગવાન. હાં૦૧૪

## પદ ૩૩૫ રાગ ધનાશ્રી.

આરત કરતાં અતિ ઘણી રે, આવ્યા શ્રીગોપાલ;
રથ બેઠા રળિયામણા રે, દીઠા દીનદયાલ. ૧

### ઢાળ.

દયાલ આવ્યા દીપતા, તવ પડ્યું અતિ ભંગાણ;
રાજા સહુ ઝાંખા થયા, જાણે દેહમાં નહી પ્રાણ. ૨
ગર્વ આણે બાણ તાણે, જાણે હરિ હરશે સહી;
આપ વખાણે આણે ટાણે, મૂકાવે તે કો નહી. ૩

૧૧ કેહી–કોણ. ૧૨ તુલસી મંજર–તુલસીની માંજર–પુષ્પ. વિજયા–ભાંગ.

શ્યામા સરખી નયણે નિરખી, હૈયે હરખે અતિ ઘણું;
દયાલ આવ્યા મન ભાવ્યા, લાવ્યા સૈન્ય તે આપણું. ૪

મને વે'શે દોટ દેશે, લેશે હેલામાં હરી;
જેહ મળિયા ભૂપ બળિયા, થયા ગળિયા મતિ ખરી. ૫

જે દીઠે સ્વામી દુઃખ વામી, સુખ પામી સુંદરી;
તે ક્યમ કહિયે પાર ન લહિયે, જો વદિયે શત જીહ્વાએ કરી. ૬

હવે આથી ચાલું પાણિ ઝાલું, દેહ આલું નાથને;
લાજ મેલું રહે રેલું, એ મિલન છેલું સાથને. ૭

શિશુપાળ સાલે આથી ચાલે, ઝાલે કર સહિયર તણો;
પગલાં ભરતી સાન કરતી, નેહ ધરતી અતિ ઘણો. ૮

નયણ મળિયાં મન ભળિયાં, વળિયાં પાછાં ક્યમ રહે;
દયા કીજે આવી લીજે, બીજો તે કર ક્યમ ગ્રહે. ૯

રથ બેસવા ચાલી કુંવરી કાલી, આવી ઝાલી કામિની;
ગ્રહી નારી રથ બેસારી, પ્રેમ ભારી ભામિની. ૧૦

સાસું જોઇ રહ્યા રોઇ, અવર જે રાજન;
હરિ સમુદ્રમાંહે થયા તે, ઉદક બહુ સમાન. ૧૧

મથી મહીપતિ ક્રોડ ને, પીતાંબર પળાયે;
શિયાલકેરા યૂથમાંહેથી, સિંહ લઇને જાયે, ૧૨

## પદ ૩૩૬ રાગ સામેરી.

રુક્મિણીને રથ બેસારી, સાંચર્યા જ્યારે સ્વામ;
વેગે લઇને વાહિની, પરવરે પૂઠે રામ. ૧

હરી જાતા જોઇ યાદવ, વદે જરાસંઘ;
અરે કોણે દીઠો નહી, મોહે થયા શું અંધ. ૨

રુક્મિણીને લઇ જાતાં, યોધ લાગી ગાળ;
ધિક આયુધ આપણાં, જે બલ રહ્યું નહી બાળ. ૩

---

૫ હેલામાં–ક્ષણમાં. ગળિયા–નરમ. ખરી–ખરી પડી, નાશ પામી. મિલન–મેલાપ, ૧૦ કાલી–(સં–ક્લ) કાલીઘેલી. ૧ વાહિની

નગરજન જોવા મળ્યા તે, વદે વાણી લોક;
શણગાર શિશુપાળે કર્યા તે, સઘલા થયા ફોક. ૪

ભીંઢળ છોડો કરથકી ને, ઢાંકો એનો હાથ;
ડાઢીનું પાણી રહ્યું જે, આવ્યા વૈકુંઠનાથ. ૫

વિધાતા વરાંસ્યો નહી, ચતુરાઇ એની ઘણી;
વર વિઠ્ઠલજી ભલા ને, રાજકન્યા રુક્મિણી. ૬

જુઓ મુખ શિશુપાલનું, નયણે વહે છે નીર;
કઠિન હૈયું એહનું, જે પ્રાણ ધરે શરીર. ૭

અપમાન પાયે મરણ વારૂ, જેને હોયે સાન;
પરણ્યા વિના કેમ ઘેર જાશે, જે લઇ આવ્યો જાન. ૮

સહુ શ્રવણે સાંભળે, જે કહે છે કઠિણ વચન;
સાહે કરવા સોડિયા, જે ભૂપકેરા તન. ૯

મૂછ મરડે દાંત ઘરડે, હોઠ કરડે હઠ ચઢે;
ગાળ દેતા મને વે'તા, આયુધ લેતા અડવડે. ૧૦

અશ્વ ચઢતા ઢળી પડતા, કો આખડતા અડવડે;
વેગે પલાઓ વીર ધાઓ, મળ્યા જાઓ ઉચ્ચરે. ૧૧

ધરો ધૂતારો વેગે મારો, ઝાલો ત્યાં એ મૂઢને;
રખે રસલો જાયે કુશલો, મહીએ મસલો પ્રૌઢને. ૧૨

મન કૂડે અશ્વ ઝૂડે, રેણુ ઉડે ખુર તણી;
તે યોધ બૂકે હોઠ સૂકે, તીર ઝૂકે હરિભણી. ૧૩

મુસલધારી મતિ વિચારી, સન્ય સારીને રહ્યો;
બીક ટાળી વ્યૂહ વાળી, બિર્દ પાળી નિર્વહ્યો. ૧૪

વીર તરસે બાણ વરસે, સહુ સરેશ શ્રમ કરે;
રથે રામા વળી વામા, શ્યામા જલ નયણે ભરે. ૧૫

---

૫ ડાઢીનું-ડાઢીવાળો જે પુરુષ તેનું. ૯ સોડિયા-તત્પર થયા અથવા છોડયો. ૧૦ ઘરડે-પીસે. ૧૨ રસલો-રસીલો અથવા રખડો. મસલો-મસળી નાખો. ૧૩ રેણુ-રજ, ધૂળ. ખુર-ખરી. બૂકે-ખાય. ઝૂકે-ઝૂકાવે. ઝૂડે-મારે. ૧૪ સારીને-શણગારીને. વ્યૂહ-રચના રચઇ ( રિવ્યુ ).

પ્રીત રાખે કૃષ્ણ પાખે, [1]સૂત્ર દાખે આપણું;
ભય મ ધરશો [2]એહ મ વરશો, મોદ ધરશો હું હણું. ૧૬

મોહે માંકે હલી હાંકે, પ્રહાર પાંકે પડવડે;
વીર નિવારે મુસલ મારે, દેહ હાલે ચડવડે. ૧૭

પ્રહાર સાલે રૂધિર ચાલે, વીર ઝાલે શીશને;
યોધ બળિયા ભૂમિ ઢળિયા, બાણે બલિયા ઇશને. ૧૮

થયા ખોડા પડ્યા ઘોડા, કર્યા ખોડા હલધરે;
ઉંટ નાસે પ્રહાર ત્રાસે, પેર પાસે શી કરે. ૧૯

શૂર સાથી, હણ્યા હાથી, ભરે ભાથી બાણના;
[3]ભીડ ભારી મહી સારી, પગ પસારી પ્રાણના. ૨૦

કુંડળ ઝળકે મુગટ ચળકે, ભૂમિ સળકે યોધને;
ભૂપ ભાગે બાણ વાગે, ઝાલ લાગે ક્રોધને. ૨૧

મગધ માઠો નેટ નાઠો, ઘણું ધાઠો હો હઠી;
નયન સુણે [4]કોટ ધૂણે, વૈર પૂણે મતિ મઠી. ૨૨

શિશુપાલ રોયે નીચું જોયે, નેત્ર ચૂએ ચાલતાં;
કાંઇ ન સૂઝે બાપ બુઝે, કો ન ઝુઝે ઝાલતાં. ૨૩

ભલા ભડિયા હાથી ચઢિયા, પળ્યા સઘલા જાનિયા;
રણે ગાયા અને દ્રાયા, રોયે ધાયા માનિયા. ૨૪

શિશુપાલની ત્યાં શ્રી હરી, તવ કરે બેઠો રૂદન;
જરાસંધ ને વિદૂરથ, દંતવક્ર વદે વચન. ૨૫

શોક કરવો નવ ઘટે, સમર્થ તું ભૂપાલ;
સુખ દુખ વશ નહી આપણે, એ કરે છે સર્વ કાલ. ૨૬

---

૧ પ્ર-૨ સત્ય. ૨ પ્ર-૨ એને. ૩ પ્ર-૧ ભડે. ૪ પ્ર-૨ કોય. ૧૬ સૂત્ર-ધારો, નિયમ. વરશો-એકદમ પડશો. ૧૭ મોહે માંકે-મારા મોહથી (?) પાંકે-તાકે. પડવડે-પરવડે-પડે અથવા અનુકૂળ થાય અથવા પરવરે-જાય. ચડવડે-ચરભડે. ૨૧ સળકે-કંપે, હાલે. ઝાલ-મૂળમાં રાલ-રાડ-કજીઓ. ૨૨ ધાઠો-ઘસાયો. પૂણે-પૂર્ણે, પજવે. મઠી-માઠી. ૨૩ ચૂએ-વહે. બુઝે-(સં-બુધ્) જાણે. ઝુઝે-લડે, જોશથી મચ્યા રહે. ૨૪ જાનિયા-જાનૈયા. ગાયા-ગયા, ચઢ્યા. દ્રાયા-ધરાયા. ધાયા-ઘવાયા. માનિયા-માનવીઓ. ૨૫ શ્રી-લક્ષ્મી અથવા રુક્મિણી. હરી-હરણ કરી તવ-ત્યારે.

ગોડીયાને વશ વર્ત્તે, કાષ્ટની જ્યમ પૂતલી;
ત્યમ જીવ ઇશ્વર તણે છે, નિર્બલ થાયે અતિ બલી. ૨૭

ત્રેવીશ ક્ષૌહિણી સહિત ભાગ્યો, હું એ આગળ સત્તર વાર;
એકવાર પાછળ જીતિયો, પણ દુઃખ નહી લગાર. ૨૮

હાર્યાનું દુઃખ નાણિયે, વળી સમો આવે વાળિયે;
શું કીજે સહુ કર્યાં પ્રાજે, આજ એ ગોવાળિયે. ૨૯

વીર ઉઠી ઘેર જાઓ, ધીરજ મનમાંહે ધરો;
આપણ એને જીતશું; જ્યારે દૈવ થાશે પાધરો. ૩૦

પ્રતિબોધ એવા સાંભળી, શિશુપાલ ચાલ્યો ઘેર;
રાજા રણમાં ઉગર્યા, તે ચાલ્યા પેર પેર. ૩૧

**પદ ૩૩૭ રાગ આશાવરી.**

રુક્મૈયો રીસે ભર્યો, દૈવે તે ઝાંખો કર્યો;
નગર બહાર તે નિસર્યો. ૧

**ઢાળ.**

ઉતાવળો તે નિસર્યો, સર્વ રાજા પ્રત્યે ઉચ્ચરે;
સાંભળતાં સર્વ ભૂપને, તે પ્રતિજ્ઞા એવી કરે. ૨

કૃષ્ણને જીત્યા વિના, લાવ્યા વિના તે રુક્મિણી;
કુંદનપુર પેસું નહી હો, પ્રતિજ્ઞા એ અમતણી. ૩

બેસી રથ કહે સારથિને, અશ્વ વેગે ખેડ હો;
ભાંજું જઇ ભરવાડને, લે કૃષ્ણ કેરી કેડ હો. ૪

મૂઢ મહિમા જાણે નહિ, ગોવિંદને દે ગાળ;
ઉભો રહે રે આહીર તું, પ્રતિજ્ઞા એ પાળ. ૫

એક રથશું આવિયો, ત્રણ મેલ્યાં બાણ;
તિષ્ઠ કહે [1]યદુકુલદૂષણ, કયમ જાણું બલ પ્રાણ; ૬

કાગની પેરે એ'ન મારી, હરીને જાઇશ ક્યાંહાં;
આજ મદ મદાંતમા, હું ગર્વ ઉતારૂં આંહાં. ૭

---

૧ પ્ર-૧ તથા પ્ર-૨ યદુકુલદુખઃ ૨૭ ગોડિયા—જાદુગર. ૩૧ પ્રતિબોધ—શીખામણ.
૬ તિષ્ઠ—(સં—સ્થા+તિષ્ટ્) ઉભો રહે.

બાણે માર્યો માહરે, મહીએ ન સૂએ જ્યાંહિં;
મે'લ ભગિની માહરી, ઉતાવળો તું આંહિં. ૮

હસીને હરિ બાણ મેલી, છેદિયું તેનું ચાપ;
બાણ છનો પ્રહાર કીધો, રુકમૈયાને આપ. ૯

ધનુષ બીજું કર ધરીને, મે'લ્યાં બાણ અઢાર;
આઠ મૂક્યાં અશ્વ ચોહોને, સૂતને બે પ્રહાર. ૧૦

ત્રણ શર ધ્વજ ઉપર, પરબ્રહ્મને પંચ;
તે હણીને અતિ હરખિયો, શ્યાલક જોઇ સંચ. ૧૧

પ્રહાર તેના ચાલવી, વળી ધનુષ છેદ્યું નાથ;
અન્ય ત્યાં ઉતાવળું, રુકમૈયે લીધું હાથ. ૧૨

તેહ કૃષ્ણે છેદિયું, વળી પર લીધું પ્રૌઢ;
બાણ મે'લી છેદિયું, તત્કાલ ગરુડારૂઢ. ૧૩

પાણ ફરશી ધરી પાપી, પ્રહાર મે'લે જેટલે;
અચ્યુતે એક બાણ મે'લી, છેદિયું તે તેટલે. ૧૪

કરી કોપ ને કર ધરે, રુકમૈયો જ્યારે ત્રિશૂલ;
બાણ મે'લી છેદિયું, જ્યમ અર્ક કેરૂં તુર. ૧૫

ખડગ ખેડુ ખેવ લઇ, ધસ્યો ત્યારે ધીર;
વાસુદેવે તેહ છેદ્યું, એક મે'લી તીર. ૧૬

રુક્મિણી ચિંતા કરે, રખે પીયુને વાગે [1]ધાય;
વળી જાણે રખે મારે, કૃષ્ણજી મુજ [2]ભાય. ૧૭

[3]આયુધ છેદે શ્રીહરિ, જે ગ્રહી કરમાં યોધ;
રથ થકી તવ ઉતર્યો, રુકમૈયો કરતો ક્રોધ. ૧૮

ખડ્ગ લઇ મારવાને, કૃષ્ણ પૂઠે ધાય;
પતંગ જ્યમ દીપક ભણી, (ત્યમ) ક્રોધ કરી પલાય. ૧૯

---

૧ પ્ર–૨ ઘાત. ૨ પ્ર–૨ ભ્રાત. ૩ પ્ર. ૧ આય છેદે શ્રીહરિ, જે ગ્રહે કરમાં યોધ. ૧૦ ચોહોને–ચારને. સૂત–સારથિ. ૧૧ શ્યાલક–શાળો. ૧૨ ચાલવી–ખસેડી, દૂર કરી. ૧૬ ખેડુ–ખાંડું–બે ધારવાળી તરવાર. ? ખેવ–તત્કાલ.

બાણ મે'લી કર્યું કૃષ્ણે, અસિતલ તિલમાત્ર;
ધનુષ ચર્મ તે છેદિયાં, રીસે ભર્યાં અતિ ગાત્ર. ૨૦

ઉતર્યા હરિ ખડ્ગ લઇને, મન આણી રીસ;
વડી વારનો વીર વઢતો, હવે છેદું શીશ. ૨૧

### પદ ૩૩૮ રાગ ધનાશ્રી.

હરિનયણીએ હરજી દીઠા, ખડ્ગ લઇને ધાતાજી;
ભાઇ ઉપર રીસ ભરાણા, રંગે દીસે રાતાજી. ૧

મનમાં જાણે હવડાં મારૂં, દેખી ક્રોધે ભરાતાજી;
ચિત્ત ચિંતવે તો શું કીજે, વિપરીત થયો વિધાતાજી. ૨

ત્રાહિ ત્રાહિ સ્વામી જુગજીવન, ભૂંડો પણ એ ભ્રાતાજી;
અપયશ મારે માથે કહેશે, લોક આવતા જાતાજી. ૩

આવી પતિને ચરણે લાગી, એણી પેર બોલે વાણીજી;
એ તો તમને કયમ ઓલખે, અતિ મૂર્ખ છે પ્રાણીજી. ૪

હું માટે મે'લો જીવતો, સાચો શ્યાલક જાણીજી;
યોગેશ્વર તું દેવદેવ છે, સમર્થ શારંગપાણિજી. ૫

દીનાનાથ હું કહી ન શકું, વાત કાંઇએ તાણીજી;
+ + + + ૬

વાયે કેળ તણી પેરે ધ્રૂજે, શ્યામાતણું શરીરજી.
મુખ સૂકે માનિની કેરૂં, નયણે ચાલે નીરજી. ૭

કંઠ થકી ત્યાં માળા ત્રૂટે, છૂટે કટિથી ચીરજી;
ગદગદ કંઠે બોલી ન શકે, દેખી દામણો વીરજી. ૮

કરૂણા આણી ખડ્ગ સંવરિયું, ધરણીધર થઇ ધીરજી.
+ + + + ૯

પીતાંબરે ત્યાં લઇને બાંધ્યો, ગાંઠ પાડીને ગાઢીજી;
સુંદરી સામું રહી રહી જોયે, વેગે છૂરિકા કાઢીજી. ૧૦

---

૨૦ અસિતલ-તરવારનો પૃષ્ટ ભાગ. ચર્મ-ચામડું અર્થાત્ ઢાલ. ૯ સંવરીયું-ખેંચી લીધું, મ્યાનમાં કર્યું. ૧૦ છૂરિકા-છરી, અસ્ત્રો.

પાપીને ઝાલીને મુંડયાં, મસ્તક મૂછ ને દાઢીજી;
વનિતા વચન કહી ન શકે, ભયભીત છે ટાઢીજી. ૧૧
એવે સમે ભૂપતિને ભાંજી, આવ્યા ત્યાં બલદેવજી;
રુકમૈયાને બાંધ્યો જોઇ, જાણી સગાની સેવજી. ૧૨
પાસે આવીને ત્યાં છોડયો, હલધરજીએ ખેવજી;
કોટિ ઉપાયે તો નવ જાયે, જેને જેવી ટેવજી. ૧૩
કર્યાં આપણાં સહુ ભોગવે, પૂર્વ કર્મની ખેવજી;
+ + + + ૧૪
આદિપુરુષને અગ્રજ કહે છે, એવું કામ ન કીજેજી;
સાચો સગો એ થયો આપણો, અપમાન તેને ન દીજેજી. ૧૫
મુંડનપ્રાયે મરણ તે વારૂ, વહુઅર મનમાં ખીજેજી;
અનેક જો અપરાધ કરે તો, આપણ તો સહી લીજેજી. ૧૬
બંધન છોડયું ને બલિયો, નીચું રહ્યો નિહાળીજી;
આગળ ઉભી આંસું ઢાળે, કન્યા અબલા બાલીજી. ૧૭
હલધર કહે છે દુઃખ ન કીજે, લીજે મનને વાળીજી;
[1]તેં બાપનું કહ્યું ન કીધું, બુદ્ધિ કરી અતિ બાલીજી. ૧૮
વિધાતાએ જે લખ્યું તે, કોણ શકે ત્યાં ટાળીજી;
આતાજી હવાં ઘેર પધારો, વેગે તો તમો ધાઇજી. ૧૯
દ્વારાવતીએ લઇ આવો, વિવાહ તણી સજાઇજી;
એ તો ગાંઠ પડી પટોલે, સાચી થઇ સગાઇજી. ૨૦
તારે મસ્તક ભાર સઘલો, તું વડો છે ભાઇજી;
હવે તો હરખીને દીજે, અન્યો અન્યે સાંઇજી; ૨૧
વચન સુણી નિસાસા મેલે, મનમાંહે અતિ બલિયોજી;
હા ના કાંઇ કહી ન શકે, મનમાંહે પ્રજળિયોજી. ૨૨
શૂર સાથી કો નવ દીસે, પહેલે નાસી પલિયોજી;
એકાકી ચાલ્યો દુખ ધરતો, મારો બોલ ન પલિયોજી. ૨૩

---

૧ પ્ર-૨ ૧ ભીમક રાયે પહેલું ભાખ્યું, વર રૂડો વનમાલીજી. ૧૫ અગ્રજ-મોટાભાઇ. ૨૦ પટોલું-એક જાતનું રેશમી કપડું. ૨૧ સાંઇ-આલિંગન.

## પદ ૩૩૯ રાગ ગોડી.

[1]રુક્મિણી પ્રત્યે રામ કહે છે, શ્યામા ન કીજે શોકજી;
દૈવતણે વશથી પામે છે, સુખ દુખ સઘલા લોક. બાઇ દુઃખ ન કીજેજી. ૧
ક્ષત્રિનો ધર્મ કર્યો વિધાતા, અતિશે ઘોર વ્યવહારજી;
ભાઇ ભાઇની લાજ ન રાખે, રણ રહ્યા કરે પ્રહાર. બા૦ ૨

### ચોપાઇ.

એવું વિમાસી તેણે ઠામ, વાસ્યું ગામ ભોજકટ નામ;
રોષ સર્વ મનમાંહે ગ્રહ્યો, તેણે સ્થાનક વાસે રહ્યો. ૧
લઇ સૈન્યને શ્રી ભગવાન, વેગે તો આવ્યા નિજ સ્થાન;
વધામણિયા વેગે જાય, જીતી આવ્યા યાદવરાય. ૨
માતા આપો વધામણી, કૃષ્ણજી લઇ આવ્યા રુક્મિણી;
નગરલોક જોવાને વળ્યા, સગા સહુ કો આવી મળ્યા. ૩
અતિ ઉત્સવ શેરી છંટાયે, ધ્વજા તોરણ ઘેર હાટ બંધાયે;
મંડપરચના મારગ થાયે, બંદિજન માગધ ગુણ ગાયે. ૪
કામિની જોવા મેડે ચઢે, એક ઉજાયે તે આંખડે;
એક કહે જુઓ કામિની, રથ ઉપર બેઠાં ભામિની. ૫
એક વધાવે મોતી લાજા, ભલે પધાર્યા શ્રી મહારાજા;
જન્મ સફળ થયો તે આજ, દર્શને સઘલાં શીધ્યાં કાજ. ૬
એક કહે બાઇ જુગતી જોડ, શ્યામા સુંદર વર રણછોડ;
એક કહે ક્યાં ગયો શિશુપાલ, મીંઢળ પાણ રહી વરમાળ. ૭
એવી લોકે વાણી ઉચ્ચરી, સાંભળતા જાયે શ્રીહરિ;
મંદિર આવી તેડ્યા સુન્ય, જુઓ લગ્ન તણો શુભ દિન. ૮
વિવાહ વિધિશું મંગલ કરી, સગા સહુને (લખી) કંકોતરી;
[2]મંડપમાંહે આવ્યા ભૂપાલ, ઉતારા આપ્યા સુવિશાલ. ૯
ભીષ્મક રાજાએ અતિ ઘણી, વેગે મોકલી પહેરામણી;
સેવક લઇ આવ્યા ત્યાં જેહ, માન દઇ ઉતાર્યા તેહ. ૧૦

---

૧ પ્ર. ૨ રુક્મૈયા પ્રત્યે રુક્મિણી કહે છે, કાંઇ ન કીજે શોકજી. ૨ પ્ર-૨ મનઆને. ૬ લાજા-ધાણી.

બેઠા પાટ ત્રિભુવનધણી, શીશ ભરે દેવકી રોહિણી;
મંગલ સ્નાન કરી શૃંગાર, વર બેસાડચા જગદાધાર. ૧૧
કન્યામંદિર કર્યું છે જ્યાં, અશ્વ ચઢી હરિ આવ્યા ત્યાં;
મારગ લોક કહે વિચાર, તોરણ જાશે દેવસુરારં. ૧૨
હરિને લો'શે કાંચળી, શાળી વિના મુખ મનની રળી;
ગ્રહી નાસિકા કોણ તાણશે, સાસુ વિના મંડપ આણશે. ૧૩
મારગ માંહે હરિ સાંચરે, કથા લોકની શ્રવણે ધરે;
આવ્યા તોરણ કરે આચાર, બ્રાહ્મણ વેદ ભણે છે ચાર. ૧૪

## પદ ૩૪૦ રાગ દેશાખ.

અપ્સરા નાચે ગુણીજન ગાય, બંદિજન જશ શબ્દ બોલાય. ૧
ગર્ગાચાર્ય ગુરુ તેડાવ્યા, હસતા હસતા મંદિર આવ્યા. ૨
જાતકર્મ તો હું નવ જાણું, બાંધવ બેહુએતું કહિં તાણ્યું. ૩
નામકર્મ મેં કીધું છાનું, નંદતણે ઘેર લખિયું પાનું. ૪
આજ ભલે ઉત્સવ એ આવ્યો, હું તો માનુષને ભવ શાવ્યો. ૫
વિવાહ વિધિશું કરી પરણાવે, સેવક ભીમકના તે આવે. ૬
સુંદર તે ત્યાં બાંધી ચોરી, જાણે વસંત વનસ્પતિ મોરી. ૭
લાજાહોમ તે ત્યાં કરાયે, માનિનીઓ મંગલ ગાયે. ૮
ચરણ ગ્રહેવા કોણ થાશે શાળો, રુકમૈયો તે થઇ ગયો કાલો. ૯
૧સાસુ પીરસે જો કંસાર, નાવે ભીમકની તો નાર. ૧૦
રુક્મિણી કોલિયડો કર સાહે, વારે વારે હરિને વાહે. ૧૧
વિઠ્ઠલ વદન વિકાસે એવ, ગગન રહ્યા હસે સર્વ દેવ. ૧૨
હરિની માનુષલીલા નિરખે, ઈંદ્રાદિક મનમાંહે હરખે. ૧૩
જ્યમ સીતાને પરણ્યા રામ, રુક્મિણીને ત્યમ સુંદર શ્યામ. ૧૪
એણીપેર વિવાહ ઉત્સવ કીધો, સકલ લોકને હર્ષજ દીધો. ૧૫

---

૧ પ્ર-૨-સાસુ-પીરસે કંસાર, નાવી-ભીમકની ત્યાં નાર. શીશ-સેસ-(વરના હાથમાં પાન, સોપારી, નાળીયેર રૂપિયો વગેરે મૂકવામાં આવે છે તે) ૧૪ શ્રવણે-કાને. ૭ મોરી-ખીલી. ૯ કાલો-શરમીંદો, ઘેલો.

## પદ ૩૪૧ રાગ દેશાખ.

એણીપેર આનંદ ઉત્સવ રંગ રે, અંગે તે ઉલટ અતિ ઘણોરે.

### ઢાળ.

અંગ ઉલટ અતિ ઘણો, પરણિયા વિશ્વાવાસ;
દ્વારકાં નરનારને મન, ઉપન્યો અતિ ઉલ્લાસ. ૧

ભીમકના સેવક વળાવ્યા, તે વળાવ્યા સર્વ ભૂપતિ;
રુકમૈયે શ્રીકૃષ્ણ ઉપર, કરી પાછળ મતિ. ૨

રુકિમણી આનંદ પામી, અને કૃષ્ણ ભરથાર;
[1]સકલ ગુણ સંપૂર્ણ મળ્યા, તેણે સફળ થયો અવતાર. ૩

હરિકથા જે સાંભળે, તેનાં પાતક જાય;
મન મનોરથ જે કરે, તે સફળ પૂરણ થાય. ૪

ગાન કરે જે પ્રેમશું, એ કૃષ્ણવિવાહ રાસ;
સુખ પામે સંસારનાં, અંતે વૈકુંઠ વાસ. ૫

કૃષ્ણ વિવાહ કહી કથા, આણી આનંદ મન;
પ્રેમભર જે સાંભળશે, તે હશે હરિનો જન. ૬

ભોળે ભાવે ભાખિયે, કૃષ્ણલીલા ગાન;
ભાલણપ્રભુ રઘુનાથ ભાવે, આણી અંતર ધ્યાન. ૭

કહી કથા ભાગવતની, કાંઇ અન્ય પુરાણ;
ભણે ભાલણ ભક્તિભાવે, સ્તવ્યા શારંગપાણ. ૮

## પદ ૩૪૨ રાગ ધનાશ્રી.

કહે શુકદેવ પરીક્ષિત સાંભળ, આદિ પુરુષનો અંશરે;
રુદ્ર તણે ક્રોધે કરી તેનો, દેહ થયો વિધ્વંસરે. ૧

કામદેવે ઇચ્છા કીધી, શરીર ધરવા મનરે;
પ્રવેશ કીધો ઉદર રુકિમણી, નામ ધર્યું પ્રદ્યુમનરે. ૨

---

૧ પ્ર-૨ સકલ ગુણ પૂરણ હવા, ૧ વિશ્વાવાસ-જગતમાં વ્યાપી રહેનારો.
૧ વિધ્વંસ-નાશ.

રૂપ શિરોમણ તેહનું, પૂરણ કામ અવતારરે;
પિતાથકી કાંઇ ન્યૂન નહી, જાણિયે દેવમુરારરે. ૩

તેને શંબર હરી ગયો, દશ દિનમાં નિરધારરે;
શંબર શત્રુપણું જાણીને, નાખ્યો ઉદધિ મુઝારરે. ૪

આવંતો મચ્છે ગળ્યો, પૂર્ણ તેનો દેહજી;
માછીની ત્યાં જાલમાં, મચ્છ આવિયો તેહજી. ૫

માછીએ તે મચ્છને, રાય આગળ લઇ થાપ્યોજી;
[1]પાકશાલાનો પાઠ હતો, કહે ભાલણ તેને આપ્યોજી. ૬

## પદ ૩૪૩ રાગ ધનાશ્રી.

તેણે જ્યારે મચ્છ વિદાર્યો, માંહે દીઠો બાલરે;
રૂપ સુંદર તેનું [2]જોઇ, વિનવિયો ભૂપાલરે. ૧

રાજાએ માયાવતીને, બાલક આપ્યો તેહરે;
પૂર્વે નામ રતિ તેનું, હતી કંદર્પની સ્ત્રી એહરે. ૨

મહાદેવે તેને ભસ્મ કીધો, શંબર તેણે ઠારરે;
સૂતી દેખીને હરી લાવ્યો, કંદર્પ કેરી નારરે. ૩

દુષ્ટે દાસી કરીને રાખી, આપ્યો તેને બાલરે;
કહ્યું પાપીએ એહ પ્રત્યે, એની કરજે તું પ્રતિપાલરે. ૪

માયાવતી બાલકને દેખી, હર્ષ ધરે મનમાંહેરે;
નારદજીએ સર્વે કહી, આવી વારતા ત્યાંહેરે. ૫

ભેદ જાણ્યો જેટલે, પ્રગટ્યો સ્નેહ અપારરે;
મૂર્ત્તિ મદન મનમાંહે રાખે, કહે ભાલણ તેણે ઠારરે. ૬

## પદ ૩૪૪ રાગ ધનાશ્રી.

સેવા માંડી સેવા માંડી, ગૃહકારજ ત્યાં પોતે છાંડી. સે૦ ૧
બાલક પામ્યો યૌવન દેહ, થોડા દહાડામાંહે તેહ. સે૦ ૨
રૂપ શિરોમણ કહાવે જેનું, એક રસના હું શું કહું તેનું. સે૦ ૩
અંબુજ નયન બાહુ વિશાલ, જાણિયે શું નોહે ગોપાલ. સે૦ ૪

---

૧ પાકશાલા નીપાઈ હતી. ૨ પ્ર. ૧ જઈ. ૬ પાઠ–પાચક, રસોઇયો.

એવું રૂપ દેખી કામદેવ, કરવા ( લાગી ) સ્ત્રી ભાવે સેવ. સે૦ ૫
પ્રદ્યુમ્ને તો પૂછ્યું ત્યારે, એવી બુદ્ધિ ત્યાં દીઠી જ્યારે. સે૦ ૬
માતા તણી મતિ તે વિસારી, તે શું કારણ કહે વિસ્તારી. સે૦ ૭
દુઃખ પામે છે તમારી માત, તે માટે દુષ્ટનો કરો ઘાત. સે૦ ૮
નારદથી જાણ્યો તે ભેદ, પ્રદ્યુમ્નને સંભળાવ્યો વેદ. સે૦ ૯
દૈત્ય મારીને અહીં નવ રહિયે, ભાલણપ્રભુને ચરણે જઇએ. સે૦૧૧

**પદ ૩૪૫ રાગ કાફી.**

કામદેવ ભણાવિયા, વિદ્યા સર્વ આપી;
અદ્‌ભુત માયા આસુરી, તે સ્થિર કરી સ્થાપી. ૧
પ્રદ્યુમ્ને પાઠે કરી, વિદ્યા જે ભણાવી;
દૈત્ય તણી ગત દેહ માંહે, તે સઘળીએ આવી. ૨
વલતી પ્રીતે બુદ્ધિ કરી, સજ થઇને આવ્યો;
ગાઢે કરી ગર્જના, જઇ દૈત્ય જગાવ્યો. ૩
એવું સાંભળી ઉઠયો પાપી, આવ્યો ક્રોધ ભરાઇ;
હાથમાંહે ગદા ઝાલી, વેગે આવ્યો ધાઇ. ૪
ઉગામીને કોપશું, મારે શરીરમાં જ્યારે;
આવંતી કટકા કરી, પ્રદ્યુમ્ને ( તે ) ત્યારે. ૫
વલતી મે'લી ક્રોધશું, જાણ્યું નહી રહે વલગ્યો;
તવ શંબરે માયા રચી; થઇ રહ્યો ત્યાં અળગો. ૬
સંભારી શીખી હતી, વિદ્યા જે પહેલી;
કરમાંહે ઝાલી ગદા, શિર શંબર મે'લી. ૭
૧ધડથી શિર અલગું કર્યું, તે પૃથ્વી પડિયો;
જાણે અવની ઉપરે, અંબુદ ત્યાં ચઢિયો. ૮
કુસુમવૃષ્ટિ દેવે કરી, વાગ્યાં દુંદુભિ ત્યાંહિ;
ગાન તાન કરે અપ્સરા, પ્રદ્યુમ્ન છે જ્યાંહિ. ૯

---

૧ પ્ર૦-ર ધડથી શિર અલગું કર્યું, તે પૃથ્વી પડીયું, જાણે અવની ઉપરે, અંબુજ તો ચઢિયું. ૨ ગત-( સં. ગતિ ) શકિત, કળા. ૮ અંબુદ-મેઘ, વરસાદ.

ત્યાર પછી માયાવતી, કંદર્પની નારી;
માયા પ્રગટ કરી ત્યાંહાં, મન વાત વિચારી.
બેહુએ દ્વારામતી ભણી, [1]નભ મારગ જાયે;
બાલણપ્રભુ રઘુનાથને, મળવા મન થાયે. ૧૧

## પદ ૩૪૬ રાગ ગોડી.

નભમારગ તે આવિયાં, કોણે ન લહ્યું તેહજી;
એકાએક આવીને ઉભાં, ભર્ત્તાર પત્ની એહ. વિસ્મય પામ્યાજી. ૧

માનિનીમંડળ કૃષ્ણ જાણી, મનમાં લજ્જા આણીજી;
જાણ્યું અહીંકણ આવે છે, રમવા શારંગપાણિ. વિ૦ ૨

રુક્મિણી પાસે આવિયાં, બાલક દીઠો તેહજી;
પુત્ર પોતાનો સાંભર્યો, હરીઓ હતો જેહ. વિ૦ ૩

વિચાર મન સાથે કરે, મારે પહેલો હતો તનજી;
તેના સરખું રૂપજ છે, તેવાં છે લોચન. વિ૦ ૪

એ અહીંકણ શાને આવે છે, કોંનો એ કુમારજી;
સાથે સ્ત્રી આ કોણ છે, રૂપતણો ભંડાર. વિ૦ ૫

મારે ગયો પુત્ર પહેલો, તેના સરખું રૂપજી;
એકાકૃતિ એવો હતો, સુંદર શ્યામ સ્વરૂપ. વિ૦ ૬

એ કયમ એવું રૂપ પામ્યો, કૃષ્ણના સરખો દેહજી;
પણ નિશ્ચે એ નોહે મારો, તેમાં નહી સંદેહ. વિ૦ ૭

સ્નેહ ઉપજે એ વિષે, મનમાંહે અપારજી;
ચિત્તમાંહે સહુએ કરે, એવો રહ્યાં વિચાર. વિ૦ ૮

એવે ત્યાં વસુદેવ આવ્યા, સાથે શારંગપાણિજી;
યદ્યપિ યદુપતિ સર્વ જાણે છે, પણ નવ બોલ્યા વાણી. વિ૦ ૯

આનંદ સહુએને થયો, વર્ત્યો જય જયકારજી;
સગા સહોદર સ્નેહીને મન, ઉપન્યો હર્ષ અપારજી. વિ૦૧૦

---

૧ પ્ર-૨ નિર્ભય. ૬ એકાકૃતિ-સરખી આકૃતિવાળો. ૧૧ નભમારગ-(સં, નભમાર્ગ ) આકાશ માર્ગ. ૧૨ છેક-છેડો.

એવે નારદ આવિયા, [1]વસુદેવાદિક જ્યાંહજી;
સંદેહ સહુના મન તણો, સઘળો હરીઓ ત્યાંહ. વિ૦ ૧૧

યદુપતિના સરખું મુખ તેનું, રૂપમાંહે વાળ્યો છેકજી;
સુંદરતા તો શી કહું, જો મુખ રસના એક. વિ૦ ૧૨

આનંદ મનમાંહે ઉપન્યો, હરખ્યો સઘળો સાથજી;
સતભામાને પરણશે, ભાલણપ્રભુ રઘુનાથ. વિ૦ ૧૩

## પદ ૩૪૭ રાગ કેદારો.

શ્રીગુરુપદપંકજને પ્રણમું, પરમ પુરૂષને ધાઉં;
મતિમાને ગુર્જર ભાષાએ, ગોવિંદના ગુણ ગાઉં. ૧

કૃષ્ણ કથારસ જે નવ જાણે, આણે અતિ અભિમાન;
મુજ જોતાં નહી તે માનુષ, શૂકર શ્વાન સમાન. ૨

માનુષદેહ પામી મધુસૂદન, જો પ્રીતે નવ ગાય;
નરકતણું સાધન કરવાને, [2]સરજી તેની કાય. ૩

જીહ્વા જે જગદીશે આપી, તે હરિના ગુણ ગાવા;
શ્રમ વિના ભવસાગર તરવા, સહેજે પાવન થાવા. ૪

એવું જાણી પ્રેમ અતિ આણી, વાણી કરૂં પ્રકાશ;
વાસુદેવનો વિવાહ ઉત્તમ, ગાવું મન ઉલ્લાસ. ૫

[3]કથા જે ભાગવતે બોલી, હરિવંશે વિસ્તાર;
અન્ય પુરાણ તણું સર્વ આશે, આણી એકે ઠાર. ૬

પહેલું જે પરણ્યા રુક્મિણી, રાક્ષસવિવાહ કીધો;
શૂર સર્વ દેખતાં શ્યામા, હરણ કરી જશ લીધો. ૭

વરઘડ ન જમ્યા ગોરવ ન હવો, કોય ન પહોતી ખાંત;
કન્યા કુલની સુંદર આવી, મન માને એકાંત. ૮

---

પ્ર-૧ વસુદેવ દેવકી. ૨ પ્ર-૧ તે તો તેની કાય. ૩ પ્ર-૨ કથા શ્રીભાગવત તણી, નરહરિ વંશ વિસ્તાર; આગના પુરાણતણી સર્વ આશે, આણી એક ઠાર.
૧૩ સતભામા-સત્યભામા. ૨ શૂકર-ભૂંડ. શ્વાન-( સં-શ્વન ) કૂતરો. ૮ વરઘડ-વર છોકરાં સાથે ગળ્યું મોં કરવા જાય છે તે.

ગુરુ બ્રાહ્મણ પૂજા નવ પામ્યા, [1]કૌતિક કુલ આચાર;
રુકિમણીને વિવાહે, સંતોખાણો નહી પરિવાર. ૯

તે માટે વિવાહ વિસ્તારે, સતભામાનો ભાખું;
સાથેથી સંક્ષેપ માત્રમાં, જાંબુવતીનો દાખું. ૧૦

છપ્પનમે અધ્યાયે બોલ્યો, શુકજી એ સંબંધ;
ભાલણે પ્રાકૃત પ્રીછવવા, કીધો એ પદબંધ. ૧૧

## પદ ૩૪૮ રાગ વેરાડી.

અભિમન્યુસુત પ્રશ્નકાર, શુકજી પ્રત્યે ઉચ્ચરે;
વિસ્તારે વાણી ગુણ ગોવિંદનારે.

### ઢાળ.

ગોવિંદજીના ગુણ વિસ્તારી, મને કહોને સ્વામ;
મહાપાપીને કરે પાવન, નિર્મળ [2]જેનું નામ. ૧

સોળ સહસ્ર અને શત નારી, આઠ કહી પટરાણી;
તે માંહે રુકિમણી પહેલી, ધર્મપત્ની વખાણી. ૨

ત્યાર પૂઠે હરિ કોને પરણ્યા, તે તો મુજને કહિયે;
લીલા પ્રેમશું સાંભળતાં, પાતકપુંજ તે દહિયે. ૩

અમૃત ઉપમાન વચન તમારાં, સાંભળતાં સુખ પાસું;
વ્યાસતણી વહીએ મંડાણું, મધ્યે મારું નાસું. ૪

વલતા વ્યાસકુંવર ઇમ બોલે, ધન્ય તું હો રાજાન;
અંતકાલે અતિશે વા'લા, તુજ(ને) શ્રી ભગવાન. ૫

અન્નમંત્ર નામે એક રાજા, તેનો નિઘ્ન કુમાર;
પ્રસેન ને સત્રાજિત તેના, સુત સુંદર અવતાર. ૬

સત્રાજિત સૂર્યને સેવે, તપ કરીને વન;
એમ કરતાં કશ્યપસુત, તેને પ્રેમે થયા પ્રસન્ન. ૭

---

૧ પ્ર-૨ કૌતુક. ૨ પ્ર-૧ તેનું. પ્રશ્નકાર-પ્રશ્ન કરનારો. ૯ કૌતિક-(સં. કૌતુક)-આશ્ચર્યકારક. ૧૧ પદબંધ-કવિતાબદ્ધ રચના. ૩ પાતકપુંજ-પાપનો સમૂહ. ૪ વહી-વંશાવળીનો ચોપડો.

દિનમણિ(એ) મણિ મનોહર આપ્યો, સ્યમંતક અભિધાન;
સત્રાજિત અતિ આનંદ પામ્યો, તરણિતણે વરદાન. ૮

મણિ કંઠે બાંધીને હરખ્યો, દ્વારાવતીએ આવ્યો;
જાણે શું એ સૂર્ય બીજો, એવો સુંદર ભાવ્યો. ૯

બાલક નગરતણાં તે નિરખી, અતિશે મન વિમાસે;
દિનકર એ શું અહીં આવે છે, સઘલા પડિયા સાંસે. ૧૦

વાસુદેવને કરે વિનતિ, સ્વામીજી સાંભળિયે;
તેજ રૂપ અદ્ભુત આવે છે, તે કાંઇ નવ કલિયે. ૧૧

તમને આદિ પુરુષ અહીં જાણી, કરવા પ્રભુ પ્રણામ;
સહસ્રકિરણ ચાલી આવે છે, સેવા કરવા સ્વામ. ૧૨

પ્રત્યક્ષ પેખો શ્રીજુગજીવન, જે આવે છે ચાલી;
નગરલોક કૌતુક જુએ છે, [1]વાત નથી એ ઠાલી. ૧૩

વચન સાંભળી શ્રીવનમાલી, જોવાને નિસરીયા;
સારા પાસા મેલી શ્રીહરિ, તેહ ભણી પરવરીયા. ૧૪

તે સામું જોઇને શ્રીપતિ, અંતર જ્ઞાન વિમાસી;
કિંચિંત્ હાસ્ય કરીને બોલ્યા, ત્યારે શ્રી અવિનાશી. ૧૫

નહી એ સૂર્ય તપે છે મણિ, ને તેજ પુરુષશરીર;
રવિની કૃપાએ કરી પામ્યો છે, સત્રાજિત એ [2]ધીર. ૧૬

એવું કહેતાં આવ્યો વેગે, સ્વજન સહુને મળિયો;
માધવજીએ તે મણિ દીઠો, ઘેર પોતાને પળિયો. ૧૭

પ્રીત કરી [3]ઉગ્રસેને પૂછ્યું, તેને કુશલી ક્ષેમ;
દેહરાસરમાંહે મણિ મેલ્યો, પૂજા કીધી પ્રેમ. ૧૮

આનંદ ઘેર પામ્યો સત્રાજિત, સ્વજન સહુ ઘેર આવ્યું;
સમાચાર પૂછ્યા તપ કેરા, સાથ સહુને ભાવ્યું. ૧૯

---

૧ પ્ર. ૧ કાનથી કાંઇ ઢાળી. ૨ પ્ર. ૨ વીર. ૩ પ્ર. ૨ પરમેશ્વરે. ૮ દિનમણિ-સૂર્ય. અભિધાન-નામ. તરણિ-સૂર્ય. ૧૨ સહસ્ર કિરણ-સૂર્ય. ૧૩ ઠાલી-અમથી, જૂઠી. ૧૪ પાસા-ચોપાટના પાસા અથવા રસ્તા.

## પદ ૩૪૯ રાગ કેદારો.

દેહરાસરમાંહે મણિ ધરે, પૂજા પ્રાત સમે કરે;
તે ઝરે હેમ નિત્યે માનિયું રે.

ઢાળ.

દિન પ્રત્યે મણિ હેમ ઝરે, તે અષ્ટ અનુપમ ભાર;
વળી વસ્તુ મનમાંહે વાંચ્છે, તે પામે નિરધાર. ૧

નહી દુર્ભિક્ષ અરિષ્ટ સર્પભય, આધિ વ્યાધિ નહી મારી;
જ્યાં મણિ પૂજાએ ત્યાં નહી આવે, માયાવી કો ભારી. ૨

સત્રાજિત સુખ પામ્યો મંદિર, વિવિધ કરે વિલાસ;
પુત્રી એક હવી તે સંતતિ, રૂપ તેજ પ્રકાશ. ૩

નામ ધર્યું સતભામા તેનું, જોતાં મન વિવેક;
ત્રણ લોકમાં નહી કો બીજી, દૈવે સરજી એક. ૪

ચંચલનયણી શશીધરવયણી, અધર જશાં પરવાલી;
દંતકલી દાઢેમની દીસે, ચિત્રલંકી બાળી. ૫

વેણી વાસુકિ નાગ જાણિયે, ભ્રૂમંડળને ચાપ;
કંબુગ્રીવા સુંઢ જશા ભુજ, ઉતારે અતિ આપ. ૬

ઉંડી નાભિ અનુપમ કટિતટ, પગ તે કદલીસ્તંભ;
ચાલંતણે ચટકે મન મોહે, અતિ ઉર્વશી રંભ. ૭

તિલોત્તમા મેનકા લાજે, દેખી તેહ ઘૃતાચી;
અવર ઉપમા કોની દીજે, જાણે તેની દાસી. ૮

ચરણ કમલ સરખા અતિ સોહે, મોહે મુનિ સંન્યાસી;
અવર નારી જે મહીમંડલની, જાણે તેની દાસી. ૯

---

૧ અષ્ટ–આઠ. ૨ દુર્ભિક્ષ–દુકાલ. અરિષ્ટ–આપત્તિ, ઉપદ્રવ. સર્પભય–સાપનો ભય. આધિ–માનસીકપીડા. વ્યાધિ–શારીરીકપીડા. મારી–ઘણાં મોત નિપજાવનારો રોગ. ૫ ચિત્રલંકી–અદ્ભુત કમરવાળી. શીરધર વયણી–શંકરના જેવા વયણી (વરણી) રંગવાળી, ગોરી. ૬ ભ્રૂમંડળ–ભ્રૂકુટિનો સમૂહ. ચાપ–ધનુષ. કંબુગ્રીવા–શંખના જેવી ડોક. આપ–તેજ. સોહાવું–શોભાવું. ૭ કટિતટ–કેડનો ભાગ. કદલીસ્તંભ–કેળનોસ્તંભ. રંભ–રંભા. ઉર્વશી, તિલોત્તમા, મેનકા અને ઘૃતાચી એ નામની અપ્સરાઓ.

સોલ કલા શશી પૂર્ણ જાણે, સુખ માનિની કેરૂં;
ભ્રમર ભમે સુરતણે રૂપે, આવ્યા કરવા હેરૂં. ૧૦

શ્યામા સકલ કલા ગુણ પૂરણ, લક્ષણ ત્યાં બત્રીશ;
સહિયરો સાથે ક્રીડા કરતાં, વર વાંચ્છે જગદીશ. ૧૧

પુત્ર નહી તે સત્રાજિતને, તે દુઃખ મન ન આણે;
હેડામાંહે શત કુંવરથી, કુંવરી અધિકી જાણે. ૧૨

એક સમે એકાંતે બેઠા, હરિ સત્રાજિત જોડ;
દક્ષિણ કર કરમાંહે ઝાલી, બોલ્યા શ્રીરણછોડ. ૧૩

આતા પ્રાણપાયે તું વા'લો, કહું શીખામણ સારી;
બોલ કહ્યો માને તું મારો, અંતર વાત વિચારી. ૧૪

આતા વસ્તુ જે અદ્‌ભુત હોયે, તે સોહે રાજદ્વાર;
અવર પુરુષને સુખકારી તે, નોહે ત્યાં નિરધાર. ૧૫

એ મણિ ઉગ્રસેનને આપો, બીજા બહુ અપાવું,
ગામ સીમ વળી જે તું માગે, હેમ રત્ન સોહાવું. ૧૬

પ્રીત ઘણી થાશે રાજાશું, અમશું અધિકો સ્નેહ;
સ્યમંતક આપો તો થાશે, સુખ તમારે દેહ. ૧૭

ભોગ જેટલી રિદ્ધિ વાંચ્છવી, અધિકાનું શું કામ;
મૂઆ પૂઠે કો નહી જાયે, સંગ લઇને દામ. ૧૮

પુન્ય કરો સુખ ઘણું ભોગવો, જે જોઇયે તે માગો;
મણિ આપીને ઉગ્રસેનને, પ્રેમે ચરણે લાગો. ૧૯

એવાં વચન સુણી શ્રીહરિનાં, સત્રાજિત થયો માઠો;
ભાલણપ્રભુ રઘુનાથ ન જાણે, [1]તે તો ભવભવ ધાઠો. ૨૦

**પદ ૩૫૦ રાગ રામગ્રી.**

સત્રાજિત ત્યાં બોલે વાણીજી, સાંભળોને તમે શારંગપાણિજી.

**ઢાળ.**

શારંગપાણિ તમો સાંભળોજી, [2]કહ્યા જે ઉપાય;
એણી વાતે દ્વારાવતીએ, વસ્યું તો નહી જાય. ૧

૧૦ હેરૂં–છાની નજર કરવી તે, હરતું. ૧ પ્ર–૨ તેના મનનો આંટો. ૨ પ્ર–૨ કહું જે ઉપાય. ૨૦ ધાઠો–ધસાયો.

કો'ને રૂડી દીકરી, કો'ને વહુવારૂ હોય;
સુંદર દેખી માગશો તો, [૧]વસી શકશે ન કોય. ૨

મેં દેહ દમ્યો તપ અતિ કર્યું તો, કૃપા કીધી દેવ;
તે મણિ કેમ આપ્યો જાયે, કૃષ્ણજી કહો ખેવ. ૩

હૂલ દીધે હૈયું ધ્રૂજે, તમો છો બલવંત;
કહો તો બીજે દેશ જઇયે, છાંડી શ્રી ભગવંત. ૪

તમો જ્યારે દુહૂવાઓ ત્યારે, રહે સુખ ન થાય;
આજ્ઞા આપો અમને, આજથી યાદવરાય. ૫

વચન તેનાં સાંભળી, વલતા વદે જગદીશ;
હિત કહેતાં શાભણી, તમને ચઢે છે રીસ. ૬

કોટિ એવા મણિ પામો, મારે શું છે કાજ;
એ વિના તો ચાલશે, ઉગ્રસેનનું રાજ. ૭

સુખે રહી કાં દુહૂવણ માનો, તમારૂં છે ગામ;
સુખદુખ સઘલે સરજ્યું હોયે, શું કરે તે ઠામ. ૮

એવું કહી હરિ ગયા મંદિર, સત્રાજિત ગયો ઘેર;
મૂરખ કાંઇ જાણે નહી, જે કાલ કેરી પેર. ૯

શુકજી કહે પરીક્ષિતને, [૨]રાય મન સંભાળ;
ભોગ નાવે નાથને તે, વસ્તુ પહરી બાળ. ૧૦

[૩]એવડા ગુણ જે મણિમાંહે, તેહ દુઃખનો હેત;
હરિને સમર્પ્યો નહી, તે જાણજો સંકેત. ૧૧

હરિને સમર્પ્યા વિના કાંઇ, કીજિયે જો ભોગ;
સુખદાયક હોયે નહી ને, નરક કેરો જોગ. ૧૨

મૂરખે મન ન જાણ્યો, જેહ કહ્યો ઉપદેશ;
માથામાં જ્યારે વાજશે ત્યારે, [૪]પ્રીછશે લવલેશ. ૧૩

---

૧ પ્ર-૨ શીશ કાપશે કોય. ૨ પ્ર-૨ રાયજી મન સાંભળો;ભોગ નાવે નાથને, તે વસ્તુ શુંધી બાલો. ૩ પ્ર-૨ માં કડી ૧૧ આગળ બીજી કડી છે તે એવી કે, અધર ડશી આલીંઘન દીધું, ત્યારે હું સુખ પામી, એક ઘડી ભાલણપ્રભુની, ફૂડી વાત ન વામી. ૪ પ્ર-૨ લેહેશે. ૪ હૂલ દીધે-હાંકવાથી (?) ૧૧ હેત-કારણ.

મણિ છાનો રાખ્યો દેહરાસરમાં, સત્રાજિતે વિશેષ;
મૂરખ તે પ્રીછયો નહી, જે કર્મ કેરી રેષ.
બ્રહ્માંડ કોટિનો નાથ માગે, કહેવો જે નાકાર;
ધિક્ જીહ્વા તેહની, ધિક્ મણિ તે સાર.

## પદ ૩૫૧ રાગ રામગ્રી.

એક સમે તો પ્રસેન વીરજી, લોઢો ભાઇ તે મહા

### ઢાળ.

ધીર ભાઇ સત્રાજિતનો, કીધો મન વિચાર;
મણિ ભોગવીએ નહી તો, શા કામનો ભુવન સુઝાર
એવું જાણી પ્રેમ આણી, કંઠે બાંધ્યો હાર;
મૃગયા રમવા નિસર્યો, તે અશ્વ થયો અશ્વાર.
શુકન કાંઇ જોયાં નહી તે, એકલો ગયો વન;
એમ કરતો આવિયો તે, દીસે નહી જ્યાં જન.
સિંહ પ્રગટયો કેસરી, અશ્વને કીધો પ્રહાર;
પ્રસેનને તો મારિયો, તે પડયો તેણે ઠાર.
કેસરી મણિ લઇ નિસર્યો, ને મળ્યો જાંબુવંત;
રીંછે સ્યમંતક મણિ લીધો, સિંહનો કર્યો અંત.
મણિ લઇ ગુફામાંહે પેઠો, પાલણે પોઢી કુમાર;
રમકડું કરીને બાંધ્યું, તે જાણે નહી પ્રકાર.
નિશા થઇને વીર નાવ્યો, સત્રાજિત કરે ઉચ્ચાટ;
ઘેર ઘેર હીંડે પૂછતો, તે જુએ ત્યાં અતિ વાટ.
પેરપેર હીંડે પૂછતો, નહી સમાચાર;
હ્રદેમાંહે ઉપન્યો, સંદેહ તેણીવાર.
કૃષ્ણે મણિ માગ્યો હતો, મેં નાપિયો તત્કાલ;
જાણિએ છે મરાવ્યો મારો, ભાઇ શ્રીગોપાલ.

---

૧ લોઢો–લઘુ, નાનો ? ૧૪ રેષ–રેખા.

વાંક સઘળો માહરો, અહીં રહ્યો હું વાસ;
પહેલું કૃષ્ણે જણાવ્યુંતું, પ્રગટ કરી પ્રકાશ. ૧૦

કુશલ વાંચ્છો તો એ આપો, જણાવ્યો તો મર્મ;
હું તો ભરોસે રહ્યો જે, એમ નહી કરે કર્મ. ૧૧

સરજ્યું કો છૂટે નહી, ત્યાં મિથ્યા સર્વ ઉપાય;
દુખ હોયે જે પામવું, ત્યારે બુદ્ધિ સઘલી જાય. ૧૨

ત્યાં લગે જ્ઞાની ચતુર પંડિત, વિવેકી ને શૂર;
જ્યાં લગી થાયે નહી રે, દૈવ વાંકું કૂર. ૧૩

બૃહસ્પતિની બુદ્ધિ ગઇ, જ્યારે ચંદ્રે રાખી નાર;
શાપ કાંઇ લાગ્યો નહી, હતું જો હોનાર. ૧૪

હેમમૃગ રામે નવ જાણ્યો, અવર ન જાણે કોય;
કોટિ યત્નજ કીજિયે, તોએ હોનારૂં હોય. ૧૫

ભૃગુપત્નીનું મસ્તક છેદ્યું, વિષ્ણુ ન જોયું પાપ;
અવતાર તો બહુ પામશો, એવો હવો ત્યાં શાપ. ૧૬

સતી રુદ્રે મોકલી, તે દક્ષ કેરે ધામ;
બળી [1]મરવી નવ જાણી, ત્રૈલોક કેરે સ્વામ. ૧૭

ઇંદ્ર ગૌતમ ઘેર ગયો, થઇ રહ્યો અતિ અજ્ઞાન;
તો વાંક કો'નો કાઢિયે, દૈવ એહ નિદાન. ૧૮

સરજ્યું ક્યીપેર છૂટિયે, કયહીં ન લાભે ભાળ;
વળી ઘેર ઘેર શોધિયે, જો થાયે પ્રાતઃકાલ. ૧૯

## પદ ઉપર રાગ રામગ્રી.

માંહોમાંહે કહે નરનારીજી, વારૂ કીધું દેવ મુરારિજી.

### ઢાળ.

મુરારે વારૂ કર્યું પણ, દોષ મનમાં નવ ગણ્યોજી;
મણિ કેરે કારણે, પ્રસેન સુંદર શું હણ્યો. ૧

---

૧ મ. ૨ મરતી. ૧૫ હેમમૃગ-સોનાનો હરણ. ૧૮ નિદાન-મૂળ કારણ. ૧૯ લાભે-મળે.

આંહાં વાસે કયમ વસિયે, વિમાસો ના માય;
વાડ ચોરે ચીભડાં તો, કહો કયમ જીવાય. ૨

વહાર જ્યાંથી વાંચ્છિયે, ત્યાંથી આવે ધાડ;
ત્યારે દોષ કોને દીજિયે, અક્ષર એહ નીલાડ. ૩

બીજી અબલા ઉચ્ચરે, મનશું જુઓ ને મર્મ;
જેણે જેવાં કીધાં હોયે, તે કરે તેવાં કર્મ. ૪

પ્રથમ એણે મારી માસી, [1]નરતણી ન રહી રીત;
મોસાલ જઇને મામો માર્યો, [2]પ્રગટ ખાંચિત પ્રીત, ૫

નંદને ઘેર ઉછર્યો, તેને દીધો છેહ;
દૂધ જેનું ધાવિયો, તે વિસરે કયમ નેહ. ૬

ગોપિકા જે સર્વ છાંડી, કીધો એશું રંગ;
ટળવળતાં તેને તજ્યાં, એનો એવો સંગ. ૭

ફોઇ કેરો દીકરો, પરણતો તો શિશુપાલ;
વચ્ચેથી હરિ હરી લાવ્યો, નામ કહાવે દયાલ. ૮

ઉગ્રસેનને રાજ્ય આપ્યું, તેનો એહજ ભેદ;
શાપ છે યયાતિનો, સહી કરી જાણો વેદ. ૯

એના ગુણ કો જાણે નહી, જેટલા છે ત્યાં ગૂઢ;
વાત કાંઇ કીજે નહી, માનુષ છે અતિ પ્રૌઢ. ૧૦

સત્રાજિત પહેલું વરાંસ્યો, મણિ દેખાડયો જેહ;
જાણી મર્મ ને રહ્યો વાસે, ચૂક મોટી એહ. ૧૧

આજ એને કોલ તને, પૂણશે નિર્વાણ;
એને કાંઇ છે નહી રે, લોક કેરી કા'ણ. ૧૨

મુક્તિપુરી જાણીને વસિયે, નથી એવો લાગ;
પ્રસેનની તો પેર જોતાં, [3]દીસે એનો ત્યાગ. ૧૩

---

૧ પ્ર–૨ વિમાસી નહી રીત. ૨ પ્ર–૨ પ્રગટ રાખી પ્રીત. ૩ પ્ર–૧ દીસે નહી અતાગ. ૨ વિમાસો–વિચાર. ૩ નીલાડ–કપાળ. પૂણસે–દુઃખ દેશે.

ચતુર હશે તે ચેતશે, જે રહેશે એને ચરણ;
આજ્ઞાએ નહી રહે તે, પામશે ત્યાં મરણ. ૧૪

એણીપેરે તો નગરમાંહે, વાત થઇ વિસ્તાર;
ઉદકમાં જયમ તેલબિંદુ, તિમ થયો પ્રકાર. ૧૫

કલ્પના કોટિક કરી, રજની સૂતાં જન;
કયમ માર્યો ક્યાં પડીયું, હશે તેનું તન. ૧૬

## પદ ૩૫૩ રાગ ગોડી.*

વારતા નગરમાંહે પલી, ઉદ્ધવ અક્રૂરે સાંભળી;
તાપ ઉપન્યો મન અતિ ઘણો, વાસુદેવની નિંદા તણો. ૧

માંહોમાંહે ઇમ ઉચ્ચરે; વિમાસણ મનમાંહે ધરે;
આવો હરિને કરિયે જાણ, નથી જાણતા શારંગપાણ. ૨

એવું મન વિમાસી તેહ, હરિને કહેવા આવ્યા એહ;
પ્રતીહારે વિનતિ કરી, બાહેર આવ્યા શ્રીનરહરિ. ૩

ઉદ્ધવ અક્રૂર કરી પ્રણામ, આસન બેસાર્યા તે સ્વામ;
કરે વિનતિ જોડી હાથ, સાંભળિયે શ્રીવૈકુંઠનાથ. ૪

તમારૂં કો [1]કૂડું કહે, તેણે ચિત્ત અમારૂં દહે;
કો વારતા રૂડી કરે, તેણે ચિત્ત અમારૂં ઠરે. ૫

[2]નિંદા સુણી રલિયાતજ થાયે, પ્રીતિમાંહે કયમ ગણાયે;
વા'લું તે જે હૈડે દહે, સત્યારથ આવીને રહે. ૬

સાચું કહે મ કરશો રીસ, દાઝે કહિયે છે જગદીશ;
નગરમાંહે ચાલી છે કથા, વિનવિયે છે સર્વથા. ૭

પ્રસેન સત્રાજિતનો વીર, મણિ બાંધી નીકળિયો ધીર;
તે કહીંયે ગયો આવ્યો નહી, શોધી શોધી ભાગા સહી. ૮

લોકમાંહે ચાલી છે વાત, કૃષ્ણે [3]તેનો કીધો ઘાત;
સાચું જૂઠું જુગજીવન, જાણે સર્વ તમારૂં મન. ૯

---

*પ્ર-૨ માં વેરાડી છે. ૧ પ્ર-૧ વાંક. ૨ પ્ર. ૨ નિદાન. ૩ પ્ર. ૨ તેડી.
૧૫ તિમ-તેમ. ૧ પળી-ચાલી. ૫ દહે-બળે. ૬ સત્યારથ-(સં. સત્યાર્થ) ખરૂં
સાચું. ૮ ભાગા-નાસી ગયા.

નથી માનતા સ્વામી અમો, તે સત્યારથ કહોને તમો;
વાત હોયે તેવી ભાખવી, અમથી છાની નવ રાખવી. ૧૦

આશ્ચર્ય અતિશે પામ્યા હૃદે, વલતાં વિઠ્ઠલ વાણી વદે;
નથી જાણતો હું સર્વથા, તમ આગળ નવ બોલું વૃથા. ૧૧

કહે ઉદ્ધવ બાહર નિસરો, [1]પૂક ચઢીને સાચું કરો;
મિથ્યા બોલે સહુ અપવાદ, જણ જણ કોશું કીજે વાદ. ૧૨

તેણે આવી રાજદ્વાર, સત્રાજિત તેડયો પરિવાર;
મન મનાવો સ્વજનતણું, મેણું એ ઉતારો ઘણું. ૧૩

વચન સાંભળી વિશ્વાવાસ, ઉઠી રથ બેઠા અવિનાશ;
બીજે રથ ઉદ્ધવ અક્રૂર, ઇમ ચાલ્યા જયમ સાગર પૂર. ૧૪

માંહોમાંહે નર ને નાર, વાત કરે છે ઠારોઠાર;
આંગુલીએશું સાન કરી, હરિને દેખાડે સુંદરી. ૧૫

જુઓ પુણ્યતણા કરનાર, એ તો ન્યાયતણા અંબાર;
એવા દ્વારાવતીના ધણી, કરણી શી કહિયે એ તણી. ૧૬

પ્રસેન મારીને મણિ ગ્રહ્યો, મહિમા સાધુતણો તો લહ્યો;
અહીં વસ્યાનો ટળિયો ભાગ, જેણે પ્રભુએ છાંડયો પાગ. ૧૭

એવી વારતા હરિ સાંભળે, મનમાં ખેદ ધરે ને પળે;
સભાએ આવી શારંગપાણ, ઉગ્રસેનને કીધું જાણ. ૧૮

સત્રાજિત તવ તેડાવ્યો, દીન દામણો તે આવિયો;
પ્રસેનતણી પૂછી કથા, મનની વાત કહો સર્વથા. ૧૯

સત્રાજિત દુઃખ ધરતો મન, ગદગદ કંઠે વદે વચન;
ભાઇ મણિ પેરી નિસર્યો, નથી જાણતો ક્યાં પરવર્યો. ૨૦

શોધ્યો પણ નવ લાધી શુદ્ધિ, ઉપજતી નથી કાંઇ બુદ્ધિ;
કો'નો મન આણું સંદેહ, પ્રીછ્યા પાખે કારણ એહ. ૨૧

લોક કહે તે કોણ વરે, બોલે જયમ મન ઇચ્છા ધરે;
જાણ્યા પાખે આણી રીસ, સહુ કોને ચઢાવું શીશ. ૨૨

---

૧ મ. ૨ પત્રક. ૧૨ પૂક-મોખરે(?) ૧૬ અંબાર-ઢગ; સમૂહ. ૨૧ લાધી-મળી.

કૃષ્ણ કહે હું [1]દિવ્યજ કરૂં, તાતા તેલમાંહે કર ધરૂં;
કહો તો પેસું પાવક ઝાલ, ઘટ માંહેથી ઝાલું વ્યાલ. ૨૩

મજ્જન કરી રહું મહાનીર, જ્યાં લગે [2]લઇ આવે તીર;
જેહ કહે તે કીજે અંક, શીરથી ઉતારવા કલંક. ૨૪

સહુએ એવું જાણી સત્ય, નથી જાણતો તેની ગત્ય;
હિતે કહ્યું તું મેં એકવાર, એટલો વાંક થયો [3]નિરધાર. ૨૫

## પદ ૩૫૪ રાગ ગોડી.

સત્રાજિત કહે છે સ્વામી, તમને ધીજ ન લાગેજી;
ગોકુલમાંહે પાવક પીધો, મેં સાંભળિયો આગેજી. ૧

[4]કાલીની ફણા ઉપર નાચ્યા, તે પન્નગને ઝાલ્યોજી;
દિવ્ય તમારૂં તેજ માને, જે કો હોયે કાલોજી. ૨

શેષશય્યા ઉદધિમાં સૂએ, તેને શું કરે વારજી;
ધીજ કરે સંદેહ નવ ભાગે, કાયનો નિરધારજી. ૩

તમે ન જાણો તે તો શું છે, ગોવિંદજી એકાંતજી;
જ્યમ છાનાં મરે ક્યમ છોરું, જોતાં એ દૃષ્ટાંતજી. ૪

તમને કોણ કહે કેશવજી, સહુએ [5]ઘે વડાઇજી;
મારૂં મન તો ત્યાં માને, જો [6]દેખું મારો ભાઇજી. ૫

મોટાને મેણું શું લાગે, શુદ્ધને શું કલંકજી;
શશીને શું દોહલું કરે છે, નામ થયું મૃગાંકજી. ૬

લાજે કોયે કહી તો ન શકે, સાચું અથવા જૂઠુંજી;
તમને શું કરે સ્વામીજી, માનુષ રૂઠ્યું તુઠ્યુંજી. ૭

વાસ તમારે અમે વસું છું, જયમ ભાવે ત્યમ કીજેજી;
દુર્બલને મોટાશું બલ, સાચું કહેતા ખીજેજી. ૮

---

૧ પ્ર-૨ ધીજ. ૨ પ્ર-૨ કો લાવે તીર. ૩ પ્ર-૨ જે વેવાર. ૪કડી ૨ પ્ર. ૨ માં નથી ૫ પ્ર. ૨ વદે. ૬ પ્ર. ૨ દેખાડો. ૨૩ દિવ્યજ-ધીજ, અઘરી પ્રતિજ્ઞા. ઝાલ-(સં. જ્વાલા)-જ્યોત, શીખા, વ્યાલ-સર્પ. ૨૪ મજ્જન-ડુબકી મારવી. મહાનીર-ઉંડા જલમાં. અંક-અંકે-નિશ્ચય, ધીજ-(સં. દિવ્યજ) અઘરી પ્રતિજ્ઞા. ૨ પન્નગ-સર્પ. ૩ વાર-(સં. વારિ) જળ. ૭ રૂઠ્યું-ગુસ્સે થયેલું. તુઠ્યું-પ્રસન્ન થયેલું.

વલતા હરિ એણીપેર બોલ્યા, કલંક એ ઉતારૂંજી;
પછે સાચું જૂઠું જોઇ, અન્યાયીને વારૂંજી. ૯

ઘેરથકી તો પગલે જઇયે, જોતાં એ ઉદ્યાનજી;
[1]નિરત લાભશે ત્યાંથી સુધી, સર્વ સાંભળ જ્ઞાનજી. ૧૦

યાદવ સહુ ને સત્રાજિત વળી, સ્વામી યાદવરાયજી;
અશ્વતણે ત્યાં પગલે, જોવા વનમાં જાયજી. ૧૧

ત્યજી દ્વારકાં આગળ જાતાં, અશ્વ દીઠો પડિયોજી;
પ્રસેન પાસે મૂઓ દીઠો, સિંહને પ્રહારે નડિયોજી. ૧૨

સત્રાજિતે તે ભ્રાતા દીઠો, કેસરીનખે વિદાર્યોજી;
આક્રંદ કરવા તે ત્યાં લાગ્યો, સાથ સહુએ વાર્યોજી. ૧૩

કેટલા એક ત્યાં સત્રાજિતને, દેવા લાગ્યા ગાળજી;
મૂરખ અણ પ્રીછે શું દીધું, આદિપુરુષને આલજી. ૧૪

ચતુર હોય તે જાણે અણજાણે, કો'ને નવ દે દોષજી;
કાલ તણું કીધું જો થાયે, એ ઉપર શો રોષજી. ૧૫

કૃષ્ણ કહે આઘેરા જઇયે, મણિની જોઇયે ભાળજી;
કદાચિત્ સિંહે પાડ્યો હોયે, વેગે દેતાં શાલજી. ૧૬

પશુને શું કારજ મણિનું, આલે અહીંથી લીધોજી;
શોધતા તે સહી લાધશે, નિશ્ચે નાખી દીધોજી. ૧૭

એવું કહીને જોતા ચાલ્યા, સાથે સર્વ પરિવારજી;
આગળ માર્યો પડિયો દીઠો, કેસરી એકે ઠારજી. ૧૮

પાસે પગલાં રીંછજ કેરાં, સહુએ કર્યો વિચારજી;
જાંબુવંત આ ગિરિમાં રહે છે, તેણે હણ્યો નિરધારજી. ૧૯

મણિ પણ તે લઇ ગયો હોશે, બીજો નહી ઉપાયજી;
એવું કહીને જોવા ચાલ્યા, પેખંતા પલાયજી. ૨૦

---

૧ પ્ર. ૨ નિરત બાંધશે ત્યાંથી સોધ, સર્વ સાંભલ્યું જ્ઞાનજી. ૧૦ નિરત-નિશ્ચય. ઉદ્યાન-બગીચો, વન. ૧૬ ભાલ-ભાળ-શોધ, તપાસ. ૧૭ આલે-અમથો. લાધશે-મળશે. ૨૦ પેખંતા-જોતા.

## પદ ૩૫૫ રાગ સામેરી.

ગિરિ પાસે આવિયા, એક ગુફા દીઠી પ્રૌઢ;
અંધારૂં માંહે અતિ ઘણું, સહુએ થયું દિગ્મૂઢ. ૧

કૃષ્ણ કહે સહુ અહીં રહો, હું કરૂં માંહે પ્રવેશ;
મણિ શોધી લઇ આવું, જોઇ એહ નિવેશ. ૨

તે બીલ જોવા કારણે, હરિ વિના થઇને મંદ;
યાદવ સહુ દ્વારે રહ્યા, મધ્યે પેઠા પરમાનંદ. ૩

પ્રવેશ કરતાં સાંભળ્યો, એમ શબ્દ શ્રીહરિ કાન;
બાલક પોઢ્યું પારણે, દાસી કરે છે ગાન. ૪

પ્રસેનને સિંહે મારિયો, જાંબુવંતે માર્યો તેહ;
કાં રે બાલક તું રોયે છે, હવે મણિ તારો એહ. ૫

એ વાણી સુણતાં શ્રીહરિ, બીલમાંહે જ્યારે જાય;
દેખી દાસી ત્રાસ પામી, નૌતન પુરુષની કાય. ૬

મણિ લેવાનું મન કરે, જેટલે શ્રીભગવાન;
દાસીએ તવ સાદ પાડયો, દેખી શ્યામલવાન. ૭

સાંભળી તે રીંછ આવ્યો, શીઘ્ર જાંબુવંત;
માનુષ રૂપે નિરખિયા, જાણ્યા નહી બલવંત. ૮

કોણ છે રૂયાં આવિયો, અણપૂછયો આણે દ્વાર;
મણિ લેવાનું મિષ કરે છે, જીવતો જા બાહાર. ૯

તોએ હરિ નવ નિસરે, મણિ ઉપર ઘાલ્યો હાથ;
જાંબુવંત ગયો વલગવા, ઓલખ્યા નહી રઘુનાથ. ૧૦

માંહોમાંહે યુદ્ધ માંડયું, મુષ્ટિ પાટુ પ્રહાર;
રીંછ ગર્વે ન જાણે જે, મૈથિલીભરથાર. ૧૧

મને વે'તો બાથ લેતો, ગાળ દેતો બલ કરે;
મહી પાડે મુષ્ટિ તાડે, આડે હાથે તે ધરે. ૧૨

---

૨ નિવેશ-સ્થાન, જગ્યા. ૩ બીલ-ગુફા, દર. ૬ નૌતન-નૂતન, નવો.

[1]ત્યાં મણિ જોયે રહી રોયે, મૂર્ખે પણ મેહેલાય ?
મુષ્ટિ ઝાલે સ્વેદ ચાલે, નમી આલે કાય. ૧૩

કૃષ્ણ કોપે લાજ લોપે, ઓપે અતિશે અંગ;
દાસ જાણી દયા આણી, વાણી કહે શ્રીરંગ. ૧૪

મણિ મારો નહી તારો, સંભારો કરી સાન;
કલેશ કૂડો નહી રૂડો, બૂડો [2]બુદ્ધિનિધાન. ૧૫

દંત દાખે રીંછ ભાખે, મણિ પાખે જાઓ ઘેર;
બોલ થાપું નહી આપું, વાપું જોઇ પેર. ૧૬

કૃષ્ણ માગે નાર વારે, વારે વારે કહે વાણી;
હઠ ન કીજે મણિ દીજે, ખીજે શારંગપાણિ. ૧૭

તોહે તાણે લાજ નાણે, જાણે નહી જગદીશ;
મૂછ મરડે દાંત ધરડે, વિરડે આણી રીસ. ૧૮

ભૂખ લાગે બલ ભાગે, જાગે રજની દિન;
કેશ ઝાલે સ્વેદ ચાલે, વાળે નહી પણ મન. ૧૯

માન ધરતા યુદ્ધ કરતા, ફરે બીલ સુઝાર;
ઢળી પડતા મળી ભડતા, દિવસ વીત્યા બાર. ૨૦

### પદ ૩૫ રાગ સામેરી.

ત્યારે યાદવ કરે વિચાર રે, શકે હરિ માર્યા તેણે ઠાર રે;
રીંછ આવશે બાહાર રે, હવે દ્વારકાં નાસી જઇયે રે. ૧

મને થયા તે માઠા રે, શ્રીહરિને મેલી નાઠા રે;
તે જાણી પ્રીછી ગાંઠા રે, હવે૦ ૨

મારગ અતિ ઉજાણો રે, ભયભીત ઘણું તણાણો રે;
સાચા ભક્ત જાણાણા રે, હવે૦ ૩

---

૧ પ્ર.-૨ ભાગિણા જોયે રહી રોયે, મોહે પણ માને નહી, મુષ્ટિ ઝાલે સ્વેદ ચાલે, નમીને આપે કાય. ૨ પ્ર-૨ દુઃખનિધાન. ૧૫ બુદ્ધિનિધાન-બુદ્ધિનો ભંડાર, ૧૬ વાપું-વા અને આપું અથવા વ્યાપ્ત થવું, વિરડે-બરાડા પાડે,

વા'લો થયો અતિ દેહ રે, નવ આવ્યો હરિશું નેહ રે;
પાપ તણો નહી છેહ રે, હવે૦ ૪

મહિમા કશો ન જાણ્યો રે, વિશ્વાસ કશો નવ આણ્યો રે;
લોભે જીવડો તાણ્યો રે, હવે૦ ૫

દ્વારાવતીએ આવ્યા રે, જાણ્યું જીવતા ફાવ્યા રે;
હરિની શુદ્ધ ન લાવ્યા રે, હવે૦ ૬

રજે ભરાણાં તન રે, જોવા મળિયા જન રે,
નવ દીઠા જુગજીવન રે, હવે૦ ૭

નગર કોલાહલ ભારી રે, જોવા આવે નર નારી રે;
ઘેર ઘેર વાત વિસ્તારી રે, હવે૦ ૮

## *પદ ૩૫૭ રાગ ધનાશ્રી.

વસુદેવ દેવકીએ સાંભળ્યું, જે આવ્યો સર્વ પરિવારજી;
આનકદુંદુભિ વેગે ચાલ્યા, પૂછવા સમાચારજી. ૧

કોય ત્યાં સાચું નવ બોલે, પેઠા ગુંફા મુઝાર જી;
પૂછ્યો ઉત્તર કો નવ આપે, નયણે આંસુ ધારજી. ૨

હરજી નાવ્યા હરજી નાવ્યા, વિલપે સહુ નરનારજી;
દ્વારાવતીએ ક્યમ રહેવાશે, વિના જુગદાધાર. હરજી નાવ્યારે. ૩

માતા સહુને પેર પેર પૂછે, સાચું કહે વચનજી;
શા માટે કો સમાચાર તે, નથી કહેતાં જન. હરજી૦ ૪

જેવું હોયે તેવું કહોને, ગાઢું કરશું મનજી;
અણબોલે કરી મારે હૈડે, મે'લ્યો હુતાશન. હરજી૦ ૫

પ્રાણિમાત્ર તે સત્રાજિતને, દેવા લાગ્યા ગાળજી;
મૂરખ એણે મિથ્યા દીધું, આદિ પુરૂષને આલ. હરજી૦ ૬

પ્રસેનને ત્યાં પ્રત્યક્ષ દીઠો, સિંહે આણ્યો કાલજી;
નહી તો અહીંથી શાને જાયે, સ્વામી દીનદયાલ. હરજી૦ ૭

---

પદ ૩૫૭–૩ વિલપે-રડે. ૫ હુતાશન-અગ્નિ. *(આ પદમાં) વત્તાં ઓછાં

નગર સહુને એણે મેલી, હૈડે પાવક ઝાલજી;
સુભદ્રા ને રુક્મિણી માને, જગદંબાને [1]દાનજી; હરજી૦ ૭
એમે તારી પૂજા કરિયે, જો આવે ભગવાન. હરજી૦ ૮
ચંદ્રભાગા ભાંજે તું સંકટ, આઇ ધોને માનજી;
દેવકી ત્યાં દિગ્મૂઢ થયાં છે, કિમે નવ લે સાનજી;
[2]વૃદ્ધ સર્વ મળીને વારી રાખો, અંતર આણી જ્ઞાન. હરજી૦ ૯
કોણેક કહ્યું કે ગુફામાં, પેઠા છે મહારાજજી;
જાંબુવંતને જીતી આવશે, વેગે કરીને કાજજી.
તે કોનો ગાંજ્યો નવ જાયે, સમર(થ) શ્રીપતિ આજજી.
શોક શા માટે કરો છો, મળી સહુ સમાજજી.
જેટલા દિન પીડા થાયે છે, તે સત્રાજિતને લાજ. હરજી૦ ૯
સગા સહુ વસુદેવ દેવકીને, તેડી આવ્યા ધામજી;
પ્રાણી કોયે ઘેર ન જાયે, ન કરે કોયે કામજી.
સહુએ મનમાં ચિંતા આણે, એક (ન) પામે રામજી;
તે પ્રભુનો મહિમા જાણે છે, તેણે મન અતિ ઠામજી.
કાં રે તેની ચિંતા કરો છો, તે ચૌદ લોકનો સ્વામ. હરજી૦૧૦
પ્રાણી સહુ ન કરે ભોજન, ન કરે કો વ્યાપારજી;
મંદિરમાંહે કો નવ જાયે, ઉઘાડાં ઘરબારજી.
શેરી શેરી રોતાં દીસે, દુઃખે વર્ણ અઢારજી;
કૃષ્ણ દેખિયે તો સુખ થાયે, બીજો નહી પ્રકારજી,
કહે શુક સાંભળ હો રાજા, તું આગળ કહું વિસ્તાર. હરજી૦૧૧

### પદ ૩૫૮ રાગ ધનાશ્રી.

જાંબુવંત ને શ્રીહરિ રે, માંહો માંહે સંગ્રામ;
પાષાણ મુષ્ટિ દ્રુમે કરે રે, દારુણ તેણે ઠામ. ૧

---

૧ પ્ર૦-ર દાનજી. ૨ પ્ર૦-ર વૃદ્ધ સર્વ વારીને રાખે, અંતર આણો જ્ઞાનજી.
૧ દ્રુમ-વૃક્ષ, ઝાડ. ૮ દાન-( સં-સાન ) બાધા, માનતા. ૯ કિમે-કેમે કરીને.

ઢાળ.

તેણે ઠામ દારુણ યુદ્ધ કરે છે, રીંછ ને જગદીશ;
દિન રાત વિસામો નહી, એમ દિવસ અઠ્ઠાવીશ. ૨

મુષ્ટિ પ્રહારે પ્રભુને તો, જાજરાં થયાં સંધાણ;
ક્ષિણ બલ ને સ્વેદ અંગે, ધ્રૂજિયા જ્યારે પ્રાણ. ૩

ત્યારે જાંબુવંતને મન આવ્યું, પાછલું એક જ્ઞાન;
રામ આગળ કર્યું હતું, લંકાએ અભિમાન. ૪

રામજી રાવણ તમો માર્યો, અને ત્યાં કુંભકર્ણ;
ઇંદ્રજિત તે [1]પામિયો, લક્ષ્મણ હાથે મર્ણ. ૫

ભાગ્ય મારે આવ્યો નહી, ખલિયો કો એકાંત;
આણે અવસર મન મા'રે, યુદ્ધની રહી ખાંત. ૬

શકે તો અભિમાન મારૂં, ઉતારવા આણે ઠામ;
રૂપ એવું ધરીને, આવિયા છે શ્રીરામ. ૭

અવર કોયે નવ કરે, ઇમ યુદ્ધ મુજ સંગાથ;
ક્ષિણ બલ મારૂં થયું, અડતાં તેના હાથ. ૮

એવું તે મનમાં વિમાસી, ઓલખ્યા ભગવંત;
પાણ જોડી ચરણ લાગી, સ્તવે જાંબુવંત. ૯

## પદ ૩૫૯ રાગ ગોડી.

આદિ પુરુષ તમો ઓલખ્યા, સકલ ભૂતના પ્રાણીજી;
બ્રહ્માદિકનાએ તમો સૃષ્ટા, સમરથ શારંગપાણિજી. ૧

સીતાપતિ સમરથ મેં જાણ્યા, આવ્યા સાગર તીરજી;
નયણ કટાક્ષ કરતાં ધ્રૂજ્યું, ઉદધિ આખું નીરજી. ૨

જલચર જીવ થયા જ્યારે, આકૂલ દેખી તાણ્યું ચાપજી;
સાગરમાંહે સેતુ બાંધી, પ્રગટ કર્યો પ્રતાપજી. ૩

---

૧ પા૦ પ્ર-૧ મારિયો. ૩ જાજરાં-જર્જરાં, નરમ. સંધાણ-( સં-સમ્-ધા ) સાંધા. ૬ ભાગ્ય-ભાગ. ખાંત-ખંત, ઇચ્છા. ૧ સૃષ્ટા-સરજનાર.

લંકાએ જઇ રાક્ષસ સર્વ માર્યાં, હણિયો ત્યાં દશ શીશજી;
પ્રાક્રમ પ્રત્યક્ષ જે દીઠું, તે તમો જગદીશજી. ૪

રીંછ જાતિને જ્ઞાન ક્યાંથી, પામર પશુ અવતારજી;
મોટા મુનિજન કો નવ જાણે, ગુણ તારાનો પારજી. ૫

તે માટે મેં યુદ્ધ જ કીધું, ક્ષમા કરો અપરાધજી;
સીતાપતિ તમને તે જાણે, જે સમ્યક્ હોયે સાધજી. ૬

મેં રીસે જે પ્રહારજ કીધા, તેહ ન ધરવું મનજી;
મર્કટ તણો સ્વભાવ ન જાયે, માયામોહિત મનજી. ૭

## પદ ૩૬૦ રાગ ધનાશ્રી.

સ્તુતિ કીધી જ્યારે ધણી રે, હરજી થયા રળિયાત;
રીંછ પ્રત્યે એમ કહે રે, વાસુદેવ તવ વાત. ૧

### ઢાળ.

વાત કહે વાસુદેવજી, અમે મણિ કારણ આવિયા;
યાદવ બીલદ્વારે રહ્યા છે, દ્વારકાવાસી ભાવિયા. ૨

મિથ્યા મુને કલંક દીધું, લોકગાળ ઉતારવા;
એણે મિષે અહીં આવિયો, સેવક જાણી તારવા. ૩

હું જાણું છું એ રહ્યા છો, ભક્ત મહિમા સ્થાન;
તું અહીં ગંધમાદનમાંહે, રહે છે હનુમાન. ૪

જાંબુવંત વલતો વદે, હવે કૃપા કીજે શ્રીહરિ;
અપરાધ ઓશીંકલ કરો, [૧]આ કન્યા લો મારી દીકરી. ૫

કૃતારથ હું કર્યો સ્વામી, મણિ મનોહર લીજિયે;
પુત્રી તમને સમર્પું છું, કુલ પાવન કીજિયે. ૬

એવું કહીને સમર્પી, જાંબુવતી અભિધાન;
સદ્ય વિવાહ ત્યાં કર્યો, પ્રસન્ન થઇ ભગવાન. ૭

---

૧ પ્ર૦-૨ ને પરણો અમારી દીકરી. ૬ સમ્યક-સારો. સાધ-સાધુ, સત્પુરુષ.

મણિ કંઠે બાંધ્યો ને, કન્યા લઇ હરિ નિસર્યા;
વળાવીને રીંછ વળિયો, બીલદ્વારે પરવર્યા. ૮

સાદ કીધો સાથને, ઉત્તર કો આપે નહી;
બીલદ્વારે નિસર્યાને, ન દેખે કો'ને ક્યહીં. ૯

ક્યાં ગયો ભાઇ સાથ સઘલો, સ્વામી કહે સમરથ;
એક ઉભો નિરખિયો, સારથિ રાખી રથ. ૧૦

કૃષ્ણ કહે તવ સારથિને, ક્યાંહાં ગયો પરિવાર;
મેલીને જે ગયો હતો, ગુફા કેરે દ્વાર. ૧૧

સૂત કહે સ્વામી સુણો, યાદવ ત્યાં આકૂલ થયા;
બાર દિન તો વાટ જોઇ, નગર તે નાસી ગયા. ૧૨

રથ બેસારી સુંદરી, બેઠા જગદાધાર;
વેગે વહીને આવિયા, કાંઇ ન લાગી વાર. ૧૩

## પદ ૩૬૧ રાગ વેરાડી.

વેગે ચાલી આવ્યા હરિ, ઉદ્દસ સરખી દીસે પુરી,
માણસ કો નવ દીસે વાટ, વણજ કરે નહી કોયે હાટ.

શોકાતુર ત્યાં વર્ણ અઢાર, નારી નવ કીધા શૃંગાર;
નિસાસા મે'લે સહુ જન, હરિવિન ક્યમ રે'વાશે દિન. ૨

આવ્યા દીઠા ત્રિભુવનધણી, ઠામ ઠામ થઇ વધામણી;
વેગે પ્રાણી બહુ ઉજાય, વધામણી આપો ને માય. ૩

પરણી આવ્યા પુરુષ પુરાણ, ઘેર ઘેર સહુને હોઆં જાણ;
આપે વસ્ત્ર મોતીના હાર, નગરમધ્ય અતિ જય જયકાર. ૪

સામાં આવ્યાં બાપ ને માય, શ્રીહરિ આવીને લાગ્યા પાય;
ઉઠાડી દે આલિંઘન, દોહેલે દીઠું આજ વદન. ૫

મંદિર કોણે નહી વાત, રોતાં ગયાં તે દિન ને રાત;
સોલ દિવસ અમને જ્યમ, વેરીને ન જાશો ત્યમ. ૬

---

૧ ઉદ્દસ-ઉદ્ધસ-સૂની વસ્તિ વિનાની. ૪ હોઆં-હુવાં-હવાં-થયાં.

મંદિર હરજી જ્યારે જાયે, મારગ ભીડે નવ હીંડાયે;
બંદિજન [૨]મળિયા સ્તુતિ કરે, વાડવ વેદવચન ઉચ્ચરે. ૭

ઘેર આવ્યા સ્વામી શ્રીરંગ, સુભદ્રા વધાવે અંગ;
સ્વજન સહુ જોવા પરવરે, ઉછાવરી હરિ ઉપર કરે. ૮

નવે જન્મ આવ્યા ભગવાન, યાચક જનને આપે દાન;
મંદિર ઉતારી કામિની, હરિ દેખાડે તે નહી ભામિની. ૯

જોવાને આવ્યાં રુક્મિણી, દેખાડોજી શોક્ય અમ તણી;
હરિ હસીને કહે વચન, જો તું ભામની આપે પુન્ય. ૧૦

સ્વરૂપ જે દ્વાદશી તણું, જે તેં વ્રત કીધું છે ઘણું;
શ્યામા કહે તે ક્યમ અપાય, દોહેલે વ્રત જે ઉત્તમ થાય. ૧૧

કહે હરિ એટલું આપો છેક, તિલની આહૂતિ આપો એક;
તવ કરમાંહે નીરજ ધરી, અર્ઘ આહૂતિનું ફળ મન ધરી. ૧૨

ગ્રહીને જલ મેલ્યું જેટલે, શ્યામા સુંદરી થઇ તેટલે;
હવે દુર્વાસાનો શાપ, પૂર્વ ભવ લક્ષ્મીને આપ. ૧૩

દેખી વાનર સરખા સુન્ય, કમલા હસિયાં ગર્વિત મન;
ઋષિજીને તવ રીસજ ચઢી, કોપે કહ્યું થાજો રીંછડી. ૧૪

વ્રતાભાવે થયો ઉદ્ધાર, બીજી પટરાણી તે નાર;
વાત વસી શ્યામાને ચોક, દેખાડી ભામિની શોક્ય. ૧૫

સત્રાજિત તેડાવિયો, લાજ કરતો તે આવિયો;
દેખતાં તે સઘલો સાથ, મણિ આપ્યો હરિએ તેને હાથ. ૧૬

લઇ મણિને ગયો તે ઘેર, લોભીપણાની એહજ પેર;
ભૂંડો ભૂંડો સહુએ કહે, નીચું મસ્તક ઘાલી રહે. ૧૭

મનમાંહે પામ્યો તાપ, મેં તો મોટું કીધું પાપ;
સિંહે કર્યો અનુજનો કાલ, આદિપુરુષને દીધું આલ. ૧૮

---

૮ ઉછાવરી–ઓવારછાવર, ઓવારણાં. ૧૨ છેક–છેવટે. ૧૫ વ્રતાભાવ–વ્રતના આભાવથી અર્થાત્ પ્રભાવથી. ચોક–ચોકસ, ખુલ્લીરીતે.

લજ્જા લાગી એ સંસાર, પોતાનો કીધો [1]ધિક્કાર;
એ અપયશ કઇપેર જાય; સ્વામી શી પેર સંતોષાય. ૧૯

વળી એ વાત વિમાસી ખરી, સતભામા જે છે દીકરી;
દેઉં કન્યા સુંદર કાય, ભાલણપ્રભુ રાઘવ વશ થાય. ૨૦

### પદ ૩૬૨ રાગ આશાવરી.

વળી વળી વિમાસે છે રાયજી, બીજો કાંઇ નથી ઉપાયજી;
કન્યા દેઉં સુંદર કૃષ્ણને રે.

### ઢાળ.

કૃષ્ણજીને કન્યા દીજે, સજાઇ સાથે ઘણી;
મણિ પાછલું આપશું, તવ કરીને પેહેરામણી. ૧

એમ મુજને ભલું થાશે, સોંજે બાંધું પાલ;
મધુસૂદનશું મેલ થાશે, લોક નવ દે ગાળ. ૨

સગો સમરથ કીજિયે, અવસર આવે કામ;
બલવંત છે શ્રીકૃષ્ણજી, ને તેવા જોડે રામ. ૩

[2]સાચા સગપણ વિના નોહે, વેર કેરી શાંત;
પુત્રીને દીધા વિના મન, મળે નહી એકાંત. ૪

એવું જાણી પ્રેમ આણી, વાણી કરૂં વિકાસ;
કન્યા દીધી પ્રીતી કીધી, થઇ શોભા પાસ. ૫

સ્વજન મળિયું દુઃખ ટળિયું, વળિયું હરિનું મન;
વેર છાંડી પ્રીતી માંડી, મળી સહુ રાજન. ૬

કામિની ગાયે લોક ધાયે, થાયે જય જયકાર;
વિપ્ર હેલે વિવાહ મેલે, ભેલે કુલ બે સાર. ૭

વસુદેવ હરખે સ્વજન નિરખે, સરખે સરખી જોડ;
જરા આવી મન ભાવી, લાવી સુખના કોડ. ૮

---

૧ પ્ર-૧ કવાલ. પ્ર-૨ અધિકાર. ૨ પ્ર-૨ સાચા સગપણ કર્યા વિના વેર કરે કિમ શાંત. ૨ સોંજે-ડહાપણથી, સમજથી. મેળ-( સં. મિલ ) મેળાપ-સંપ. ૫ વિકાસ-પ્રકાશ, ખુલ્લી. ૭ હેલે-ક્ષણે, મેલે-મેળવે. ૮ જરા-ઘડપણ.

આશ નહોતી ઘણી પોતી, મન મા'રે આજ;
સ્વપ્ન દીઠું મને મીઠું, સાર્યાં સઘલાં કાજ. ૯

મન ભેલી વિવાહ મેલી, વિપ્ર દીધાં દાન;
વેર છાંડી પ્રીતિ માંડી, કરિયાં મંગલ ગાન. ૧૦

જોશી તેડી બેઠા મેડી, ઘડી કરે ધામ;
લગ્ન લીધું કાજ શીધ્યું, કીધું ઉત્તમ કામ. ૧૧

લોક મળિયા તોરણ તલિયા, બલિયા બાંધે બા'ર
ઉપર ગૂડી રંગ રૂડી, ઓઢી અંબર સાર. ૧૨

નિશાણ વાજે મેઘ ગાજે, રાજે રંગ રસાલ;
વેણુ વાદે શંખનાદે, સાદે સોહે તાલ. ૧૩

અપ્સરા નાચે પ્રેમ સાચે, રાચે મંડપમાંહે;
ઉત્સવ થાયે ગીત ગાયે, મળી સહુ કો ત્યાંહે. ૧૪

## પદ ૩૬૩ રાગ દેશાખ.

વિવાહ ઉત્સવ માંડિયો રે, કંકોતરી લખાય;
સ્વજન સહુ તેડાવિયું રે, માણસ નગર ન માય. ૧

ઘેર ઘેર તોરણ બાંધિયાં રે, કીધાં બહુ ચિત્રામ;
ધ્વજા પતાકા પેરપેર (રે), સુંદર દીસે ધામ. ૨

ગ્રહયજ્ઞ ઘેર માંડિયો રે, સત્રાજિત વસુદેવ;
મોટા મુનિજન તેડિયા રે, દાન માન બહુ સેવ. ૩

વિનાયકપૂજન વિધિ કરે રે, નિગમ તણા હોયે નાદ;
ઉમામાહેશ્વર આપિયાં રે, આણી અતિ આહ્લાદ. ૪

પીતાંબર તે પેહેરિયાં રે, સોહે દ્વિજની નાર;
વધાવી તે વેગે વળી રે, દેઇ આશીષ અપાર. ૫

નગરમાંહે નરનારીની રે, શેરી શેરી ભીડ;
આનંદ સહુને ઉપન્યો રે, કોયે ન પામે પીડ. ૬

---

૧૦ મેલી–મેળવી. ૧૧ ગૂડી–ઢીંગલી. અંબર–વસ્ત્ર. ચિત્રામ–ચિત્રામણ.
૩ ગ્રહયજ્ઞ–ગ્રહશાંતિ. નિગમ–વેદ.

જોવા ઇચ્છાએ આવિયા રે, અમર ચઢી વિમાન;
હવન કરી વસુદેવજી રે, દેવને દે છે માન. ૭

ગુણિજન બહુ ત્યાં આવિયારે, કો નાચે કો ગાય;
કૌતુક મંદિર બહુ તણે રે, યાગ દાન દેવાય. ૮

ભોજ્ય અવારિ અતિ ઘણાં રે, પામે વર્ણ અઢાર;
હાસ્યવિનોદ વિવાહ તણો રે, હોયે અતિ વિસ્તાર. ૯

શોભા પુરની શી કહું રે, નવ નિધ્ય પૂરણ કામ;
લક્ષ્મીવર જ્યાં પરણિયા રે, મુક્તિ પુરી અભિરામ. ૧૦

નારાયણ નહવરાવિયા રે, સાર્યા સર્વ શૃંગાર;
શીશ ભરે તવ દેવકી રે, અવર સોહાસણ નાર. ૧૧

લુણ ઉતારે ભામણાં રે, માતા લે છે મન;
રુક્મિણીને કરે વેગલાં રે, જોવા જાતા જન. ૧૨

ઉત્તમ આણી હાથણી રે, કનકખચિત અતિ દેહ;
ચઢવા કારણ કૃષ્ણને રે, અંબાડીશું તેહ. ૧૩

સ્વજન સહુ આગળ થયું રે, હરજી થયા આરૂઢ;
પાછળ ચઢી કુમારિકા રે, ચમર ઢાળતી ગૂઢ. ૧૪

ચોહ પાસ ચમકતા રે, ચાલે સેના શૂર;
ગાન કરે અતિ કામીની રે, વાજે નંદી તૂર. ૧૫

### પદ ૩૬૪ રાગ દેશાખ.

લોકે રૂંધાણી છે વાટ, આગળ ભણતા જાયે ભાટ;
વચેથી છૂટે હવાઇ, બીતા લોક તે નાસે ધાઇ. ૧

ચોવટે તે ચારવી રસ રમે, જોતા જોતા કોય ન વિરમે;
હરિ સોહે પીતાંબર ને વાગે, દેવને મન કૌતુક લાગે. ૨

માનિની મેડે ચઢી નિહાળે, જોતાં જોતાં મીટ ન વાળે;
જેના ઘર આગળ હરિ આવે, લાજા મોતીડે વધાવે. ૩

---

૯ અવારિ–અવાર નવાર, અવનવાં. ૧૦ અભિરામ–સુંદર. ૧૧ શીશ–સેસ–પોશ. ૧૩ કનકખચિત–સુવર્ણથી શણગારેલી. ૧૫ નંદી–આનંદી. ૨ ચોવટ–ચોપાટી, ચાર રસ્તા ભેગા થાય તે. ચારવી–ચાળવીને ?

ઘરનાં કારજ છાંડી છાંડી, આવી નિહાળે મોટડી માંડી;
માંહોમાંહે કહે છે વાણી, સતભામા તો થઇ પટરાણી. ૪

હરજી જ્યારે તોરણ આવ્યા, સાસુએ પોંખ્યા ને મન ભાવ્યા;
ધૂસર મૂસલ ને રવાઇ, કૌતુક કરતી આવે ધાઇ. ૫

ઉભા વસુદેવજી તે વારે, રીસે સંકર્ષણ તે મારે;
ઇંદ્રાદિકને આશ્ચર્ય થાયે, સાસુનાં પુન્ય ગણ્યાં ન જાયે. ૬

જેને મોટા મુનિજન જાણે, તેને નાક ગ્રહીને તાણે;
એણીએ કોટિ યજ્ઞ શું કીધા, ઘાટ ઘાલીને તાણી લીધા. ૭

સમય સમય તે મુનિજન ભાખે, માહેરામાંહે આણી રાખે;
માંડીને મધુપર્ક કીધાં, પાગ પખાલી અંબર દીધાં. ૮

વેગે કન્યા ત્યાં પધરાવી, અંતર પટ તેને કરાવી;
સતભામાનું તપે તવ મન, ક્યારે થાશે હરિ દર્શન. ૯

બ્રાહ્મણ મુખથી વેદ ભણાય, કૌતિક એહુએ પાસે થાય;
વદન ઉઘાડી લાડી નિરખે, સુંદર વર દેખીને હરખે. ૧૦

પૂજ્યા પેર પેર ભગવાન, દીધું કન્યા કેરૂં દાન;
જાચક ઝઘડો કરીને માગે, એહુએ વેવાઇને મીઠું લાગે. ૧૧

વાદે પડિયા આપે ત્યાગ, પરણે છે ત્યાં પુન્ય વિભાગ;
સુંદર ત્યાં ચોરી રચાયે, ગર્ગાચાર્ય અતિ પૂજાયે. ૧૨

સૌભાગ્યવતીએ આણી આપ્યો, પાવક ચોરીમાંહે થાપ્યો;

### પદ ૩૬૫ રાગ દેશાખ.

લાજા હોમે સુંદરી, કર ગ્રહી શ્રીરણછોડ;
પ્રદક્ષિણા દે અગ્નિ પાછલ, સુંદર દીસે જોડ. ૧

ધ્રુવ દેખાડે શ્રીહરિ, દીઠા કહે છે નાર;
અરુન્ધતી અવલોકિયે, કામિની કહે મુરાર. ૨

થાળ માંડી ત્યાં કનકની, સાસુ પીરસે કંસાર;
મંત્ર ભણીને ગુરુ કહે, કોલીયા ભરાવો ચાર. ૩

---

૧૨ ત્યાગ-દાન. ૧૩ પાવક-અગ્નિ.

સતભામાને શીખવે છે, પાસેથી સહિયરનો સાથ;
મુખ કરે જ્યારે મોકલું, ત્યારે નસાડે તું હાથ. ૪

અંતરીક્ષ જોએ દેવતા, આશ્ચર્ય લાગે તેહ;
પરાણે લે છે કોલીયો, હાથે ગ્રહી હરિ જેહ. ૫

યજ્ઞમાંહે હોમતાં, આહૂતિ નવ લે આપ;
પરાણે અન્ન એ આરોગે, છે પુન્યતણો પ્રતાપ. ૬

સોહાસણ સ્ત્રી વધાવે ને, દે છે ત્યાં આશીષ;
વરવધૂ આનંદ કરજો, જીવજો કોટિ વરીસ. ૭

ભર્ત્તાર તારે વશ હજો, પામજો પુત્ર સંતાન;
શોક્ય સઘલી માંહે તુને, ઘણું હોજો માન. ૮

મંદિરમાં પછે આવિયા, ગોત્રજ કર્યો પ્રણામ;
પૂજા કીધી પ્રેમશું, સુંદરી સુંદર સ્યામ. ૯

હાસ્ય કૌતુક સહુ કરે, ઘેર ઘેર અતિ આનંદ;
કૃષ્ણ કૃષ્ણ છોડો દોરડો, ક્યાં થાઓ છો મંદ. ૧૦

દ્યૂતક્રીડા તવ કરે, કામિની આડે પાણિ;
સુભદ્રા કહે કૃષ્ણ જીસા, પ્રેમ અંતર આણી. ૧૧

નામે ભવનાં બંધન છોડે, મૂકાવે સંસાર;
[1]હરિ ન છૂટે ગાંઠડી, તે હસે સહુ પરિવાર. ૧૨

એણીપેર સર્વે કર્યા, કુલતણા આચાર;
અન્યો અન્યે પ્રીત અધિકી, કરે સર્વ પરિવાર. ૧૩

ગોરવ જમવા જાન જાયે, નાનાવિધ પકવાન;
અન્ન અનુપ નાનાવિધનાં, પ્રાણિમાત્રને માન. ૧૪

ષટરસ ઉત્તમ ત્યાં કરાવ્યા, પંચવિધિનાં શાક;
એણીપેર સર્વ આરોગે ને, ત્રિવિધિ કીધા પાક. ૧૫

---

૧. પ્ર. ૧ હરિ ન છોડે ગાંઠડીને, હસશે સહુ પરિવાર. પ્ર–૨ હરિ ન છોટે ગાંઠડી, તે હસે સહુ વાર. ૭ વરીસ–વર્ષ. ૧૧ ઓડે–ધરે.

## પદ ૩૬૬ રાગ દેશાખ.

હર્ષે જમણ હરજી ઘેર કર્યું, નાનાવિધ પકવાનજ ધર્યું;
કરવા માંડી પેહેરામણી, હસ્તી [1]તુરંગ સજાઇ ઘણી. ૧

સુંદર શણગાર્યાં બહુ રથ, અશ્વ જોતર્યાં અતિ સમરથ;
હેમનાં ભૂખણ દાસી દાસ, આપે સત્રાજિત ઉલ્લાસ. ૨

પેહેરાવ્યાં નર નારી સહુ, [1]યાચકજન પામ્યા અતિ બહુ;
પેહેરાવ્યું વસુદેવનું ગોત્ર, અશ્વ અનુપ આપ્યા [2]જોત્ર. ૩

સ્યમંતક મણિ આણિયો, હરિને આપવા [3]જોગ જાણિયો;
લક્ષ્મીપતિ મન કર્યો [4]વિવેક, સહિયારામાં પડશે એક. ૪

હરિ સસરાને કહે વચન, મણિ રાખો તમારે ભુવન;
દીઠો ભાવ તમારો ઘણો, આગળ એ છે અમતણો. ૫

હરિ જાણે છે સઘળું [6]સૂત્ર, સસરાને નથી ત્યાં પુત્ર;
અપુત્રીયનું ધન નિર્વાણ, મૂએ પુત્રીકેરૂં જાણ. ૬

એવું જોઇ ન લીધો મણિ, માની મર્મ ત્રિભુવનધણી;
વિવાહ ઉત્સવ પ્રેમે થયા, કન્યા લઇ હરજી ઘેર ગયા. ૭

તોરણ પોંખ્યાં દંપતી ઘેર, ગોત્રપૂજા કીધી પેર પેર;
વૃદ્ધ સહુને લાગે પાય, દે આશીષ જીવો યદુરાય. ૮

[5]કુલાચાર ત્યાં સર્વ કરે, સ્વજન સંતોષ સુખે પરવરે.
વળિયા દેવ કરી દર્શન, દ્વારકાંવાસી જન સહુ ધન્ય. ૯

વળિયા સગા સંબંધી સહુ, દાન માન પામ્યા [6]અતિ બહુ;
આનંદ્યા નગરના લોક, પ્રાણિમાત્રના ટળિયા શોક. ૧૦

કૃતવર્માને કહીતી જેહ, કન્યા હરિને દીધી તેહ;
મનાવ્યા માધવ એમ કરી, [7]સગપણ પ્રીત થઇ તે ખરી. ૧૧

---

૧ પ્ર–૨ જાચકજન વસ્ત્ર પામીયાં બહુ. ૨ પ્ર–૨ પવિત્ર, ૩ પ્ર–૧ તથા પ્ર. ૨–જુગ. ૪ પ્ર–૨ વિચાર, સહીયારામાં રાખત્રો વેંવાર. ૫ પ્ર–૧માં નથી. પ્ર–૨ કુલ આચાર્ણ ત્યાં સર્વ કરે. ૬ પ્ર–૨ સુખ. ૭ પ્ર–૨ સખપણે પ્રીત કીધી ખરી. ૧ તુરંગ–(સં. તુરંગ) અશ્વ, ઘોડો. ૩–જોત્ર (સં. યોત્ર) જોતરવા લાયક, જોડેલા. ૬ સૂત્ર–ધારો, નિયમ, અપુત્રીય–પુત્રરહિત.

ભાગવત દશમ સ્કંધે કથા, અન્ય પુરાણ તણી સર્વથા;
જોવો બુદ્ધિ પ્રમાણે લહ્યો, વિવાહ એ વિસ્તારે કહ્યો. ૧૨

જે સાંભળે નર ને નાર, ગર્ભવાસ નાવે નિરધાર;
પોહોંચે મન તણી તો આશ, અંતે પામે વૈકુંઠવાસ. ૧૩

કવિત બુદ્ધિ અહિં જોવી નહી, કૃષ્ણકથા સાંભળવી સહી;
જેને નામે પાતક બળે, તે કો પ્રેમે નવ સાંભળે. ૧૪

બ્રહ્માદિક ન લહે ગુણ પાર, અહર્નિશ ધ્યાયે શ્રીત્રિપુરાર;
પ્રાકૃતને પ્રીછવા કરી, ગુર્જર ભાષાએ વિસ્તરી. ૧૫

ખળ જોવાને જાયે દોષ, કવિ કાવ્યા માટે મન રોષ;
મર્મ મન કેરો જે લહે, સાધુ હોયે તે તો ગુણ ગ્રહે. ૧૬

દૂષણ દેવા જે મન કરે, તે માંહે આવી ઉચ્ચરે;
કહે ભાલણ દેખાડીશ વ્યક્તિ, ઉત્તર દેવા છે મુજ શક્તિ. ૧૭

## પદ ૩૬૭ રાગ સામેરી.

પાંડવને લાખાગૃહમાંહે, દગ્ધ થયા જાણી;
લોક વ્યવહારે કરવા સુખદર્શન, આવ્યા શારંગપાણિ. ૧

ધૃતરાષ્ટ્ર ને દુર્યોધન મુખથી, નવ બોલ્યા વાણી;
ભીષ્મ દ્રોણ કૃપા દુખ આણે, ગાંધારી [1]ઉકલાણી. ૨

[2]સહુએ શોકાતુર થઇ બેઠું, જાણે નહી તન પ્રાણી;
આવી લોક પ્રશંસે સહુને, પૂરવની કહી કાં'ણી. ૩

હવે કૃતવર્મા અક્રૂરે, એવી વાત મન આણી;
શતધન્વા આગળ જઇને, મણિની પેર વખાણી. ૪

સત્રાજિત જે મણિ પૂજે છે, તે તો ન લહે વાણી;
સત્રાજિત કેરી તનયા તે, તુજ સાથે કહેવાણી. ૫

તે પણ કામ ન કીધું તુજશું, એણે વાત તો તાણી;
ભાલણપ્રભુ રાઘવને દીધી, સીતાપતિ જાણી. ૬

---

૧ પ્ર-ર અતિ ઓ'લાણી. ૨ આ કડી પ્ર-ર માં નથી. ૧૭ વ્યક્તિ-(સં-વ્યક્ત) ખુલ્લું. કૃપા-કૃપાચાર્ય. ઉકલાણી-ઉકળી. ગુસ્સે થઇ. ૩ કાં'ણી-કહેવત.

### પદ ૩૬૮ રાગ સામેરી.

એણીપેર પાડ્યો ભેદ, મન ઉપજાવ્યો ખેદ;
રાજા સૂતો જ્યાંહે, શતધન્વા ગયો ત્યાંહે.

ઢાળ.

ત્યારે મારી આવિયો, તે મણિ લઇ મંદિર ભણી;
સતભામાએ સાંભળ્યું તે, વ્યાકૂલતા પામી ઘણી. ૧
દુઃખ પામે અતિ ઘણું પણ, તોહે શોક શમે નહી;
સહુએ મળીને તેહને, પ્રતિબોધ ત્યાં દીધા સહી. ૨
પછે શરીર સત્રાજિત તણું, તે તેલમાં રાખી કરી;
ઉઠ આણીને હસ્તિનાપુર, ગયાં જ્યાં છે શ્રીહરિ. ૩
વાત વીતક વિસ્તારી છે, સુણિયે શ્રવણે નાથ હો;
મનુષ્યમાયા અનુસરીને, ઝાટક્યા બે હાથ હો. ૪
વિલાપ ત્યાં કીધા ઘણા, ને નીર ત્યાં નયણે ઝરે;
દુઃખ પામે અતિ ઘણું ને, શોક કીધો ત્યાં સરે. ૫
પછે દ્વારકા આવ્યા લેઇ, સાથે સતભામા સતી;
શતધન્વાને મારશું કહે, ભાલણપ્રભુ સીતાપતિ. ૬

### પદ ૩૬૯ રાગ મારૂ.

શતધન્વાના વધનો સંચ, પુરુષોત્તમે માંડયો પ્રપંચ;
શતધન્વાએ સુણી વાત, જાણે હવડાં કીધો ઘાત. ૧
આવ્યો કૃતવર્મા છે જ્યાંહાં, પોતાની ગત્ય જઇ કહી ત્યાંહાં;
સાહે કરો મારી આજ, તમને હું કહું છું મહારાજ. ૨
કૃતવર્મા કહે અમથી એહ, થાશે નહી તું જાયે તેહ;
રામકૃષ્ણ બે બલિયા યોધ, તેશું તારે થાશે વિરોધ. ૩
એશું વેર અમો નવ થાય, તે તો ચૌદ (ભુવન) નો રાય;
અહાંથી કયહીં જા કહું છું એમ, જો તું વાંચ્છે કુશલી ક્ષેમ. ૪
એશું વેર કરીને કોય, કુશલે નથી રહ્યો સોય;
જેણે મસળી માર્યો કંસ, અને અવરના હરિયા હંસ. ૫

---

૪ વીતક-વીતેલી. ૫ હંસ-પ્રાણ.

જરાસંધને સત્તર વાર, હરિ એકલે મનાવ્યો હાર;
મનભંગ થઇ ત્યાંથી વળિયો, અક્રૂરને આવીને મળિયો. ૬

ધાઇને તે લાગ્યો ચરણ, સ્વામી મુજંને રાખો શરણ;
તવ ઉત્તર આપ્યો અક્રૂર, શતધન્વા પ્રત્યે ગતિ ક્રૂર. ૭

ચૌદ લોકનો સ્વામી જેહ, સરજે પાલે સંવરે તેહ;
તેશું વેર કર્યું તે અત્ય, તે માટે કહું તુજને સત્ય. ૮

એ વાત તો મેં નવ થાય, સાંભળ તું શતધન્વા રાય;
વચન સુણી મન પામ્યા ત્રાસ, મે'લી મણિને [1]ગયો નિરાશ. ૯

ઘેર આવીને રાજકુમાર, અશ્વ મગાવ્યો તેણીવાર;
તે તુરીએ ચઢી ચાલ્યો રાય, દિન એકે શત યોજન જાય. ૧૦

શતધન્વાને સળક્યો જાણી, રથ અણાવ્યો શારંગપાણિ;
રામકૃષ્ણ રથ ઉપર ચડિયા, હાકીને વેગે દડવડિયા. ૧૧

મિથિલા નગરીનું ઉપવન જ્યાંહાં, વેગે જઇને પોહોતા ત્યાંહાં;
જાણ્યું આવ્યા કૃષ્ણ ને રામ, હવે મારશે મુજને ઠામ. ૧૨

અશ્વ મૂકીને પાળો ચાલ્યો, જાણે મન એમ હવડાં ઝાલ્યો;
ત્યારે પોતે ત્યજીયો રથ, રામકૃષ્ણ ચાલ્યા સમરથ. ૧૪

મારી હાક હકાર્યો રાય, મે'લી ચક્ર શિર છેદ્યું ત્યાંય;
શોધ્યો મણિ પણ નાવ્યો હાથ, કહે ભાલણપ્રભુ રઘુનાથ. ૧૫

## પદ ૩૭૦ રાગ સામેરી.

સ્યમંતક મણિ હાથ, નાવ્યો કહે યદુનાથ;
કીધો એ અનરથ, ન સર્યો કાંઇ અર્થ.

### ઢાળ.

અર્થ કાંઇ સર્યો નહી, ને રાયને ફોકટ હણ્યો;
સ્યમંતક મણિ હાથ નાવ્યો, ખરખરો થાયે ઘણો. ૧

૧ પ્ર. ૨ વર્યો. ૮ સંવરે-સંહાર કરે. અત્ય-અતિ. ૧ ખરખરો-દીલગીરી.

રામને મન સંદેહ આવ્યો, કહ્યું પુરી જાઓ વહી;
દ્વારકાં ગયાથી તેહ જડશે, એણે મેલ્યો હશે કયહીં. ૨

મારે મિથિલા દેશ જાવું, જનક કેરે ઘેર હો;
ભેટવા ચિત્ત ઘણું થાયે, કહે એણીપેર હો. ૩

એમ કહીને ચાલિયા પછે, મિથિલા નગરી આવિયા;
અર્ઘ્ય પાદ્ય પૂજા કરી રાય, જનકને મન ભાવિયા. ૪

ઘણા દિન તો ત્યાં રહ્યા હલધર, ગદાયુદ્ધ કેરી કથા;
દુર્યોધનને શીખવી, તે જનકમંદિર સર્વથા. ૫

ત્યાર પૂઠે કૃષ્ણ આવ્યા, દ્વારકાં માંહે સહી;
સતભામા પ્રત્યે કહ્યું કૃષ્ણે, મણિ તો લાધ્યો નહી. ૬

સત્રાજિતને દહન કીધો, કરાવી તેની ક્રિયા;
ભાલણપ્રભુ રઘુનાથજી તે, મનશું દુખિયા થયા. ૭

## પદ ૩૭૧ રાગ સામેરી.

કૃતવર્મા તો જેહ, અક્રૂર કહાવે તેહ;
મણિ લઇ નાઠા એહ, કૃષ્ણે જાણ્યું તેહ.

### ઢાળ.

કૃષ્ણજીએ જાણિયું, અક્રૂર જે નાસી ગયો;
શુદ્ધિ તો લીધી નહી પણ, મનમાંહે નિશ્ચે થયો. ૧

અક્રૂર અલગા થયા જેહવે, અનાવૃષ્ટિ ત્યાં થઇ;
મેઘ તો વરસે નહી, ત્યારે કોયેક વાણી કહી. ૨

એકવાર કાશીરાજને, દેશ થઇ અનાવૃષ્ટિ હો;
મેઘ તો વરસે નહી, ઉકલાય સઘલી સૃષ્ટિ હો. ૩

અક્રૂર કેરો પિતા ત્યારે, રાજાએ તેડયો ત્યાંહે;
પુત્રી આપી પોતાની, તેને રાખ્યો દેશમાંહે. ૪

અનાવૃષ્ટિ ટળી સહી તે, મેઘ તો વરસે ઘણો;
અક્રૂર કેરા પિતા ઉપર, સ્નેહ થયો રાજા તણો. ૫

તે માટે અક્રૂરનો, સ્વભાવ એવો છે સહી;
મેઘ તો વરસે ઘણા, અક્રૂર જો આવે અહીં. ૬

વાણી એવી લોક કેરી, સાંભળી તે ઠામ હો;
અક્રૂરને તેડાવિયા, ભાલણપ્રભુ શ્રીરામ હો. ૭

## પદ ૩૭૨ રાગ નટનારાયણ.

અક્રૂર ત્યાંહિ, યદુપતિ જ્યાંહિ, મંદિરમાંહિ આવીને હરિ પ્રણમ્યા, કહો કેમ કીજે. ૧
અશરણ શરણ, આરત હરણ, તારે ચરણ, શા કારણ મુને તેડિયો. ક૦ ૨
અક્રૂર ભ્રાત, સાંભળો વાત, કહે જુગ તાત, તુજ આગળ માંડી કહું. ક૦ ૩
માર્યો રાય, હતો જ્યાંય, ખોળ્યો ત્યાંય, સ્યમંતક લાધો નહી. ક૦ ૪
જ્યાં બળદેવ, આવી ખેવ, અવશ્યમેવ, વારતા સઘલી કહી. ક૦ ૫
વલતા વેદ, આણી ખેદ, મનમાં ભેદ, જાણીને મિથિલા ગયાં. ક૦ ૬
હવે રાયે એહ, મહામણિ જેહ, મૂક્યો તેહ, તમ પાસે સ્વજન ગણી. ક૦ ૭
તે મણિ નિરધાર, લાવો અવાર, આણે ડાર, હલધર બેસે સભા કરી. ક૦ ૮
અક્રૂર પ્રત્યે જાણી, શારંગપાણિ, બોલ્યા વાણી, ભાલણપ્રભુ રઘુનાથજી. ક૦ ૯

## પદ ૩૭૩ રાગ સામેરી.

સભામાંહે આવિયા તે, સ્યમંતક સાથે લઇ;
કૃષ્ણ હળધર બેઠા હતા, મુખ આગળ મૂક્યો જઇ. ૧

હરિએ સહુને દેખાડયો તે, હાથમાંહે મણિ ગ્રહી;
ત્યારે રામ રીઝયા ઘણું, સંદેહ મનનો ગયો સહી. ૨

તે મણિ પાછો કૃષ્ણજીએ, અક્રૂરને તો આપિયો;
કૃષ્ણજીએ મન જાણી, સ્થિર કરીને થાપિયો. ૩

અક્રૂર તો મણિ લઇને, ચાલિયો મંદિર ભણી;
હલધરજી સુખ પામિયા, ને ભ્રાંતિ ભાગી મન તણી. ૪

પછે અક્રૂર તણે મંદિર, પધાર્યા ભગવાન હો;
મણિ પેલો આપિયે, એમ કહે શ્યામલવાન હો. ૫

પછે મણિ તો આપિયો, કૃષ્ણનાં કરમાંહે સહી;
અક્રૂરને હરિ પ્રણમીને, વેગેશું ચાલ્યા વહી.

પછે સતભામાને આપ્યો, પ્રીત વાધી અતિ ઘણી;
ભાલણપ્રભુ રઘુનાથ ચાલ્યા, પાંડવને મળવા ભણી. ૭

## પદ ૩૭૪ રાગ મારૂ.

જોડી રથ ચાલ્યા જગદીશ, ઇંદ્રપ્રસ્થ ઉતરિયા ઇશ;
સહસા દીઠા શ્રીભગવાન, અતિ આનંદ્યા ધર્મ રાજાન. ૧

મળ્યા પરસ્પર માંહોમાંહે, અતિ આનંદ ધરે મનમાંહે;
પછે કૃષ્ણ કુંતાને [1]મળિયા, આશીષ દીધી [2]અંતર્ગત રલિયા. ૨

કુશલક્ષેમ પૂછે તેણીવાર, કહોને સ્વામી દેવમુરાર;
અક્રૂર મોકલ્યા જાણી દાસ, શા ગુણ કહીએ શ્રીઅવિનાશ. ૩

વલતા ધર્મ કહે એમ વાણી, કૃપા કરી મુને શારંગપાણિ;
મેં શાં સુકૃત કીધાં આજ, મંદિર આવ્યા શ્રી મહારાજ. ૪

યોગેશ્વરને દુર્લભ જેહ, સ્વદર્શન હું પામ્યો તેહ;
સ્તુતિ ઘણી કીધી એણી રીત, યુધિષ્ઠિરે મન આણી પ્રીત. ૫

એક સમે અર્જુનને કૃષ્ણ, રથ બેસી નિસરિયા વૃષ્ણ;
[3]ગાંડીવ ધનુષ ને ભાથા ભર્યા, [4]રંગભરે ત્યાંથી પરવર્યા. ૬

મૃગયા રમવા લાગ્યા રાય, પગપાળા પશુ પૂઠે ધાય;
માર્યા મોટા વ્યાઘ્ર વરાહ, પાડ્યા જીવ તે અવનીમાંહ. ૭

માર્યાં રોઝ ને વળી હરણ, અવર જીવ તે પામ્યા મરણ;
રાજદ્વાર ચલાવ્યા તેહ, મૃગયા રમતાં માર્યા જેહ. ૮

અર્જુન તૃષાક્રાંત થયા જ્યારે, કાલિંદી ભણી આવ્યા ત્યારે;
અર્જુને કીધું જલપાન, [5]હસ્થ હય પાયા ભગવાન. ૯

કન્યા કૃષ્ણે નીરખી ત્યાંહે, સાધે તપ યમુનાતટમાંહે;
અર્જુનને કહ્યું પૂછો એને, દેહ દમીને ઇચ્છો કેને. ૧૦

---

૧ પ્ર. ૧ મલ્યા. ૨ અંતર ગમ્યા. ૩ પ્ર. ૧-૨ ગાંજીવ. ૪ પ્ર-૨ આરંભી હિત. ૫ પ્ર. ૨ હાથેહે પાસ્યા. ૫ યોગેશ્વર-યોગના ઇશ્વર અથવા યોગીશ્વર. ૬ વૃષ્ણ-( સં. વૃષ્ણિ ) વૃષ્ણિ કુલમાં જન્મેલા. ૭ વ્યાઘ્ર-વાઘ, વરાહ-ભૂંડ. હસ્થે-હાથે. ૯ તૃષાક્રાંત-તરસ્યા.

કન્યાને પૂછે અર્જુન, કો'ને ઇચ્છે તપ કરી વન;
કો'ની પુત્રી ને શું [1]નામ, વિસ્તારી કહો આણે ઠામ. ૧૧

કાલિંદી મારું નામ કહેવાય, રવિની પુત્રી માનો રાય;
વાંચ્છું વર વરવાને કૃષ્ણ, કમલનયન જે કા'વે કૃષ્ણ. ૧૨

કરું તપસ્યા તેને અર્થ, બીજા બહુ મા'રે છે વ્યર્થ;
રાતે જઇ પોઢું જલમાંહે, અર્ક ઉદે થયે આવું આંહે. ૧૩

યાવત્ અચ્યુત પૂરે આશ, તાવત્ એ આ તન અભ્યાસ;
અર્જુને આવી કહી વાત, રામાનુજ મન થયા રલિયાત. ૧૪

વાસુદેવજી તેણે ઠાર, કાલિંદી પરણ્યા નિરધાર;
ઇંદ્રપ્રસ્થમાંહે વહી આવિયા, ભાલણપ્રભુ રાઘવ મન ભાવિયા. ૧૫

## પદ ૩૭૫ રાગ સામેરી.

કન્યા લાવ્યા જેહ, કાલિંદી તો તેહ;
પછે પારથને રથ, થઇ બેઠા સારથ.

### ઢાળ.

સારથિ શ્રીપતિ થયા, અર્જુને ખાંડવ બાળિયું;
પારથે પ્રાક્રમ કરી, અજીરણ અગ્નિનું ટાળિયું. ૧

પછે અગ્નિદેવે પ્રસન્ન થઇને, અક્ષય ભાથા રથ હો;
ગાંડીવ ધનુષને અશ્વ ચારે, આપિયા સમરથ હો. ૨

મય દૈત્ય બળતો રાખિયો, તેણે સભા તો એવી રચી;
દેવ દાનવ(ને) જેહ દુર્લભ, માંહે મણિ માણેક ખચી. ૩

તે સભા દીઠે થકે, રાય દુર્યોધન અતિ ભમ્યો;
કુરુક્ષેત્રમાંહે યુદ્ધ થયું, [2]ભારથ ભડ ભીમે દમ્યો. ૪

ત્યાર પૂછે કૃષ્ણજી તો, શીખ રાજાની લઇ;
કાલિંદીને સાથ તેડી, દ્વારકાં પોહોતા જઇ. ૫

---

૧ પ્ર. ૧ કામ. ૨ પ્ર. ૧ ભારથે ભીમે દમ્યો. ૧૪ યાવત્-જ્યાંસુધી. તાવત્-ત્યાંસુધી. રામાનુજ-રામ-બળભદ્રના અનુજ-નાનાભાઇ કૃષ્ણ. ૩ ખચી-( સં. ખચ) જડી. જડેલી. ૪ ભારથ-ભારથી-વીર. ભડ-મોટો બળવાળો યોદ્ધો.

મુહૂર્ત્ત ઉત્તમ જોઈને, રવિની પુત્રીને વર્યા;
હર્ષ મનમાંહે ધરીને, ઉત્સવ ત્યાં સહુએ કર્યા. ૬

[1]ત્યાર પૂઠે અવંતી,-રાયની ભગિની સહી;
સ્વયંવરથી હરી લાવ્યા, કોણે ત્યાં જાણ્યું નહી. ૭

દ્વારકાંમાંહે લાવિયા, પછે દેખતાં સહુ સાથ હો;
મિત્રવૃંદાને પરણિયા, ભાલણપ્રભુ રઘુનાથ હો. ૮

## પદ ૩૭૬ રાગ સામેરી.

કોસલ્ય દેશનો રાય, નગ્નજિત કહેવાય;
તેને ઘેર સંતાન, કન્યા રૂપનિધાન.

### ઢાળ.

રૂપ સુંદર તેહનું ને, નાગ્નજીતી નામ હો;
[2]પ્રૌઢ પણ તો કીધું તેણે, કો ન ઘાલે હામ હો. ૧

સાત વૃષભ એક સામટા, નાથે તે પરણે દીકરી;
[3]કોસલદેશને ભૂપે એવી, પણની આકૃત કરી. ૨

સુણી વાણી શારંગપાણિ, આવિયા કોસલ ભણી;
રાય સામો આવિયો, મનોહારી કીધી ઘણી. ૩

પ્રેમશું પૂજા કરીને, રાજા મન રીઝયો ઘણું;
સ્વામી તમો જે પધાર્યા, તે ધન્ય મારૂં આંગણું. ૪

તમારા પગરેણુની, શ્રી શંભુ અજ ઇચ્છા કરે;
તે તમો મન દયા આણી, ઘેર આવ્યા માહરે. ૫

કન્યા દીઠી કૃષ્ણજીએ, અતિ સુખ મનમાં ધરે;
કન્યાએ શ્રીકૃષ્ણ દીઠા, ત્યારે મન વરવા કરે. ૬

---

૧ પ્ર. ૨ ત્યાર પૂઠે અવંતીયે, રાયની ભગિની સહી; સ્વયંવરથી હરી લાવ્યા, કોણે ત્યાં ચાલ્યું નહિ. ૨ પ્ર. ૧ પ્રૌઢ પોણ તો પાંકીયું, ૩ પ્ર. ૨ કૌશલ દેશને ભૂપતે, એવો પણ ત્યાં દ્રઢ કરી. ૭ અવંતી-ઉજાજન. ૧ પણ-પ્રતિજ્ઞા. ૨ આકૃત-( સં. આકૃતિ ) સ્વરૂપ. ૩ મનોહારી-સરભરા અથવા મન મનાવવા પ્રાર્થના કરવી તે.

ત્યાર પૂઠે રાય આગળ, જોડિયા બે હાથ હો;
કન્યાને યાચે ત્યાંહાં, ભાલણપ્રભુ રઘુનાથ હો. ૭

### પદ ૩૭૭ રાગ સામેરી.

સુણી રાજાની વાણી, ઇમ કહે શારંગપાણિ;
અણઘટતું છે એહ, ક્ષત્રિયે યાચવું તેહ.

#### ઢાળ.

ક્ષત્રિ સુતને યાચવું તે, અતિ અઘટતું છે સહી;
હું તારે સ્નેહે કરીને, કન્યા માગું છું સહી. ૧

રાય વલતો બોલિયો, તમો સાંભળો ને શ્રીહરિ;
મારૂં મન ઇચ્છા કરે છે, એ દેઉં તમને દીકરી. ૨

ભાગ્ય હોયે પુત્રીનું તો, તમ સરખાને વરે;
લક્ષ્મી જેનાં ચરણ તલાંસે, બ્રહ્માદિક સેવા કરે. ૩

પણ પોણ મેં જે પાંકીયું છે, તે કરો સ્વામી તમો;
પછે કન્યા તમને કૃષ્ણજી, સુખે પરણાવું અમો. ૪

વચન રાજાનાં સુણી, શ્રીકૃષ્ણે કટિ બાંધી કસી;
વૃષભ જ્યાં બાંધ્યા હતા, ત્યાં ગયા વેગેશું ધસી. ૫

રૂપ સાતે કરી તત્ક્ષણ, સપ્ત વૃષભને હરિ;
આયાસ કાંઇ પામ્યા નહી, ને બાંધિયા તે દૃઢ કરી. ૬

રાય મન રળિયાત થયો, ને દાન દે કન્યા તણું;
ભાલણપ્રભુ રઘુનાથ પરણ્યા, આનંદ મનમાંહે ઘણું. ૭

### પદ ૩૭૮ રાગ મારૂ.

મહીપતિ આગળ મંગળ હોય, દે આશીષ મળી સહુ કોય. ૧
આનંદ્યો મનશું અતિ રાય, ઉલટ અંગ વિષે નવ માય. ૨
વાજાં વાજે વિવિધ પ્રકાર, દુંદુભિ શંખ ને તાલ અપાર. ૩
દશ સહસ્ર ત્યાં આપી ગાય, જાણે કામદુધા કહેવાય. ૪
ત્રણ સહસ્ર આપ્યાં દાસી દાસ, રાયે મન આણી ઉલ્લાસ. ૫

---

૪ પોણ-પણ, પ્રતિજ્ઞા. પાંકીયું-પાંક્યું-ઇચ્છેલું, ધારેલું.

નવ સહસ્ર ગજ આપ્યા ભૂપ, રથ નવ લક્ષ નિવેદ્યા અનુપ.
અને અશ્વ આપ્યા નવ ક્રોડ, એવા જોતાં ન જડે જોડ. ૭
[1]નવ પદ્મ નર આપ્યા રાય, શૂર ધીર એવા કહેવાય. ૮
[2]વસ્ત્ર અનેરાં આપ્યાં અત્ય, કૃષ્ણ કેરી કરી પ્રણીપત્ય. ૯
પેહેરામણી કરીને રાય, નારાયણને લાગે પાય. ૧૦
વરકન્યા વાજાં વાજતે, સુરનરના દુંદુભિ ગાજતે. ૧૧
રથ બેસારી [3]ચલાવી રાય, વળ્યો વલાવી કન્યા વિદાય. ૧૨
સુણી વારતા ભૂપતિ અન્ય, [4]ઝબક્યા ને ઝાંખા થયા મન. ૧૩
મારગ રૂંધ્યો તેણે રાયે, આગળ આવી આડા થાયે. ૧૪
અર્જુને હકાર્યા સર્વ, નાસી ગયા મન ન રહ્યો ગર્વ. ૧૫
જ્યમ સિંહને દેખી મૃગમાલ, નાસે સારસ નાનાં બાલ. ૧૬
ત્યમ અર્જુનને દેખી ત્યાંહે, નાઠા આણી ભય મનમાંહે. ૧૭
પુરી દ્વારકાં આવ્યા કૃષ્ણ, વળી વિવાહ ત્યાં કીધો તૃષ્ણ. ૧૮
માત તાત રીઝયાં અતિ મન, સુખ ઘણું પામ્યાં તે મન. ૧૯
પછે શ્રુતકીર્ત્તિ કન્યા જેહ, ભદ્રા નામે પરણ્યા તેહ. ૨૦
મહી દેશ કેરો રાજાન, તેને ઘેર સુંદર સંતાન. ૨૧
નામ લક્ષ્મણા તેનું સત્ય, રૂપ જોઇ સ્થિર ન રહે મત્ય. ૨૨
જઇ સ્વયંવર ભગવાન, હરણ કર્યું જોતાં રાજાન. ૨૩
પછે સોળ સહસ્ર ઉપર શત એક, કન્યા રાજાતણી અનેક. ૨૪
નરકાસુરવધ કરી નરેશ, તે કન્યા આણી દેવેશ. ૨૫
ઉત્તમ લગ્ન જોઇને ઇશ, પાણિગ્રહણ કીધું જુગદીશ. ૨૬
નરકાસુર શેં નાખ્યો મારી, તે વાત તો કહો વિસ્તારી. ૨૭

---

૧ પ્ર. ૨ નવા નવા. ૨ પ્ર. ૨ વસ્તુ. ૩ પ્ર. ૨ ચલાવિયા યદુરાય, વલાવિયા કરી વિદાય. ૪ પ્ર. ૨ ઝબક્યા મન ઝાંખા થયા તન. ૬ નિવેદ્યા-નિવેદન કર્યાં, અર્પણ કર્યાં. ૯ પ્રણીપત્ય ( સં. પ્ર-નિ-પત્ )-પ્રણામ. ૧૫ હકાર્યા-હાંકી કાઢ્યા. ૧૬ મૃગમાલ-હરણનું ટોળું. સારસ-સહસા, એકદમ, અધિરાઇથી અથવા સરસ, સારાં, સઘલાં.

તે સુણવા તપે મન મારૂં, કહે શુક તુજ આગળ વિસ્તારૂં. ૨૮
નરકાસુરની કહું તુને વાત, ભાલણપ્રભુએ કીધો ઘાત. ૨૯

## પદ ૩૭૯ રાગ ધનાશ્રી.

કહે શુકજી સુણ પરીક્ષિત રાજા, તુજને કહું વિસ્તારજી;
નરકાસુરનો વધ કીધો તે, સ્વામી દેવસુરારજી. ૧
એક સમે નરકાસુર રાજા, જઇ પેઠો પાતાલજી;
છત્ર વરુણને શિરથી લાવ્યો, યુદ્ધ કરી ભૂપાલજી. ૨
અદિતિ જે માતા મઘવાની, તેનાં કુંડળ લીધાંજી;
માનુષદેહ ઘણું દમ્યો તેણે, કારજ એવાં કીધાંજી. ૩
ઇંદ્રે કૃષ્ણ આગળ આવીને, એણીપેર કહી વાણીજી;
[1]નરકાસુર અમને દુખ દે છે; રાખો શારંગપાણિજી. ૪
અનેક રાયની પુત્રી રાખી, કારાગૃહ સુઝારજી;
તે માટે એને નાશ કરીને, પરણો દેવસુરારજી. ૫
કૃષ્ણ પ્રત્યે વાણી કહી પછે, વલિયો ત્યાં સુરસાથજી;
નરકાસુરને વધવા ચાલ્યા, ભાલણપ્રભુ રઘુનાથજી. ૬

## પદ ૩૮૦ રાગ ગોડી.

સતભામા લઇ ચાલ્યા, સાથે ચાલ્યા શ્રીહરિ;
જ્યાં નરકાસુર રાય, ત્યાં ગયા વેગે કરી. ૧
તે પાછળ ગઢ સાત, પર્વત પેહેલા સહી;
પછે વસ્ત્ર જલ અગ્નિ, તે માંહે સંદેહ નહી. ૨
લોહું અને પાષાણ, પાશી પ્રબલ ઘણો;
મારૂ દૈત્ય રખવાલ, તે ગઢ દુર્ગ તણો. ૩
પૂર્યો કૃષ્ણે નાદ, કરમાંહે શંખ ગ્રહી;
નાદ સુણી તે દૈત્ય, આવ્યો સજ થઇ. ૪

---

૧ પ્ર. ૧ નરકાસુર અતિશે દે છે, અમને શારંગપાણિજી. ૬ વધવા-વધેરવા-વધ કરવા. ૩ મઘવા-ઈંદ્ર. ૩ પાશી-પારાવાળું.

ગદાવડે ગઢ તેહ, મારી ભાગ્યો સહી;
આવ્યો વઢવા કારણ, તે હાથ ત્રિશૂલ લઇ. ૫

ગરુડ ભણી તે ત્રિશૂલ, લઇ આવ્યો જ્યારે;
ગદાવડે ત્રિશૂલ, હરિએ હણ્યું ત્યારે. ૬

પંચમુખે તે દૈત્ય, શોર કરીને હસ્યો;
પુનરપિ હાથ ગદાય, લઇને દૈત્ય ધસ્યો. ૭

નાખી જ્યાં ભગવાન, ઉગામીને ગદા;
આવંતી શત ભાગ, કૃષ્ણે કીધી તદા. ૮

મુષ્ટિ ઉગામી દૈત્ય, ત્યાં આવે જેટલે;
ચક્ર મેલી ભગવાન, શિર છેદ્યું તેટલે. ૯

પ્રાણ ગયા તેના સદ્ય, પડિયો પૃથ્વીમાંહાં;
વલતી તેના તન, આવ્યા સાત ત્યાંહાં. ૧૦

કરવા લાગ્યા વૃષ્ટિ, પાપી બાણ તણી;
છાહ્યો તેણે આકાશ, શોભા દીસે ઘણી. ૧૧

પછે બાણ સાત કરમાંહે, શ્રીભગવાન ગ્રહી;
છેદ્યાં શિર તત્કાલ, પડિયાં ભૂમિ જઇ, ૧૨

સાંભળી એવી વાત, કોપ્યો રાય ઘણું;
હવડાં દમું શરીર, શ્યામલવાન તણું. ૧૩

એમ કહીને રાય, સાથે સૈન્ય લઇ;
નરકાસુર રાજાન, પોહોતો વેગે જઇ. ૧૪

કીધું દારુણ યુદ્ધ, તે નવ જાય કહ્યું;
સેના સંગ અપાર, ગણતાં નવ લહું. ૧૫

વલતી મેલી સાંગ, જ્યાં છે શ્રીહરિ;
આવંતી શત ભાગ, શ્યામલવાને કરી. ૧૬

કૃષ્ણે મેલ્યું બાણ, તેણે યોદ્ધ પડયો;
માર્યો વસ્તી તેહ, જેણે રાય ચડયો, ૧૭

વળી નરકાસુર લઇ ચક્ર, આવ્યો કૃષ્ણ જ્યાંહાં;
સતભામા મનમાંહે, પામ્યાં ત્રાસ ત્યાંહાં. ૧૮

સ્વામી પાપી એહ, તમને દમે છે ઘણું;
તેણે છેદો શીશ, નરક નરેન્દ્ર તણું. ૧૯

પહેલે મહીએ કૃષ્ણ, યાચ્યા હતા સહી;
મારે કર દ્યો બોલ, એને મારૂં નહી. ૨૦

વલતા કહે ભગવાન, તારા કહ્યા પાખે;
મારીશ નહી નિરધાર, એમ વચન ભાખે. ૨૧

સતભામા અવતાર, પૃથ્વીનો છે સહી;
તેણે પોતે મુખ, મારો વાણી કહી. ૨૨

તે માટે ભગવાન, નરક નરેન્દ્ર હણ્યો;
પૃથ્વી આવી ત્યાંહે, પામી શોક ઘણો. ૨૩

રૂદન કરે ઉપર, સ્વામી એમ શું કર્યું;
નરકાસુર સુજતન, તેનું શીશ હર્યું. ૨૪

હવે પૃથ્વી કહે સુણો કૃષ્ણ, તેનો પુત્ર સહી;
ભગદત્ત કા'વે નામ, એમાં સંદેહ નહી. ૨૫

આવ્યો તમારે શરણ, પાલો સ્વામી તમો;
તેને મસ્તક મે'લો હાથ, તે તો કહું છું અમો. ૨૬

તેને શ્રીભગવાને, થાપ્યો રાય કરી;
પછે રાય પ્રત્યે વાણી, બોલ્યા શ્રીહરિ. ૨૭

સાંભળો વસુધા વાત, મેં જે એહ હણ્યો;
તેં કહ્યું છેદો શીશ, શું [1]મિત્રમાંહે ગણ્યો. ૨૮

તે માટે મેં એહ, માર્યો અહીં સહી;
ભાલણપ્રભુ રઘુનાથે, એવી વાણી કહી. ૨૯

## પદ ૩૮૧ રાગ પરજિયો.

અહીંકણ [1]નાખ્યો રે, નાખ્યો રે નરકાસુર મારી;
કૃષ્ણજીએ કર ચક્ર ગ્રહીને, તેની દેહ વિડારી. અ૦ ૧

કુસુમવૃષ્ટિ દેવે કરી, અજ ભવ આનંદ ભારી;
નરકાસુરને નાશ પમાડ્યો, જય જય જગદાધારી. અ૦ ૨

સોળ સહસ્ર એક શત કન્યા, દેખી દેવસુરારિ;
ઇચ્છાવર મનમાંહે વરિયા, સ્વામી કંસારિ. અ૦ ૩

કન્યા સર્વ દ્વારકાં ચલાવી, રથ ઉપર બેસારી;
ધન રથ અશ્વ ગજાદિક લીધા, વળી વસ્તુ જે સારી. અ૦ ૪

વળતાં કુંડળ છત્ર લઇ, સાથે સતભામા નાર;
પોતે પૂરણ બ્રહ્મ પધાર્યા, અમરાવતી મુઝાર. અ૦ ૫

છત્ર વરુણ કુંડલ સુરપતિનાં, આપ્યાં પ્રેમે સારી;
સતભામા સાથે લઇ ચાલ્યા, સ્વામી ભવતારી. અ૦ ૬

જાતાં વૃક્ષ પારિજાતકનો, ગરુડ ઉપર ધારી;
માલણુ લઇ જાતા દેખીને, ગાઢે વાણી પોકારી. અ૦ ૭

સાદ સુણી સેના લઇ આવ્યો, રીસ ભરાઇ ભારી;
ભાલણપ્રભુ રાઘવશું વઢિયો, તે મંદિર ગયો હારી. અ૦ ૮

## પદ ૩૮૨ રાગ રામગ્રી.

કહાનજી આવ્યા છે આવ્યા છે, દ્વારકામાં ધાઇ;
માતપિતા મન આનંદ પામ્યાં, ભેટ્યા હલધર ભાઇ. ક૦ ૧

કન્યા સોળ સહસ્ર શત ઉપર, રૂડું લગન ઉપાઇ;
સાથે સઘલાં રૂપ કરીને, પરણ્યા શ્રી યદુરાઇ. ક૦ ૨

સતભામા મનમાંહે પામ્યાં, આનંદ અતિ ભારી;
પ્રેમ કરી વૃક્ષ આણીને રોપ્યો, સ્વામી દેવ સુરારિ. ક૦ ૩

સતભામાને આંગણુ રોપ્યો, મુખ(ની) વાચા પાળી;
પારિજાતક આણીને, શ્યામા રીસાવી ટાળી. ક૦ ૪

પરીક્ષિત રાજા સંદેહ પામ્યો, મનમાંહે રહ્યો વિમાસી;
વાણી કહી શુકદેવ પ્રત્યે, મુને ઋષિજી કહો વિસ્તારી. ક૦ ૫

શા માટે મનમાં રીસાવી, કૃષ્ણ તણી નારી;
પારિજાતક આણીને રોપ્યો, (કયમ) હરજીએ હારી. ક૦ ૬

કહે શુકજી તેં મુને પૂછી, વાણી એ સારી;
તુજ આગલ તે ભેદ કહુંને, ચિંતા નિવર્તે તારી. ક૦ ૭

રુક્મિણીને ( ઘેર ) પુષ્પ લઇ, આવ્યા નારદ બ્રહ્મચારી;
ત્યાંકણ ભાલણપ્રભુ બેઠાતા, આદિ પુરુષ અવતારી. ક૦ ૮

## પદ ૩૮૩ રાગ ગોડી.

નારદ મુન્ય તે આવિયા રે, રુક્મિણીને અવાસ;
સ્વર્ગથી પુષ્પ લાવિયા રે, અદ્દ્ભુત તેનો વાસ. ના૦ ૧

હરિને હાથે સમર્પિયું રે, લઇને શારંગપાણ;
ભીમકસુતાને તે અર્પિયું રે, ઋષિજી બોલ્યા વાણ. ના૦ ૨

સુંદરી તું સોભાગણ રે, ધન્ય તારો અવતાર;
પૂરણ પુન્ય તાહરૂં રે, જે વશ વર્ત્તે ભરતાર. ના૦ ૩

જે ઇંદ્રાણી તો શિર ધરે રે, શંભુજીની નાર;
માનુષ કોયે પામે નહી રે, એવો તો શણગાર. ના૦ ૪

કહીયે ગંધ જાયે નહી રે, વરસે નવ કરમાય;
પૂરે મનોરથ મનતણા રે, જે જે ઇચ્છા થાય. ના૦ ૫

સુંદર રૂપ તે તાહરૂં રે, સઘલો સરખો જોગ;
એણે કુસુમ કરી થયો રે, પૂરણ સર્વે ભોગ. ના૦ ૬

સઘલીમાંહે તું સુંદરી રે, હરિને વા'લી અપાર;
એમ વખાણી ત્યાં જેટલે રે, સાંભળી હસ્યા મુરાર. ના૦ ૭

---

૫ 'વિમાસી' બદલે 'વિચારી' હોત તો પ્રાસ મળત. ૭ નિવર્તે–જતી રહે, નાશ પામે.

સતભામાની સહચરી રે, હતી તેણે ઠાર;
કોણે મનમાં જાણ્યું રે, પડશે વાત વિચાર. ના૦ ૮

સર્વે શ્રવણે તે સાંભળ્યું રે. વચન કહ્યાં જે સુન્ય;
તે ત્યાં જઇને સમર્પિયાં રે, સત્રાજિતીભુવન. ના૦ ૯

રીસે ભરાણી તે ભામિની રે, ઉતાર્યાં આભરણ;
અંબર શ્વેત તે પહેરિયું રે, મનમાં માગે મરણ. ના૦૧૦

નયણે નીર માએ નહી રે, મે'લે બહુ નિશ્વાસ;
સૂને મંદિર જઈ માનિની રે, સૂતી થઇ નિરાશ. ના૦૧૧

એવડી પ્રીતિ તે ક્યાં ગઇ રે, નિર્ગુણશો શું નેહ;
ભાલણપ્રભુ રઘુનાથજી, મુજને દીધો છેહ. ના૦૧૨

## પદ ૩૮૪ રાગ ગોડી.

સતભામાને મંદિર આવી, બેઠા યાદવરાયજી;
કરમાંહે લઇ વિંજણો, પ્રેમે ઢોળે વાય. વા'લા અલગા રહો.

વા'લા અલગા રહો, મુજ થકી તો આજજી;
પ્રીત તમારી જાણી હરિ, મેં વારૂં રાખી લાજ. વા૦ ૧

ફુલ નારદ લાવિયા, તે માનીતીને આપ્યુંજી;
શોકય સઘલી દેખતાં, કાંઇ ગળું અમારૂં કાપ્યું. વા૦ ૨

એક પાંખડી મોકલતા તો, હું મોટેરી થાતીજી;
જાંબુવતીને દેખાડીને, ગુણ તમારા ગાતી. વા૦ ૩

સામી જોતી મુજને રાખી, ભીમ(ક)સુતા વખાણીજી;
તમો પાસેથી હસ્યા, તવ ફુલી તે પટરાણી. વા૦ ૪

પેહેલે હું ભોળી થઇ, જે હૈડું મારૂં કાચુંજી;
જે જે વચન તમે કહ્યાં, તે હું માનતી સાચું. વા૦ ૫

બહુનાયિકનું બોલ્યું માને, તે તો મૂરખ નારીજી;
સહુગેને ભલું મનાવે, ક્ષણ મે'લે વિસારી. વા૦ ૬

તમને તો દોહલું નહી, જો સઘલીએ રીસાવેજી;
કુબ્જા છે જે મનની માની, તે હવડાં અહીં આવે. વા૦ ૭

રીસાવી તો શું થયું, ધણીએ છે તો પાસેજી;
દોહેલું લાગે તેહને, જે રહે એકની આશે. વા૦ ૮

હવડાં પ્રાણ ત્યજું સહી, પણ આત્મહત્યા લાગેજી;
તમને ચિંતા તો પડે, જો સ્ત્રી મારી નોહે આગે. વા૦ ૯

ધાવંતા જે પૂતના શોષી, એવા ધર થકી દયાલજી;
મોટે થાતે મામો માર્યો, ઉસાર્યું મોસાલ. વા૦ ૧૦

મુજને દઝાડવા આવ્યા છો, ફુલે અતિ ગંધાતાજી;
મંદિર જાઓ તેહને, જેને રંગે રાતા. વા૦ ૧૧

ગુણ સંભારી તેહના, જેણે મેલ્યો તો શિશુપાલજી;
લાજ તમારીએ કરી, કયમ મેલ્યું વેવિશાલ. વા૦ ૧૨

તે વા'લી શેં નવ લાગે, જેશું કુંવારાંની પ્રીતજી;
વિપ્ર મોકલી તેડાવ્યા, કામ કીધું વિપરીત. વા૦ ૧૩

મૂરખ પિતા માહરો, જેણે સગાઇ કીધીજી;
જાણી પ્રીછી આવા લંપટને, મુજને તો જે દીધી. વા૦ ૧૪

સાથ સઘલો મોંહે કહેતો, માનીતી સતભામાજી;
આજ સર્વેએ તો દીઠું, મનતણા સર્વ ભામા. વા૦ ૧૫

હવે મુજને આજ્ઞા આપો, તીરથ કરવા જાઉંજી;
શીખ વિના નિસરૂં તો, હું [૧]પાપે ભરાઉં. વા૦ ૧૬

ત્યાં જઇને તપ કરૂં, ધરૂં તમારૂં ધ્યાનજી;
અહીં દાઝી સહેવાયે નહી, સ્વામી શ્રીભગવાન. વા૦ ૧૭

ગોકુલની સર્વ ગોલણી, મે'લી ત્યાં ટળવળતીજી;
તિમ મુને આજ્ઞા આપો, અહીંથી જાઉં વલતી. વા૦ ૧૮

એવું કહેતાં ચાલિયાં, નયણ થકાં ત્યાં નીરજી;
પડતી ઝાલી હૃદયા ચાંપી, સુંદર શ્યામ શરીર. વા૦ ૧૯

આઘા જઇને ફેરવે છે, મુખ ઉપર ત્યાં હાથજી;
વિનય કરીને મનાવે છે, ભાલણપ્રભુ રઘુનાથ. વા૦ ૨૦

---

૧ પ્ર-ર પાપિણી થાઉં. ૧૦ ઉસાર્યું-ઉપાડયું, જડમૂળથી કાઢી નાખ્યું. ૧૫ મોંહે-મુખે.

## પદ ૩૮૫ રાગ નટનારાયણ.

સુંદરી સારો ને શૃંગાર, સુંદરી તું મારી છે પ્રાણ આધાર;
સુંદરી રીસ ન કીજેજી. ૧

તું માનિતી માહરે, શા માટે રીસાવી આજ; સુંદરી;
હું વશ વર્ત્તું તાહરે, તારૂં ધન તારૂં રાજ. સું૦ રી૦ ૨

શ્વેત વસ્ત્ર કયમ પેહેરિયું, શા માટે ઉતાર્યો હાર; સું૦
શ્વેત તિલક તેં કાં કર્યું, હૈડું દાઝે મારૂં અપાર. સું૦ રી૦ ૩

ટીલી સિંદુરની કરો શાં, પીયલ કુંકુમની સાર; સું૦
સાડી કુસુંભાની પેહેરો, ચરણે નેપુરનો ઝમકાર. સું૦ રી૦ ૪

અડવો કંઠ શોભે નહી, પેહેરો હેમચંપકની માલ; સું૦
પુષ્પ કરાવું કનકનાં, ભરાવું મૃગમદ સાલ. સું૦ રી૦ ૫

નયણે આંસું કાં પાડો, કોણે તુજને દીધી ગાળ; સું૦
હવડાં મારૂં તેહને, મનમાંથી ધોખો ટાળ. સું૦ રી૦ ૬

નિસાસા મે'લો ઘણા કાં, શેં નવ બોલે વાણું; સું૦
હૈડું દાઝે માહરૂં, ગલે દઇ બેઠી છું પાણ. સું૦ રી૦ ૭

હું તુંજથી બેમનો નથી, કહો તો સમ કરૂં સત્ય; સું૦
મન મારૂં તુંજશું મળ્યું, નહી બીજીશું સ્થિરમત્ય. સું૦ રી૦ ૮

જાય જુઇ ને માલતી કેતકી; ચંપક ને મુચકંદ; સું૦
વાડી ઘરમાં તારે વળી, કહો તો સમ કરૂં સત્ય. સું૦ રી૦ ૯

મેં કુસુમ કોટિક નિરખિયાં, ગામ ઠામ ને ઉદ્યાન; સું૦
પરિમલ ક્યહીં દીઠો નથી, તારા મુખના શ્વાસ સમાન. સું૦ રી૦૧૦

સન્મુખ થાઓ સુંદરી, આવો જઇયે નિજ ધામ; સું૦
દીન થઇને પ્રાર્થે ભામિનીને, ભાલણપ્રભુ શ્રીરામ. સું૦ રી૦૧૧

---

૧ સારો–શણગારો. ૪ પીયળ–શુભ કાર્યમાં સ્ત્રીને કપાળે કંકુ વગેરેથી ચિતરવામાં આવે છે તે. ૪ કુસુંભો–કુસુંબો, લાલ. ૫ હેમચંપક–ચંપાના રંગ જેવું સોનું કે સોન ચંપો. ૬ ધોખો–ચિંતા, દુઃખ. ૮ બેમનો–મન વગરનો, સંકલ્પ વિકલ્પવાળો. મત્ય–મતિ, બુદ્ધિ.

## પદ ૩૮૬ રાગ નરનારાયણ.

સાંભળ નાર,કહું વિચાર, માન નિરધાર, હું ઘર બેઠો તેને. કહો કયમ કીજે.૧
આવ્યા મુન્ય,આપ્યું આસન, આનંદ મન, પુષ્પ તે મુજને આપિયું. ક૦ ૨
[1]ઉઠયું નવ જાય, અતિ ગંધાય,શો કરૂં ઉપાય, પાસે આવી સુંદરી. ક૦ ૩
વા'લી અપાર,દોહેલો વ્યવહાર, [2]લોકાચાર,ચિંતા પામ્યો અતિ ઘણી. ક૦ ૪
ઝાલી રહ્યો પાણ,તુજને જાણ, [3]સખીએ કહી વાણ,રુક્મિણીને આપ્યો હરિ.ક૦ ૫
અર્ધ ન થાયે, કયમ વહેંચાયે, ના ન કહેવાયે, કામિની કર માંડી રહી.ક૦ ૬
હવે આણી નેહ, વરાંસો એહ, ક્ષમા કરો તેહ, અપરાધી છું તાહરો.ક૦ ૭
એ વૃક્ષ વિશાલ, જઇ તત્કાલ, અરુણ પ્રવાલ,આંગણે રોપાવું તાહરે.ક૦ ૮
જાઉં ખેવ, જીતું દેવ, અવશ્યમેવ, તું માનીતી માહરે. ક૦ ૯
બેસી સંગ, રમશું રંગ, આનંદ અંગ, પારિજાતકને હેઠલે. ક૦ ૧૦
એવું કહી સ્વામ, પૂરણકામ, ભાલણપ્રભુ શ્રીરામ, મનાવી તે માનિતી. ક૦ ૧૧

## પદ ૩૮૭ રાગ ગુજરી.

એક સમે શ્રી દેવ મુરારિ, રુક્મિણીને મંદિર જઇ બેઠા,
પામી આનંદ ભારી, રાણી અતિ શણગાર કરીને,
નયણે કાજલ સારી. એ૦ ૧
શરીર શ્રી ભગવાન તણે, વલગે અતિ સુખકારી;
આનંદે રાણીશું બોલ્યા, સ્વામી કંસારિ. એ૦ ૨
અમને શું દેખીને વરિયાં, તે કહો મુજને નારી;
શિશુપાલ સરખા ભૂપતિને, તો મે'લ્યો વિસારી. એ૦ ૩
અમો નિર્ધન, વળી શત્રુ ઘણા શિર, જુઓ મન વિચારી;
ભાલણપ્રભુ રાઘવ [4]કરે હાસું, જાણી મન મુરારિ. એ૦ ૪

## પદ ૩૮૮ રાગ ગુજરી.

[5]રુક્મિણી હરિને પૂછે વાહી, નંદજીને ઘેર કયમ ઉછરિયા;
ગોકુલ બેહુએ ભાઇ. ૧

---

૧ પ્ર-૨ ઢાંકયું. ૨ પ્ર-૨ શિષ્ટાચાર. ૩ પ્ર-૨ ઋષિએ. ૪ પ્ર-૨ કહે રહ્યાં શું.
૫ પ્ર-૧-૨ રુક્મિણીને હરિ પૂછે વાહી. ૭ વરાંસો-છોડી દો, ભૂલોના અર્થમાં,

ગૌ ચારવાને વન જાતા, શીકું સ્કંધ લગાઇ;
આખો દહાડો ભૂખ્યા રહેતા, બોર કરમદાં ખાઇ. ૨

અમને પરણ્યા પૂઠે પામ્યા, ગજ રથ અશ્વ સજાઇ;
પાંડવની સંગતથી શીખ્યા, રાજભોગ ચતુરાઇ. ૩

તે જોઇને પિતા માહરે, પાછળ કરી સગાઇ;
કહાન ગોવાળા નામ જે પહેલું, તેહ ગયું ઢંકાઇ. ૪

મોટા થાતાં માવજીની, વાધી ઘણી વડાઇ;
સીતાપતિ જાંણીને પ્રેમેં, ભાલણે લીલા ગાઇ. ૫

## પદ ૩૮૯ રાગ ગુજરી.

શ્યામા તું છે બાલ કુમારી, મુજને તો બ્રહ્માદિક જાણે;
બાલપણે ગૌચારી. ૧

આહીરડામાંહે ઉછરિયો, સહુ જાણે નરનારી;
બ્રાહ્મણ છાનો મોકલિયો, તે શી વાત વિચારી. ૨

શિશુપાલ સરખા ભૂપતિને, મેલ્યો ચિત્તથી ઉતારી;
અમમાંહે કહોને શું દીઠું, સદાના વનચારી. ૩

માનો જણિયો ભાઇ દુહવ્યો, કીર્ત્તિ અતિ વિસ્તારી;
સીતાપતિ સ્ત્રીશું કરે હાસું, ભાલણપ્રભુ મુરારિ. ૪

## પદ ૩૯૦ રાગ મારૂ.

અમને આદિ ન ઇચ્છે કોય, સુખિયા હોય ભજે નહી સોય. ૧
શત્રુપણું આણે અતિ મન, શિશુપાલ સરખા રાજન. ૨
હોયે યશ ધન કીર્ત્તિ જેને, ચતુર હોયે તે પરણે તેને. ૩
લક્ષણ રૂપ ને સુજન વર્ણ, દાતા ભોક્તા ને ગુણ અર્ન્ય. ૪
તુલ્ય પ્રતાપ તો હોય યત્ર, વિવાહ મૈત્રી કીજે તત્ર. ૫
ચતુર ઘણી પણ ચૂકી ત્યાંહે, આવીને તો વરિયાં આંહેં. ૬
ગોકુલમાંહે અમો ગૌ ચારી, તો પરણ્યાં શી વાત વિચારી. ૭

---

૩ વનચારી-વનચર, વનમાં ફરનારા. પદ ૩૯૦-૫ યત્ર-જ્યાં. તત્ર-ત્યાં.

અમો મદ હરવા તેનો આવ્યા, જીતીને અહીં તમને લાવ્યા. ૮
જરાસંધ શાલ્વ શિશુપાલ, દંતવક્ર [1]રુક્મી રીસાલ. ૯
[2]તમારે હવે જોઇએ જોગ, હોયે તમારે ભર્ત્તાર ભોગ. ૧૦
તત્પર થઇ વરો જઇ જેહ, ક્ષત્રિ બલિયો હોયે તેહ. ૧૧
એમ કહી વદ્યા હરિ વાણી, હરિ હાસું મનમાંહે આણી. ૧૨
એમ વચન કહ્યાં જુગજીવન, દેવી સહી ન શક્યાં ત્યાં મન. ૧૩
ચિંતાતુર થયાં ચતુરા ચિત્ત, વ્યાકુલતા મન વ્યાપી અત્ત. ૧૪
મુખ નિશ્વાસ તે મૂકે ત્યાંહે, ચરણ અંગુષ્ઠ [3]લગી મનમાંહે. ૧૫
કંપારવ જે થાયે કાય, છૂટે સ્વેદ શિથિલ થઇ [4]જાય. ૧૬
મુખ થકી નવ બોલે વાણ, (ન) ચાલે પાય ન ચાલે પાણ. ૧૭
એવું જાણી શ્રીભગવાન, સ્વસ્થ થઇને સામલવાન. ૧૮
પર્યંકેથી ઉઠી નાથે, સામા જઇને સાહ્યાં બાથે. ૧૯
ઉત્સંગે બેસારી નારી, કર મુખ લોહે દેવમુરારિ. ૨૦
કેશ સમાર્યા બીજે હાથ, યુગલ ભુજાએ ભીડી બાથ. ૨૧
આસવાસના કરી શારંગપાણિ, વલતા કૃષ્ણ ઉચરિયા વાણી. ૨૨
ક્રોધ મ કરશો કમલવયણી, અમ ઉપર તું અંબુજનયણી. ૨૩
વાયક કૌતુક તારાં જેહ, સુંદરી મેં સુણવાને તેહ. ૨૪
આભ્યંતર આણી ઉલ્લાસ, મેં તમને કીધો પરિહાસ. ૨૫
ક્રોધ સમે મુખ જેવું જેહ, યુવતી મેં જોવાને તેહ. ૨૬
એમ કહી કમલા પ્રત્યે વાણી, ભાલણપ્રભુ રઘુનાથે જાણી. ૨૭

## પદ ૩૯૨ રાગ ગુજરી.

સામું જોઇ સુંદરી, બોલો મુજ સાથે રંગે;
[5]અતિશે હૈડું હીસે મારૂં, બેસારૂં ઉત્સંગે. ૧

---

૧ પ્ર-૨ રુક્મૈયો શાલ. ૨ પ્ર-૨ તે માટે હવાં જોઇયે સંજોગ. ૩ પ્ર-૧-૨ લખે. ૪ પ્ર-૨ ત્યાંય. ૫ પ્ર-૨ વચન તણું વ્યંગ. ૧૨ હાસું-હાસ્ય. ૧૬ કંપારવ-કંપારો. ૧૯ પર્યંક-પલંગ. ૨૧ યુગલ-બે. ૨૩ કમલવયણી-કમળવદની. ૨૫ આભ્યંતર-અંદર, મનમાં. પરિહાસ-( સં. પરિ×હસ ) મશ્કરી. ૨૬ યુવતી-( સં.યુવા. સ્ત્રી૦ ) જુવાન સ્ત્રી. પદ ૩૯૨-૧ હીસે-રીઝે, હરખાય.

કેસર ચંદન અને અરગજો, લેપ કરૂં અંગે;
સિંદુરે સેંથો ભરો, ટીલી ચોઢો સંગે. ૨

નીલવટ તિલક કરો કેસરનું, ભ્રૂ(કુટી)તણે ભૃંગે;
સુંદરતા જાણે ગંગા યમુના, (તણાં) મળિયાં તરંગે. ૩

મારૂં મન અતિ બાલ્યું છે, પાપી તે અનંગે;
ભાલણપ્રભુ કહે શીતલ થાયે, તે ( તો ) તારે સંગે. ૪

## પદ ૩૯૨ રાગ ધનાશ્રી.

કમલાને પ્રીછ્યું પડયું, લજ્જાતણો ગયો ત્રાસ રે;
સ્વામી શ્યામલવાન પ્રત્યે, વાણી કરે પ્રકાશ રે. ૧

સત્ય કહું સ્વામીજી તમને, નહી તમારે યોગ્ય રે;
બ્રહ્માદિક જેને સેવે છે, તેને કયાંથી આવું ભોગ્ય રે. ૨

વિમુખ છે જે તમ થકી, તેને નર નવ કહિયે રે;
સ્વામી તમારાં ચરણ પામવા, દુઃખ ઘણેરાં સહિયે રે. ૩

સ્વામી તમારાં ચરણ પામવા, ઘણા દમે છે દેહ રે;
પૂર્વપુન્યે કરી પામીછું, સહજવિષે હું તેહ રે. ૪

મોટા મહીપતિ ત્યાજ્ય કરીને, પરણી છું હું તમને રે;
કાલતણો ભય સર્વેને છે, પણ શરણ રાખજો અમને રે. ૫

બ્રહ્મા કાલથકી બીહે છે, જાણે હવડાં ઝાલ્યા હાથજી;
તે માટે શરણે આવી છું, ભાલણપ્રભુ રઘુનાથજી, ૬

## પદ ૩૯૩ રાગ ધનાશ્રી.

સ્તુતિ કીધી સ્વામીતણી, લક્ષ્મીએ કહી વાણી રે;
મારૂં મન ક્ષણએ નહી અલગું, તમથી શારંગપાણિ રે. ૧

સુકૃતને સાંચે કરી હું, પામી તમારાં ચરણ રે;
બ્રહ્માદિક પામે નહી, સ્વામી તમારૂં શરણ રે. ૨

યુવતીજીવન એમ કહે, તુજશું મન લાગે મારૂં રે;
નિશ્ચે માને માનિની, કાંઇ ભાગ્ય ઉદે થયું તારૂં રે. ૩

---

૩ નીલવટ-કપાળ.

પતિવ્રતા સ્ત્રી જાણીને મન, હરખ્યા દેવ મુરારિ રે;
તારે મમતા ઘણી મુજ વિષે, પ્રગટ થઇ છે નારી રે. ૪

વલતા શ્રીભગવાનજી, આનંદ પામ્યા મન રે;
ઘેર ક્રીડા કરવા લાગ્યા, સ્વામી જુગજીવન રે. ૫

ધર્મ ઉત્તમ પછે આચરે, આનંદ સઘળો સાથ રે;
દ્વારકાંમાંહે સુખ પામ્યા છે, ભાલણપ્રભુ રઘુનાથ રે.

## પદ ૩૯૪ રાગ ગોડી.

શુકજી કહે તુજને કહું, સુણ પરીક્ષિત રાજનજી;
કૃષ્ણતણી સ્ત્રી પ્રત્યે થયા, પુત્ર એકાદશ તન. સાંભળ રાયજી. ૧

હવે નામ કહું તેહનાં, પ્રદ્યુમન આદે જેહજી;
એવા દશ સુત તેજસ્વી, રુકિમણીએ પ્રસવ્યા તેહ. સાં૦ ૨

ભાનુ આદે સતભામાને, હવા સુંદર તનજી;
જાંબુવતીએ પ્રસવિયા, શાંબ આદિ રાજન. સાં૦ ૩

કાલિંદીને પુત્ર આદે, હવા દશ નિરધારજી;
ભદ્રાને બલિયા હવા, પ્રદોપ આદે સાર. સાં૦ ૪

હવે અન્યો અન્યે કુંવર દશ દશ, ને તનયા એકજી;
તેનાં નામ વિધાન ઘણાં છે, શું કહું તેહ વિવેક. સાં૦ ૫

શ્રીકૃષ્ણે સઘલી સ્ત્રીને, વશ કીધી છે નિર્ધારજી;
પણ સ્ત્રી વશ કરી + નથી શકતી, સ્વામી દેવ મુરાર. સાં૦ ૬

હવે રુકમૈયાની પુત્રી પરણ્યા, પ્રદ્યુમ્ન જે રાજનજી;
નામ તેનું હું કહું, રુકમતી તે ધન્ય. સાં૦ ૭

પરીક્ષિત રાય વલતું વદે, સંદેહ મોટો મનજી;
શત્રુતણા સુતને કયમ દીધી, તે કહો મુનિજન.

વલતા શુક ઇમ કહે તેં, વારૂ પૂછી વાતજી;
એટલા માટે કન્યા આપી, જે બેન થાયે રલિયાત.

પદ ૩૯૪-૫ વિવેક-સારો નઠારો વિચાર. +મૂળમાં 'થતી' છે પણ

કેસર ચંદન અને અરગજો, લેપ કરૂં અંગે;
સિંદુરે સેંથો ભરો, ટીલી ચોઢો સંગે.

નીલવટ તિલક કરો કેસરતું, ભ્રૂ(કુટી)તણે ભૃંગે;
સુંદરતા જાણે ગંગા યમુના, (તણાં) મળિયાં તરંગે. ૩

મારૂં મન અતિ બાલ્યું છે, પાપી તે અનંગે;
ભાલણપ્રભુ કહે શીતલ થાયે, તે ( તો ) તારે સંગે. ૪

પદ ૩૯૨ રાગ ધનાશ્રી.

કમલાને પૂછ્યું પડયું, ત્યજાતણો ગયો ત્રાસ રે;
સ્વામી શ્યામલવાન પ્રત્યે, વાણી કરે પ્રકાશ રે. ૧

સત્ય કહું સ્વામીજી તમને, નહી તમારે યોગ્ય રે;
બ્રહ્માદિક જેને સેવે છે, તેને ક્યાંથી આવું ભોગ્ય રે. ૨

વિમુખ છે જે તમ થકી, તેને નર નવ કહિયે રે;
સ્વામી તમારાં ચરણ પામવા, દુઃખ ઘણેરાં સહિયે રે. ૩

સ્વામી તમારાં ચરણ પામવા, ઘણા દમે છે દેહ રે;
પૂર્વપુન્યે કરી પામીછું, સહજવિષે હું તેહ રે. ૪

મોટા મહીપતિ ત્યાજ્ય કરીને, પરણી છું હું તમને રે;
કાલતણો ભય સર્વેને છે, પણ શરણ રાખજો અમને રે. ૫

બ્રહ્મા કાલથકી બીહે છે, જાણે હવડાં ઝાલ્યા હાથજી;
તે માટે શરણે આવી છું, ભાલણપ્રભુ રઘુનાથજી, ૬

પદ ૩૯૩ રાગ ધનાશ્રી.

સ્તુતિ કીધી સ્વામીતણી, લક્ષ્મીએ કહી વાણી રે;
મારૂં મન ક્ષણએ નહી અલગું, તમથી શારંગપાણિ રે. ૧

સુકૃતને સાંચે કરી હું, પામી તમારાં ચરણ રે;
બ્રહ્માદિક પામે નહી, સ્વામી તમારૂં શરણ રે. ૨

યુવતીજીવન એમ કહે, તુજશું મન લાગે મારૂં રે;
નિશ્ચે માને માનિની, કાંઇ ભાગ્ય ઉદે થયું તારૂં રે. ૩

---

૩ નીલવટ-કપાળ.

પતિવ્રતા સ્ત્રી જાણીને મન, હરખ્યા દેવ મુરારિ રે;
તારે મમતા ઘણી મુજ વિષે, પ્રગટ થઇ છે નારી રે. ૪

વલતા શ્રીભગવાનજી, આનંદ પામ્યા મન રે;
ઘેર ક્રીડા કરવા લાગ્યા, સ્વામી જુગજીવન રે. ૫

ધર્મ ઉત્તમ પછે આચરે, આનંદ સઘળો સાથ રે;
દ્વારકાંમાંહે સુખ પામ્યા છે, ભાલણપ્રભુ રઘુનાથ રે.

## પદ ૩૯૪ રાગ ગોડી.

શુકજી કહે તુજને કહું, સુણ પરીક્ષિત રાજનજી;
કૃષ્ણતણી સ્ત્રી પ્રત્યે થયા, પુત્ર એકાદશ તન. સાંભળ રાયજી. ૧

હવે નામ કહું તેહનાં, પ્રદ્યુમન આદે જેહજી;
એવા દશ સુત તેજસ્વી, રુકિમણીએ પ્રસવ્યા તેહ. સાં૦ ૨

ભાનુ આદે સતભામાને, હવા સુંદર તનજી;
જાંબુવતીએ પ્રસવિયા, શાંબ આદિ રાજન. સાં૦ ૩

કાલિંદીને પુત્ર આદે, હવા દશ નિરધારજી;
ભદ્રાને બલિયા હવા, પ્રદોષ આદે સાર. સાં૦ ૪

હવે અન્યો અન્યે કુંવર દશ દશ, ને તનયા એકજી;
તેનાં નામ વિધાન ઘણાં છે, શું કહું તેહ વિવેક. સાં૦ ૫

શ્રીકૃષ્ણે સઘલી સ્ત્રીને, વશ કીધી છે નિર્ધારજી;
પણ સ્ત્રી વશ કરી + નથી શકતી, સ્વામી દેવ મુરાર. સાં૦ ૬

હવે રુકમૈયાની પુત્રી પરણ્યા, પ્રદ્યુમ્ન જે રાજનજી;
નામ તેનું હું કહું, રુકમતી તે ધન્ય. સાં૦ ૭

પરીક્ષિત રાય વલતું વદે, સંદેહ મોટો મનજી;
શત્રુતણા સુતને કયમ દીધી, તે કહો મુનિજન. સાં૦ ૮

વલતા શુક ઇમ કહે તેં, વારૂ પૂછી વાતજી;
એટલા માટે કન્યા આપી, જે બેન થાયે રલિયાત. સાં૦ ૯

---

પદ ૩૯૪-૫ વિવેક-સારો નઠારો વિચાર. + મૂળમાં 'થતી' છે પણ અર્થ બેસતો નથી.

સ્વયંવરથી પ્રદ્યુમન કન્યા, હરણ કરીને લાવ્યાજી;
ત્યાં થકા ઉતાવળા, કંચનપુરીએ આવ્યા. સાં૦ ૧૦

પછે ચારૂમતી (જે) પુત્રી, રાણી રુક્મિણીની કહેવાયજી;
કૃતવર્મા યાદવના સુતશું, તેનો કર્યો વિવાય. સાં૦ ૧૧

રુક્મૈયાના સુતની પુત્રી, નામ રોચના જેહજી;
અનિરૂદ્ધનો વિવાહ મળ્યો, કહે ભાલણજન તેહ. સાં૦ ૧૨

## પદ ૩૯૫ રાગ ગોડી.

કૃષ્ણ વિવાહને કાજ, સહુને સાથે લઇ;
નગર ભોજકટમાંહે, વેગે પહોતા વહી

રામ રુક્મિણી આદે, સાથે લીધાં સહુ;
આનંદ અતિ મનમાંહે, તે હું શું રે કહું.

પરણ્યા અનિરૂધ રાય, આનંદ પામે સહુ;
હરખે સઘલો સાથ, ઉલટ થાયે બહુ.

કલિંગ દેશના રાયે, ભૂપને વાણી કહી;
રમિયે જુવટું આજ, રામને તેડો અહીં.

એવું કહીને રામ, તેણે તેડાવિયા;
જ્યાં બેઠા રાજન, હલધર ત્યાં આવિયા.

પછે માંહોમાંહે, જુવટું ત્યાં રમે;
પરઠે દામ અનંત, મનમાં અતિ ગમે.

પછે દેશ કલિંગને રાયે, એવી વાણી કહી;
ભાલણપ્રભુનો ભ્રાત, અહીંકણ હાર્યો સહી.

## પદ ૩૯૬ રાગ સામેરી.

કઠિણ વાત ત્યાં એહ, હલધર સુણીને તેહ;
નવ બોલ્યા મુખે વાણી, રહ્યા હ્રદેમાં જાણી.

### ઢાળ.

હ્રદેમાં જાણી રહ્યા, મુખ થકી બોલ્યા નહી;
કલિંગ દેશને રાયે એવી, વારતા ગાઢે કહી. ૧

---

૪ જુવટું-જુગાર. ૬ પરઠે-શરત બકે. દામ-પૈસા. ૧ ગાઢે-મોટેથી.

પછે પરઠણુ ઘણી કીધી, તોહે ન જીત્યા રામ હો;
કલિંગ દેશનો રાયજી લે, રુકમૈયાનું નામ હો. ૨

બલભદ્રજી ત્યાં જીત્યા એવી, આકાશથી વાણી કહી;
રુકમૈયા તું મૂકય મિથ્યા, ગર્વ મનમાંથી સહી. ૩

[1]પછે રાય કહે શું રમી જાણે, સદાના ગોવાળિયા;
[2]આહીરમાંહે ઉછર્યા, ને દૂધ દહિંના પાલિયા. ૪

રાજા હોય તો રીત જાણે, વચન એવા ઉચ્ચરે;
રામ શ્રવણે સાંભળે નેં, ક્રોધ મનમાંહે ધરે. ૫

પરિઘ ઝાલી હાથમાંહે, રુકમૈયો માર્યો સહી;
કલિંગ રાયના દાંત પાડ્યા, તે માંહે સંદેહ નહી. ૬

રુકમૈયો માર્યો સુણીને, ન બોલ્યા રાજાન હો;
જાણ્યું બોલે વિરોધ પડશે, માંહો માંહે નિદાન હો. ૭

વલતા કન્યા લઇ ચાલ્યા, ઘણાં વાજાં વાજતે;
બાલણપ્રભુ દ્વારકાં આવ્યા, દુંદુભિ સુરનાં ગાજતે. ૮

## પદ ૩૯૭ રાગ ગોડી.

શંભુજી આરાધિયા, બાણાસુરે એકવાર;
નાચી ગાઇ રીઝવ્યા, સ્વામી શ્રીત્રિપુરાર. ૧

વૃષભ ચઢીને આવિયા, પ્રસન્ન હવા મહાદેવ;
[3]માગ માગ એવું કહી, તુજને વર આપું એવ. ૨

બાણાસુરે કરસંપુટ કરી, કીધો ઇશને પ્રણામ;
કૈલાસપતિ વર આપિયે, માગું છું મેં'લી મામ. ૩

સહસ્ર બાહુ ઇચ્છા કરૂં, મુજને આપો તેહ;
જેણે કરી સંતોષિયે, ઇશ્વર તુજને એહ. ૪

માગ્યું તે આપ્યું સહી, જોતાંમાં તતખેવ;
સહસ્ર બાહુ તેના થયા, [3]આશ્ચર્ય પામ્યા દેવ. ૫

---

૧ પ્ર. ૨ ત્યારે રાય કહે સ્વામીને, દહિં દૂધના પાલિયા; આહીર માંહે ઉછર્યા, પછે દ્વારકાંપતિ થઇ રહ્યા. ૨ પ્ર. ૧ આહીરમાંના ઉછર્યા. ૩ પ્ર. ૨ શંભુ તુઠ્યા અવશ્યમેવ. ૬ પરિઘ-એક જાતનું હથિયાર.

[1]વળી માગે મહાદેવ કને, માગું છું ભગવાન
મુજને કો જીતે નહી, આપોજી વરદાન.

બે વર પામ્યો મહાદેવ કને, હરખ્યો હૈયામાંહે;
કહે ભાલણ બાણાસુરે, તાંડવ માંડ્યો ત્યાંહે.

### પદ ૩૯૮ રાગ ગોડી.

હવે મન વિચારિયું, બાણાસુરે સહી;
વશ કીધા ત્રિપુરારિ, પૂરણ પાત્ર અહીં.

વળી સંતોષું સ્વામી, બાહુ સફલ કરૂં;
કરમાં ઝાલી તાલ, શિવનું ધ્યાન ધરૂં.

એક હાથે તાલ, બીજે ઝાંઝ ધરી;
બે હાથે મૃદંગ, મળતે સ્વરે કરી.

એક હાથે રબાબ, બીજે જંત્ર ધર્યો;
એકે [2]સુરમંડળનો, સાદ અતિ ભર્યો.

એકે સારંગી સાર, અષ્ટ તે કુંડલી ધરે;
એકે ઝાંઝરી ઝમકાર, સ્વર કરતાલ કરે.

એક હાથે ચંગ, વીણા વંશ ભલા;
વજાડે તેનો સાદ, શિવ સંતોષે ખરા.

ગંગાધર ત્યાં તેહ, ત્યારે પ્રસન્ન થયો;
માગ માગ વરદાન, આપું અહીં રહ્યો.

માગે બાણાસુરરાય, પ્રભુજી આપો એટલું;
મારા નગરથી તેહ, જાઓ નહી તેટલું.

મહાદેવ થયા રળિયાત, આપ્યો વર ત્યાંહે,
પોતે રહ્યા ત્યાં વાસ, નેહ આણી મનમાંહે.

કહે ભાલણ ત્યાં તેહ, ભેદ કથાનો સહી;
બાણાસુરની વાત, કહું વિસ્તારે અહીં.

---

૧ પ્ર–ર વળી માગ મહાદેવ કહે. ૨ પ્ર–૧ સ્રસૂમંડળનો, માંડયો–માંડયું. ૪ સુરમંડળ–(સં. સ્વરમંડલ) સ્વરનો સમૂહ, ૬ ચંગ–એક જાતના વાજાનું નામ છે,

## પદ ૩૯૯ રાગ સામેરી.

બાણાસુર તો જેહ, ચાલ્યો વનમાં તેહ;
વ્યાઘ્ર સિંહ ત્યાં જેહ, કરે કરી ભાંજ્યા તેહ.

ઢાળ.

કરે કરીને તેણે ભાંજ્યા, કોણે રહેવાયે નહી;
પર્વત દ્રુમ ચૂરણ થયા તે, પાગને પ્રહારે સહી.

પાછો વળીને આવિયો, જ્યાં બેઠા શંકર તાત હો;
હાથ જોડીને સ્તુતિ કીધી, બોલ્યા એવી વાત હો.

ભાર મારા બાહુનો, ઉતારે એવો કો નહી;
કો પુરુષ એવો અવતરે, જે ભાર ઉતારે અહીં.

મહાદેવજીને ક્રોધ ચઢિયો, તારા છત્રનો દંડ જ્યાંહિ હો;
સહસા જ્યારે ભાંજશે, ત્યારે મદ ઉતરશે ત્યાંહિ હો.

એવું સાંભળીને ઘેર આવ્યો, હર્ષ મન માયે નહી;
જાણ્યું જુગ મેં જીતિયો, દુંદુભિ વજડાવ્યાં સહી.

એ કારણથી મહાદેવજી, અને પાર્વતી સહી;
કહે ભાલણ નગર કેરી, કરે રક્ષા ત્યાં રહી.

## પદ ૪૦૦ રાગ ગોડી.

તે ઉષાએ દીઠું અપાર, રમે તે શિવજી જ્યાંહાં;
પોતે ધર્યું મનમાંહે, એવું પામીશ ક્યાંહાં. ૫

હવે ચિત્ત રાખીને ઠામ, ચિંતન ઇશ તણું;
વર માગ્યો ઉમયા પાસ, સુખ પામુંરે ઘણું. ૬

માતાજી તમો એહ, બાલને કૃપા કરો;
આપો એ વરદાન, પામું પુરુષ ખરો. ૭

તેજસ્વી કો ભૂપ, મહીમંડલમાં સહી;
તોલે નાવે કોય, પામું તેહ અહીં. ૮

પછે પાર્વતી પ્રસન્ન, પોતે થયાં સહી;
આવ પુત્રી વર એહ, તુજને આપું અહીં. ૯

એવું કહી વરદાન, ઉમયા આપે ત્યાંહાં;
ઓખાનો પ્રસંગ, કહે ભાલણ આંહાં. ૧૦

### પદ ૪૦૧ રાગ ગોડી.

ઉષાએ ત્યાં માગિયું, ઉમયાએ આપ્યું તેહ;
ઉષા થઇ રલિયાત, વળી કહે વાત એહ. ૧

ઉમયાજી કહે એહ, નિશા વિષે સહી;
પરણીશ તું તો નિર્ધાર, વર વાંચ્છિત ત્યહીં. ૨

એ વર મારો જાણ, તુજને આપ્યો જેહ;
તેશું કરશો વિહાર, હર્ષ હશે તેહ. ૩

વર પામીને નાર, પોતે સ્થાન ગઇ;
સ્વપ્નમાંહે ત્યાં આપ, પરણી ઉષા ત્યહીં. ૪

તેણી રાતે પ્રદ્યુમ્ન પુત્ર, અનિરૂધ સ્વપ્નમાંહાં;
દીઠો તે સંધાત, રમે છે નાર ત્યાંહાં. ૫

પછે જાવા લાગ્યો તેહ, નિશા વિષે સહી;
હવે સ્વપ્નમાંહે તે નાર, પાલવ ગ્રહે છે સહી. ૬

ઓખા કરે રૂદન, વચન કહે ત્યાંહાં;
કાં રે ત્રછોડી નાથ, તું જાયે છે ક્યાંહાં. ૭

તમે કર્યા વિહાર, મુજ સાથે સહી;
હવે ક્યમ રહેવાયે નાથ, તમ પાખે અહીં. ૮

દીઠું સુખ મેં નાથ, તમ સાથે જેહ;
હું અભાગણી નાર, ક્યમ મૂકો તેહ. ૯

મેં નવ પૂજ્યા ત્રિપુરાર, મનસા શુદ્ધ સહી;
જે ત્રછોડી નાથ, જાઓ છો અહીં. ૧૦

ઓખા કરે વિલાપ, નિદ્રામાંહે જ્યાંહાં;
કૌભાંડની પુત્રી જેહ, વેગે જાગી ત્યાંહાં. ૧૧

ઓખા તણો વિલાપ, ચિત્રલેખાએ સુણ્યો;
કહે ભાલણ વિસ્તાર, પોતે મન ગણ્યો. ૧૨

## પદ ૪૦૨ રાગ ગોડી.

ચિત્રલેખા જાગી સહી, ઉષાનાં સુણી વચનજી;
વિલાપ પોતે સાંભળીને, આશ્ચર્ય પામે મન. બોલો સુંદરી. ૧

નિદ્રા વિષે તો તે સહી, શું ઝાંખે ઉષા નારજી;
ચિત્રલેખાએ બોલાવી તે, જાગી તેણે ઠાર. બો૦ ૨

ઓખા ત્યાં દિગ્મૂઢ થઇ રહી, નવ બોલે વચનજી;
ચિત્રલેખાએ જાણ્યું જાગી, લજ્જા પામી મન. બો૦ ૩

નિસાસા મેલે ઘણા, ઓખા ત્યારે આપજી;
જેશું હું વિલાસી અહાં, તે નથી દીસતો નાથ. બો૦ ૪

ચિત્રલેખા કહે કાં લાજ્યાં છાં, મુજને કહેના એહજી;
જેહની તું ઇચ્છા કરે, હું આણી આપું તેહ. બો૦ ૫

સખી આગળ સર્વે કહિયે, તેની લાજ ન ધરિયેજી;
કહ્યા વિના ક્યમ જાણિયે, કાંઇ વાત ન કરિયે. બો૦ ૬

નિદ્રામાંહે જે કહ્યું તે, મેં સુણિયું કાનજી;
જે પુરુષતણી ઇચ્છા કરે, તે મેલવું આણે સ્થાન. બો૦ ૭

---

પદ ૪૦૨–૨ ઝાંખે–ઝંખે. ૫ લાજ્યાં છાં–લાજો છો, કહેના–કહે.

તેં જેવો દીઠો સહી, સ્વપ્નમાંહિ નાથજી;
તેવો આણી મેલવું, તું ગ્રહેજે તેનો હાથ. ઓ૦ ૮

ઓખા લજ્જા પામી કહે, શું કહું આલી ઠારજી;
સુંદરતા તો શી કહું, જાણે મન્મથનો અવતાર. ઓ૦ ૯

ચિત્રલેખા કહે તે સહી, તે ગતિ તો મુજ માંહિજી;
સ્વર્ગ મૃત્યુ પાતાલતણા, મહીપતિ લખું હું આંહિ. ઓ૦ ૧૦

તેમાંથી કાઢી દેખાડું, જે તેં વરિયો નાથજી;
ભાલણજન તો એમ કહે છે, ગ્રહેજે તેનો હાથ. ઓ૦ ૧૧

## પદ ૪૦૩ રાગ ગોડી.

ચિત્રલેખા આલેખતી, સ્વર્ગ મૃત્યુજ રે જે પાતાલ;
ભૂપતિ સર્વ ત્યાંના લખ્યા, ઓખા જોને એમાં તારો નાથ.
સુંદરી રહી રહી ચિંતવે. ૧

વળી શંકરલોક આલેખિયા, પણ ત્યાંનો રે પુરૂપ પ્રમાણ;
તે દૃષ્ટે દેખાડિયા, આંહાં ભામા રે તારો સ્વામ. સું૦ ૨

કંચનપુરી તો ત્યાં લખી, તે મધ્યે રે જે જે ભૂપ;
યાદવ સર્વ આલેખિયા, આમાં જો ને તેનું રૂપ. સું૦ ૩

છપ્પન કોટિ આલેખિયા, મધ્યે લખિયા રે વૈકુંઠનાથ;
તેનો પુત્રજ ત્યાં લખ્યો, પ્રદ્યુમ્ન રે તે તો વિખ્યાત. સું૦ ૪

અનિરૂધ પુત્રજ તે તણો, તેનું રૂપજ રે કહ્યું નવ જાય;
ચિત્રલેખા તે લખી ગઇ, ઓખા જોને રે કો છે આમાંય. સું૦ ૫

હવે દ્વારાવતી ઓખા જોએ, માંહે દીઠા રે કૃષ્ણ કૃપાળ;
તેનો પુત્રજ ત્યાં જોઇ, આધું ઓઢ્યું રે તેણે કાલ. સું૦ ૬

હવે અનિરૂધ જ્યારે નિરખિયો, ઉફ્રાટી રે સુંદરી થઇ તેહ;
ચિત્રલેખાએ જાણિયું, શકે એનો રે નાથ જ એહ. સું૦ ૭

ચિત્રલેખા વલતી વદે, ઓખા ચિંતા રે તું ચિત્ત મ આણ;
તુજને આણી મેલવું, મુજમાં વિદ્યા રે એહ પ્રમાણ. સું૦ ૮

---

૧ આલેખતી–ચિતરતી. ૨ ભામા–ભામિની, સ્ત્રી. ૭ ઉફ્રાટી–ઉંચી.

હર્ષ પામી તે સુંદરી, ઓખા બોલે રે એમ વચન;
અમને આણી આપિયે, એ ઇચ્છા રે પૂરો મન. સું૦ ૯

હવે ચિત્રલેખા ત્યાં નિસરી, યોગમાયા રે આરાધ્યાં આપ;
તેની કૃપાથી આવિયાં, ગોમતીની રે તીરે વિખ્યાત. સું૦ ૧૦

નારદ બેઠા ત્યાં સહી, ધ્યાન ધારણા રે તપ આરંભ;
તેને જઇને પ્રારથ્યા, ત્યારે પૂછે રે નારદ બ્રહ્મ. સું૦ ૧૧

કહે રે કોણ તું સુંદરી, તું ક્યાંથી રે આવી આંહ;
શા કારણ મુજને નમે, તારે ઇચ્છા રે શી છે મનમાંહ. સું૦ ૧૨

ચિત્રલેખા વલતી વદે, પણ સુણિયે રે શ્રી મુનિ તાત;
ઓખા કહાવે જે કુંવરી, બાણાસુરની રે તે તો ખ્યાત. સું૦ ૧૩

સ્વપ્નમાંહે તેણીએ વર્યો, અનિરૂધ રે પ્રદ્યુમન તન;
તારી કૃપાએ પામિયે, આજ્ઞા કાંઇ રે હોયે મન. સું૦ ૧૪

નારદ કહે તારે હશે, જે ઇચ્છા રે મનમાં થાય;
વેગે લઇને આવિયે, નહી જાણે રે કો દ્વારકાં માંય. સું૦ ૧૫

વળી કારજ પડે સંભારજે, અમો આવી રે કરશું સાર;
એક ક્ષણ અલગા નથી, સમરો રે આવું તેણી વાર. સું૦ ૧૬

શીશ વચન ચઢાવિયું, ચિત્રલેખા રે આવી દ્વારકાંમાંહે;
અનિરૂધ જ્યાં પોઢ્યા હતા, બે નારી રે સેવા કરે ત્યાંહે. સું૦ ૧૭

માયા મૂકી ત્યાં સહી, કો ન જાણે રે ભેદ જ તેહ;
આવીને તે આપિયો, શય્યામાં પોઢ્યો તો જેહ. સું૦ ૧૮

હર્ષ તે પામી સુંદરી, સ્વપ્નમાં રે જે દીઠો નાથ;
તે આણીને આપિયો, વિવાહ ગાંધર્વ રે ઝાલ્યો હાથ. સું૦ ૧૯

રમવા લાગી સુંદરી, નાથ સાથેરે આણી નેહ;
અતિ સુખ પામી તે સહી, નવ યૌવન રે પામી દેહ. સું૦ ૨૦

હવે કન્યાવ્રત ભાગ્યું સહી, અવયવ રે અંકુર એંધાણ;
સ્ત્રીનાં ચિહ્ન થયાં સહુ, ભાલણજન રે કહે છે વાણ. સું૦ ૨૧

---

૧૯ ગાંધર્વ–વરવધૂની પરસ્પર સંમતિથી થનારો વિવાહ. ૨૧ એંધાણ–(સં અધિ–ધા. ) નિશાન.

## પદ ૪૦૪ રાગ ગોડી.

[1]મંદિર તેનું જેહ, સુંદર ધામ સહી
તે પાછળ રખેવાળ, રાયે મેલ્યા સહી. ૧

તેણે દીઠી નાર, કારણ મન વસ્યું;
સેવક રાજા પાસ, જઇને બોલ્યા ઇશુ. ૨

થરથર ધ્રૂજે તન, મુખથી ઇમ વદે;
બોલ્યા તણો નહી ઠાર, આપ વિમાસો હદે. ૩

પુત્રી તમારી જેહ, તે હું શું રે કહું;
દીસે નવ યૌવન, કારણ નવ લહું. ૪

કહેવા આવ્યા આજ, સેવકધર્મ સહી;
પછે જાણો તે કરજો રાય, વાંક અમારો નહી. ૫

કોપ્યો રાજા મન, દુઃખ લાગ્યું સહી;
કુલને લાગે ગાળ, રોષે ચાલ્યો વહી. ૬

સેવક સાથે અનંત, રાજા આવ્યો ત્યાંહાં;
મંદિર વીટ્યું જેહ, પુત્રી હતી જ્યાંહાં. ૭

ભુવન વિષે ત્યાં તેહ, રાજા આવ્યો સહી;
રમે બેહુ નર નાર, મન આશંકા નહી. ૮

એકાંત ભુવન મધ્યે, સોગઠે રમે સહી;
દેખી રાયને અંગ, જવાલા ઉઠી તહિં. ૯

દીઠો અનિરૂધ રાય, મનમાં કોપ વસ્યો;
છેદવા તેનું શીશ, રાજા વેગે ધસ્યો. ૧૦

ઉઠ્યો કૃષ્ણનો તન, આયુધ હાથ નહી;
કરવાને ત્યાં યુદ્ધ, વાર ન લાગી સહી. ૧૧

બાણાસુરે ત્યાં સૈન્ય, પોતે તેડ્યું જ્યાંહાં;
કહે ભાલણ તો યુદ્ધ, દારુણ થાશે ત્યાંહાં. ૧૨

---

પ્ર-૨ હવે કન્યાવ્રત તો એહ, તેનું ભાગ્યું સહી; નવ યૌવન ત્યાં નાર, સેવકે દીઠી અહીં. ૨ ઇશુ-એવું. એની સાથે-એને.

## પદ ૪૦૫ રાગ ગોડી.

સૈન્ય લઇ આવિયો, કરવાને સંગ્રામ;
અનિરૂધ ત્યારે કોપિયો, ધાયો કહી ભગવાન. ૧
બાણાસુરને સેના ઘણી, કહેતાં નાવે પાર;
અનિરૂધ ત્યારે એકલો, કાંઇ કર નહી હથિયાર. ૨
વીંટયો અનિરૂધ સહુ મળી, નાનાવિધ કરે માર;
પોતે કાંઇ દીઠું નહી, એક ભોગલ લીધી સાર. ૩
મારીને ચૂરો કર્યા, નાઠા જાયે યોધ;
ખુંબાપાત કરે ઘણો, કરતો હીંડે ક્રોધ. ૪
બાણાસુરે વિચારિયું, બલિયો દીસે બાલ;
પેર કરીને ઝાલિયે, ક્યાં જાશે [૪]એ રીસાલ. ૫
નાગબાણ એક કાઢિયું, કોપે મેલ્યું તેહ;
પુત્ર હરિનો બાંધિયો, છોડાવે નહી એહ. ૬
અતિ દુખ મન પામી રહ્યો, સંભારે છે ભગવાન;
ભાલણપ્રભુ અહીં આવશે, છોડાવશે શ્યામલવાન. ૭

## પદ ૪૦૬ રાગ સામેરી.

અધ્યાય બાસઠમે જેહ, અનિરૂધ બાંધ્યો તેહ;
ઓખા કરે ઉત્પાત, અંગ પછાડે આપ.

### ઢાળ.

અંગ પોતાનું પછાડે ત્યાં, ચિત્રલેખાને સાંભર્યું;
પૂર્વે રૂખીના કહ્યાથી, નારદનું સ્મરણ કર્યું. ૧
હવે ચિત્રલેખા ત્યાં રહી સંભારે, નારદને તો તેહ હો;
સ્મરણ કરતાં આવિયા, ત્યારે પોતે એહ હો. ૨
આવીને ઉભા રહ્યા, ચિત્રલેખા છે જ્યાંહાં;
શા કારણ સંભાર્યો મુજને, વચન સાચું કહે આંહાં. ૩
ચિત્રલેખા પાગ લાગી, વચન તારૂં ભાવિયે;
અનિરૂધને બાંધ્યો છે તે, તમો તો મૂકાવિયે. ૪

---

પદ ૪૦૫-૪ ભાવિયે-ધ્રવું જોઇએ, પાળવું જોઇએ.

નારદ વલતું એમ કહે, બાંધ્યો છે કોણે અહીં;
મુને કહે મૃગલોચની, હું મૂકાવું એને સહી.

હવે ચિત્રલેખા ઇમ કહે, સાંભળો નારદ આપ હો;
અનિરૂધ તે તો બાંધ્યો છે, બાણાસુર ત્યાં બાપ હો.

આજ જો મૂકાવો નહી તો, પ્રાણ ત્યજશું બે અહીં;
ભાલણપ્રભુ રઘુનાથને, નારદ કહેવા ગયા ત્યહીં.

## પદ ૪૦૭ રાગ સામેરી.

હવે બ્રહ્મા કેરા તન, આવ્યા નારદ મુન્ય;
બેઠા વૈકુંઠનાથ, નારદ દીઠા આપ.

### ઢાળ

નારદ દીઠા આવતા ને, આસન ત્યાં આપ્યું સહી;
કુશલ પૂછે કૃષ્ણજી, કહો ક્યાંથકી આવ્યા અહીં.

ત્યારે નારદ બોલિયા, સાંભળો કૃષ્ણ કૃપાલ હો;
વાંક નથી કાંઇ તમારો, સ્ત્રી ઘણી છે દયાલ હો.

સ્વામી એક બે જો પુત્ર હોયે, શત સહસ્ત્રની સંખ્યા નહિં
તો તમને કયમ સાંભરે જે, અનિરૂધ તો ગયો છે કયહીં.

તારે મંદિર કેટલાં, કેટલા તારે તન હો;
કો'ની શુદ્ધ જોતા નથી, મૂઓ જીવતો ભગવન હો.

વચન સુણીને હરિ હસ્યા, કહોને નારદ રુખ્ય હો;
શા માટે મુજને કહો છો, કરૂં તેને સુખ હો.

નારદ ત્યારે બોલિયા, શેં ન જાણો ભગવાન હો;
ચાર માસ થયા અનિરૂધ ક્યાં, ગયો છે શ્યામલવાન હો.

શોણીતપુરમાંહે સહી, બાણાસુર તો જેહ હો;
પુત્ર તારો નાગપાશે, બાંધી રાખ્યો ત્યાંહ હો.

સુણતાં હરજી કોપિયા, કોણ બાણાસુર તો એહ હો;
જઇને ત્યાં કટકા કરૂં, ભાલણપ્રભુ કહે તેહ હો.

## પદ ૪૦૮ રાગ સામેરી.

કોપ્યા વૈકુંઠનાથ, કહે ઋષિનો ઝાલી હાથ;
ચૌદ લોકમાં જેહ, પુત્રને બાંધે તેહ.

ઢાળ.

ચૌદ લોક વિષે સહી, પુત્ર મારાને જેહ હો;
કોણ છે જે ત્યાંહાં બાંધે, પ્રાણ લઉં તાં તેહ હો. ૧

એવું કહીને નિસર્યા, શંખ પોતે પૂરિયો;
પુત્રની તો દાઝ જાણી, ક્રોધ મનમાં આણિયો. ૨

કટક ક્ષોહિણી બાર સાથે, કૃષ્ણજી તે ત્યાં ગયા;
નગર આ(વી) વીંટીયું ને, શબ્દ ત્યાં દારુણ થયા. ૩

ઓખાએ વળી ચિત્રલેખાએ, [૧]સુણ્યું તે ત્યાં કાન હો;
હવે તે મૂકાવશે આવ્યા, ભાલણપ્રભુ શ્રીરામ હો. ૪

## પદ ૪૦૯ રાગ સામેરી.

બાણાસુર તો જેહ, કટક લઇ આવ્યો તેહ;
યુદ્ધ કરવા કાજ, આવ્યો જ્યાં મહારાજ.

ઢાળ.

આવ્યો જ્યાં મહારાજજી, તે આજ કરવા યુદ્ધ હો;
મન કાંઇ જાણ્યું નહી, કો શું વઢું છું અબુદ્ધ હો. ૧

યુદ્ધ દારુણ ત્યાં થયું, ને હાર પામ્યો જેટલે;
(નિજ) ભકતને હાર્યો જાણી, મહાદેવ આવ્યા તેટલે. ૨

મહાદેવ ને શ્રી કૃષ્ણજીએ, યુદ્ધ દારુણ ત્યાં કર્યું;
બે માંહે કો થાકે નહી, [૨]મર્યાદા યુદ્ધ ત્યાં થયું. ૩

અંતરીક્ષથી સર્વ દેવ આવ્યા, યુદ્ધ જોએ નાથનું;
બેમાં કો હારે નહી, કારણ વડું રઘુનાથનું. ૪

હવે કૃષ્ણને ત્યાં કોપ ચઢિયો, સૈન્ય શંકરનું જ્યાંહાં;
એક બાણે મારી મેલ્યું, નાઠું જાયે જ્યાં ત્યાંહાં. ૫

---

૧ પ્ર. ૨ સુણી અતિ મનમાં હામ હો. ૧ પ્ર. ૨ કારણ વડું રઘુનાથનું.

વળી કૃષ્ણજીએ પેર કરી, મોહનાસ્ત્ર જ ત્યાં ધર્યું;
લીલાએ તે મેલિયું, શંકર ઉપર ત્યાં ખરૂં.

બાણ આવી ભેદિયું, તે સદાશિવજીને ત્યાંહાં;
કહે ભાલણ મોહ પામ્યા, મહાદેવજી પોતે જ્યાંહાં.

## પદ ૪૧૦ રાગ સામેરી.

બાણાસુરનું સૈન્ય, કૃષ્ણે હણ્યું તેણે દિન;
બલભદ્ર કોપ્યા એહ, મારે રણમાં તેહ.

### ઢાળ.

હલધરે હણ્યા યોધ જે ત્યાં, મારે પ્રદ્યુમન્ય ત્યહીં;
એવે બાણાસુર આવિયો, યુદ્ધ કરવાને સહી. ૧

બાણાસુર તો કોપિયો, કર સહસ્ત્ર પોતાના જેહ હો;
તેણે કરીને પંચ શત, બાણ ત્યાં મૂક્યાં તેહ હો. ૨

પછે ત્યાં શ્રીકૃષ્ણજીને, કોપ ચઢિયો તે સહી;
ચક્ર મેલી સહસ્ત્ર બાહુ, છેદિયા તત્ક્ષણ ત્યહીં. ૩

જ્યમ કુહાડીએ કરી વૃક્ષશાખા, વનમાં છેદે ત્યાંહાં;
પછે કૃષ્ણજીએ કર ચાર રાખ્યા, બાકી તો છેદ્યા આંહાં. ૪

બાણાસુર ત્યાં હાર્યો જાણી, માતા તો તેની જ્યાંહાં;
૧વિપરીત વેષ કરીને આવી, કહે ભાલણ રામ ત્યાં. ૫

## પદ ૪૧૧ રાગ સામેરી.

બાણાસુર તો જેહ, ભાગ્યો રણમાં તેહ;
વ્યાકુલ થઇને મન, હાર્યો જાણી તન.

### ઢાળ.

તન હાર્યો જાણિયો, માતા તો તેની સહી;
દુઃખ પામી મનમાંહે, ક્રોધ કરી તે ત્યાં ગઇ. ૧

આવીને ત્યાં પેર કીધી, જાણે પુત્ર ઉગારિયે;
કોણ ઉપાય એવો છે જે, સુતવેદના વારિયે. ૨

---

૧ પ્ર-૨ વિપરીત રૂપ કરીને, ઉભી રહી આવી ત્યાંહાં. પદ ૪૧૦-૨ પંચશત-પાંચસે. ૬ મોહનાસ્ત્ર-મોહ પમાડનારૂં હથિયાર.

ઇમ કરીને વસ્ત્ર કાઢયાં, નગ્ન પોતે થઇ ત્યાંહાં;
કૃષ્ણ આગલ રહી ઉભી, લાજ [1]પોતાની ગઇ ત્યાંહાં. ૩

[2]કૃષ્ણ ઉફરાટા થયા ને, બાણાસુર નાઠો ત્યાંહાં;
ધ્યાન જઇને માંડિયું, મહાદેવજી કેરૂં આંહાં. ૪

બાણાસુર ત્યાં જઇ કહે, મહાદેવજી ત્યાં જાગિયે;
કૃષ્ણથી પ્રભુજી તમો, સુને તો ઉગારિયે. ૫

એવે મહાદેવ થયા બેઠા, પેર પોતે ત્યાં કરી;
ત્રૈયો તાવ જ મોકલ્યો, કૃષ્ણની સેના ભણી. ૬

પ્રભુજીના સૈન્યમાંહે, સૂતા બેઠા જે ખડા;
તાવ ત્રૈયે કરીને, કો પડયા કો આખડયા. ૭

કોને ચાલ્યાની ગતિ નહી, કોણે નવ બોલાય હો;
એવા વ્યાકુલ થઇ સહુ કો, ભાલણપ્રભુ કને જાય હો. ૮

## પદ ૪૧૨ રાગ સામેરી.

આવી સેના એહ, પોતાની તો તેહ;
ધ્રૂજે તેહ કાય, મુખથી નવ બોલાય.

### ઢાળ.

તાવે બોલાયે નહી, ને કૃષ્ણ થયા ત્યાં આકલા;
કહો રે ભાઇઓ ક્યાં થકા, ધ્રૂજતા આવ્યા આંહાં સર્યા. ૧

સૈન્ય વલતું ઇમ કહે, સુણો શારંગપાણ હો;
તાવ મેલ્યો મહાદેવજીએ, તેણે લીધા અમારા પ્રાણ હો. ૨

ક્રોધ કૃષ્ણજીને ચઢયો, તાવ ટાઢિયો જેહ હો;
મહાદેવજી કને મોકલ્યો, જ્યાં પાળ્યા જે કર એહ હો. ૩

ત્રૈયો તાવ મહાદેવજીનો, તે ટાઢિયો કૃષ્ણે કર્યો;
માંહોમાંહે વલગિયા, ભેદ કોણે નવ લહ્યો. ૪

---

૧ પ્ર-૨ લાજ તો પોતે તજી. ૨-પ્ર-૨ કૃષ્ણજીએ આયુધ મૂકયાં, યુદ્ધ તો કરતા રહ્યા; નગ્ન દેખી તેહને ઉફરાટા થઇને રહ્યા, આ કડી વધારે છે. પદ ૪૧૨-૩ કર-હાથ. બાણાસરના. ૬ ત્રૈયો-એકાંતરિયો.

તાવ એવા બે લહિયા, ભેદ કોયે નવ લહે;
એમાં કો હારે નહી, ભાલણજન એવું કહે.

પદ ૪૧૩ રાગ સામેરી.

તાવ ત્રૈયો જેહ, મહાદેવજીનો તેહ;
શીતજ્વરે જીત્યો ત્રૈયો, હારીને તે રહિયો.

ઢાલ.

આવી નમ્યો તે કૃષ્ણને, પ્રણામ પ્રેમે કર્યો;
અપરાધ સ્વામી ક્ષમા કરજો, પ્રતાપ તારો નવ લહ્યો.

કૃષ્ણજી વળતા વદે, ઓખાહરણ જે સાંભળે;
[1]વચન મારૂં સાંભળે તું, પીડા રખે કરે તેહને.

સ્વયં મુખે શ્રીકૃષ્ણજી, કહે છે ચૈત્ર માસે તો સહી;
ઓખાહરણ તો સાંભળે, તેને ત્રૈયો તાવ પીડે નહી.

પ્રણામ કરીને તાવ વલિયો, ત્યારે બાણાસુર તે આવિયો;
મહાદેવજી હવે શું કરૂં, મુને તમો તો મતિ કહાવીયે.

મહાદેવજી કહે બાણાસુર સુણ, એ ત્રૈલોકપતિ ભગવાન હો;
તમો એને પાગ લાગી, કરોને પ્રણામ હો.

મહાદેવજી ને બાણાસુર, બેહુ જણા આવ્યા ત્યાંહાં;
બાણાસુર જઇને પાગ લગાડ્યો, મહાદેવજી સ્તુતિ કરે જ્યાંહાં.

મહાદેવજી ત્યાં એમ કહે, તમે સાંભળો શ્રી યદુનાથ હો;
મારવો નવ ઘટે એને, તમો સાહો હાથ હો.

સ્વામી આદે વચન તારૂં, પ્રહ્લાદ તારો દાસ હો;
બલી રાજા તેનો સહી, બાણાસુર તેનો વિખ્યાત હો.

માનુષ દેહ પામી કરી, તારાં ચરણને જાણે નહી;
કહે ભાલણ [2]પશુની પેર, તે મહીમાંહે સહી.

---

૧ પ્ર-૨ તેને ત્રૈયાની પીડા નહી, એમ કહીને તે વળે. ૨ પ્ર-૨ સત્ય જાણે, પ્રેત દેહીમાં સહી. ૧ શીતજ્વર-ટાઢિયો તાવ.

## પદ ૪૧૪ રાગ સામેરી.*

સ્તુતિ કીધી મહાદેવ, મન આનંદ ઘણો;
કહે છે શંકર તાત, કેશવ વાત સુણો. ૧

તમો ભક્તવત્સલ ભગવાન, કૃપા કરો એહને;
એછે તમારો દાસ, વર આપો એહને. ૨

એણે હું ભજિયો નાથ, વર મેં આપ્યો એહ;
તે માટે તુજ સાથ, યુદ્ધ કીધું એહ. ૩

તે ક્ષમા કરજો ભગવાન, શંકર વાણી વદે;
ત્યારે બોલ્યા વૈકુંઠનાથ, પ્રેમ ધરીને હૃદે. ૪

એમ શું કહોછો તાત, તમો તો વૃદ્ધ સહી;
તુજ મુજમાં નહી ભેદ, કહું છું નિશ્ચે અહીં. ૫

તારો ભક્ત તો જેહ, તેહ મારો દાસ અહીં;
તેને દુહવે જેહ, નરક પડેરે સહી. ૬

સુણો સદાશિવ વાત, તમને [1]સુધું કહું;
ભૂમિભાર તો એહ, ઉતારવાને લહું. ૭

તે માટે મેં હાથ, એના કાપ્યા સહી;
સેના મારી જેહ, મેં ત્યાં એની ત્યહીં. ૮

ઉતાર્યો ભૂમિનો ભાર, તેમાં સંદેહ નહીં;
× × × × ૯

ત્યારે આનંધા મહાદેવ, બાણાસુરને કહે;
પુત્રી આપી ત્યાંય, પાગ લાગો ખરે. ૧૦

અનિરૂધ છોડ્યા રાય, પાગ લાગ્યો સહી;
પુત્રી આપી [2]ખેવ, વળી બહુ પહેરામણી. ૧૧

યાદવ આવ્યા જેહ, તેને સંતોષ્યા ઘણું;
માંહોમાંહે કરે પ્રણામ, મન આનંદ ઘણું. ૧૨

---

૧ પ્ર. ૨ શું રે. ૨ પ્ર. ૧ એહ, વળી કરે પહેરામણી. ૨ ભક્તવત્સલ-ભક્ત જેને વા'લા છે તે. *અહીં રાગ 'ગોડી' જોઈએ.

હવે વળિયા તે વાસુદેવ, શંકર સ્થાન ગયા;
હરિ આવ્યા દ્વારકાં માંહે, મન આનંદ ઘણો. ૧૩

હવે ઓખાહરણ તો એહ, કોયે ગાયે સુણે;
શ્રી ભાગવત પવિત્ર, કથા તનતાપ હણે. ૧૪

કહે ભાલણ વિસ્તાર, જે ત્યાં મેં લહ્યો;
ઓખાહરણ અભિપ્રાય, જે વિસ્તારી કહ્યો. ૧૫

## પદ ૪૧૫ રાગ ગોડી.

શુકદેવ કહે પરીક્ષિતને, રાજા તું અવિધારજી;
અધ્યાય ચોસઠમે નૃગ રાજાનાં, ચરિત્ર કહું આણે ઠાર.
સાંભળ રાયજી. ૧

એકવારને સમે સર્વે, યાદવતણા કુમારજી;
પ્રદ્યુમન આદે આવિયા, એકાંત દીઠો ઠાર. સાં૦ ૨

એક કૂપ ત્યાં દષ્ટે દીઠો, ગહેજંતુ તો કહાવેજી;
તે માંહે કંકીડો દીઠો, પ્રૌઢી તેની કાય. સાં૦ ૩

[1]કૂપ માંહેથી કાઢિયે, કંકીડાને આજજી;
પેર સર્વે ત્યાં કરી, કાઢવાની તે એહ. સાં૦ ૪

આશ્ચર્ય પામીને તે સઘલા, પાછા આવ્યા ઘેરજી;
દ્વારાવતીએ આવિયા, જ્યાં બેઠા વૈકુંઠનાથ. સાં૦ ૫

× × × ×

કરસંપુટ કરી કહે વારતા, યાદવ સહુએ સાથ. સાં૦ ૬

સ્વામી વનવિષે સહી, એક કૂપદ્રહ ત્યાં તેહજી;
એક જંતુ પડ્યો તે મધ્યે, અગાધ મોટો દેહ. સાં૦ ૭

અમો કાઢવાની પેર કરી, તોહે નવ નિસરિયોજી;
તમને કહેવા આવ્યા છું, તે કોણ જીવ તો પડિયો. સાં૦ ૮

વૈકુંઠપતિ ત્યાં ઉઠિયા, યાદવ સઘલો સાથજી;
વેગે જોવા આવિયા ત્યાં, ભાલણપ્રભુ રઘુનાથ. સાં૦ ૯

---

૧ અ–ર દયા આવી પ્રદ્યુમનને, તેડયો સઘલો સાથજી. ૩ ગહેજંતુ–કૂવાનું નામ. ૬ કરસંપુટ–બે હાથ જોડવા તે, પ્રણામ. ૭ કૂપદ્રહ–કૂવા રૂપી ધરો.

## પદ ૪૧૬ રાગ ગોડી.

કૂપ જોવાને આવિયા, યાદવ સઘલો સાથ રે;
પ્રભુએ આવી નિરખિયું રે, મધ્યે મેલ્યો ડાબો હાથ રે. ૧

કરસ્પર્શે પ્રભુજીને, ફીટયું તન તો તેહરે;
દિવ્ય દેહ ત્યાં પામિયો રે, માનુષ કેરી એહ રે. ૨

કર જોડીને ઉભો રહ્યો રે, પૂછે છે યદુનાથ રે;
કોણ તમો તો છો સહી રે, કૌતુક લાગે છે વાત રે. ૩

યાદવ સહુને જણાવવા રે, પૂછે છે મહારાજ રે;
કોણ રૂપ છે તાહરૂં રે, અમને કહેને આજ રે. ૪

દેહ કંકીડાનો કયમ થયો, કયમ પડયો કૂપ મુઝાર રે;
અમને તે તો કહે સહી રે, પૂછે ભાલણપ્રભુ રઘુનાથ રે.

## પદ ૪૧૭ રાગ ગોડી.

વલતો રાજા એમ વદે, કૃષ્ણજીનાં સુણી વચનજી;
સ્વામી તમે શેં નવ જાણો, લીલા તારી ગોવિંદ. રાજા એમ વદે. ૧

ઇક્ષ્વાકુ વંશમાં ઉપન્યો, નૃગ રાજા મારૂં નામજી;
ધર્મ કર્મ ઘણાં કર્યાં, મુખ શું કહું ભગવાન. રા૦ ૨

ગજ રથ અશ્વ મેં આપિયા, શિબિકા ને વિમાનજી;
કનક મુક્તાફળ અતિ ઘણાં, આપ્યાં તે ભગવાન. રા૦ ૩

ઘેનુ ઘણી આપી સહી, તેનો નાવે પારજી;
ગણી તો જાયે નહી, શું કહિયે વિશ્વાધાર. રા૦ ૪

પૃથ્વીરેણુ ગણી જાયે, વળી ધૂમ્ર ગણ્યો કયમ જાયજી;
તારા ગણ્યા આકાશના, તો ઘેનુ ગણી ત્યાં જાય. રા૦ ૫

એટલી ઘેનુ તો મેં આપી, એક સમે ભગવાનજી;
એક વિપ્રને ઘેનુ આપી તે, પાછી આવી તેણે ઠામ. રા૦ ૬

તે વરાંસે મેં બીજા વિપ્રને, તે ઘેનુ આપી તાતજી;
પહેલે જેને આપી હતી, તે મનમાં પામ્યો તાપ. રા૦ ૭

---

૩ શિબિકા-પાલખી. ૫ ધૂમ્ર-ધૂમાડો.

પહેલે જેને આપી હતી, તે શોધતો હીંડે વનજી;
એક સમે તો ધેનુ જ દીઠી, વચ્ચે વોહાણી મુન્ય. રા૦ ૮

તે બ્રાહ્મણ બેહુ વઢતા આવ્યા, મારે રાજદ્વારજી;
માંહોમાંહે કહે ધેનુ જ મારી, એમ કહી વઢવા લાગ્યા. રા૦ ૯

વઢતા બેહુએ આવિયા, મારે રાજદ્વારજી;
ઘણે દિવસે આવી કહ્યો, કોણે મને સમાચાર. રા૦ ૧૦

પહેલે જેને આપી હતી, તેને કહ્યું વચનજી;
લક્ષ ગાય હું તમને આપું, લ્યો ને તમો મુનિજન. રા૦ ૧૧

વચન ન માન્યું માહરૂં; ને પામ્યા અતિશે તાપજી;
શાપ દેઇને તે ગયા, મંદિર પોતાને આપ. રા૦ ૧૨

પછે અમો ધર્મ રાજા કને, નિર્ધાર ગયા ત્યાં તેહજી;
ધર્મરાજે એમ પૂછિયું, શું કરવું [1]તો એહ. રા૦ ૧૩

પહેલે પુન્ય ત્યાં ભોગવશો, કે ભોગવશો પાપજી;
ત્યારે હું વિચારીને, વલતો બોલ્યો આપ. રા૦ ૧૪

પુન્ય ઘણું મારે છે તે, અલ્પ પાપ તો એહજી;
તે માટે સ્વામી સહી, પાપ ભોગવું તેહ. રા૦ ૧૫

ત્યારે ધર્મે એમ કહ્યું, જા કંકીડા થઇ દેહજી;
કૂપ મધ્યે પડો સહી, [2]ત્યારે વિચારી બોલ્યો તેહ. રા૦ ૧૬

સ્વામી પડું છું કૂપમાંહે, પણ ઉદ્ધાર કહિયે મારોજી;
ધર્મરાજા વલતું વદે, ઉદ્ધાર કહું હું તારો. રા૦ ૧૭

માનુષ દેહ ધરી અવતરશે, વસુદેવ કેરે ઘેરજી;
સ્પર્શે તેને મૂકાશો, આગલ એણી પેર. રા૦ ૧૮

તેણે પાપે કરી પડ્યોતો, સ્વામી શ્રી ભગવાનજી;
પૂર્વનું તો જ્ઞાન નથી ગયું, કહું છું શ્યામલવાન. રા૦ ૧૯

હરિ આનંદ્યા ત્યાં સહી, મગાવ્યું વિમાનજી;
ઘંટા ઘુઘરી નાદ વાજતે, બેસાર્યો રાજાન. રા૦ ૨૦

---

૧ પ્ર–ર ઘટે. ૨ પ્ર–૨ પછે રાજા બોલ્યો તેહ.

સ્વદેહે વૈકુંઠ ગયો, મુક્તિ આપી જગદીશજી;
ભાલણપ્રભુ રઘુનાથજી, એમ કહે છે ઇશ. રા૦ ૨૧

### પદ ૪૧૮ રાગ ગોડી.

કહે છે વૈકુંઠનાથ, સુણો યાદવ સહુ;
પૂર્વનું વૃત્તાંત, તે તમને કહું. ૧

હવાં ધેનુ વિપ્રની જેહ, રક્ષા માટે સહી;
નૃગ રાજા તો તેહ, પડિયો નરક જઇ. ૨

સુણજો યાદવ સર્વ સાથ, હું તે સત્ય કહું;
પૂર્વજ નાખવા નરક, જેનું મન ઘણું. ૩

સાત પિતરિયા માતુલ,-પક્ષ પોતાનો સહી;
સાત પિતાના જેહ, સાત બીજા ત્યહીં. ૪

એકવીશ પૂર્વજ જેહ, કુંભી નરક પડે;
રૌરવ નરકે તેહ, પડિયા નરક ન અડે. ૫

દેવ બ્રાહ્મણનું ધન, જે (કો) રાખે સહી;
રહેવા નરકમાં ઠામ, તે (તો) પામે નહી. ૬

વળી કહે ભગવાન, સાંભળો યાદવ સહુ;
બ્રાહ્મણની તો વૃત્તિ, મુખ કયમ કહું. ૭

વળી કહે ભગવાન, સાંભળો સાથ સહુ;
બ્રાહ્મણની તો વૃત્તિ, જે કો કરે બહુ. ૮

તેને આપું વૈકુંઠવાસ, તેમાંહે સંદેહ નહી;
એમ કહે ભગવાન, સ્વયં સુખે ત્યહીં. ૯

આપીને તો જેહ, પાછું લે સહી;
તામસ નરકે તેહ, પાપી પચે ત્યહીં. ૧૦

વળી બ્રાહ્મણની તો વૃત્તિ, લોપે જે સહી;
નરનારી રૂદન, ભીંજે રેણું ત્યહીં. ૧૧

તેટલા કાલ જન નરક, પાપી પચે ત્યહીં;
તેને મેં નવ મૂકાય, પ્રભુજી કહે સહી. ૧૨

---

૪ માતુલપક્ષ-મામાનો પક્ષ. ૮ વૃત્તિ-જીવિકા.

આપી દ્રવ્ય ને ધેન, પાછી લે સહી;
સાઠ સહસ્ર ત્યાં વર્ષ, પાપી પચે ત્યહીં. ૧૩

વળી આયુષ્ય થોડું થાયે, પાપીનું ત્યાં જોઉ;
મૂઆ પૂઠે સર્પ દેહ, સર્વથા પામે તેહ. ૧૪

સ્વયં મુખ કહે ભગવાન, યાદવ તમને કહું;
બ્રાહ્મણના અપરાધ, જોતાં હોયે બહુ. ૧૫

તોહે પ્રણમવા પાય, તેમાં સંદેહ નહી;
તેણે સંતોષ્યો હુંય, સ્વયં મુખ કહે ત્યહીં. ૧૬

તે માટે સહુ સાથ, યાદવ તમને કહું;
પૂજજો બ્રાહ્મણના પાય, પ્રેમે તમે સહુ. ૧૭

નૃગ રાજા તો તેહ, પુન્યવંત તમે સુણિયો;
બ્રાહ્મણની રાખી ધેન, તેણે નરકે પડિયો. ૧૮

એ કારણ દ્વિજરાજ, પૂજવા તો સહી;
ચોસઠમે અધ્યાય, શુકદેવે કથા કહી. ૧૯

કહે ભાલણ વિસ્તાર, કથાનો સહી;
પાંસઠમે અધ્યાયે, ગોકુલનો તે સહી. ૨૦

## પદ ૪૧૯ રાગ ગોડી.

શુકદેવ કહે સુણ રાય, પરીક્ષિત હું કહું;
કથા તણો પ્રસંગ, જે બુદ્ધિમાને લહું. ૧

એકલા ત્યાં બલદેવ, તે પોતે સહી;
આવ્યા ગોકુલ ગામ, મનમાં ઇચ્છા થઇ. ૨

રથ બેસી વિશાલ, પૂર્વનાં સ્થાનક જોઉ;
ગોપી ગોવાળાનો સાથ, જોવાને તેહ. ૩

જાણ્યું જશોદા માત, નંદે તો સહી;
ધાઇ આવ્યા તેહ, મળવાને ત્યહીં. ૪

૧૬—પ્રણમવા—પ્રણામ કરવા. સ્વયં—પોતે.

વળી ગોપ ગોલણી જેહ, [1]ઘેર ઘેરથી સહુ;
મે'લ્યાં સર્વે કાજ, આવ્યાં તે બહુ. ૫

અન્યોઅન્ય કહે છે નાર, ગોકુલની સહુ;
આવ્યા ત્યાં બલદેવ, આશા પો'તી બહુ. ૬

મળ્યાં જશોદા માત, સર્વે ગોપી નમે;
ગોપ કરે પ્રણામ, હલધરજીને ગમે. ૭

પૂછે છે નંદરાય, કહો બલદેવ સહી;
અમો રાંક તો આજ, કિમ સંભાર્યા સહી. ૮

આજ દયા કરી તમે દેવ, કારણ હું ગણું;
શે અર્થે તો ભ્રાત, આવ્યા છો ઘણું. ૯

શું મોકલિયા ભગવાન, તમને તો અહીં;
લઇ ગયા છે ત્યાં પ્રાણ, શું કહિયે સહી. ૧૦

સ્વામી પછે દુખની વાત, તમને કહેશું સહી;
કરોને ભોજન આજ, પ્રેમેશું અહીં. ૧૧

આરોગ્યા રાજની રીત, હલધર પોતે સહી;
હર્ષ કહ્યો નવ જાય, ભાલણ કહે લહી. ૧૨

## પદ ૪૨૦ રાગ દેશાખ.

બલભદ્ર તમો ભલે આવિયા આજ રે;
કાજ તે શીધ્યું સર્વે આપણું રે. હાં૦ ૧

અમો દુ:ખની તમને શી કહું વાત રે;
રાત [2]વહાણી કૃષ્ણે કરી રે. હાં૦ ૨

દ્વારકાંની અમને કહોને વાત રે;
સ્યામલગાત્ર ત્યહીંકણ શું કરે રે. હાં૦ ૩

અભાગિયાં વિસાર્યાં અમો એહ રે;
તેને [4]ભાગિયાં અવગલ કર્યાં રે. હાં૦ ૪

---

૧ પ્ર-૨ વિરહ ધરતી સહુ. ૨ વહાણી-(સં. વહ્) વીતી, ગઈ. ૪ ભાગિયાં-ભાગ્યવાન. અવગલ-આગળ.

આપી દ્રવ્ય ને ધેન, પાછી લે સહી;
સાઠ સહસ્ર ત્યાં વર્ષ, પાપી પચે ત્યહીં. ૧૩

વળી આયુષ્ય થોડું થાયે, પાપીનું ત્યાં જેહ;
મૂઆ પૂંઠે સર્પ દેહ, સર્વથા પામે તેહ. ૧૪

સ્વયં મુખ કહે ભગવાન, યાદવ તમને કહું;
બ્રાહ્મણના અપરાધ, જોતાં હોયે બહુ. ૧૫

તોહે પ્રણમવા પાય, તેમાં સંદેહ નહી;
તેણે સંતોષ્યો હુંય, સ્વયં મુખ કહે ત્યહીં. ૧૬

તે માટે સહુ સાથ, યાદવ તમને કહું;
પૂજજો બ્રાહ્મણના પાય, પ્રેમે તમે સહુ. ૧૭

નૃગ રાજા તો તેહ, પુન્યવંત તમે સુણિયો;
બ્રાહ્મણની રાખી ધેન, તેણે નરકે પડિયો. ૧૮

એ કારણ દ્વિજરાજ, પૂજવા તો સહી;
ચોસઠમે અધ્યાય, શુકદેવે કથા કહી. ૧૯

કહે ભાલણ વિસ્તાર, કથાનો સહી;
પાંસઠમે અધ્યાયે, ગોકુલનો તે ત્યહીં. ૨૦

## પદ ૪૧૯ રાગ ગોડી.

શુકદેવ કહે સુણ રાય, પરીક્ષિત હું કહું;
કથા તણો પ્રસંગ, જે બુદ્ધિમાને લહું. ૧

એકલા ત્યાં બલદેવ, તે પોતે સહી;
આવ્યા ગોકુલ ગામ, મનમાં ઇચ્છા થઇ. ૨

રથ બેસી વિશાલ, પૂર્વનાં સ્થાનક જેહ;
ગોપી ગોવાળાનો સાથ, જોવાને તેહ. ૩

જાણ્યું જશોદા માત, નંદે તો સહી;
ધાઇ આવ્યા તેહ, સળવાને ત્યહીં. ૪

૧૬—પ્રણમવા—પ્રણામ કરવા. સ્વયં—પોતે.

વળી ગોપ ગોવાળણી જેહ, [1]ઘેર ઘેરથી સહુ;
મે'લ્યાં સર્વે કાજ, આવ્યાં તે બહુ. ૫

અન્યોઅન્ય કહે છે નાર, ગોકુલની સહુ;
આવ્યા ત્યાં બલદેવ, આશા પો'તી બહુ. ૬

મળ્યાં જશોદા માત, સર્વે ગોપી નમે;
ગોપ કરે પ્રણામ, હલધરજીને ગમે. ૭

પૂછે છે નંદરાય, કહો બલદેવ સહી;
અમો રાંક તો આજ, કિમ સંભાર્યા સહી. ૮

આજ દયા કરી તમે દેવ, કારણ હું ગણું;
શે અર્થે તો ભ્રાત, આવ્યા છો ઘણું. ૯

શું મોકલિયા ભગવાન, તમને તો અહીં;
લઇ ગયા છે ત્યાં પ્રાણ, શું કહિયે સહી. ૧૦

સ્વામી પછે દુખની વાત, તમને કહેશું સહી;
કરોને ભોજન આજ, પ્રેમેશું અહીં. ૧૧

આરોગ્યા રાજની રીત, હલધર પોતે સહી;
હર્ષ કહ્યો નવ જાય, ભાલણ કહે ત્યહીં. ૧૨

**પદ ૪૨૦ રાગ દેશાખ.**

બલભદ્ર તમો ભલે આવિયા આજ રે;
કાજ ને શીધ્યું સર્વે આપણું રે. હાં૦ ૧

અમો દુઃખની તમને શી કહું વાત રે;
રાત [2]વહાણી કૃષ્ટે કરી રે. હાં૦ ૨

દ્વારકાંની અમને કહોને વાત રે;
સ્યામલગાત્ર ત્યહીંકણ શું કરે રે. હાં૦ ૩

અભાગિયાં વિસાર્યાં અમો એહ રે;
તેને [4]ભાગિયાં અવગલ કર્યાં રે. હાં૦ ૪

---

૧ પ્ર-૨ વિરહ ઘરતી સહુ. ૨ વહાણી-(સં. વહ્) વીતી, ગઈ. ૪ ભાગિયાં-ભાગ્યવાન. અવગલ-આગળ.

સર્વે તમને વિસરી ગયું તન રે;
મન તે મોહ્યું રાજ્યે કરી રે. હાં૦ ૫

વાતડી બલભદ્ર સુને કહો ત્યાંની રે;
કહો ક્યાંની સુંદરી પરણિયા રે. હાં૦ ૬

કંસને મારી તમો થયા મોટા રે;
ખોટા રે તમો આવા જાણ્યા નહીં રે. હાં૦ ૭

શું કરે છે દેવકી માતા રે;
વાતને વિસ્તારી કહો ત્યાંહની રે. હાં૦ ૮

બાલપણે જે લીલા આંહીં કીધી રે;
લીધી ને સાધુ સર્વ મન તણી રે. હાં૦ ૯

જશોદા કહે છે સાંભળો પુત્ર રે;
સૂત્રને ભાંજી ગયા ઘરતણું રે. હાં૦ ૧૦

આશા વાળી અમો રહ્યાં તન રે;
મન ગાઢું ભાલણપ્રભુએ કર્યું રે. હાં૦ ૧૧

## પદ ૪૨૧ રાગ ગોડી.

ગોપી કહે બલભદ્ર સુણો, પ્રાણનાથ આધારજી;
અમને તો ત્રછોડી ગયા, તો શાને સાહ્યા હાથ. ગોપી ઉચ્ચરે. ૧

વલતી ગોપી એમ કહે જે, નંદ જશોદા માતજી;
તમો મળવા તેને આવ્યા છો, તે કહો અમને વાત. ગો૦ ૨

ટલવલતાં મે'લી ગયા, અમને ગોકુલ માંહેજી;
પતિપરિવાર સર્વ ત્યજીને, તમને વલગ્યાં ત્યાંહે. ગો૦ ૩

અર્ધ નિશાએ તો સહી, હરિએ વેણુ વજાડયોજી;
સર્વ ત્યજીને અમે આવિયાં, પણ ધૂતારો નવ જાણ્યો. ગો૦ ૪

અમે સર્વે જાણી સહી, મથુરાં દ્વારકાંની વાતજી;
કપટ કરી કરીને માર્યાં, ટાળી તેની [૫]શાખ. ગો૦ ૫

---

૧ પ્ર-ર સાક્ષ. ૧૦ ઘરતણું સૂત્ર-ઘરતણાં સૂત્રને ભાંગી ગયા. ૫ શાખ-શાખા, આબરૂ.

કંસ જરાસંધ મારિયા, ને કાલયવન ત્યાં એહજી;
અમને જીવતાં મેલિયાં, પાડ તમારો તેહ. ગો૦ ૬

અમો સર્વે વિચારિયું, આવ્યાનું કીધું મનજી;
પણ કુબડી દેખી દાઝિયે, ફાટે અમારૂં તન. ગો૦ ૭

વળી અમો આહીરડાં, ભરવાડાની જાતજી;
કામિની કૃષ્ણ તણી કરે, અમને દેખીને હાસ્ય. ગો૦ ૮

તે માટે આવ્યાં નહી, સાંભળિયે શ્રીરામજી;
એક ઘડી નવ વિસરે, હૃદેથી ભગવાન. ગો૦ ૯

અવગુણ એના શા કહું, જો ગુણસાગર છે એહજી;
ભાલણપ્રભુને એટલું કહેજો, અમશું રાખે નેહ. ગો૦૧૦

## પદ ૪૨૨ રાગ સામેરી.

ગોપીએ કહ્યાં તેહ વચન, બલદેવે સુણિયાં રે મન;
અનેક ઓલંભા જ્યાંહિ, ગોપીના સુણિયા ત્યાંહિ.

### ઢાળ.

તાપ ગોપીનો સુણી, બલભદ્રે તે શીતલ કર્યાં;
વચન વિવેક જ્ઞાન કહીને, પોતે ત્યાં તે પ્રીછવ્યાં. ૧

પ્રીછવીને ત્યાં રહ્યા, માસ બે તે ત્યાં સહી;
ચૈત્ર ને વૈશાખ પોતે, રંગે તો રમિયા ત્યહીં. ૨

એક સમે ગોપી સહી, ગોકુલની સર્વ એહ હો;
પોતાની તો ધરા તેને, તેડી ચાલ્યા તેહ હો. ૩

કાંઠે યમુના તણે પો'તા, પોતે ક્રીડા કરે જ્યાંહાં;
વારૂણી મદિરા વરુણે, મોકલી પોતે ત્યાંહાં. ૪

ગોપી સર્વે સાથશું, પાન ત્યાં પોતે કરે;
ક્રીડા કરતાં શરીરે, પ્રસ્વેદ અતિશે ત્યાં [1]વહે. ૫

પછે ક્રીડા કરવા મન થયું, જલ વિષે બલભદ્રને;
કહ્યું ને તો આધી નાવી, તાપ પામ્યા તનને. ૬

---

૧ પ્ર-૨ વળે. ૩ ધરા-મુખ્યા, મુખ્ય ગોપી.

કહ્યું ને ત્યાં આધી નાવી, યમુના પોતે આપ હો;
હલ તો કર વિષે લીધું, પામીને ત્યાં તાપ હો. ૭

હલે કરીને પ્રભા આખો, આકર્ષ્યો પોતે ત્યાંહાં;
સ્વરૂપ ધરીને યમુના આવ્યાં, સ્તુતિ તો કરે ત્યાંહાં; ૮

સ્વામી મેં તું નવ જાણ્યો, રામ તો ઉદાર હો;
સુખે ક્રીડા કરો જલમધ્યે, સ્વામી આણે ઠાર હો. ૯

હલધરે પછે ગોપીકાશું, ક્રીડા કીધી ત્યાંહે હો;
અનેક સુખ તે પામિયાં, રમતાં તે જલમાંહે હો. ૧૦

અદ્યાપિ તે કાલિંદી, હલતણી તાણી ત્યાં જેહ;
વાંકો પ્રભા તે ત્યાં વહે છે, ભાલણજન કહે તેહ. ૧૧

## પદ ૪૨૩ રાગ ગોડી.

કહે શુકદેવ સુણો રાજા, કથાતણો પ્રસંગજી;
પાંસઠ અધ્યાય પૂરા થયા, તુજને કહું રાજન. ઋષિજી ઉચ્ચરે. ૧

બલભદ્ર ગોકુલમાંહે સહી, રહ્યા પોતે આપજી;
દ્વારકામાંહે દૂતજ આવ્યો, [1]પ્રૌઢકનો તે આજ. ઋ૦ ૨

સભા વિષે આવ્યો સહી, જ્યાં બેઠા શ્રી ભગવાનજી;
દૂતે આવી એમ કહી, હરિ પ્રત્યે તે વાણ. ઋ૦ ૩

સાંભળને તું કૃષ્ણજી, અમ સાથે કહાવ્યું એહજી;
કહોજી વાસુદેવ તો હું છું, તું કોણ છે તેહ. ઋ૦ ૪

ચિહ્ન સર્વ તો માહરાં, ધરિયાં છે ત્યાં એહજી;
જીવનની ઇચ્છા કરો, તો ત્યજો અંગથી તેહ. ઋ૦ ૫

શંખ ચક્ર ને ગદા સહી, ને પદ્મ ધર્યું છે જેહજી;
ચાર ભુજ તું ધરાવે છે, કોણ છે તું એહ. ઋ૦ ૬

(આયુધ)સર્વ અંગથી ત્યજો, થાઓ અમારા દાસજી;
નહી તો તુજને મારશું, એમ વાણી કરી પ્રકાશ. ઋ૦ ૭

ઉગ્રસેન આદે લઇને, સભા વિષે રાજનજી;
દૂતવચન સુણીને સહુ, હાસ્ય કર્યું તેણે ઠામ. ક્રૃ૦ ૮

દૂત પ્રત્યે વલતી વદે, પોતે શ્રી જગદીશજી;
મેં આયુધ જે ધર્યાં છે, તે મેં'લીશ તારે શીશ. ક્રૃ૦ ૯

વચન સુણી શ્રીકૃષ્ણનાં, વળિયો તે તો દૂતજી;
કરુષાધિપને જઇ કહ્યું, [1]ચઢી અદ્‌ભુત રીસ. ક્રૃ૦ ૧૦

રથ જોતરીને સહી, બેઠા શ્રીભગવાનજી;
શીઘ્ર કરીને આવિયા, તે કાશીપુરીને સ્થાન. ક્રૃ૦ ૧૧

પૌંઢ્રકે તે સાંભળ્યું, જે આવ્યા વૈકુંઠનાથજી;
ક્ષોહિણી બે સેના લઇ, પછે સામો આવ્યો આપ. ક્રૃ૦ ૧૨

કાશીરાજે સાહે તેની તો, સહી તેની કીધીજી;
ગજ રથ અશ્વ સેના લેઇ, ધીરજ તેને દીધી. ક્રૃ૦ ૧૩

ત્યાર પૂઠે ત્યાંહાં સહી, રથ વિષે ભગવાનજી;
અતિ આશ્ચર્ય ત્યાં જોવા લાગ્યા, ભાલણપ્રભુ શ્રીરામ. ક્રૃ૦ ૧૪

## પદ ૪૨૪ રાગ સામેરી.

જોએ વૈકુંઠનાથ, પાપી સામું આપ;
કપટ કરે છે તેહ, કહ્યું ન જાયે એહ.

### ઢાળ.

કહ્યું તો જાયે નહી ને, ગરુડ ત્યાં દીઠો સહી;
તે ઉપર ત્યાં બેઠા પાપી, ચાર ભુજ તો તે કરી. ૧

તે ઉપર બેઠા સહી, શંખ ચક્ર ગદા ધરી;
પીતાંબર ને બાજુબંધ, ને બે'રખા બાંધ્યા સહી. ૨

શરીર તેનું શ્યામ દીઠું, મુકુટ તો મસ્તક ધર્યો;
એવો દેખી પાપીને, પછે પ્રભુ પોતે ત્યાં હસ્યા. ૩

પછે સેના જે હતી, તે કૃષ્ણજીએ મારી સહી;
કોય તો દીસે નહી, બે એકલા ઉભા ત્યહીં. ૪

---

૧ પ્ર-૨ વાઢી તેનું શીશ. ૧૦ કરુષાધિપ-કરુષ દેશનો રાજા.

સૈન્ય સર્વ સંહારીને, વચન પોતે ત્યાં કહ્યું;
સાંભળ પ્રૌઢક દૂત તેં, મુજને મોકલ્યો તે ખરૂં. ૫

વચન તારૂં પાલ કે, હું શીશ છેદું છું આંહાં;
એમ કહીને ચક્ર મેલ્યું, શીશ પડિયું ભૂમિમાં. ૬

કાશીરાજા પક્ષે આવ્યો, માટે શીશ તેનું છેદિયું;
સહુ સેનાને મારીને, ભાલણપ્રભુએ ભેલિયું. ૭

## પદ ૪૨૫ રાગ સામેરી.

કાશીરાજનું શીશ, છેદ્યું શ્રી જગદીશ;
નગરદ્વાર ત્યાં એહ, પડિયો છે તો તેહ.

### ઢાળ.

પડ્યું મસ્તક તે સહી, હરિ ત્યાં આનંદિયા;
વેગે કરીને પ્રભુ પોતે, દ્વારકાંમાંહે આવિયા. ૧

પછે પુત્ર તેનો આવિયો, ને સંસ્કાર કીધો સહી;
ત્યાર પૂઠે પુત્ર તેને, વચન એવું કહ્યું ત્યહીં. ૨

૧હવે પણ પાંકે એવું, જે પિતાનો મારણહાર હો;
નગરમાંહે તો જાઉં જો, તેનું શીશ છેદું આ ઠાર હો. ૩

એવું કહીને ચાલિયો, કૈલાસ પર્વત છે જ્યાંહે હો;
મહાદેવજીને આરાધ્યા, ગોરીસહિત તે ત્યાંહે હો. ૪

મહાદેવજી પ્રસન્ન થઇને, વચન પોતે કહ્યું સહી;
મુને આરાધ્યો છે ઇચ્છા, તારા મનની પૂરૂં અહીં. ૫

જા ઇચ્છા તારા મનની છે, યજ્ઞને આરાધ્ય હો;
તે માંહેથી નિસરે તે, કરશે તારો સાથ હો. ૬

યજ્ઞને આરાધતો તે, હુતદ્રવ્ય હોમે સહી;
એક કૃત્યા તે માંહેથી, પ્રગટ વેગશું થઇ. ૭

---

૧ પ્ર-૧ હવે પનહી પાગે ધરૂં, જો પિતાનો મારણહાર હો. ૨ સંસ્કાર-અગ્નિ સંસ્કાર અથવા ઔર્ધ્વદેહિક ( મરણ પછીની ) ક્રિયા. ૩ પાંકે-ધારણ કરે. મારણહાર-મારનાર. ૭ હુતદ્રવ્ય-હોમવાની વસ્તુ.

વર્ણ જાણે અગ્નિનો, ને નેત્ર પાવક પ્રજ્વલે;
એવી દેખીને સુદક્ષણ, વિચાર મનમાંહે કરે. ૮

આજ્ઞા આપી સુદક્ષણે, જાઓ તમો દ્વારાવતી;
કહે ભાલણ કથાનો, પ્રસંગ વિચારી મતિ. ૯

પદ ૪૨૬ રાગ ગોડી.

ચાલી કૃત્યા એહ, આજ્ઞા લઇને પળે;
નગર બાળતી તેહ, મારગમાંહે ભળે. ૧

આવી દ્વારકાં માંહે, તે ગઢવંત સહી;
પુરવાસી ત્યાં લોક, આકુલા થયા ત્યહીં. ૨

કરે બુંબાપાત, નાસવા મતિ કરી;
પ્રભુ બેઠા છે જ્યાંહે, વાણી એમ વદી. ૩

સ્વામી કૃત્યા એહ, આવી છે જેહ;
બાલે છે તે નગર, તમને કહિયે તેહ. ૪

સારે પાસે તો તેહ, પ્રભુજી ત્યાં રે રમે;
નગર તણા જન જેહ, આવી ચરણે નમે. ૫

આવ્યા શરણ સહુ લોક, સ્તુતિ કરે સહી;
ઉચું તો અવલોકયું, નાથે તે ત્યહીં. ૬

કૃત્યા આવી તેહ, પ્રભુને દૃષ્ટે પડી;
દેખતાં તેનું રૂપ, કૃષ્ણને રીસ ચઢી. ૭

હવે ચક્ર ધર્યું શારંગપાણ, મારવાની મતે;
મૂકયું લઇ ભગવાન, વિમાસીને ચિત્તે. ૮

હવે નાઠી કૃત્યા તેહ, વેગે કાશી પળી;
ચક્ર બાળતું એહ, પૂઠે આવ્યું મળી. ૯

સુદક્ષણ તો રાય, ચક્રે બાળ્યો સહી;
ગુરુ દેવ તેના જેહ, તે તો બાળ્યા સહી. ૧૦

પુરી વાણારસી ગામ, સર્વે દગ્ધ થયું;
સર્વે બાળી ત્યાંહે, ચક્ર પાછું ફર્યું. ૧૧

---

૨ ગઢવંત–કિલ્લાવાળી.

આવ્યું જ્યાં દયાલ, ચક્ર તે આપ સહી;
છાસઠમે અધ્યાયે, કથા સંપૂર્ણ થઇ. ૧૨

કહે ભાલણ વિસ્તાર, કથા તણો એહ;
સડસઠમે અધ્યાય, વિસ્તારી તેહ. ૧૩

### પદ ૪૨૭ રાગ સામેરી.

શુક કહે સુણ રાય, સડસઠમે અધ્યાય;
બલભદ્રની કથાય, ચરિત્ર પૂછે રાય.

ઢાળ.

ચરિત્ર બલભદ્રનાં કહો, પરીક્ષિત પૂછે જેહ હો;
શુકદેવ કહે રાજા પ્રત્યે, વિસ્તારી મન તેહ હો. ૧

એકવારને સમે રાજા, નરકાસુરનો *મિત્ર હો;
સજ થઇને આવિયો તે, કરવાને ત્યાં યુદ્ધ હો. ૨

નગર વિષે તે પાપી આવ્યો, ગામ તે તો રાંકરે;
નગર ઉપર આવિયો ને, પર્વત મોટા ત્યાં ધરે. ૩

વળી નગર તો ભાંજે સહી, ઉત્પાત તે પાપી કરે;
પાષાણ નાખી માનુષને, આકલા તે ત્યાં કરે. ૪

વળી સમુદ્રની તટે ગામ છે, જે [1]છોલે જલનીએ કરી;
પાપી તે તો તાણીને, સમુદ્રમાંહે લાવે વળી. ૫

ફળ ફૂલ વાડી વૃક્ષ ભાંજે, યજ્ઞકુંડ વળી જેહ હો;
સ્રીને ત્યાં ગુંશામાંહે ઘાલી, પાષાણ દેતો તેહ હો. ૬

ઋષિના આશ્રમ [2]ભાંજે, જઇ ધર્મ લોપે જ્યાંહ હો;
એટલે ભાલણપ્રભુનો, ભ્રાત આવ્યો ત્યાંહ હો. ૭

### પદ ૪૨૮ રાગ સામેરી.

બલભદ્ર આવ્યા તેહ, દીઠો વાનર એહ,
એકો છે તે પાપી, લોક સહુને સંતાપી.

---

*પ્ર. ૧-૨ પુત્ર. ૧ પ્ર-૧ છલે. ૨ પ્ર-૧ આવિયા. ૧૧ વારાણસી-કાશી. ૪ ઉત્પાત-તોફાન.

## ઢાળ.

સહુને સંતાપી બેઠો, બલભદ્ર આવ્યા એટલે;
ગોપીકેરા યૂથમાંહે, રમતા આવ્યા તેટલે. ૧

બલભદ્રજીને દેખી વાનર, દંત દેખાડે જ્યાંહાં;
બલદેવને તો કોપ ચઢિયો, પાષાણે માર્યો ત્યાંહાં. ૨

બલભદ્રનાં પછે વસ્ત્ર લીધાં, વારુણીપાત્ર ભાંજિયું;
ગોપીકાનાં વસ્ત્ર લઇને, પોતે તો નાસી ગયો. ૩

વસ્ત્ર લઈ પર્વતે ચઢિયો, તે દાંતે કરીને ફાડિયાં;
મુસલ લઇ બલદેવજી, તેને મારવા ચાલિયા. ૪

ત્યારે વાનર વૃક્ષ લઇને, સામો વઢવા આવિયો;
ગદાએ તે પાપીને પછે, પોતે તત્ક્ષણ મારિયો. ૫

વજ્રે હણ્યો જ્યમ પડે પર્વત, ત્યમ તેનો દેહ પડ્યો;
દેવે તે પુષ્પવૃષ્ટિ કીધી, હર્ષ નવ જાયે કહ્યો. ૬

જય જય શબ્દ ત્યાં થયો, બલભદ્ર મન આનંદ હો;
કહે ભાલણ પુર પધાર્યા, વેગે સંકર્ષણ હો. ૭

## પદ ૪૨૯ રાગ ગોડી.

શુકદેવ કહે પરીક્ષિતને, રાજા તું અવિધારજી;
એક સમે હસ્તિનાપુર માંહે, દુર્યોધનની કુમાર. ઋષિજી ઉચ્ચરે. ૧

નામ લક્ષ્મણા તેહનું, અતિશે સુંદર રૂપજી;
સ્વયંવર તેણે રચ્યો, તેડ્યા ત્યાં બહુ ભૂપ. ઋ૦ ૨

ચોહો દેશના ત્યાં આવિયા, કહેતાં નાવે પારજી;
શાંબ પુત્ર તે કૃષ્ણજીનો, આવ્યો તેણે ઠાર. ઋ૦ ૩

તેણે કન્યા મન ધરી, આવી મન ઇચ્છા એહજી;
વેગે હરણ કરી ત્યાં પોતે, રથ બેસારી તેહ. ઋ૦ ૪

કન્યા હરી જાતાં સહી, કોપ્યો કૌરવરાયજી;
કોણ માત્ર ત્યાં એહ યાદવ, જે મારી હરે કન્યાય.

આવ્યું જ્યાં દયાલ, ચક્ર તે આપ સહી;
છાસઠમે અધ્યાયે, કથા સંપૂર્ણ થઇ. ૧૨

કહે ભાલણ વિસ્તાર, કથા તણો એહ;
સડસઠમે અધ્યાય, વિસ્તારી તેહ. ૧૩

### પદ ૪૨૭ રાગ સામેરી.

શુક કહે સુણ રાય, સડસઠમે અધ્યાય;
બલભદ્રની કથાય, ચરિત્ર પૂછે રાય.

#### ઢાળ.

ચરિત્ર બલભદ્રનાં કહો, પરીક્ષિત પૂછે જેહ હો;
શુકદેવ કહે રાજા પ્રત્યે, વિસ્તારી મન તેહ હો. ૧

એકવારને સમે રાજા, નરકાસુરનો *મિત્ર હો;
સજ થઇને આવિયો તે, કરવાને ત્યાં યુદ્ધ હો. ૨

નગર વિષે તે પાપી આવ્યો, ગામ તે તો રાંકરે;
નગર ઉપર આવિયો ને, પર્વત મોટા ત્યાં ધરે. ૩

વળી નગર તો ભાંજે સહી, ઉત્પાત તે પાપી કરે;
પાષાણ નાખી માનુષને, આકલા તે ત્યાં કરે. ૪

વળી સમુદ્રની તટે ગામ છે, જે [1]છોલે જલનીએ કરી;
પાપી તે તો તાણીને, સમુદ્રમાંહે લાવે વળી. ૫

ફળ ફૂલ વાડી વૃક્ષ ભાંજે, યજ્ઞકુંડ વળી જેહ હો;
આીને ત્યાં ગુંદામાંહે ઘાલી, પાષાણ દેતો તેહ હો. ૬

ઋષિના આશ્રમ [2]ભાંજે, જઇ ધર્મ લોપે જ્યાંહ હો;
એટલે ભાલણપ્રભુનો, ભ્રાત આવ્યો ત્યાંહ હો. ૭

### પદ ૪૨૮ રાગ સામેરી.

બલભદ્ર આવ્યા તેહ, દીઠો વાનર એહ,
બેઠો છે તે પાપી, લોક સહુને સંતાપી.

---

*પ્ર. ૧-૨ પુત્ર. ૧ પ્ર-૧ છલે. ૨ પ્ર-૧ આવિયા. ૧૧ વારાણસી-કાશી.
૪ ઉત્પાત-તોફાન.

ઢાળ.

સહુને સંતાપી બેઠો, બલભદ્ર આવ્યા એટલે;
ગોપીકેરા યૂથમાંહે, રમતા આવ્યા તેટલે. ૧

બલભદ્રજીને દેખી વાનર, દંત દેખાડે જ્યાંહાં;
બલદેવને તો કોપ ચઢિયો, પાષાણે માર્યો ત્યાંહાં. ૨

બલભદ્રનાં પછે વસ્ત્ર લીધાં, વારુણીપાત્ર ભાંજિયું;
ગોપીકાનાં વસ્ત્ર લઇને, પોતે તો નાસી ગયો. ૩

વસ્ત્ર લઈ પર્વતે ચઢિયો, તે દાંતે કરીને ફાડિયાં;
મુસલ લઇ બલદેવજી, તેને મારવા ચાલિયા. ૪

ત્યારે વાનર વૃક્ષ લઇને, સામો વઢવા આવિયો;
ગદાએ તે પાપીને પછે, પોતે તત્ક્ષણ મારિયો. ૫

વજ્રે હણ્યો જ્યમ પડે પર્વત, ત્યમ તેનો દેહ પડ્યો;
દેવે તે પુષ્પવૃષ્ટિ કીધી, હર્ષ નવ જાયે કહ્યો. ૬

જય જય શબ્દ ત્યાં થયો, બલભદ્ર મન આનંદ હો;
કહે ભાલણ પુર પધાર્યા, વેગે સંકર્ષણ હો. ૭

## પદ ૪૨૯ રાગ ગોડી.

શુકદેવ કહે પરીક્ષિતને, રાજા તું અવિધારજી;
એક સમે હસ્તિનાપુર માંહે, દુર્યોધનની કુમાર. ઋષિજી ઉચ્ચરે. ૧

નામ લક્ષ્મણા તેહનું, અતિશે સુંદર રૂપજી;
સ્વયંવર તેણે રચ્યો, તેડ્યા ત્યાં બહુ ભૂપ. ઋ૦ ૨

ચોહો દેશના ત્યાં આવિયા, કહેતાં નાવે પારજી;
શાંબ પુત્ર તે કૃષ્ણજીનો, આવ્યો તેણે ઠાર. ઋ૦ ૩

તેણે કન્યા મન ધરી, આવી મન ઇચ્છા એહજી;
વેગે હરણ કરી ત્યાં પોતે, રથ બેસારી તેહ. ઋ૦ ૪

કન્યા હરી જાતાં સહી, કોપ્યો કૌરવરાયજી;
કોણ માત્ર ત્યાં એહ યાદવ, જે મારી હરે કન્યાય. ઋ૦ ૫

ત્યારે દુર્યોધન કોપિયો, ધૃતરાષ્ટ્રનો તનજી;
ખટ મહારથી મોકલ્યા, ઝાલવાને રાજન. ઋ૦ ૬

કર્ણ શલ્ય ભૂરિશ્રવા, યત્ન કરંતા રાયજી;
દુર્યોધન ને ભીષ્મ આદે, આવ્યા તે રણમાંય. ઋ૦ ૭

[1]એ સર્વ સંધાથે એકલો, ઘણું યુદ્ધ ત્યાં કીધુંજી;
બાણ મારિયાં અતિ ઘણાં, સંગ્રામ તણું મુખ લીધું. ઋ૦ ૮

બાલક એકલો શું કરે, ઘણા મળ્યા ત્યાં યોધજી;
રથ ભાંજી ભૂકો કર્યો, વઢયો ઘણો કરી ક્રોધ. ઋ૦ ૯

રથ જેટલે ભાંજિયો, બાંધી હસ્તિનાપુર ચાલ્યાજી;
ભાલણપ્રભુ જાણે નહી, શાંબને ત્યાં ઝાલ્યા. ઋ૦૧૦

## પદ ૪૩૦ રાગ ગોડી.

કહે શુકદેવ સાંભળ રાય, તુજને હું કહું;
બાલકને ઝાલી તેહ, પાપી ચાલ્યા સહુ. ૧

સંદેહ ઋષિજી એહ, રાજા પૂછે સહી;
કયમ જાણ્યું ભગવાન, કોણે કહ્યું જઇ. ૨

કહે ઋષિ સાંભળ રાય, નારદ ચાલ્યા તેહ;
દ્વારાવતીએ જાયે, કહેવાને એહ. ૩

શું બેઠા ભગવાન, તમો નિશ્ચિંત થઇ;
બાંધ્યો શાંબ કુમાર, નાગપાશે સહી. ૪

દુર્યોધન તો રાય, તેની પુત્રી જેહ;
હરી લાવતોતો બાલ, દ્વારકા માંહે તેહ. ૫

શું બેઠા ઉઠો નાથ, નારદે વચન કહ્યું;
ત્યારે ઉઠ્યા શ્રીભગવાન, દુઃખ ન જાયે સહ્યું. ૬

હવે ઘણી સેના ત્યાં તેહ, હલધર સાથે સહી;
આવ્યા તે ક્ષણમાંહે, વાર ન લાગી ત્યહીં. ૭

---

૧ પ્ર. ૧ એ સર્વસંઘાતે એકલો,

ત્યારે કોપિયા ત્યાં ભગવાન, કહે પ્રાણ લેઉં સહી
જાવા દ્યો મુજને રાય, વેગે કહું છું અહીં.

બલભદ્ર કહે ભગવાન, તારૂં કામ નહી;
જાવા દ્યો મુજને એહ, શાંખ લાવું અહીં.

બલભદ્ર ઉદ્ધવ એહ, આવ્યા તે સહી;
હસ્તિનાપુરની પાસ, વાડીએ રહ્યા સહી.

ઉદ્ધવને કહે બલદેવ, જાઓ વેગે તમો;
કહિયે મૂકો બાલ, કહેવા આવ્યા અમો.

ઉદ્ધવ આવ્યા ત્યાંય, રાજા બેઠા જ્યાંહાં;
ધૃતરાષ્ટ્ર ત્યાં રાયે, પૂજા કીધી ત્યાંહાં.

કૈરવ સઘળા જેહ, ઉઠી ઉભા થયા;
વેગે ચાલી તેહ, બલભદ્ર કને ગયા.

મળ્યા પછી બલદેવ, વાણી એમ વદે;
ઉગ્રસેન ત્યાં રાય, દુઃખ પામે છે હૃદે.

સર્વે મળીને બાલ, એકલો બાંધ્યો આંહાં;
મોટા અન્યા એહ, તમો કીધો ત્યાંહાં.

એવું સુણીને વચન, કૈરવ કોપ્યા જેહ;
કહે ભાલણ વિસ્તાર, કથાનો તેહ.

## પદ ૪૩૧ રાગ સામેરી.

કોપ્યા કૈરવ એહ, વચન કહે છે તેહ;
સાંભળ બલભદ્ર રાય, તુજને કહું અમો આંહ.

### ઢાળ.

એમ કહિયે છે અમો, જે કોણ માત્ર તમો સહી;
અમને એવો કોણ છે જે, શીખામણ તો દ્યે સઈ
અમ પ્રત્યે [1]દેવે ન ચાલે, દાનવ ને વળી યક્ષ હો
કોણ માત્ર ત્યાં ઉગ્રસેન જે, કહે એવું મુખ હો.

---

૧ પ્ર-૧ દૈવે.

એવા અમારા સેવક છે, ચરણત્રાણ ઝાલે અહીં;
તે શીખામણ શું દીએ, તમો જઈને કહેજો સહી. ૩

એવું કહેતાં રામને, ક્રોધ ચઢિયો મન હો;
અલ્યા દ્વારકાંવાસીને બીજા, ક્યાં આવે સમતોલ હો. ૪

ચૌદ લોકનો રાય તે તો, દ્વારકાં માંહે જેહ;
પારિજાતક પુષ્પ સરખો, વૃક્ષ અમારે એહ. ૫

અરે કૌરવ પાપીઓ, કલહો સદાએ તમો કરો;
પણ વિચારીને બોલ્યા નહી, તો કાલ ત્યાં ખૂટયો ખરો. ૬

એવા ઉન્મત તમો થયા જે, અમને તો જાણો નહી;
ચિતવિષે એવું ચિંતવીને, હાથ હલ લીધું ત્યહીં. ૭

હલ લઇ પૃથ્વી વિષે, પોતે ઉઠી ધાતિયું;
હસ્તિનાપુર આખે જ જાણ્યું, ગંગા માંહે નાખિયું. ૮

કોલાહલ ત્યારે થયો, આક્રંદ સહુ કૌરવ કરે;
ભાલણપ્રભુના ભ્રાત કેરે, શરણ સહુએ સાંચરે. ૯

### પદ ૪૩૨ રાગ સામેરી.

શરણ આવ્યા તેહ, સ્તુતિ કરે છે એહ;
રાખો બલદેવ તાત, એમ કાં કરો ઉત્પાત.

ઢાળ.

ઉત્પાત સ્વામી કાં કરો, અમો તો તારા સહી;
આ વાર રાખો જીવતા, કૌરવે એમ વાણી કહી. ૧

સ્તુતિ કરીને શાંબ આપ્યો, લક્ષ્મણા સોંપી સહી;
પછે ક્રોધ તે ઉતારીને, હલ પાછું લીધું ત્યહીં. ૨

હસ્તિનાપુર અદ્યાપિ, વાંકું છે તે માટ હો;
પછે પહેરામણી કરે, બલભદ્રને તે આપ હો. ૩

બાર સહસ્ત્ર હસ્તી આપ્યા, સુવર્ણપૂરિત હો;
દશ સહસ્ત્ર અશ્વ શણગારી, આગલ કર્યા ભયભીત હો. ૪

૩ ચરણત્રાણ ( ચરણ-પગ, ત્રાણ-સં. ત્રાતા-રક્ષક. ) પગનું રક્ષક-જોડા. ૮ ધાતિયું-ઘાલિયું. પદ ૪૩૨-૩ અદ્યાપિ-આજ઼પણ. ૪ સુવર્ણપૂરિત-સોનેથી ભરેલા (શણગારેલા).

ખટ સહસ્ર ત્યાં રથ આપિયા, એક સહસ્ર દાસી ખરી;
ધેનુ ને વળી [1]દામ આપ્યા, પહેરામણી કીધી ઘણી. ૫

બલદેવજી ઘણું હરખિયા, સુખ તે પામ્યા ત્યાંહાં;
શાંબને લક્ષ્મણા લેઇ, દ્વારકાં આવ્યા જ્યાંહાં. ૬

ઉગ્રસેનને આવી કહ્યું, હર્ષ સહુને મન થયો;
ભાલણપ્રભુ રઘુનાથજીનો, પ્રતાપ નવ જાયે કહ્યો. ૭

## પદ ૪૩૩ રાગ ગોડી.

કહે શુકદેવ સાંભળ રાજા, અધ્યાય અડસઠમે એહજી;
અગણોતરમે અધ્યાયે કથા, શ્રીકૃષ્ણતણી કહું તેહ. ઋષિજી ઉચરે૦ ૧

પુત્ર તો બ્રહ્માતણો, નારદ તેનું નામજી;
કૌતુક શ્રીકૃષ્ણનાં જોવાને, ( આવ્યો ) દ્વારકાં ગામ. ઋ૦ ૨

એવું જાણી આવિયા, નરકાસુરની કન્યા જ્યાંહેજી;
સઘલીને લાવીને પરણ્યા, પોતે દ્વારકાં માંહે. ઋ૦ ૩

નરકાસુરને મારિયો, મૂકાવ્યા રાજાનજી;
સઘલી વિષે કયમ રમે છે, પોતે શ્રી ભગવાન. ઋ૦ ૪

કૌતુક મનમાંહે વસ્યું, નારદને ઇચ્છા એહજી;
સોલ સહસ્રશું એક સો આઠને, હરિ એકલા તેહ. ઋ૦ ૫

નારદ આવી ત્યાં જોએ, ને રચનાનો નહી પારજી;
ગૃહ ગૃહ વિષે સહી, [2]નાટક રમ્ય અપાર. ઋ૦ ૬

શેવંત્રીમાંહે શોભતાં, કલ્પવૃક્ષનાં દ્રુમજી;
કેળતણી વાડી ઘણી, [3]ને જાંબુ ફુલ્યાં ત્યમ. ઋ૦ ૭

[4]ફણસ છોડ અખોડ સહી, નમજાં ને નિશાનજી;
ખીજેરી દાઢેમ ઘણાં, ખજુર ને છોહારી. ઋ૦ ૮

---

૧ પ્ર. ૨ દાસ. ૨ પ્ર. ૨ વાત કરે અપાર. ૩ પ્ર–૨ ને ત્તસુસકેરાં ફુલ. ૪ પ્ર–૨ ફાલસાં. ૮ નમજાં–કરમદાં (?) નિશાન–એક જાતનો મેવો. છોહારી–નાળીએરી (?)

વાપી કૂપ સરોવર સહી, ઠામ ઠામ ત્યાં તેહજી;
ખંડોખલી રમવાને સહી, જલક્રીડા ત્યાં એહ. ઋ૦ ૯

કોયલ બોલે ત્યાં સહી, હંસ તણા ત્યાં સાદજી;
મોર કરે ટહુકડા, બપૈયો વિરહે વિખ્યાત. ઋ૦ ૧૦

સાત ભોમ્યનાં માળિયાં, ગૃહ ગૃહ વિષે ત્યાં તેહજી;
રત્ન માણેક હીરે જડયાં, શોભા શી કહું તેહ. ઋ૦ ૧૧

એક એક સ્ત્રી પ્રત્યે, એવાં ગેહ અપારજી;
શોભા તેની શી કહું, જ્યાં રમે દેવમુરાર. ઋ૦ ૧૨

નારદજી વિસ્મય થયા, રચના જોઇ [1]આપજી;
રુક્મિણી ભુવને પહેલે, આવ્યા તેણે ઠાર. ઋ૦ ૧૩

આવંતા નારદજી દીઠા, સ્વામી અંતર્યામીજી;
પ્રભુજીએ વિમાસિયું, એનાં મનની ભ્રાંત. ઋ૦ ૧૪

એવું જાણીને હરિએ, નારદને ત્યાં તેહજી;
વ્યોહ મોહ પમાડિયા, બાલણપ્રભુએ એહ. ઋ૦ ૧૫

## પદ ૪૩૪ રાગ ગોડી.

પ્રથમ ભુવન ત્યાં રુક્મિણીને, આવ્યા નારદ સુન્યજી;
પ્રભુજીએ આવતા દેખીને, આપ્યું શુભ આસન. આવો સુન્યજી. ૧

અર્ઘપાદ્ય પૂજા કીધી, ચર્ચ્યા નારદ [2]દેવજી;
પ્રભુ પૂછે કયમ પધાર્યા, [3]કીધી ઋષિની સેવ. આ૦ ૨

એવું જ્યારે પૂછિયું, સ્વામી અંતર્યામીજી;
નારદજી ત્યાં બોલિયા, [4]સુણો કૃષ્ણજી કામી. આ૦ ૩

જગત સર્વના મિત્ર છો, વળી તાત કહેવાઓજી;
તારી સ્તુતિ હું શી કહું, જો મુખ રસના એક. આ૦ ૪

---

૧ પ્ર-૨ અપારજી. ૨ પ્ર. ૨ સુન્યજી. ૩ પ્ર-૨ ( કર્યું ) પવિત્ર અમભુવન. ૪ પ્ર-૧ કહો કૃષ્ણજી કહાન. ૯ ખંડોખલી-કુંડ. ૧૧ સાત ભોમ્યના-સાત માળનાં. ૧૫ વ્યોહ-( સં-વ્યૂહ ) રચના, માનસીક કલ્પના.

વચન સુણીને ઋષિતણાં, આનંધા જગદીશજી;
વળી નારદ ત્યાં એમ કહે, સાંભળિયે ત્યાં ઈશ. આ૦ ૫

તારાં ચરણ ચિંતવતો, હું ત્રણ લોકમાંહેજી;
સઘલે તો હું અટણ કરૂં છું, સાંભળ સ્વામી આંહે. આ૦ ૬

એવી સ્તુતિ જ્યારે કરી, નારદ ઋષિએ એહજી;
ભાલણપ્રભુ રઘુનાથજી, પ્રસન્ન થયા ત્યાં તેહ. આ૦ ૭

## પદ ૪૩૫ રાગ ગોડી.

પછે થયા પ્રસન્ન ત્યાં મુનિ, દેખી લીલા ઘણી;
રુક્મિણી તલાંસે ચરણ, કૃષ્ણજી પોતે ધણી. ૧

હવે [1]રુક્મિણીના જે અવાસ, તેની લીલા જેહ;
જોઈને ચાલ્યા મુન્ય, બીજે મંદિર એહ. ૨

એક ગૃહને વિષે ભગવાન, બેઠા છે સહી;
મે'લ્યાં સોગઠાં પાટ, પોતે રમે ત્યહીં. ૩

ત્રીજા મંદિરમાંહે, નારદ ધસી ગયા;
રમે છે ભગવાન, દેખી આશ્ચર્ય થયા. ૪

ત્યાં ઉભા થયા જગદીશ, માન્યા મુન્ય સહી;
કયમ આવ્યા છો તાત, હરિએ વાણી કહી. ૫

એક મંદિર ભગવાન, બાલ લડાવે જ્યાંહાં;
દેખી નારદ મુન્ય, આશ્ચર્ય પામ્યા ત્યાંહાં. ૬

એક મંદિર ભગવાન, [2]પ્રભુ લુબ્ધ સહી;
રમે છે સ્ત્રી સાથ, લીલા ન જાયે કહી. ૭

એક મંદિર તો માંહે, વિપ્ર ભોજન કરે;
એક સંધ્યાવંદન ત્યાં, એક ગૂડી રમે. ૮

કયહીંએક રથયૂથમાંહે નાથ, કયહીંએક ગજે ચઢયા;
કયહીંએક અશ્વ આરૂઢ, બેઠા છે ખરા. ૯

---

૧ પ્ર-૨ હવે રુકિમણી ઢોળે વાય. ૨ પ્ર-૨ સઘલે ગો સહી. ૬ અટણ-ફરવું તે. પદ ૪૩૫-૮ સંધ્યાવંદન-સાંજે ધ્યાન કરવું તે. ગૂડી-ઢીંગલી.

કો ગૃહ વિષે તો ઠામ, શીતલ છે સહી;
શેજ્યા ઢાળી તેહ, કૃષ્ણજી પોઢ્યા ત્યહીં. ૧૦

કો ગૃહ વિષે ભગવાન, સ્ત્રીઓ મળી ઘણી;
રમે છે ભગવાન, લીલા ન જાયે ગણી. ૧૧

કો ગૃહ વિષે ભગવાન, ધેનુ મગાવે જેહ;
સર્વ સામગ્રી સાથ, વિપ્રને આપે તેહ. ૧૨

દ્રવ્ય શણગાર જ સાથ, આણ્યાં વસ્ત્ર ઘણાં;
આપે છે જગદીશ, પોતે પ્રેમે ખરાં. ૧૩

ક્યહીંએક પંડિત તેડાવી, પોતે બેઠા છે સહી;
તે વાંચે છે ત્યાં મુન્ય, સ્ત્રીઓ સાથે ખરી. ૧૪

ક્યહીંએક છંદ કવિત, તાલના ભેદ જેહ;
નાચે છે કરી નાદ, હરજી સુણે તેહ. ૧૫

કોએક ભુવન ભગવાન, ધેનુની સેવા કરે;
કોએક ભુવન મહારાજ, [1]બાલને હૈયે ધરે. ૧૬

ક્યહીંએ ગુરુની સેવ, હરજી પ્રેમે કરે;
[2]કોયકશું વઢે રાઢ, હરજી રોષ ધરે. ૧૭

ક્યહીંએક અધિકારનું કામ, હરજી કરે સહી;
ક્યહીંએક પોતે પ્રહાર, કોને કરે ત્યહીં. ૧૮

ક્યહીંએક તો પંચયજ્ઞ, પોતે હાથ કરે;
અગ્નિહોત્રનાં કર્મ, હરજી [3]પોતે ભણે. ૧૯

કોએક સ્ત્રીને ઘેર, [4]વહુને આણું કરે;
કોએક સ્ત્રીને ઘેર, [5]પુત્રીને મોકલે. ૨૦

કોએક ગૃહથી નાથ, રથ બેસીને સહી;
કરી આવે મૃગયાય, પોતે ત્યાં રહી. ૨૧

---

૧ પ્ર–૨ બાલશું લીલા ધરે. ૨ પ્ર–૧ કોએકશું વઢવાઢ, હરજી તેહ ધરે.
૩ પ્ર–૨ સુણે. ૪ પ્ર–૨ હરજી. ૫ પ્ર–૨ પુત્રને. ૨૧ મૃગયાય–શિકાર.

કો મંદિર ભગવાન, વિવાહે કાર્ય સહી;
શ્રીફળ આપે નાથ, વિપ્રને દક્ષિણા ત્યહીં. ૨૨

એવી અનેક લીલા ત્યાંહિ, નારદ [1]જોતા સહી;
હસતા હસતા મુન્ય, પાછા આવ્યા ત્યહીં. ૨૩

રુક્મિણીને ભુવન, ફરીને આવ્યા એહ;
ચરિત્ર ઘણાં જગદીશ, [2]વળી નિરખ્યાં તેહ. ૨૪

નારદ જોતાં મુન્ય, આશ્ચર્ય પામ્યા હૃદે;
લીલા તારી ભગવાન, એવી વાણી વદે. ૨૫

ઘણી સ્તુતિ ત્યાં મુન્ય, પોતે કીધી સહી;
તારા ગુણનો પાર, અજ શિવ પામે નહી. ૨૬

હવે જે કો લીલા એહ, સાંભળશે સહી;
સંસારતણું સર્વ સુખ, પામે તે તો સહી. ૨૭

હવે કહે છે ભાલણ જન, ભેદ કથાનો [3]સહી;
એ લીલા જે ગાય, સુખ પામે [4]ત્યહીં. ૨૮

## પદ ૪૩૬ રાગ સામેરી.

શુકદેવ કહે સુણ રાય, કહું છું એહ કથાય;
અગણોત્તરમે અધ્યાયે જેહ, પૂરણ કથા તો તેહ. ૧

### ઢાળ.

પૂર્ણ કથા તો એ કહી, નારદનો પ્રસંગ હો;
સિત્તરમે અધ્યાયે તુજને, કથા કહું સુણ રંગ હો. ૨

પ્રાતઃકાલ વિષે પંખી, બોલિયાં વેગે જ્યાંહાં;
કૃષ્ણજી તે ઉઠિયા, આલસ મોડીને ત્યાંહાં. ૩

શબ્દ પંખીના સુણી, સુંદરી બહુ દુખ પામિયાં;
શાપ દેવા તેહ લાગી, અધ્વચ તમો જગાવિયાં. ૪

પ્રભુ ભોગસમે હુતા, પાપી શું બોલ્યાં તમો;
અધવચ ઉઠી નાથ ચાલ્યા, દુઃખ તો પામ્યાં અમો. ૫

---

૧ પ્ર-૧ જોવા. ૨ પ્ર-૨ નીરખી મન મુદા. ૩ પ્ર-૨ એહ. ૪ પ્ર-૨ તેહ.
૨ રંગ-સ્નેહ, રસ. મઝા.

દંતધાવન ત્યાં કર્યું, વળી સ્નાન નિત્ય પોતે કરે;
હોમ દીધા અગ્નિહોત્રના, એવા ધર્મ તે આચરે. ૬

વિપ્ર વિધિશું તેડિયા ને, દાન ત્યાં આપે સહી;
ધેનુ બહુ વિધિગત્ય આપે, સંખ્યા નવ જાયે કહી. ૭

ધેનુ આપી અતિ ઘણી, વાડકો ઘીએ ભરી;
મુખ મધ્યે જોઇને, વિપ્રને આપે સહી. ૮

આરશી તે કર ધરીને, મુખ નિહાળે આપણું;
વેદ કેરા ધર્મનું તે, કરે પોતે થાપણું. ૯

વળી દાન વિધિગત વિપ્રને, પોતે ત્યાં આપે સહી;
ભાલણપ્રભુ રઘુનાથજી, ધર્મપાલક તો ત્યહીં. ૧૦

## પદ ૪૩૭ રાગ સામેરી.

ધર્મપાલક હરિ એહ, આવ્યા મંદિર તેહ;
આરોગ્યા ભગવાન, નાનાવિધનાં અન્ન.

### ઢાળ.

અન્ન નાનાવિધ તણાં, પોતે હરિ આરોગિયા;
મુખવાસ ને ત્યાં એલચી, [૧]તે ઉઠીને મુખમાં ધર્યાં. ૧

વસ્ત્ર આભરણ પહેરિયાં, નાનાવિધ શણગાર હો;
રથે બેસીને ચાલિયા, તે પૂંઠે જન અપાર હો. ૨

સભામાંહે પ્રભુ આવ્યા, ઉંચે આસન બેઠા જઇ;
નાટક ગાયે ભાટ આવી, સ્તુતિ બોલે ત્યાં સહી. ૩

એકવારને સમે રાજા, જરાસંધ જ જેહ હો;
તેણે રાજા કેટલા, કારાગૃહ રાખ્યા તેહ હો. ૪

તેણે સહુએ મળીને, વિચાર તો એવો કર્યો;
આપણને ત્યાં મૂકાવે, એવો પુરુષ કોય અવતર્યો. ૫

તેણે સર્વે એમ કહ્યું, એક કૃષ્ણ નામ ઉદાર હો;
તેને કહેવા મોકલ્યો જે, મૂકાવે [૨]આણે ઠાર હો. ૬

તેણે સર્વે એમ કહ્યું જે, એ વિના બીજો નથી;
એક દૂત છાનો મોકલ્યો, જે ત્યાં જઇ કહે વિનતિ. ૭
વીશ સહસ્ર ને આઠસે, સહુ વિચારીને મોકલ્યો;
દૂત વેગે ત્યાં થકી તે, દ્વારકાં માંહે પલ્યો. ૮
આવીને પ્રણામ કીધો, દૂતે તો વેગે ત્યાંહાં;
કહે ભાલણ કથાનો પ્રસંગ, જે તો કહું આંહાં. ૯

## પદ ૪૩૮ રાગ સામેરી.

દૂત આવ્યો એહ, સ્તુતિ કરી કહ્યું તેહ;
પીડે છે એ પાપી, તમો શીર નાખો કાપી.

### ઢાળ.

શીશ કાપી તમો નાખો, અમને ત્યાં ઉગારિયે;
એ કથા રહી એટલેથી, એવે નારદ આવિયા. ૧
વચન દૂતનાં સુણે જેવે, નારદજી આવ્યા ત્યાંહાં;
અર્ઘ્યપાદ્ય પૂજા કરી, કહો ક્યાં થકા આવ્યા આંહાં. ૨
નારદ વળતા બોલિયા, સાંભળો વૈકુંઠનાથ હો;
રાજસૂય યજ્ઞ ધર્મે, આરંભ્યો છે આંહ હો. ૩
પુચ્છે છે તમને ઘણું, યુધિષ્ઠિર મહારાજ હો;
પાંચે ભ્રાત કહે છે, હરિ આવે સરશે કાજ હો. ૪
ત્યારે કૃષ્ણે કહ્યું ઉદ્ધવ પ્રત્યે, કાર્ય એ તો ઉપન્યા;
દૂત મોકલ્યો રાજાએ, દુઃખ તો ઘણાં પડ્યાં. ૫
પાંડવે રાજસૂય માંડ્યો, ત્યાં તેડ્યા છું સહી;
ઉતાવળું તો કહો ઉદ્ધવ, વિચારવું ઘટે અહીં. ૬
તમો અમારે વૃદ્ધ છો, તેણે બુદ્ધિ આપો અમને;
ભાલણપ્રભુ રઘુનાથ કહે છે, અમો પૂછું તમને. ૭

## પદ ૪૩૯ રાગ ગોડી.

ઇકોતરમે અધ્યાય, ઉદ્ધવ બોલ્યા વાણીજી;
સર્વ યાદવનું વચન, લઇને મુખથી કહે. સુણો ભગવાનજી૦ ૧

૨ પ્ર-૧ કહીને. પદ ૪૩૮-૩ રાજસૂય-ચક્રવર્તી રાજાએ યજ્ઞ કરવો તે.

યજ્ઞ પાંડવ તણો, તમારે ત્યાં જાવુંજી;
પાંડવ પોતાના જાણીને, તેની વા'રે ધાવું. સુ૦ ૨

ત્યાં ગયે કાર્ય તો થાશે, જરાસંધનું એહજી;
ભીમસેન તો [1]આવશે, રાજા મૂકાશે તેહ. સુ૦ ૩

[2]એ કારણ [3]માટે સહી, પધારો ભગવાનજી;
વેષ વિપ્રનો ધરીને, મારો તેને ઠામ. સુ૦ ૪

તારી તો દૃષ્ટે કરી, ભીમસેન તો હણશેજી;
રાજા તે તો છૂટશે, ને કારજ તેનાં સરશે. સુ૦ ૫

વચન એવાં ઉદ્ધવજીનાં, સાંભળી જગદીશજી;
એવે ઇંદ્રપ્રસ્થથી આવ્યો, તેડવાને ત્યાં ઇશ. સુ૦ ૬

આજ્ઞા માગે સહુ કને, ઉગ્રસેન વસુદેવજી;
ઇંદ્રપ્રસ્થ જાવાનું તો, મન કીધું ત્યારે ખેવ. સુ૦ ૭

ઘણું સૈન્ય સ્ત્રીઓ ઘણી, રથ બેઠા ભગવાનજી;
હય ગજ રથનો પાર ન જાણું, સાંભળને રાજાન. સુ૦ ૮

દૂત રાજાએ મોકલ્યો, તેને આજ્ઞા દીધીજી;
થોડા દિવસ મધ્યે જાણજો, જે ચિંતા તમારી કીધી. સુ૦ ૯

ઇમ કહીને ચાલિયા, ઇંદ્રપ્રસ્થ તે આવ્યાજી;
રાજા ધર્મ સામા ગયા, મનમાંહે અતિ ભાવ્યા. સુ૦ ૧૦

કુંતા અને ત્યાં દ્રૌપદી, અને પાંચે ભ્રાતજી;
સ્ત્રીઓ સહુને ભેટિયાં, શી કહું સુખની વાત. સુ૦ ૧૧

નગર વિષે તો આવિયા, ચોવટે ચોવટે નારજી;
પ્રભુજીને નિરખી વધાવે, ઉલટ અંગ અપાર. સુ૦ ૧૨

રાજદ્વાર માંહે સહી, પધાર્યા ભગવાનજી;
સર્વ સ્ત્રી વધાવીને, નારી કરે ત્યાં ગાન. સુ૦ ૧૩

ચંદ્રમા તારા વિષે શોભે, ત્યાં તે વળી [4]જયમજી;
સકલ સુંદરી માંહે કૃષ્ણજી, શોભે છે તે ત્યમ. સુ૦ ૧૪

---

૧ પ્ર–૨ મારશે. ૨ પ્ર ૨ ભીમસેન જે વારે આવશે, તે વારે નહી ઉગારે. પૂર્વે જરાસંધને વર છે, તુજને કો નહી મારેજી. ૩ પ્ર. ૧ મોટ. ૪ પ્ર. ૨ ૧૨ ચોવટ–ચકલો, બજાર, મેદાન.

ત્યાંહાં દ્રૌપદીએ સહી, પૂજા પ્રભુની કીધીજી;
ઉલટભર તે ત્યાં સહી, સાથે રમવા લીધી. સુ૦ ૧૫

વસ્ત્ર ને આભરણે કરી, પટરાણી કહેવાયજી;
રુક્મિણીને આદે દેઇ, દ્રૌપદી સંતોષે છે ત્યાંય. સુ૦ ૧૬

પાંડવને તો મય દાનવે, સભા રચીને આપીજી;
ત્યાં જઇને પ્રભુજી બેઠા, જ્યાં કંચનમય ભોમ થાપી. સુ૦ ૧૭

રાજા પરીક્ષિત પૂછે છે, શુકજી કહો મુને એહજી;
મય દાનવ તે કોણ પ્રગટયો, સભા રચી ત્યાં તેહ. સુ૦ ૧૮

પાંડવે વનમાંહે થકી, બળતો તે ઉગાર્યોજી;
તે માટે ત્યાં કર જોડીને, રાજા કને તે આવ્યો. સુ૦ ૧૯

વળી પરીક્ષિત એમ પૂછે છે, કહો મુને એહજી;
શા માટે ખાંડવ વન બાળ્યું, સંદેહ મોટો તેહ. સુ૦ ૨૦

વળી શુકદેવ પરીક્ષિતને, કહે સાંભળ રાજનજી;
મરુત રાજાએ યજ્ઞ કીધો, ઘણું ઘૃત હોમ્યું તે માંહે. સુ૦ ૨૧

પરનાલે માયે નહી, પ્રભા ચાલ્યો પૂરજી;
અજીર્ણ થયું તે માટે ખાંડવ વન, બાળી કીધું તે ચૂર. સુ૦ ૨૨
કૃષ્ણ અર્જુન ત્યાં રહી, અજીર્ણ અગ્નિનું ટાળ્યુંજી;
મય દાનવ તે બળતો રાખ્યો, સભા કાર્ય તે પાળ્યું. સુ૦ ૨૩
તે સભા વિષે બેસે સહી, જે હોયે રાજનજી;
દ્વારાવતી સરખું નિપન્યું, થયાં પૂરણ કામ. સુ૦ ૨૪
તે સભા માંહે સહી બેઠા, તેણે સમે જગદીશજી;
ઘણા દિવસ ક્રીડા કરી, લક્ષ્મી સાથે ઇશ. સુ૦ ૨૫
યજ્ઞ ધર્મને કરાવશે, છોડાવશે રાજાનજી;
ભાલણપ્રભુ રઘુનાથજી, તે સુખતણું નિધાન. સુ૦ ૨૬

## પદ ૪૪૦ રાગ ગોડી.

કહે શુકદેવ સાંભળ રાય, હું તુજને કહું;
બો'તેરમે અધ્યાય, જે પ્રસંગ લહું. ૧

૨૨ પરનાલ ( સં. પ્રણાલિકા )-ઘી હોમવાનું યંત્ર. પ્રભા-પ્રવાહ.

ઇંદ્રપ્રસ્થ તો માંહે, બેઠા કૃષ્ણ સહી;
યાદવ સહુએ સાથ, વળી બેઠા ત્યહીં.
યુધિષ્ઠિર તો રાય, સામા બેઠા જ્યાંહાં; ૨
અનેક બીજે સાથ, સામો બેઠો ત્યાંહાં.
ધર્મ પુત્ર તો જેહ, કર સંપુટ કરી; ૩
કૃષ્ણને કરે પ્રણામ, મન ઇચ્છા ધરી.
રાજસૂય તો યજ્ઞ, કરવા મન ઘણું; ૪
આશા પૂરો નાથ, હું તમને કહું.
વળી કહે છે રાય, સ્વામી સુણો તમો; ૫
ઇચ્છા મનમાં જેહ, તે તો પૂરો તમો.
તારાં ચરણ મુકુંદ, જે તો જાણે નહી; ૬
તે પચે રૌરવ નરક, [1]નિશ્ચે કહું છું અહીં.
કહે છે શ્રી ભગવાન, [2]ભલે વિચાર ધર્યો; ૭
રાજસૂય તો રે યજ્ઞ, કોણે [3]નવ કર્યો.
પિત્રી દેવ કહેવાય, સંતોષાય સહી; ૮
[4]વિપ્ર અને ગુરુ દેવ, [5]સંતોષાયે સહી.
પણ મોટો છે એક, ભેદ રાજા તુને કહું; ૯
દેશ દેશના રાય, જીતવા પડશે સહુ.
ત્યારે બોલ્યા રાજા ધર્મ, તમથી થાશે તેહ; ૧૦
તારી કૃપાએ નાથ, અમો કરશું એહ.
ત્યાર પૂઠે ચારે ભ્રાત, ચાર દેશે ગયા; ૧૧
[6]આણી મન આનંદ, હરખ ન જાયે કહ્યા.
પ્રભુજી ... ામે નવનિધં, મન સાથે સદા; ૧૨
રાજદ્વાર આનંદ હર્ષ ન માય, કહું છું તેહ તદા.
સર્વ સ્ત્રી વધાવી. ભ્રાત, તે મોકલ્યા સહી; ૧૩
ચંદ્રમા તારા વિષે નાય, [8]પ્રભુએ આંહાં વાણી કહી.
સકલ સુંદરી માંહે ૧૪

૩નહી. ૨ પ્ર-૨ ભલો. ૩ પ્ર-૨ નથી આદર્યો. ૪ પ્ર-૧
૧ પ્ર-૨ મારશે. ૨ પ્ર હરખ ભરાય ત્યહીં. ૬ પ્ર-૧ આણ તારાં ચરણ,
પૂર્વે જરાસંધને વર છે, તુજને કો કડી પ્ર-૨ માં નથી, ૮ પ્ર-૨ ભાલણ કહે ત્યહીં.
૧૨ ચોવટ-ચકલો, બજાર, મેદાન.

## પદ ૪૪૨ રાગ સામેરી.

કહે છે શ્રી ભવવાન, સાંભળ તું રાજાન;
જરાસંધ તો રાય, કોણે નવ જીતાય.

ઢાલ.

જીત્યો તો જાયે નહી, જે મહા બલિયો છે સહી;
જરા રાક્ષસીએ જોડિયો, તે માટે કોણે માર્યો જાયે નહી. ૧

ત્યારે યુધિષ્ઠિર ત્યાં દુખ પામ્યા, મન સાથે અતિ ઘણું;
ત્યારે કૃષ્ણે કહ્યું દુઃખ કાં કરો, એ કાર્ય હું તારૂં કરૂં. ૨

ત્યાર પૂઠે કૃષ્ણજી, અર્જુન ને ત્યાં ભીમ હો;
આજ્ઞા માગી નિસર્યા, તે કાર્ય કરવા વીર હો. ૩

વેષ બ્રાહ્મણના ધરી, આયુધ પોતે પરહરી;
જરાસંધને મંદિર આવ્યા, બુદ્ધિ ત્યાં હરિએ કરી. ૪

કૃષ્ણ કહે સુણ ભીમ તું, એક ભેદ મોટો છે સહી;
આપણ જેટલે દ્વાર જાશું, વાજીંત્ર તો વાજશે ત્યહીં. ૫

એને તો વરદાન છે જે, શત્રુ આવે જેટલે;
અણવજાડ્યાં વાજાં વાજે, કહું સાંભળ તેટલે. ૬

ત્યારે ભીમ અર્જુન એમ કહે, તો શું કરીશે નાથ હો;
હવે બુદ્ધિ કાંઇ કહો, ભાલણપ્રભુ રઘુનાથ હો. ૭

## પદ ૪૪૨ રાગ સામેરી.

હરજી કહે છે વચન, સાંભળને રાજન;
એ ગઢ જે કહેવાય, પાડુ મારો જઇ ત્યાંય.

ઢાળ

[1]પાડુ મારો જઇએ પુરમાં, હરિએ એમ વાણી કહી;
ભીમસેને ક્રોધ કરીને, પાડું ત્યાં મારી સહી. ૧

દ્વાર ત્યાં મોટું થયું, ત્રણ જણ માંહે પરવર્યા;
આવીને તે જરાસંધને, બારણે તો ઉતર્યા. ૨

૧ પ્ર–ર પાડુ જઇ તેહ મારો. જઇ પુરમાં હરિએ એમ વાણી કહી.

પછે અતિથિવેલા જરાસંધને, બ્રાહ્મણે વિદ્યા ભણે;
પૂજા શંકરની ત્યજીને, આવિયો તે ત્યાં સરે. ૩

બ્રાહ્મણ ત્રણ જ ત્યાંહાં દીઠા, જરાસંધ બોલ્યો સહી;
સ્વામી મુને કૃતાર્થ કીધો, દયા કયમ આણી અહીં. ૪

ત્યારે હરજી બોલિયા, સાંભળ જરાસંધ વાત હો;
જેવો હતો હરિશ્ચંદ્ર રાજા, તેવો[2] તારો મહિમાય હો. ૫

રંતિદેવ [3]શિબી રાજા, બલિ રાજા આગે હવા;
એવા રાજા ઘણા ધર્મિષ્ઠ, [4]મહિમા હરજીએ કહ્યા. ૬

તેવો તું જાણીને, યાચવા આવ્યા સહી;
ત્યારે જરાસંધે જાણિયું, જે વિપ્ર તો હોયે નહી. ૭

ક્ષત્રિનાં સરખાં ચિહ્ન એનાં, દીસે છે ત્યાં એહ હો;
તોહે જે માગે તે આપું, નવ કહું ના તેહ હો. ૮

પછે કૃષ્ણજી ત્યાં બોલિયા, જે યુદ્ધ માગું છું અમો;
ભાલણપ્રભુ રઘુનાથ કહે છે, અમને તો આપો તમો. ૯

## પદ ૪૪૩ રાગ સામેરી.

જરાસંધ તો રાય, આશ્ચર્ય પામ્યો ત્યાંય;
રાજા પૂછે એહ, મુજને કહોને તેહ.

### ઢાળ.

તે મુજને કહો સહી, તમો કોણ રૂપે આવિયા;
માર્ગ ત્યજી [1]ઉન્માર્ગે આવ્યા, આશ્ચર્ય મનમાં ભાવિયા. ૧
બ્રાહ્મણવેષ ધરીને આવ્યા, ક્ષત્રિ દીસો છો તમો;
કૃષ્ણજી ત્યાં બોલિયા, સાંભળો તમને કહું અમો. ૨
આ ભીમ ભ્રાત તે ધર્મનો, અર્જુન તો [3]લોઢો સહી;
અહં તો શત્રુ તાહરો, કૃષ્ણજી તો હું ત્યહીં. ૩

---

૨ પ્ર-૨ તેવા તમો મહારાજ હો. ૩ પ્ર-૧ ' કંસવિરાજા પ્ર-૨ કુસબરાજા ' એવો પાઠ છે. ૪ પ્ર-૨ મેં મારી જીભે કહ્યા. ૧ ઉન્માર્ગે-અવળે રસ્તે. ૩ લોઢો-નાનો, લઘુ અને પ્ર-૨ માંનો લોંઠો શબ્દ લઈએ તો લાંઠ અર્થ થાય.

જરાસંધ ત્યાં હસીને કહે છે, તુજશું યુદ્ધ હું શું કરૂં; ૪
મથુરાં છાંડી મુજ માટે, દ્વારકાં ગયો ખરૂં.
અર્જુન તો બાલક છે, ભેદ યુદ્ધનો શું લહે; ૫
કાંઇક યોગ્ય આ ભીમ છે, તે મુજ સાથે આવી વઢે.
ત્યારે હસીને હરિ બોલિયા, સાંભળો જરાસંધ રાય હો; ૬
ભીમ સાથે યુદ્ધ કરવા, નિસરો તમો બહાર હો.
બહાર નિસરી યુદ્ધ દારુણ, બે જણે તો ત્યાં કર્યું; ૭
પ્રહાર તેને ન(વ) વાગે, અંગ જે રાક્ષસીએ જડયું.
ગદા તે મારે સહી, તેને અંગ ત્યાં વાગે નહી; ૮
કટકા પડે પૃથ્વી વિષે, પ્રહાર નવ લાગે સહી.
ઇમ યુદ્ધ દારુણ ત્યાં કર્યું, દિવસ સત્તાવીશ સહી; ૯
ક્ષણ વિસામો નહી રાત્રે, વ્રત એવું આદર્યું.
દિવસ અઠ્ઠાવિશમે, કૃષ્ણને ભીમે કહ્યું; ૧૦
સ્વામી યુદ્ધ મેં નવ થાયે, ગાત્ર મારૂં ભાગિયું.
ફરીને ત્યાં ભીમને, અઠ્ઠાવીશમે દિન મોકલ્યો; ૧૧
યુદ્ધ કરવાને તે લાગ્યો, ઉપાય ત્યાં કૃષ્ણે કર્યો.
થાકયો જાણી ભીમને, પિપલપાન જ કર ધરી; ૧૨
મધ્યથી તે ચીરી નાખ્યું, દેખાડયું તે પેર કરી.
ત્યારે ભીમ મન સમજી ગયો, જરાસંધ હેઠા નાખિયો; ૧૩
ચરણ ઝાલી ચીરિયો ને, જયજયકાર જ ત્યાં થયો.
તેના પુત્રને ત્યાં રાજ્ય આપ્યું, કૃષ્ણજીએ હાથ હો; ૧૪
સીમાડ રાજા તવ ઝાલ્યા, મૂકાવ્યા યદુનાથ હો.
પર્વતની પેર ગુંફામાંહે, ઘાલ્યા હતા તે સહી; ૧૫
ભાલણપ્રભુ રઘુનાથજીને, ચરણે તે લાગ્યા ત્યહીં.

## પદ ૪૪૪ રાગ ગોડી.

માર્યો જરાસંધ રાય, મન આનંદ ઘણો; ૧
મૂકાવ્યા સર્વે રાય, હર્ષ ન જાયે કહ્યો.

---

૮ કટકા—અવાજ. ૧૨ પિપળપાન—પીપળાનુ પાંદડું. ૧૪ સીમાડ—સીમાડાના.

ત્રોહોતરમે અધ્યાય, કથા પ્રસંગ જેહ;
મૂકાવ્યા ત્યાં રાય, [1]ઘાલ્યા હતા જેહ. ૨

દુર્બલ મલીન શરીર, દેખી નાથ ઘણું;
તમને દીધું દુઃખ, વચન કહુ ખરૂં. ૩

તેને નવરાવ્યા ભગવાન, આજ્ઞા આપી પ્રભુ;
વસ્ત્ર ને આભરણ એહ, પ્રેમે આપ્યાં વિભુ. ૪

દર્શન કર્યું ભગવાન, દુઃખ તે સર્વ ગયું;
અતિ પામ્યા સુખ હર્ષ, તે નવ જાયે કહ્યું. ૫

સ્વામી તું કૃપાલ, અવતરિયો જેહ;
અનાથની કરવા સાર, દેહ ધર્યો તેહ. ૬

જરાસંધ થકી ભગવાન, મુકાવ્યા વિભુ;
તમ પાખે કોણ, કૃપા કરે પ્રભુ. ૭

તે અમને મહારાજ, મુકાવ્યા તમો;
[2]સંસાર દુઃખપાશ, તે શું કહિયે અમો. ૮

આગે ઘણા તો રાય, નરકે પડિયા સહી;
રાજાને અતિ દુઃખ, તે મારે માગું અહીં. ૯

સહસ્રાર્જુન તો રાય, જનઘોષ જે કહ્યો;
રાવણ નરકાસુર રાય, તેણે શોક સહ્યો. ૧૦

રાજા *વેણુ પવિત્ર, ઇક્ષ્વાકુ કુલ નામે જેહ;
તે પામ્યા ત્યાં દુઃખ, સ્વામી કહું છું એહ. ૧૧

તમારૂં દર્શન, અમો તો પામ્યા મુદા;
રાખો અમને નાથ, ચરણે તમારે સદા. ૧૨

ત્યારે કૃષ્ણ કહે રાજાન, તમને હું કહું;
મારે ચરણે ચિત્ત, તમો તો રાખો સહુ. ૧૩

રાજ્યમદ તો જેહ, તેને વ્યાપે નહી;
કરતાં મારૂં સ્મરણ, દુઃખ નહી પામો ત્યહિં. ૧૪

એવું કહી ભગવાન, રથ બેસાર્યા તેહ;
આજ્ઞા આપી કૃષ્ણ, વચન કહે છે એહ.

કૃષ્ણે કહ્યું ત્યાં એહ, જાઓ તમો સહી; ૧૬
લાવજો ધન ભંડાર, વેગે તમે વહી.

યુધિષ્ટિર ત્યાં રાય, યજ્ઞ કરે છે જેહ; ૧૭
તેના થાઓ દાસ, ચરણે આવી એહ.

વોલાવ્યા સર્વ રાય, આજ્ઞા આપી વિભુ; ૧૮
જરાસંધનો પુત્ર, સાથે લીધો પ્રભુ.

શંખનાદ પૂર્યો ભગવાન, મન આનંદ ઘણો; ૧૯
ઇંદ્રપ્રસ્થ તો કૃષ્ણ, આવે જય થયો.

આનંધા ધર્મરાય, દેખી હરિ ત્યાંહાં; ૨૦
વૈભવનો નહી પાર, હરજી લાવ્યા જ્યાંહાં.

ભીમસેન અર્જુન, પાગે લાગ્યા સહી; ૨૧
ભાલભુપ્રભુ રઘુનાથ, સર્વ કથા કહી.

## પદ ૪૪૫ રાગ સામેરી.

અધ્યાય ત્રોહોતરમે જેહ, પૂર્ણ કથા થઇ તેહ;
ચોઓતરમે અધ્યાય, કહે છે વૈકુંઠરાય.

### ઢાળ.

કૃષ્ણજી કહે ધર્મને, સાંભળ રાજા હું કહું; ૧
જરાસંધને મારિયો, ને મૂકાવ્યા રાજા સહુ.
પરાક્રમ જે ભીમે કર્યાં, તેવું કોયે નહી કરે; ૨
જરાસંધને મારીને, સહદેવ આણ્યા તમકને.
રાજસૂય તમો કરો, રાજા સહુ આવે આંહાં; ૩
હવે યજ્ઞ આરંભો, આનંદ આણી મનમાંહાં.
અતિ ઘણી ત્યાં સ્તુતિ કરે છે, યુધિષ્ટિર મહારાજ હો; ૪
બ્રહ્મા શંકર અને સુરપતિ, કો ન પામે પાર હો.

પદ ૪૪૫-૨ સહદેવ-જરાસંધનો પુત્ર.

તે સ્વામી તો સુજકને, કૃપા કરીને અહીં;
યજ્ઞકારજ વતુ માગે, પાર મારા ભાગ્ય તણો નહી. ૫

તું સ્વામી તો એણી વાતે, મોટો થાયે છે સહી;
વડાઇ તો તારી જીભે, કહી ત્યાં જાયે નહી. ૬

પછે યજ્ઞનો આરંભ કીધો, બ્રાહ્મણને તેડાવિયા;
મોટા મોટા વિપ્ર આવ્યા, તેના પાય પખાલિયા. ૭

વેદવ્યાસ ને ભરદ્વાજ, વસિષ્ઠ ને ચ્યવન હો;
ગૌતમ ને મૈત્રેય આવ્યા, વિશ્વામિત્ર જ મુન્ય હો. ૮

વામદેવ ને સુમતિ જે, મુન્ય તો પાવન હો;
પરાસર ને ગર્ગાચાર્ય, પરશુરામ ભગવાન હો. ૯

સર્વ મુનિનાં ચરણ તે તો, ધર્મરાયે પખાલિયા;
મોટા મોટા રાજા તે તો, સભામાંહે આવિયા. ૧૦

યંજ્ઞ ત્યાં આરંભિયો, યુધિષ્ટિર તો રાય હો;
ભાલણપ્રભુ રઘુનાથજીનો, મહિમા કહ્યો નવ જાય હો. ૧૧

## પદ ૪૪૬ રાગ મારૂ.

સભામાંહે શ્રીભગવાન, કરે કાર્ય તે સામલવાન.
દ્રોણાચાર્ય જે ત્યાં મુન્ય, ગાંગેય તો રાજાન. ૧

વળી ધૃતરાષ્ટ્ર ત્યાં વૃદ્ધ, શત પુત્રશું આવ્યો શુદ્ધ;
સુવર્ણતણા હલ કહેવાય, ભોમ શુદ્ધ કીધી ત્યાંય. ૨

રાજા યુધિષ્ઠિર ત્યાં આપ, દીક્ષા લીધી જાવા તાપ;
બ્રહ્મા ઇંદ્ર તો કહેવાય જેહ, પ્રત્યક્ષ આવ્યા છે તેહ. ૩

હુતદ્રવ્ય હાથે લે આપ, તે તો કૃષ્ણ તણો પ્રતાપ;
એમ યજ્ઞ પૂરણ કરી કાજ, બોલ્યા યુધિષ્ઠિર તો મહારાજ. ૪

યજ્ઞતણે અંતે તો એહ, કોની પૂજા કરશો તેહ;
ત્યારે કહે છે સહદેવ ભ્રાત, શું વિમાસો છો તમો વાત. ૫

---

પદ ૪૪૫-૫ વતુ-વસ્તુને ઠેકાણે. ૨ ભોમ-ભૂમિ.

યજ્ઞ સ્વરૂપ હરિ કહાવે એહ, પૂજા તેની કરીને તેહ;
પછે ચરણુ પખાલી એહ, ચરણોદક શીર ધરિયાં તેહ. ૬

વસ્ત્ર ને ત્યાં કુંડળ હાર, પહેરાવ્યાં દેવમુરાર;
અંતરીક્ષ થકી ત્યાં દેવ, પુષ્પવૃષ્ટિ કરે છે એવ. ૭

શિશુપાલ ત્યાં પાપી જેહ, બરાડીને ઉઠયો તેહ;
એવાં વચન કહે છે આપ, પામીને મનમાંહે તાપ. ૮

ભરવાડને તમે ભલે ભવાડયો, એને કોણે રૂડો જણાવ્યો;
સહદેવનું ત્યાં માની વચન, તમો એ શું પૂજો રાજન. ૯

બેઠા ભીસ્મ વૃદ્ધ તો જેહ, તે ત્યજી શું પૂજો એહ;
ત્યારે [1]ભીમ તે બોલ્યા આપ, મનમાંહે પામીને તાપ. ૧૦

કોણ માત્ર અલ્યા તું મૂઢ, જે નંદનંદન ગરૂડારૂઢ;
લઇ ગદા થયો તે બેઠો, જાણ્યું મારી નાખું હેઠો. ૧૧

ત્યારે ત્યાં કહે છે યદુરાય, તારે વતે માર્યો નવ જાય;
વૃત્તાંત કહું છું એનું એહ, શિશુપાલ પ્રસવ્યો ત્યાં તેહ. ૧૨

ત્રણ નેત્ર અને ચાર હાથ, એવો દીઠો તે વિખ્યાત;
આકાશવાણી હોઇ એહ, એક નેત્ર બે હાથ જ જેહ. ૧૩

ખોળે મૂકતાં જેને [2]પડશે, તેને તો હાથે એ મરશે;
ત્યારે મળ્યા ત્યાં બહુ રાજાન, ત્યાંહાં આવ્યાતા સામલવાન. ૧૪

સહુને ખોળે મૂકયો બાલ, ત્યારે ત્યાં લઇ તત્કાલ;
નેત્ર ને ભુજ તવ પડિયા એહ, [3]જ્યારે હરિને ખોલે મૂકયા તેહ. ૧૫

એક નેત્ર ને ત્યાં બે હાથ, તતક્ષણ થયાં તે તો પાત;
ફોઇ ત્યારે કહે છે એહ, એક નેત્ર ગયા હાથ એહ. ૧૬

એવું કહે ત્યાં અશરણશરણ, મારે હાથે એનું મરણ;
ફોઇ ત્યારે પ્રાર્થે [4]એહ, એને તમે મારશો તેહ. ૧૭

ત્યારે કહે છે વૈકુંઠનાથ, એક આસને બેઠાં આપ;
દેશે ત્યાં જ્યારે શત ગાળ, ત્યારે એનો આણીશ કાલ. ૧૮

---

૧ પ્ર-૧-૨ ભીષ્મ. ૨ પ્ર-૧ મરશે. ૩ પ્ર-૧-૨ પછે. ૪ પ્ર-૨ એમ; એને તમો ન મારશો કમ.

એવું ત્યાં કહે છે વચન, પૂર્વે સ્વામી જુગજીવન;
પાપી એ તો દે છે ગાળ, ભાલણપ્રભુ આણશે કાલ. ૧૯

### પદ ૪૪૭ રાગ સામેરી.

આસન બેઠાં એહ, પાપી લવે છે તેહ;
મહિમા ન જાણે રામ, જે પ્રગટ્યા પૂરણકામ.

ઢાળ.

કામપૂરણ અવતર્યા છે, પાપી દે છે તે ગણે;
જે રાજાને ગમ્યું નહી, ઉઠી ગયા તે ત્યાં સરે. ૧

કેટલાએક કાનમાંહે, આંગલી ઘાતી રહ્યા;
કેટલાએક મુખ હાથ દઇને, દુઃખ તો પામ્યા ખરા. ૨

કેટલે આયુધ ધર્યાં, કરવિષે તેને મારવા;
તાપ સહેવાણો નહી ત્યારે, ગયા તેને ત્રાડવા. ૩

પછે ગાળ સો પૂરી થઇ, કૃષ્ણજીએ તે ગણી;
પછે ચક્ર મે'લી શીશ છેદ્યું, રીસ આણી અતિ ઘણી. ૪

તેને પાસે ભૂપ હતા, તે સહુ નાસી ગયા;
સર્વ આશ્ચર્ય પામિયા, તે જોવા લાગ્યા ત્યાં સર્યા. ૫

તેજ પ્રગટ્યું શરીરમાંથી, પોતે લય પમાડિયું;
વિસ્મય સહુ કો પામિયા, કારણ નવ જાયે કહ્યું. ૬
તે પૂર્વે જય વિજય હતા, પ્રભુ કેરા પોલિયા;
અવતાર એવા ત્રણે છૂટ્યા, ભાલણપ્રભુએ ઉદ્ધારિયા. ૭

### પદ ૪૪૮ રાગ ધનાશ્રી.

યજ્ઞ તે રાજા યુધિષ્ઠિરનો, પૂર્ણ થયો તે ત્યાંહ રે;
ઋષિ રાજા સંતોષિયા, દાન માન [1]કરી તેહ. ૧
પ્રથમ જન્મ તે હિરણ્યકશિપુ, ને હિરણાક્ષ કહેવાય;
બીજે રાવણ કુંભકર્ણ, તે ઉદ્ધારિયા ત્યાંય. ૨
ત્રીજે દંતવક્ર શિશુપાલ, તે ઉદ્ધારિયા ભગવાન;
તેણે યજ્ઞે સહુ આનંદિયા, ઋષિ ને રાજાન. ૩

---

૧ મ. ૨ દેઇ. ૨ ઘાતી-ઘાલી. ૩ ત્રાડવા (સં. તડ્-તાડ્) તાડવા, મારવા.

એક દુઃખ ત્યાં પામિયો, દુર્યોધન રાજન રે.
તેણે કલહો ઘણો કર્યો, એમ કહે ભાલણજન રે. ૪

### પદ ૪૪૯ રાગ નરનારાયણ.

પૂછે રાય, પ્રણમી પાય, ચોવોતેર અધ્યાય;
જે મુજને કહી ( કથા ), સંદેહ ધરૂં. ૧
દુર્યોધન રાય, દુખિયો થાય, કહો ઋષિરાય;
એ પૂછું હું તમને, સંદેહ ધરૂં. ૨
બોલ્યા ઋષિ વાણી, મુખ નવ જાણી;
*સુખ દુર્યોધન મનમાંહે સહી, સંદેહ ધરૂં. ૩
યજ્ઞજ એહ, આરંભ્યો તેહ, પિતામહ જેહ;
[1]કાર્ય તે મુને સોંપિયાં, સંદેહ ધરૂં. ૪
ભીમ જ એહ, રસોઇ તેહ, કાર્ય જ એહ;
ધર્મે તેને સોંપિયું, સંદેહ ધરૂં. ૫
દુર્યોધન રાય, ભંડારી થાય;
કાર્ય ત્યાં ધર્મે સોંપિયું, સંદેહ ધરૂં. ૬
અર્જુન જેહ, માનુભાવની તેહ, સેવા એહ;
કરવા રાયે મૂકિયા, સંદેહ ધરૂં. ૭
દ્રૌપદી નાર, અન્ન કોઠાર, પીરસન વાર;
પીરસવાને ત્યાં મૂકિયાં, સંદેહ ધરૂં. ૮
કર્ણ જ જેહ, દાન જ જેહ, મૂક્યો એહ;
યુધિષ્ઠિરે ત્યાં સહી, સંદેહ ધરૂં. ૯
એવાં કાર્ય તેહ, ઘણા રાજા જેહ, [2]આવ્યા છે તેહ;
મંડપમાં પ્રીતિ ભણી, સંદેહ ધરૂં. ૧૦
અવભૃથજ સ્નાન, કરે રાજાન, શોભા માન;
કહ્યું ન જાયે તેહનું, સંદેહ ધરૂં. ૧૧

---

* 'દુઃખ' જોઈએ. ૧ પ્ર-૨ સ્ત્રી સંઘાતે જેહ; આવ્યા છે મંડપ ભણી.
૪ કલહો-ક્લેશ. ૮ પીરસનવાર-પીરસનારી. ૧૧ અવભૃથ-યજ્ઞનાં અંતમાં સ્નાન કરવું.

એવું ત્યાં કહે છે વચન, પૂર્વે સ્વામી જીગજીવન;
પાપી એ તો દે છે ગાળ, ભાલણપ્રભુ આણશે કાલ. ૧૯

## પદ ૪૪૭ રાગ સામેરી.

આસન બેઠાં એહ, પાપી લવે છે તેહ;
મહિમા ન જાણે રામ, જે પ્રગટ્યા પૂરણકામ.

ઢાળ.

કામપૂરણ અવતર્યા છે, પાપી દે છે તે ગણો;
જે રાજાને ગમ્યું નહી, ઉઠી ગયા તે ત્યાં સરે. ૧

કેટલાએક કાનમાંહે, આંગલી ઘાતી રહ્યા;
કેટલાએક મુખ હાથ દઇને, દુ:ખ તો પામ્યા ખરા. ૨

કેટલે આયુધ ધર્યાં, કરવિષે તેને મારવા;
તાપ સહેવાણો નહી ત્યારે, ગયા તેને ત્રાડવા. ૩

પછે ગાળ સો પૂરી થઇ, કૃષ્ણજીએ તે ગણી;
પછે ચક્ર મે'લી શીશ છેદ્યું, રીસ આણી અતિ ઘણી. ૪

તેને પાસે ભૂપ હતા, તે સહુ નાસી ગયા;
સર્વ આશ્ચર્ય પામિયા, તે જોવા લાગ્યા ત્યાં સર્યા. ૫

તેજ પ્રગટ્યું શરીરમાંથી, પોતે લય પમાડિયું;
વિસ્મય સહુ કો પામિયા, કારણ નવ જાયે કહ્યું. ૬
તે પૂર્વે જય વિજય હતા, પ્રભુ કેરા પોલિયા;
અવતાર એવા ત્રણે છૂટ્યા, ભાલણપ્રભુએ ઉદ્ધારિયા. ૭

## પદ ૪૪૮ રાગ ધનાશ્રી.

યજ્ઞ તે રાજા યુધિષ્ઠિરનો, પૂર્ણ થયો તે ત્યાંહ રે;
ઋષિ રાજા સંતોષિયા, દાન માન [1]કરી તેહ. ૧
પ્રથમ જન્મ તે હિરણ્યકશિપુ, ને હિરણાક્ષ કહેવાય;
બીજે રાવણ કુંભકર્ણ, તે ઉદ્ધારિયા ત્યાંય. ૨
ત્રીજે દંતવક્ર શિશુપાલ, તે ઉદ્ધારિયા ભગવાન;
તેણે યજ્ઞે સહુ આનંદિયા, ઋષિ ને રાજાન. ૩

---

૧ પ્ર. ૨ દેઇ. ૨ ઘાતી–ઘાલી. ૩ ત્રાડવા (સં. તડ્–તાડ્) તાડવા, મારવા.

એક દુઃખ ત્યાં પામિયો, દુર્યોધન રાજન રે.
તેણે કલહો ઘણો કર્યો, એમ કહે ભાલણજન રે. ૪

## પદ ૪૪૯ રાગ નટનારાયણ.

પૂછે રાય, પ્રણમી પાય, ચોવોતેર અધ્યાય;
જે મુજને કહી ( કથા ), સંદેહ ધરૂં. ૧
દુર્યોધન રાય, દુખિયો થાય, કહો ઋષિરાય;
એ પૂછું હું તમને, સંદેહ ધરૂં. ૨
બોલ્યા ઋષિ વાણી, મુખ નવ જાણી;
*સુખ દુર્યોધન મનમાંહે સહી, સંદેહ ધરૂં. ૩
યજ્ઞજ એહ, આરંભ્યો તેહ, પિતામહ જેહ;
[1]કાર્ય તે મુને સોંપિયાં, સંદેહ ધરૂં. ૪
ભીમ જ એહ, રસોઇ તેહ, કાર્ય જ એહ;
ધર્મે તેને સોંપિયું, સંદેહ ધરૂં. ૫
દુર્યોધન રાય, ભંડારી થાય;
કાર્ય ત્યાં ધર્મે સોંપિયું, સંદેહ ધરૂં. ૬
અર્જુન જેહ, માનુભાવની તેહ, સેવા એહ;
કરવા રાયે મૂકિયા, સંદેહ ધરૂં. ૭
દ્રૌપદી નાર, અન્ન કોઠાર, પીરસન વાર;
પીરસવાને ત્યાં મૂકિયાં, સંદેહ ધરૂં. ૮
કર્ણ જ જેહ, દાન જ જેહ, મૂક્યો એહ;
યુધિષ્ઠિરે ત્યાં સહી, સંદેહ ધરૂં. ૯
એવાં કાર્ય તેહ, ઘણા રાજા જેહ, [1]આવ્યા છે તેહ;
મંડપમાં પ્રીતિ ભણી, સંદેહ ધરૂં. ૧૦
અવભૃથજ સ્નાન, કરે રાજાન, શોભા માન;
કહ્યું ન જાયે તેહનું, સંદેહ ધરૂં. ૧૧

---

* 'દુઃખ' જોઈએ. ૧ પ્ર-૨ સ્રી સંઘાતે જેહ; આવ્યા છે મંડપ ભણી.
૪ કલહો-ક્લેશ. ૮ પીરસનવાર-પીરસનારી. ૧૧ અવભૃથ-યજ્ઞનાં અંતમાં સ્નાન કરવું.

યજ્ઞ કાર્ય એહ, કરીને તેહ, પહેરામણી જેહ;
રાજાને આપી ઘણી, સંદેહ ધરૂં. ૧૨

પછે આજ્ઞા એહ, સર્વને દે તેહ, ઘણું માન જ જેહ;
દાન આપી વેલાવિયા, સંદેહ ધરૂં. ૧૩

દુર્યોધન રાય, પાંડવની ત્યાંય, સમૃદ્ધિ જ્યાંય;
[1]દેખીને દુઃખ પામિયો, સંદેહ ધરૂં.

સોલ સહસ્ર નાર, દેવ મુરાર, પાંડવને બાર;
હેત કરતા દીઠા સહી. સંદેહ ધરૂં. ૧૫

[2]દ્વેષ જ આણે મન, દુર્યોધન રાજન;
તેણે સુખ પામ્યો નહી, સંદેહ ધરૂં. ૧૬

મય દાનવ જેહ, રચી સભા તેહ, દુર્યોધન એહ;
જોવાની ઇચ્છા ધરી, સંદેહ ધરૂં. ૧૭

સભાવિષે એહ, બેઠા તેહ, દુર્યોધન જેહ;
કહે ભાલણ ત્યાં આવિયો, સંદેહ ધરૂં. ૧૮

## પદ ૪૫૦ રાગ વેરાડી.

દુર્યોધન ત્યાં આવિયો. સભા જોવાને કાજ રે;
મય દાનવની રચી સહી રે, ખાંત [3]ધરી મહારાજ રે. દુ૦ ૧

જલ ત્યાં સ્થળ રચ્યું સહી રે, સ્થલ ત્યાં જલ કહેવાય રે;
ભીંત ત્યાં દ્વાર જ સહી રે, દ્વાર ત્યાં ભીંત રચાય રે. દુ૦ ૨

એવું જોવાને આવિયો રે, સ્થલ જાણી પડયો જલમાંહે રે;
ભીંજીને તે નિસર્યો રે, દ્વાર સામો ચાલ્યો ત્યાંહે રે. દુ૦ ૩

વસ્ત્ર ભીનાં જાણ્યું દેખશે રે, હસશે સહુએ જન રે;
દ્વાર જાણી આઘો ધસ્યો રે, [4]મસ્તક ભાગ્યું દુર્યોધન રે. દુ૦ ૪

ત્યાંહાં સ્ત્રી હસી સહુ રે, હસિયા વાયુકુમાર રે;
કહ્યું આંધલાનો હોય આંધલો રે, એ શું જાણે ભીંત ને દ્વાર રે. દુ૦ ૫

---

૧ પ્ર-૨ દેખીને. ૨ પ્ર-૨ દુઃખજ મન, આણે રાજન, દુર્યોધન; ૩ પ્ર-૨ ી. ૪ પ્ર-૨ શીશ ભાગ્યું તેમ. ૫ વાયુકુમાર-ભીમ.

પછે દુર્યોધન નિસર્યો રે, દુઃખ હૈયે ન માય રે;
લજ્જા પામીને ચાલિયો રે, તે હસ્તિનાપુરમાં જાય રે. દુ૦ ૬
[1]અધ્યાય પંચોતર પૂરા થયા રે, કથાનો પ્રસંગ રે;
કહે ભાલણ કરૂં વિનતિ રે, કૃષ્ણકથા અતિ રંગ રે. દુ૦ ૭

## પદ ૪૫૨ રાગ મારૂ.

ઋષિજી કહે રાજા પ્રત્યે, તુજને કહું હું ભેદજી;
રુકિમણી કૃષ્ણે હર્યાં જ્યારે, [2]ત્યાં [*]શાલ્વ પામ્યો ખેદ.
સાંભળ રાયજી. ૧

તેણે પ્રતિજ્ઞા કીધી હતી, મનમાંહે વિચારીજી;
હું તો સઘલા યાદવને, [3]નિશ્ચે નાખું મારી. સાં૦ ૨
પછે શ્રીમહાદેવજીને, ક્રોધ [4]સહિત આરાધ્યાજી;
એક વરસ મુષ્ટિ ધૂળ ખાઇ, રહ્યો એણીપેર શિવ [5]પસાધ્યા. સાં૦ ૩
એક વરસ પૂઠે શિવ આવ્યા, જ્યાં શાલ્વ રાજાનજી;
પ્રસન્ન થઇને બોલિયા, માગ કહ્યું વરદાન. સાં૦ ૪
શાલ્વ વલતો બોલિયો, સુને શિવ કરો પસાયજી;
એક વિમાન એવું આપિયે, જેણે શત્રુતણો ક્ષય થાય. સાં૦ ૫
તેણે બેસી સમસ્ત દેવને, યાદવ જે જે કહાવેજી;
તેને હું જીતું સહી, સુને શંભુ કરો પસાય. સાં૦ ૬
પછે મય દૈત્યનું લોઢા કેરૂં, વિમાન કર્યું'તું જેહજી;
તેણે વિમાને બેસીને, દ્વારકા આવ્યો તેહ. સાં૦ ૭
આવીને તેણે સહી, બાણ તણી કરી વૃષ્ટિજી;
જેમ ત્રિપુર દૈત્યે પૃથ્વી કંપાવી, આકુલી કીધી સૃષ્ટિ. સાં૦ ૮
સમ દ્વારાવતી કંપવા લાગી, અકલાણા ત્યાં લોકજી;
પ્રધુમન યુદ્ધ કરવા લઈ સાથે, યાદવ થોકે થોક. સાં૦ ૯

---

૧ પ્ર-૨ કથા દશમ સ્કંધની, ભારતનો પ્રસંગરે, કહે ભાલણ જનરે, દુર્યોધનના ઢંગરે. ૨ પ્ર. ૨ ત્યારે શાલ્વ હતો તેહ, ૩ પ્ર. ૨ ક્ષણમાં નાખીશ મારી. ૪ પ્ર. ૨ ધરીને આરાધેજી. ૫ પ્ર. ૨ સાધે. * શાલ્વ શિશુપાલનો મિત્ર હોવાથી તેણે પ્રતિજ્ઞા લીધી હતી.

રથ બેસી પ્રદ્યુમન આવ્યો, મેલ્યાં પંચવીશ બાણજી;
શાલ્વ કેરા સેનાપતિના, તત્ક્ષણ કાઢ્યા પ્રાણ. સાં૦ ૧૦

બીજાં બાર બાણ મૂકીને, કટક માર્યું સર્વજી;
શાલ્વની સેનાંતણો, [1]ટાળ્યો સર્વે ગર્વ. સાં૦ ૧૧

[2]પછે શાલ્વે પ્રદ્યુમ્નના, ઉરસ્થલની ત્યાં માંહેજી;
ઉપાડીને [3]મારી ગદા, મૂર્છાગત થયો ત્યાંહે. સાં૦ ૧૨

પછે સારથિએ પાછો રથ, ઓસાર્યો નિર્ધારજી;
મુહૂર્ત એક પછી સાન વળી, ઉઠ્યો રાજકુમાર. સાં૦ ૧૩

પ્રદ્યમ્ને ત્યાં ગદા લીધી, સાંભળ સૂતકુમારજી;
ક્ષત્રિને મરવું ભલું રણ, [4]ખાધી ત્યાં હાર. સાં૦ ૧૪

રથ જે ત્યાં પાછો વાળ્યો, મહા અધમ કર્મજી;
વળતો સારથિ એમ કહે, મેં કીધો છે ધર્મ. સાં૦ ૧૫

સારથિને જ્યારે દુઃખ પડે ત્યારે, રથી કરે તેની સાયજી;
રથીને જ્યારે દુઃખ પડે ત્યારે, સારથિ રથ લઇ જાય. સાં૦ ૧૬

હવે સ્વામી સાવધાન થયા છો, તમને કહું છું વાણજી;
ભાલણપ્રભુ રઘુનાથના કુંવર, દુષ્ટને મારો બાણ. સાં૦ ૧૭

## પદ ૪૫૨ રાગ સામેરી.

કહે શુક સાંભળ રાય, અધ્યાય છોંતેર થાય;
સિતોતરમે એહ, કથા કહું હું તેહ.

### ઢાળ.

કથા હું તુજને કહું, પ્રદ્યુમ્ન આવ્યો ક્રોધશું;
[5]શાલ્વનો પ્રધાન તેને, આવી માર્યો ક્રોધશું. ૧
દિવસ સત્તાવીશ લગે, યુદ્ધ અહર્નિશ ત્યાં હવું;
ઇંદ્રપ્રસ્થમાંહે કૃષ્ણજીને, માન શુકન થયાં ઘણું. ૨

---

૧ પ્ર. ૨ સઘલો ઉતાર્યો ગર્વ. ૨ પ્ર. ૨ શાલ્વે પ્રદ્યુમ્ન પરભવ્યા, ઉરસ્થલ(ની) માંહેજી. ૩ પ્ર. ૨ મેલી. ૪ પ્ર. ૨ અને ખાધી હાર. ૫ પ્ર-૨ માંહોમાંહે યુદ્ધ દારૂણ, મંડાણું શાલ્વ યોધશું. ૧૨ ઉરસ્થળ-છાતી. ૧૩ ઓસાર્યો-ફેરવ્યો.

ત્યાં યુધિષ્ઠિર કને આજ્ઞા માંગી, કૃષ્ણજી તે નિસર્યા;
ચિંતા ધરતા ચિત્તમાંહે, દ્વારકાં ભણી પરવર્યા.

માર્ગમાંહે આવતાં તે, માતુપચેષ્ટા હરિ કરે;
સ્વજન શું કરતું હશે, જગદીશ એણીપેર ઉચ્ચરે. ૪

દ્વારકાંમાંહે આવિયા ત્યારે, પ્રદ્યુમ્ન શાલ્વ યુદ્ધ કરે;
એવું સુણી રથ ખેડિયો; યુદ્ધ માંહે પરવરે. ૫

રથ શ્રી જગદીશનો, સહુએ ત્યાં દીઠો સહી;
શાલ્વ તે કૃષ્ણજી સામો, આવ્યો ત્યાં વેગે વહી. ૬

ગદા શાલ્વે કર લીધી, કૃષ્ણને મૂકે તેહ હો;
આવતી બે ભાગ કીધી, બાણ નાખી એહ હો. ૭

બાણે કરી (તે) શાલ્વનો, રથ છેદ્યો ભગવાન હો;
[1]બાણ એક કરી આકાશે, ભમાડ્યું વિમાન હો. ૮

ત્યારે ક્રોધ શાલ્વને ચઢ્યો, એક બાણ મૂકે જેટલે;
[2]કૃષ્ણે ક્રોધ કરીને દુષ્ટનો, નાકરથ છેદ્યો તેટલે. ૯

હવે શાલ્વ કૃષ્ણ પ્રત્યે, ક્રોધ કરી એવું કહે;
ભાલણપ્રભુ રઘુનાથનો, પ્રતાપ પાપી નવ લહે. ૧૦

## પદ ૪૫૩ રાગ ગોડી.

કહે શાલ્વ સુણ કૃષ્ણ, તુજને હું કહું;
તેં ન જાણ્યો મુને નેષ્ટ, તેનું દુઃખ ઘણું. ૧

[3]તેં તો મારો ભ્રાત, માર્યો ત્યાં સહી;
તે દહાડાનું વેર, મનથી જાયે નહી. ૨

સ્વયંવર વિષે તેં નાર, રુક્મિણી જે હરી;
કીધો અતિ અન્યાય, અમને નવ વિસરી. ૩

તે વેર વારવા કાજ, આવ્યો છું અહીં;
લેશું તારા પ્રાણ, વાત કહું સહી. ૪

---

૧ પ્ર–૨ એક બાણે કરીને, આકાશ ભમાડયો માન હો. ૨ પ્ર–૨ કૃષ્ણજીના કર થકી ધનુષ છેદ્યું તેટલે. ૩ પ્ર–૨ તમે, ૯ નાકરથ–વિમાન. ૧ નેષ્ટ–ઇષ્ટ નહિ તે, શત્રુ.

ત્યારે કોપ્યા શ્રી ભગવાન, વચન સુણી એહ;
ગદા ધરી કરમાંહે, પ્રાણ લેવાને તેહ. ૫

મૂકી શ્રી જગદીશ, વાગી હૃદે વિષે;
ઉભો રહ્યો ત્યાં તેહ, પામી મનમાંહે દુખે. ૬

ગદા ચલાવી રાય, પોતે અદૃષ્ય થયો;
આવ્યો છે દ્વારકાં માંહે, દૂતનો વેષ ગ્રહ્યો. ૭

દેખે નહી ભગવાન, શાલ્વને જેટલે;
દોહો દીશ જોએ નાથ, સ્વામીજી તેટલે. ૮

કપટે ધરીને રૂપ, આવ્યો સૈન્ય માંહાં;
શાલ્વ ટળીને ભૂપ, સેવક થયો ત્યાંહાં. ૯

કૃષ્ણને કહે વચન, સ્વામી સુણો એહ;
મોકલ્યો દેવકી માત, કહેવા આવ્યો તેહ. ૧૦

શાલ્વ રાજા જેહ, આવ્યો નગરમાંહાં;
વસુદેવને બાંધી તેહ, ચાલ્યો વેગે ત્યાંહાં. ૧૧

અહીં શું રહ્યા ભગવાન, કાશું યુદ્ધ કરો;
તમે વેગે દોડો નાથ, તે તો જાશે પરો. ૧૨

ત્યારે કહે છે કૃષ્ણજી વાણ, સાંભળ તું સહી;
બલદેવજી છે ત્યાંહ, અમને ચિંતા નહી. ૧૩

તે છે ત્યાં ત્રૈલોક, જો ત્યાં આવી મળી;
તો લે તેના પ્રાણ, પોતે હલે કરી. ૧૪

એવું કહેતાં તેહ, ક્ષણ માંહે ગયો;
શાલ્વનું ધરી રૂપ, પાપી આવી રહ્યો. ૧૫

વસુદેવ કારમો તાત, પાપીએ કીધો તેહ;
કાઢી ખડ્ગ તત્કાલ, મસ્તક કાપ્યું તેહ. ૧૬

કેશે ઝાલી શીશ, પાપી ઉભો રહ્યો;
દેખાડ્યું ભગવાન, પિતા તે મારિયો. ૧૭

જ્ઞાન વિસાર્યું તેહ, પોતે હૃદે સહી;
માયા જાણી દૈત્ય, ગદા કરમાંહે ગ્રહી. ૧૮

ક્રોધે મેલી તેહ, છેદ્યું વિમાન ત્યાંહાં;
ફીટયું મસ્તક [1]આપ, પાપીના કરમાંહાં. ૧૯

પછે મેલી એક જ બાણ, મુગટ છેદ્યો જેટલે;
ઝાલી હાથ ગદાય, પાળો આવ્યો તેટલે. ૨૦

ચક્ર મેલ્યું જગદીશ, મારવાની મતિ;
છેદ્યું તેનું શીશ, કોપ્યો સીતાપતિ. ૨૧

દંતવક્ર ત્યાં જેહ, વઢવા આવ્યો સહી;
શિશુપાળ કેરો ભ્રાત, [2]બાલણ કહે ત્યહીં. ૨૨

## પદ ૪૫૪ રાગ સામેરી.

દંતવક્ર ત્યાં જેહ, અધ્યાય અઠ્ઠોત્તરમે તેહ;
વૈર લેવાને ભ્રાત, આવ્યો જ્યાં યદુનાથ.

### ઢાળ.

યદુનાથજી છે જ્યાંહાં ત્યાં, આવ્યો ગદા કરમાંહે ગ્રહી;
વૈર લેવા ભ્રાતનું, તેને ક્રોધ મન માયે નહી. ૧

કાંડ હવડાં પહોંચશે, ત્યાં તો જાણજે તું મનશું;
વૈર હવડાં વાળશું હવે, સર્વ તારા તનશું. ૨

સગા અમારા ઘણા માર્યા, ઉન્મત્ત તેં અહીંયાં સહી;
ઔષધ તો જ્યમ વ્યાધિ છેદે, ત્યમ તુને છેદું અહીં. ૩

એવું કહીને ગદા મે'લી, પાપીએ ત્યાં નાથને;
[3]હસ્તીને તો કંઠ જ્યમ, ત્યમ શોભતી યદુનાથને. ૪

પછે કૃષ્ણજીએ ગદા મેલી, શીશ ત્યાં અલગું કર્યું;
તેજ માંહેથી નિકળ્યું તે, પોતે ઘટમાંહે ધર્યું. ૫

ત્યાર પૂઠે તેનો કનિષ્ઠ ભાઇ, આવિયો તે બળ કરી;
ચક્ર મે'લી શીશ છેદ્યું, કૃષ્ણજીએ ત્યાં સહી. ૬

---

૧ પ્ર-૨ હાથ. ૨ પ્ર-૨ વઢવાને ત્યહીં. ૩ પ્ર-૨ હસ્તીને જમ ફુલ શોભે,

એ ત્રણ આદે બીજા ઘણા, દૈત્ય પોતે મારિયા;
આયુધ કૃષ્ણે પખાલ્યું, આનંદભર ઘેર આવિયા. ૭

ઘણે દિવસે કૃપા કીધી, દ્વારકાંજનને સહી;
ભાલણપ્રભુ રઘુનાથને, વધાવે સહુએ ત્યહીં. ૮

## પદ ૪૫૫ રાગ મારૂ.

ઘેર ઘેર ઉત્સવ થાયે રે, હર્ષ કહ્યો નવ જાયે રે;
એકવાર બલદેવરે, અંતર વિચાર્યું એવરે. ૧

યુધિષ્ઠિરની સભાયરે, દુહવાયો દુર્યોધન રાયરે;
સભા જોતાં પડિયો તેહરે, તેણે દુહવાણો છે એહરે. ૨

કૈરવ પાંડવ માંહેરે, યુદ્ધ દારુણ થાશે ત્યાંહેરે;
ત્યારે મુને તેડશે રાજનરે, મારે એ બેહુ સમાનરે. ૩

કો'ને દુભું કો'ને ભલું મનાવુંરે, મારે તીરથ કરવા જાવુંરે;
એવું જાણી ( ત્યાં ) બલદેવરે, તીરથ ચાલ્યા અવશ્યમેવરે. ૪

ભરતખંડનો મહિમા જેહરે, પહેલે પ્રભાસ આવ્યા તેહરે;
પછે ઉભી સરસ્વતી તટે ચાલ્યારે, પૃથુક તીર્થમાંહે અતિ માલ્યારે. ૫

બિંદુ સરોવર માંહે તેહરે, સુદર્શન તીર્થ નાહ્યા એહરે;
બ્રહ્મતીર્થ ચક્રક્ષેત્ર કહેવાયરે, પંચ પ્રાચી સરસ્વતી જાયરે. ૬

ગંગા યમુના ને હરિદ્વારરે, નૈમિષક્ષેત્રમાંહે નાહ્યા સારરે;
ત્યારે દ્વિવેદી બ્રાહ્મણ જેહરે, યજ્ઞ કરે છે પ્રેમે તેહરે. ૭

તેણે હલધરની પૂજા કીધીરે, આસન આપ્યું આશીષ દીધીરે;
સૂત લોમહર્ષણ કહાવે સહીરે, વ્યાસાસન જઈ બેઠા ત્યહીંરે. ૮

કથા પુરાણ કહે છે જેહરે, આસનથી નવ ઉઠયો તેહરે;
ત્યારે હલધરને મન આવી રીસરે, એણે મુને ન નામ્યું શીશરે. ૯

દર્ભશલાકા નાખી જેહરે, વજ્ર થઈને વાગી તેહરે;
પામ્યો મૃત્યુ બ્રાહ્મણ તેણી વારરે, સહુએ કીધો હાહાકારરે. ૧૦

---

૫ ઘટમાંહે–દેહમાંહે, હૃદયમાંહે. ૮ મૂળમાં 'હર્ષલોમણ' એવો વ્યુત્ક્રમ પાઠ છે. ૧૦ દર્ભશલાકા–દર્ભની શળી.

એમ કહેવાને લાગ્યા તેહરે, અમો યજ્ઞ આરંભ્યો એહરે;
જ્યાં લગે યજ્ઞ પૂરણ થાયેરે, ત્યાં લગે તું કહેજે કથાયરે. ૧૧

તેને તમો તો નાખ્યો મારીરે, કાંઇ ન જોયું વાત વિચારીરે;
[1]આગે ઇશ્વર છે આપરે, બ્રહ્મહત્યાનું મોટું પાપરે. ૧૨

ત્યારે રામ એમ બોલ્યા [2]વાતરે, મુને કહોને બ્રાહ્મણ [3]તાતરે;
જે પ્રાયશ્ચિત્ત કહો તે કીજેરે, જયમ કાર્ય અમારૂં સીઝેરે. ૧૩

બ્રાહ્મણ બોલ્યા એણી પેરરે, વ્યાસાસન જોઇએ મારે વેરરે;
તેનો તો તમો કીધો ઘાતરે, ભાલણ ઇમ કહે છે વાતરે. ૧૪

## પદ ૪૫૬ રાગ વેરાડી.

સૂત તણો પુત્ર તેડાવિયોરે, બલભદ્રે તે [4]ત્યાંહે(રે);
[5]અભિષેક કરી બેસારિયોરે, હર્ષ ધરી મન માંહે. સૂ૦ ૧

યજ્ઞકાર્ય ચલાવિયાંરે, આજ્ઞા માગે રામરે;
અમો હવે તો ચાલશુંરે, [6]શીખ આપો સ્વામરે. સૂ૦ ૨

ત્યારે બ્રાહ્મણ બોલિયારે, અમો કહું બલદેવરે;
બિલ્વલ દૈત્ય આવી કરેરે, વિઘ્ન કરે છે એવરે. સૂ૦ ૩

અમારા યજ્ઞને વિષેરે, પર્વણી જે કહેવાયરે;
નાખે મલમૂત્ર જ ત્યાં સહીરે, રુધીર પરૂ તે સાંયરે. સૂ૦ ૪

તેને જો તમો હણોરે, બ્રહ્મહત્યા તો જાયરે;
*[7]અનુજ ભાલણપ્રભુ તણારે, તમ વિના કોણ કરે સાયરે. સૂ૦ ૫

## પદ ૪૫૭ રાગ મારૂ.

શુકદેવ કહે સુણ રાય, તુજને હું કહું અભિપ્રાય;
અગણાશીમો અધ્યાય જેહ, દૈત્યને હલધર મારશે તેહ. ૧

---

૧ પ્ર–૨ આગે તું ઈશ્વર છો આપરે. ૨ પ્ર–૨ વાણરે. ૩ પ્ર–૨ નિર્વાણરે. ૪ પ્ર–૨ ત્યારે ૫ પ્ર–૨ અભય કરીને બેસારીયોરે, આજ્ઞા માગે રામરે. ૬ પ્ર–૧ આજ્ઞા ઋષિ તાં રાયરે. ૭ પ્ર–૧–૨ ' અનુજ ' ને બદલે ' અમજ ' શબ્દ જોઇયે. *અનુજ–નાનો ભાઇ, ભાલણપ્રભુ (રામ) તણા અનુજ (લક્ષ્મણ) શેષ અવતાર બલભદ્ર હોવાથી કવિએ વાપરેલો જણાય છે. ૧૪ વ્યાસાસન–વ્યાસનું આસન.

પર્વણી પૌર્ણમાસી જેહ, ત્યાં લગી રહ્યા ત્યાં તેહ;
તે દિન બિલ્વલ દૈત્ય જ આવ્યો, હલધર કેરા મનમાંહે ભાવ્યો. ૨

શરીર કાલું તેનું જેહ, યન્ત્ર સરખો આવ્યો તેહ;
ત્રાંબા સરખી તેની જટા, આવ્યો ઉપદ્રવ કરતો તદા. ૩

ત્યારે રામે હલે કરી તાણ્યો, મુસલ કેરે પ્રહારે આણ્યો;
બ્રાહ્મણે તવ અભિષેક કીધો, હવે અર્થ અમારો સીધો. ૪

હવે સ્વામીજી તીર્થ તો કીજે, તીર્થ સ્નાનફલ લીજે;
સરયૂ નદીએ કીધું સ્નાન, અયોધ્યા આવ્યા છે [1]શ્રીરામ. ૫

પ્રયાગમાંહે આવ્યા રાજન, નિત્ય કર્મ કરે તે દિન;
ગોમતી ગલ્લકી વિશાલ જેહ, [2]સોલદ્રહે ગંગાસંગમ તેહ. ૬

[3]મેનાચલ પર્વતમાંહે આવ્યા, પરશુરામને કોટ નમાવિયા;
ગોદાવરી ભીમા નદી જેહ, વેણી પંપા સરોવર તેહ. ૭

સ્વામી કાર્તિક ને શંભુ જેહ, નમસ્કાર જઇ કીધો તેહ;
દ્રવિડ દેશતણી દીશા લીધી, વિકટાચલની પ્રદક્ષિણા કીધી. ૮

કામ કૃષ્ણ કર્ત્તા ત્યાં જેહ, પ્રદક્ષિણા કીધી ત્યાં તેહ;
કાવેરી શ્રીરંગ ગિરિ જેહ, ઋષભ પર્વત ત્યાં વળી તેહ. ૯

મદુરાં તીર્થ કરીને વળિયા, સેતુબંધ રામેશ્વર પલિયા;
[4]દશ સહસ્ર દ્વિજરાજને ગાય, આપી હર્ષ આણી મનમાંય. ૧૦

કૃતમાલા તામ્રપર્ણી જેહ, મલયાચલ પર્વત ત્યાં તેહ;
અગસ્ત્યને શિર નામી વળિયા, કર્નાલી દુર્ગાને [5]પ્રણમી પલિયા. ૧૧

ફાલ્ગુન ક્ષેત્ર ત્યાં કહાવે જેહ, અર્જુને તપ કીધું [6]એહ;
દશ સહસ્ર ત્યાં આપી ગાય, આવ્યા ગિરિ કરણાલ જ્યાંય. ૧૨
આર્યા દેવી પીયન શૂલપાણ, તાપી પયોષ્ણી [7]નરપંધા જાણ;
દંડકારણ્ય વન કહાવે જેહ, મહિષાવતી ને રેવા તેહ. ૧૩

---

૧ પ્ર–૨ રાજાન. ૨ પ્ર–૨ સોભદ્રહે. ૩ પ્ર–૨ ભદ્રાચપલી. ૪ પ્ર–૧ દશ સહસ્ર દિવસજ રાજને ગયા. ૫ પ્ર–૧ પ્રેમે. ૬ પ્ર–૨ તેહ. ૭ પ્ર–૨ પધારી.

૨ પૌર્ણમાસી–પુનેમ. ૩ સરખો–સરસ્યો, પાસે. ઉપદ્રવ–સંતાપ, દુઃખ. ૪ આણ્યો–અંત આણ્યો, માર્યો. અર્થ–કાર્ય, મતલબ, ગરજ. ૭ ફોક–ફોક.

મહિપાસુર ને પુષ્કળ જેહ, અડસઠ તીર્થ કીધાં તેહ;
પછે આવ્યા પાછા પ્રભાસ, કહે ભાલણ હરિનો દાસ. ૧૪

### પદ ૪૫૮ રાગ ગોડી.

શુકદેવ કહે સુણ રાય, કથા તુજને કહું;
બલદેવ આવ્યા તેહ, પ્રભાસવિષે ખરૂં. ૧

ત્યાં આવી રહ્યા એક દિન, તે'વે વિપ્ર મળ્યા;
તેણે કહ્યો સમાચાર, કૌરવ પાંડવ વઢ્યા. ૨

કુરુક્ષેત્ર વિષે તો એહ, દારુણ યુદ્ધ કરે;
થયા દિન અઢાર, ભીમ ગદાએ વઢે. ૩

માર્યો સઘલો સાથ, કૌરવનો સહી;
દુઃખ પામ્યા બલદેવ, વેગે ચાલ્યા વહી. ૪

એવું સુણી બલદેવને, મન દુઃખ વસે;
જાણીને જામાત્ર, વારવાને ધસે. ૫

કુરુક્ષેત્ર વિષે ગયા તેહ, માર્યા સહુ સહી;
અઢાર ક્ષૌહિણી માંહે, ચાર રહી ત્યહીં. ૬

એક દુર્યોધન તો રાય, કૃપાચાર્ય જ જેહ;
અશ્વત્થામા યોધ, કૃતવર્મા તેહ. ૭

પાંડવ પાસે એક, ક્ષૌહિણી સેના રહી;
કુશલ પાંચે ભ્રાત, પાસે કૃષ્ણ ત્યહીં. ૮
એવે આવ્યા રામ, રીઝયા ધર્મ જ્યાંહાં;
યુધિષ્ઠિરે કર્યો પ્રણામ, કૃષ્ણજી મળ્યા ત્યાંહાં. ૯
પણ બોલ્યા નહી મુખ રામ, મનમાંહે જાણી રહ્યા;
દુર્યોધન ને ભીમ, વઢે છે ત્યાં ગયા. ૧૦
ત્યારે કહે છે હલધર વાત, સાંભળો તમે સહી;
યુદ્ધ રાખો બે ભ્રાત, સમતોલ છો સહી. ૧૧
દુર્યોધન ને ભીમ, બલિયા બે ખરા;
કલહ મૂકો એહ, [1]તમે એમ ઉચર્યા. ૧૨

---

૧ પ્ર-૧ તમને કહું છું આંહાં સરા.

કહ્યું ન માને કોય, એમાં એક સહી;
મન વિચાર્યું જેહ, ભાવી મીટે નહી. ૧૩

કૃષ્ણ કરે છે પક્ષ, પાંડવની યદા;
ઘરમાંહે કલહ શાકાજ, આપણ કીજે તદા. ૧૪

પછે ચાલ્યા દ્વારકાં માંહ, મનમાં ક્રોધ ધરી;
જાણી ઉન્મત્ત એહ, ચિંતા થઇ ખરી. ૧૫

નિમેષ [1]માત્ર ત્યાં એહ, શોચ કીધો સહી;
એ ચરિત્ર સુણે નરનાર, પાવન થાય ત્યહીં. ૧૬

કહે ભાલણ વિસ્તાર, કથાનો ખરો;
એક મને જે ગાય, હરિપદ પામે ખરો. ૧૭

## પદ ૪૫૯ રાગ ગોડી.

શુકદેવ કહે પરીક્ષિતને, સાંભળ તું રાજાનજી;
એંશીમે અધ્યાયે સુદામા, ચરિત્ર [2]કરૂં ગાન. સાંભળ રાયજી. ૧

વળી રાજા એણીપેર પૂછે, કૃષ્ણચરિત્ર ઉદારજી;
કથા મુને કહો સહી, ગુણ તણો નહી પાર. સાં૦ ૨

શુકદેવજી કહે છે સહી, વાણીએ કરી લેવું નામજી;
મને કરીને ચિંતવવા, સ્વામી સુંદર શ્યામ. સાં૦ ૩

કર્ણે કરીને સાંભળવા ને, નેત્રે નિરખવા નાથજી;
મસ્તકે કરીને નમવું, ચરણે જાવું હરિદ્વાર. સાં૦ ૪

કરે કરીને પરમેશ્વરનાં, કાર્ય કરવાં તેહજી;
એણે પ્રકારે સકલ ઇંદ્રિયો, સમર્પવી ત્યાં એહ. સાં૦ ૫

તેને માનુષદેહ પામ્યાનું, સાધન થાયે રાયજી;
ગર્ભવાસ આવે નહી, જે સુણે કૃષ્ણકથાય. સાં૦ ૬

હવે ચરિત્ર કહું સુદામાનું, સાંભળ તું રાજનજી;
તેહ પ્રકારે અતિસુખ પામ્યા, કહે એમ શુકજી વચન. સાં૦ ૭

---

૧ પ્ર-૧ નિમેષ ક્ષેત્ર ત્યાં એહ, બલભદ્રે કીધું સહી. ૨ પ્ર-૨ કહું હું તન.

તેહ સુદામાને સહી, દરિદ્ર તણો નહી પારજી;
સુખમાંહે મે'લે સહી, તે વસ્તુ નહી તેણે દ્વાર. સાં૦ ૮

વસ્ત્ર પહેરવાને નહી, ધરવાને નહી આભરણજી;
મંદિર રહેવાને નહી, જમવાને નહી અન્ન. સાં૦ ૯

તેની સ્ત્રી તો સાધવી, વા'લા શ્રીભગવાનજી;
એક ક્ષણ મે'લે નહી, રસનાએથી રામ. સાં૦ ૧૦

બાલક પોતાને ઘણાં, [1]શીદાયે છે તનજી;
વલવલે છે અતિ ઘણું, [2]મુખમાં મે'લવા અન્ન. સાં૦ ૧૧

બાલક [3]વલવલતાં સહી, દેખીને એક વારજી;
પીયુ કને કર જોડીને આવી, તેણે સમે ત્યાં નાર. સાં૦ ૧૨

આ જીવ્યાથી મરવું ભલું, તમને નિશ્ચે કહિયેજી;
બાલક તો અતિ કલકલે છે, દુઃખ કયીપેર સહિયે. સાં૦ ૧૩

સ્વામી તમારે મેં સુણ્યો છે, મિત્ર શ્રીભગવાનજી;
[4]સોલ સહસ્ર માંહે લીલા કરે છે, દુઃખભંજન તેનું નામ. સાં૦ ૧૪

સ્વામી શે કામ આવશે, પછે આપણે નાથજી;
એકવાર તમે જઇને ઓડો, તે આગલ ત્યાં હાથ. સાં૦ ૧૫

[5]પૂર્વે કાંઈ કીધું નથી તો, કયમ આપે ભગવાનજી;
બિરદપાલક જેનું નામ છે, તે પૂરશે આશા [6]રામ. સાં૦ ૧૬

સુદામા ત્યારે એમ કહે, સ્ત્રી પ્રત્યે વચનજી;
મિત્ર [7]કહો છો મુજનો, તે થઇ બેઠો રાજનજી. સાં૦ ૧૭

દીન દુર્બલ હું સહી, ચાલવાની નહી હામજી;
વ્યવસ્થા દેખી હાસ્ય કરે, કયમ જાઉં સ્ત્રી કામ. સાં૦ ૧૮

---

૧ પ્ર-૨ સીદાયે વિના અન્નજી, ૨ પ્ર-૨ કહાંથકી ભોજન. ૩ પ્ર-૧ વળવળે છે. ૪ પ્ર-૨ સ્વામી શે કામ આવશે, અન્નવિના નહીં વાત. ૫ પ્ર-૨ પૂર્વે કાંઇ પુન્ય નથી તો. ૬ પ્ર-પ્રમાણ. ૭ પ્ર-૧ કહેશો, પ્ર-૨ કહો તે મુજને. ૧૦ સાધવી-( સં. સાધુ-સ્ત્રી ) સાધ્વી; પતિવ્રતા સ્ત્રી. ૧૧ શીદાયે છે-( સં.સીદ્ ) દુઃખી થવું. ૧૪ દુઃખભંજન-દુઃખ ભાગનારો. ૧૫ ઓડો-ધરો. ૧૬ બિરદ પાલક-પ્રતિજ્ઞા પાળનાર.

વસ્ત્ર પહેરવાને નહી, ફાટયાં તો ઉપાનજી;
[1]પાત્ર તુંબી સાજું ન મળે, કરવાને જલપાન. સાં૦ ૧૯

તે માટે બેસી રહો, જ્યમ વિધાતા રાખેજી;
મુજને દેખી હાસ્ય [2]કરે, ચાલશે ધન પાખે. સાં૦ ૨૦

ત્યારે અબલા એમ કહે, મારા પીયુ તું સૂઢજી;
નિશ્ચે તમને દયા કરશે, સ્વામી ગરુડારૂઢ. સાં૦ ૨૧

એમ કરતાં જઇ જુઓ, દર્શન હરિનું થાશેજી;
ભાલણપ્રભુ રઘુનાથજી, તે મિત્રયકો ક્યમ વા'શે. સાં૦ ૨૨

## પદ ૪૬૦ રાગ ગોડી.

સ્ત્રીનો પ્રેર્યો સુદામો, મનશું કરે વિચારજી;
મેં તો પૂર્વે નથી પૂજ્યો, સ્વામી શ્રી ત્રિપુરાર. સાંભળ સુંદરી. ૧

વળી માઘવટો નવ નાહ્યો, ગંગા યમુના તેહજી;
પ્રયાગ પ્રાચી વિષે આપણે, દાન ન આપ્યાં એહ. સાં૦ ૨

ચાંદ્રાયણ તો વ્રત ન કીધું, [3]નવ પૂજ્યાં ઉમયા એહજી;
ઘણા વિપ્ર તૃપ્યા નહી, પંચામૃત તો તેહ. સાં૦ ૩

એમ કરતાં જઇ જોઉં, પણ પૂર્વનું નહી દત્તજી;
[4]ક્યાંથી આપણ પામિયે, જો નથી પૂર્વનું વિત્ત. સાં૦ ૪

સ્વામી કરુણાસાગર છે, એ તો કૃષ્ણ કૃપાલજી;
દર્શન કીજે નાથનું, અંગ સફલ થાય [5]તત્કાલ. સાં૦ ૫

કહોજી એક ચિંતા કરૂં, પ્રભુ કને અમો જાશુંજી;
ઘરમાંહે કાંઇ નથી તો, ભેટ કયીપેર [6]થાશું. સાં૦ ૬

---

૧ પ્ર-૧ પાત્ર કરમાં શું લેઉં, જલ ભરવાને જલપાન. ૨ પ્ર-૨ કરશે, ચાલશે એ ધર પાખે. ૩ પ્ર-૨ ન પૂજ્યાં ત્રિપુરાર ઉમયાયજી; ઘણાં વિત્ત આપ્યાં નહીં, વિપ્રને પસાય. ૪ ક્યાંથી કાંઇ પામીયે, જો નહીં આપણે વિત્ત. ૫ પ્ર-૨ આજ. ૬ પ્ર. ૨ થાશે. ૧૯ ઉપાન-( સં-ઉપાનહ્ ) જોડા. ૨૦ વિધાતા-દૈવ, ધનપાખે-ધન વિના. ૨ માઘવટો-માઘ સ્નાન. ૩ ચાંદ્રાયણ-એક માસનું વ્રત, ( જેમાં શુકલપક્ષમાં એક એક કોળિયો વધારવો અને કૃષ્ણપક્ષમાં કમી કરવો તે ) તૃપ્યા-તૃપ્ત કર્યા. ૪ દત્ત-આપેલું. વિત્ત-દ્રવ્ય, પૈસો. ૫ કરુણાસાગર-દયાના ભંડાર.

સ્ત્રી સાધવી સુદામાની, તેણીએ કર્યો વિચારજી; સાં૦ ૭
પાસે મંદિર પાડોશીનું, તેને ઘેર ગઇ નાર.

ચાર ઘર તાંદુલ માગીને, પોતે તે તો લીધાજી; સાં૦ ૮
છશીને તે વસ્ત્રે બાંધી, પીયુના કરમાંહે દીધા.

વસ્ત્ર જીર્ણ તે તો સહી, તાંદુલ ન રહે તે માંહેજી; સાં૦ ૯
બીજે વસ્ત્રે લપેટીને, કરમાંહે [1]દીધા તેહ.

સ્ત્રી કને ત્યાં આજ્ઞા માગી ને, ચાલ્યો વિચારતો મનજી; સાં૦ ૧૦
ત્યાં જઇને શું કરીશે, [2]પેસવા નહી દે રાજન.

[3]કદાચિત ઇમ કરતાં પામીશે, દ્વાર કૃષ્ણનું એહજી; સાં૦ ૧૧
તો ત્યાં જઇને શું કહીશે, ચિંતા મોટી તેહ.

એમ કરતાં આવ્યો સહી, નગર દ્વારકાં માંહેજી; સાં૦ ૧૨
[4]સપ્ત પોલ લગે જઇ પેઠો, કોણે ન વાર્યો ત્યાંહે.

અંતર્યામી આત્મા, સ્વામી શ્રીભગવાનજી; સાં૦ ૧૩
મિત્ર સુદામો આવ્યો છે, જાણ્યું શ્યામલવાન.

પ્રભુજીએ તો જાણિયું જે, આવ્યો છે સુદામો મિત્રજી; સાં૦ ૧૪
રુક્મિણી પ્રત્યે એમ કહ્યું, તમો કરજો તેની ભક્તિ.

હું તમને અહર્નિશ કહેતો, મારો છે મિત્ર એકજી; સાં૦ ૧૫
તે કૃપા કરી આજ આવે છે, હું નથી લેહતો વિવેક.

તમે સહુ કો સાથે ચાલો, તેને ભેટવા આજજી; સાં૦ ૧૬
બાલમુપ્રભુ રઘુનાથ ચાલ્યા, [5]કરવા તેનું કાજ.

## પદ ૪૬૧ રાગ ગોડી.

સામા આવ્યા નાથ, મન આનંદ ભર્યો; ૧
જોવાને મિત્ર ખરો.
સ્ત્રીઓ આશ્ચર્ય થાય, જોવાને મિત્ર ખરો.
સ્ત્રીઓ કરે વિચાર, મિત્ર ક્યાંહાં સરે; ૨
તેને કાજે નાથ, એટલું હિત કરે.

---

૧ પ્ર. ૨ લીધા. ૨ પ્ર. ૨ પણ દર્શન જગજીવન. ૩ પ્ર. ૨ પેસવા નહીં દે દ્વારપાલ જન, એમ કરતે જો વરાસેજી; સ્વદેહી સંદેશો કહાવશું, કદાચ દર્શન થાશે. ૪ પ્ર. ૨ પેસતો. ૫ પ્ર. ૧ હરવા તનનો તાપ. ૧૫ લેહતો-સમજતો.

એવે સમે ત્યાં મિત્ર, સુદામો આવ્યો સહી;<br>
ધાઇને મળિયા નાથ, [1]કંઠ ન મેલે ગ્રહી. ૩

[2]શરીરે તો શ્યામ, પાંસલાં ડગમગે;<br>
સ્રીઓ કરે વિચાર, [3]એ મિત્ર કોને ગગે. ૪

[4]જેને મળવાને ત્યાં નાથ, જતાતા તમો;<br>
તે ક્યાંહાં છે મિત્ર, તમને કહું છું અમો. ૫

ત્યારે સાન કરી જગદીશ, સુંદરી તમો સુણો;<br>
તે એહ મિત્ર કહે નાથ, રખે સંદેહ ધરો. ૬

એવે સુદામાનો હાથ, જમણે કરે કરી;<br>
તેને ભુવન મુઝાર, આવ્યા તેડી હરિ. ૭

કંચનને આસન, મિત્ર બેસાર્યો તેહ;<br>
રુકિમણી નામે નીર, પ્રભુ પગ ધોએ તેહ. ૮

સુદામાને ચરણે, વ્યાઉ ફાટી ઘણી;<br>
પ્રભુને ખૂંચે હાથ, કોમલ કરે ત્યહીં. ૯

રુકિમણી આદે નાર, આવી સહુ એહ;<br>
ચરણામૃત ત્યાં સર્વ, સુંદરી વંદે એહ. ૧૦

પછે ચંદન ચર્ચ્યાં ગાત્ર, પુષ્પની માલા ધરી;<br>
અગર લોબાન ઉખેવ, આરતિ પ્રેમે કરી. ૧૧

આરોગાવ્યા તેહ, અતિ આહાર કરી;<br>
પાસે બેઠા આપ, પોતે ભોજન કરી. ૧૨

રુકિમણી તો વાય, વિંજન પોતે કરે;<br>
શ્રી કૃષ્ણ ત્યાં તેહ, બીડી મુખમાંહે ધરે. ૧૩

---

૧ પ્ર–૨ કંઠ મેલે નહી. ૨ પ્ર–૨ શરીર વ્યાપતા શ્યામ. ૩ પ્ર–૨ એ પ્રભુ કોને નમે. ૪ પ્ર–૨ જેને કાજે નાથ, એવડી પ્રીત ધરે; એવે સમીપે મિત્ર, સુદામો હિત કરે. એહ પુરુષ કોને મળે, જેને મલવા નાથ; પોતે ચાલી આવી મળ્યા, તેને કીધો સનાથ. ૮ નામે–નમાવે, રેડે. ૯ વ્યાઉ–વઉ, પગના તલિયામાં ચીરા પડે છે તે. ૧૦ વંદે–( સં–વન્દ્ ) નમે છે. ૧૩ વાય વિંજન–વાયરો વીંજણાથી નાખતો.

અન્ય સ્ત્રી વળી જેહ, આવી છે કને;
અન્યો અન્ય વાત, માંહોમાંહે કરે. ૧૪

એ તો કો અવધૂત, આવ્યો છે અહીં;
પ્રભુને થયો વિભ્રમ, આવહું કરે સહી. ૧૫

નસ નિસરી છે કરમાંહે, ચરણે વ્યાઉ સહી;
તેના તલાંસે પાગ, પુન્યનો પાર નહી. ૧૬

બ્રહ્માદિક દર્શન, જેતું પામે નહી;
એહ વિપ્રનું ભાગ્ય, હરિ સ્તુતિ કરે અહીં. ૧૭

શય્યા પોતાની જેહ, હરિ પોઢતા સહી;
પ્રભુ તલાંસે પાય, વા ધાલે રુકિમણી. ૧૮

ત્યારે સંકોચે ત્યાં વિપ્ર, મનશું વિચાર કરે;
શું જાણતા હશે નાથ, જે તો સેવા કરે. ૧૯

શું બ્રહ્મા કે રુદ્ર, કે નારદ સહી;
જાણીને તો એહ, પૂજા કરે અહીં. ૨૦

ત્યારે અંતર્યામી નાથ, તેતું હ્રદે લહ્યું;
જે સુદામાનું મન, હવડાં દ્વિધા થયું. ૨૧

પૂર્વની કરૂં વાત, તો એનો સંદે હરે;
તો લજ્જા મૂકે એહ, નાથ વિચાર કરે. ૨૨

હવે ગુરુની કહે છે વાત, સંભારી જેટલે;
બાલણપ્રભુ રઘુનાથ, સંદેહ હર્યો તેટલે. ૨૩

## પદ ૪૬૨ રાગ વેરાડી.

હવે શય્યાએ સુદામો પોઢિયારે, એમ કહે છે વૈકુંઠનાથરે;
સંદીપનિએ ભણાવ્યારે, સાંભરે મારા ભ્રાતરે. ૧

વળી તમો પરણ્યા છો સહીરે, તમ સરખી નારરે;
તમો ગૃહસ્થ દીસો છો સહીરે, પુત્ર પરિવાર અપારરે. ૨

૧૫ વિભ્રમ-ભ્રાન્તિ; વહેમ. ૨૨ સંદે-સંદેહ.

પણ સ્ત્રી પુત્રાદિક તાહરારે, તેશું નથી દીસતો કાંઇ નેહરે;
દીસે છે દેહ દાધ્યો સહીરે, તેણે દુઃખે દાઝું છું એહરે. ૩

પણ ગુરુ કને વિદ્યા પામિયારે, તેનું રાખો છો તમો જ્ઞાનરે;
જેણે સંસારબંધન છૂટિયેરે, પામિયે ત્યાં શ્રીરામરે. ૪

હવે જ્ઞાન હ્રદેમાં તમે રાખજોરે, એમ કહેછે પ્રભુજી વચનરે;
ભાલણપ્રભુ ઇમ ઉચ્ચરેરે, છૂટિયે હોયે જો પુન્યરે. ૫

## પદ ૪૬૩ રાગ સામેરી.

વળી કહે વૈકુંઠનાથ, સુદામાનો ઝાલી હાથ;
એકવાર ગુરુ ગોરાણી ઘેર, રમતા રૂડી પેર.

ઢાળ.

રૂડી પેરે રમતા ને, ઇંધન તો હતાં નહીં;
ગોરાણીએ આજ્ઞા આપી, લેવા ચાલ્યા આપણ ત્યહીં. ૧

ઇંધનભારો આપણ જ્યારે, લેઇને તો નિસર્યા;
અકાલે ત્યાં વૃષ્ટિ આવી, પાણી વનમાંહે ભર્યાં. ૨

પછે સૂર્ય અસ્તંગત થયો, સઘલે ત્યાં પાણી ભર્યું;
દિવસ દીશ સૂઝે નહી, [1]જો ભોમિ મંદિર પરવરૂ. ૩

પછે ત્યાંથી (ચાલ્યા) રાત્રે, ચાર પ્રહર હીંડ્યા સહી;
પછે ગુરુ ગોરાણી, વા'ણામાંહે મળિયાં ત્યહીં. ૪

ગુરુ સંતોષ પામિયા, આપણ ઉપર ત્યાંહે હો;
વિદ્યા આપણને ભણાવી, પોતાના મનમાંહે હો. ૫

અધ્યાય એંશી થયા પૂર્ણ, સુદામાચરિત્ર હો;
ભાલણપ્રભુએ પોતાના, જાણીને કીધું હિત હો. ૬

## પદ ૪૬૪ રાગ સામેરી.

કહે છે શ્રી ભગવાન, સુદામાને ત્યાંહાં;
ભાભી મારી જેહ, સુખડી મોકલી તેહ.

---

[1] વિના

ઢાળ.

સુખડી મા'રે કાજ લાવ્યા, શા માટે નથી આપતા;
સુદામો તે લાજ પામે, કરમાંહે થાપતા. ૧

લાજતો તે નસાડે, તાંદુલ જે ત્યાં લાવિયો;
કૃષ્ણજીએ પેર પૂછી, કર પોતે આગલ કર્યો. ૨

ભેટ થોડી લાવ્યા હશો, તો ઘણી કરીને માનશું;
પત્ર તુલસી ફળ ફુલે, ઘણું કરીને જાણશું. ૩

શ્રદ્ધા વિના તો ગ્રહું નહી, એમ કહે યદુનાથ હો;
ભાવ વિના નવ નિધિ પૂજે, મારે મન નહી વાત હો. ૪

લાજતો તે સુદામો, તાંદુલ આપી નવ શકે;
હાથે ત્યાં મુષ્ટિ ભરી, તાંદુલ મુખમાંહે ધરે. ૫

બીજી મુષ્ટિ આરોગ્યા, ત્રીજીએ સાહ્યો હાથ હો;
વૈભવ આપ્યાની મતિ કીધી, ભાલણપ્રભુ રઘુનાથ હો. ૬

## પદ ૪૬૫ રાગ નટનારાયણ.

સુદામો તો જેહ, બ્રાહ્મણ તેહ, તાંદુલ આરોગ્યા તેના સહી, આનંદ ઘણો. ૧
એક મુષ્ટિ તેહ, દાસને જેહ, લક્ષ્મી એહ, આપી ત્યાં તેને સહી. આ૦ ૨
લક્ષ્મીએ હાથ, ઝાલ્યો નાથ, મનશું ઉચાટ, સર્વે શું એને આપશો. આ૦ ૩
કહે દેવ મુરાર, સાંભળ નાર, કહું વિચાર, કર શું ઝાલ્યો માહરો. આ૦ ૪
મારા ભકત છે જેહ, સર્વસ્વ તેહ, આપું એહ, હું તેનો તો થઇ રહું. આ૦ ૫
[1]કહે યદુનાથ, પાછો કરો હાથ, મારો જે દાસ, ભાલણપ્રભુ કહે ત્યાં (હું) રહું. આ૦ ૬

## પદ ૪૬૬ રાગ સામેરી.

ચારે યામ તો તેહ, ગોષ્ટી કરી હરિ જેહ;
થયો પ્રાતઃકાલ, ત્યારે કહે છે દયાલ.

ઢાળ.

દયાલ ત્યારે ઇમ કહે છે, સુદામા સુણો તમો;
ભુવન જાઓ દુઃખ મેલી, તમને તો કહું છું અમો. ૧

---

૧ પ્ર–૧–૨ હવે. પદ ૪૬૪–૧ થાપતા–મૂકતા,

ત્યારે સુદામો તે વિચાર કરે, મુને કાંઇ આપતા નથી;
કંચન જ્યાં જોઉં ત્યાં પડ્યું છે, તો ન્યૂન શી તારે હતી. ૨

વોલાવ્યા ત્યારે સહી, ઘણું માન દે છે દયાલ હો;
વળી ક્યારે(ક) કૃપા કરજો, તમારો છે ઠાર હો. ૩

ઉંચું તો જોએ નહી ને, લાજતો ત્યાં મન સહી;
ચિત્તવિષે ઘટમટ કરતો, ચાલિયો પોતે ત્યહીં. ૪

તાહરે શી ન્યૂન હતી, સ્વામી વૈકુંઠનાથ હો;
આટલી રિદ્ધિ હતી તારે, નાખ્યું શેં કાંઇ હાથ હો. ૫

સ્ત્રી ને બાલક માહરાં, તે વાટ તો જોતાં હશે;
કહેશે કૃષ્ણજી કને ગયા છે, તો રિદ્ધિ ઘણી ત્યાં લાવશે. ૬

કહેશે ઉદર ભરવા ગયા હતા, તે ઉદર ભરીને આવિયા;
સ્વામી તેને શું કહીશે, ભાવ તમને નાવિયા. ૭

વળી સુદામો જ્ઞાન આણી, વિચારે મનશું સહી;
પૂર્વે મારે દરિદ્રનો, સંદેહ એક આવ્યો ત્યહીં. ૮

પૂર્વે જ્યારે ગોરાણીએ, કાષ્ટ લેવા મોકલ્યા;
ખાવું બાંધી વનમાંહે, અમે સહુએ સાંચર્યા. ૯

ત્યારે પ્રભુને ત્યાં ભૂખ લાગી, મારગમાંહે તો સહી;
મુને કહ્યું તું સુદામા, ખાવું તો આપને અહીં. ૧૦

ત્યારે મેં એકાંતે ચોરી ખાધું, કૃષ્ણને નાખ્યું તેહ હો;
તે માટે દરિદ્ર આવ્યું, ભાલણ કહે છે એહ હો. ૧૧

મુને આરોગાવ્યો શય્યા, ઉપર પોઢાડ્યો સહી; ૨
લક્ષ્મીએ ત્યાં વાય નાખ્યો, પોતે ચરણ તલાંસ્યા ત્યહીં.
કૃષ્ણજીએ એમ વિચાર્યું હશે, એને ધન જો આપું સહી; ૩
તો ધ્યાન મારૂં હૃદે નહી રહે, તેણે તો આપ્યું નહી.
ધનનું તો કામ નથી, ચિંતન કરતો ચાલિયો; ૪
[1]સ્વામી સેવા હૃદે રહેજો, એમ કરતો આવિયો.
એ કારણથી મુને તો ઘણી, કૃપા કીધી નાથ હો; ૫
વિચારતો તે નગરમાંહે, આવિયો પછે આપ હો.
એમ કરતો ઢુંકડો આવ્યો, પોતાના ગૃહનો ઠામ હો; ૬
સુવર્ણ મંદિર જોએ તો ત્યાં, દીસે અતિ આરામ હો.
ઘર પાછલ ત્યાં વાડી દીઠી, સરોવર ને કૂપ હો; ૭
અનેક પંખી ત્યાં જ બોલે, જાત જાત અનુપ હો.
દાસી ત્યાં રમે ઘણી, ને દાસનો પાર જ નહી; ૮
ગજ રથ અશ્વ બાંધ્યા દીઠા, આશ્ચર્ય મન પામ્યો સહી.
આ મંદિર તો બ્રહ્મા તણું, કે રુદ્ર કે ઇંદ્ર કેરૂં હોય(હો); ૯
મને તો અહીં જોતો દેખી, તસ્કર કહેશે [2]કોય(હો).
પર્ણકુટી મારી મુલગી, તે પ્રભુજી તો ક્યાં ગઇ; ૧૦
ભાલણપ્રભુ તમો વારૂ કીધું, મુલગું લીધું હરી.

## પદ ૪૬૮ રાગ સામેરી.

એવું વિચારે તેહ, સ્ત્રી પોતાની જેહ;
અનેક દાસી સાથ, આવી ઝાલ્યો હાથ.

### ઢાળ.

હાથ ઝાલ્યો નાથનો તે, ધ્રૂજતો પછે એમ કહે; ૧
અપરાધ મેં કાંઇ નથી કીધો, શા માટે મુજને ગ્રહે.

---

૧ પ્ર-૧ સ્વામી દીઠો એવો તો રહે રહેજો. ૨ પ્ર-૧ રજાદદ્રહો. ૬ આરામ-સુખ. ૭ અનુપ-અતુલ્ય. ૧૦ પર્ણકુટી-પાંદડાંનું ઘર, ઝુંપડી.

ત્યારે સ્ત્રી હસીને કહે, સાંભળો મારા નાથ હો;
આ વૈભવ સઘળો આપિયો, તે સ્વામી વૈકુંઠનાથ હો. ૨

આ [1]વૈભવ સર્વ તમારો, તમો મંદિર માંહે પધારિયે;
આસન બેસો કનકને, નાથજી સર્વ નિહાલિયે. ૩

ત્યારે સુદામો જોવા લાગ્યો, થઇ રહ્યો ઝાતકાર હો;
તોરણ મુક્તાફળ તણાં, હીંદોલા [2]ખલકે દ્વાર હો. ૪

શય્યાને ચંદરવા બાંધ્યા, એ વૈભવ ઇંદ્રને નથી;
ત્યારે સુદામો તે મનશું, વિચાર તો કરે ત્યહીં. ૫

મેં કૃષ્ણાર્પણ કો પાત્ર વિષે, કાંઇક તો કીધું નથી;
કૃપાનાથ માટે કૃષ્ણજીએ, વૈભવ તો આપ્યો સહી. ૬

સુદામો સર્વ ભોગ ભોગવે, હરિ સાથે આપ હો;
એક ક્ષણ મેલે નહી, હૃદેથી વૈકુંઠનાથ હો. ૭

સુદામો મન દૃઢ કરીને, વળી એવું ચિંતવે;
આ વૈભવ ને ત્યાં મંદિરથી, રખે મુને (તું) વિસરે. ૮

તે સુદામો સર્વ ભોગ ભોગવે, તે કૃષ્ણને પામ્યો સહી;
એ ચરિત્ર જે સાંભળે, તે કૃષ્ણને પામે ત્યહીં. ૯

લીલા સુદામા તણી પ્રેમે, ગાશે સુણશે જેહ હો;
ભાલણપ્રભુ રઘુનાથજીને, અંતે પામશે તેહ હો. ૧૦

## પદ ૪૬૯ રાગ ગોડી.

શુકદેવ કહે સુણ રાય, પરીક્ષિત હું કહું;
બ્યાશીમે અધ્યાય, જે કથા લહું. ૧

શ્રી કૃષ્ણ દ્વારકાં માંહે, રમે છે સહી;
અનેક સ્ત્રીને સાથ, ક્રીડા કરે ત્યહીં. ૨

યાદવનો સહુ સાથ, બેઠા સભાવિષે;
એને સૂર્યગ્રહણ જેહ, આવ્યું તેણે સમે.

---

૧ પ્ર-ર આ સમૃદ્ધિ સર્વ તમારી. ૨ પ્ર-ર હિંદોલા
ઝાતકાર-પ્રકાશ, ચલકાટ. ખલકે-દીપે, શોભે.

ભરતખંડના રાય, આવ્યા તે સહી;
કુરુક્ષેત્ર વિષે તો દાન, આપવા જાય ત્યહીં. ૪

કુરુક્ષેત્ર વિષે પરશુરામ, ક્ષત્રિ માર્યા જેહ;
દ્રહ ભરાયા છે ત્યાંહ, અધ્યાપક એહ. ૫

રામદ્રહ તીર્થનું નામ, રુધિર ભર્યું છે જેહ;
પરશુરામે તે ત્યાંહ, તર્પણ કીધું તેહ. ૬

ત્યાં પર્વ સર્વ વિષે એહ, સ્નાન કરે સહી;
થોડું કીધે દાન, ઘણું થાયે ત્યહીં ૭

ત્યારે હરિએ કર્યો વિચાર, ચાલો જઇયે [1]ત્યાંહે;
યાદવ સહુએ સાથ, નિસરિયા [2]ત્યાંહે. ૮

બલદેવ સ્ત્રીઓ સહુ સાથ, વસુદેવ તાત સહી;
અને દેવકી માત, ચાલ્યાં વેગે વહી. ૯

દ્વારકાં વિષે રક્ષાય, કરવા મેલ્યા સહી;
અનિરુદ્ધ ને સાત્યકી, બેહુએ ત્યાં કહી. ૧૦

આવ્યા કુરુક્ષેત્રમાંહે, તેડયા વિપ્ર તેહ;
પૂછી તીર્થ ઉપવાસ, પોતે કીધો તેહ. ૧૧

સ્નાન નિત્ય તો જેહ, પોતે કીધું ત્યહીં;
ભાલણપ્રભુ રઘુનાથ, વિચારીને અહીં, ૧૨

## પદ ૪૭૦ રાગ દેશાખ.

કુરુક્ષેત્રમાંહે આવ્યા કૃષ્ણ જો, સાથે દેવકી માત જો;
વસુદેવજી ત્યાં આવિયા જો, ભોજન કર્યું સહુ સાથ જો. ૧

ભોજન કરી સહુ સાંચર્યા જો, પાળ તલાવની તેહ જો;
વૃક્ષછાયાએ બેઠા નાથજી જો, પરિવાર લઇને એહ જો. ૨

કુરુક્ષેત્રમાંહે આવિયા જો, ગોકુલથી નંદ રાય જો;
જશોદાજી વળી તેહ જો, ગોપી ગોવાળ આવ્યા ઘણા જો. ૩

---

૧ પ્ર-૨ તેહ. ૨ પ્ર-૨ તેહ. ૫ અધ્યાપક-ભણાવનાર અર્થાત્ બ્રાહ્મણ-પરશુરામ. ૧૦ કહી-( સં. કૃત્ર ) કણે.

હસ્તિનાપુરથી આવિયા જો, કૌરવ પાંડવ સાથ જો;
કુંતાજી ને દ્રૌપદી જો, યુધિષ્ઠિર પાંચે ભ્રાત જો. ૪

પરસ્પર સહુએ મળ્યા જો, માંહોમાંહે એહ જો;
વસુદેવ કુંતા કને ગયા જો, ઓલંભા દે તેહ જો. ૫

કુંતાજી એમ કહે સહી જો, તમો સગા છો ભ્રાત જો;
અમને દુઃખ ઘણું પડ્યું જો; તમો શુદ્ધ ન જોઇ મારી આપ જો. ૬

વસુદેવજી વલતું વદે જો, સાંભળ ભગિની વાત જો.
કંસને ભયે નાવી શક્યા જો, બીજા દુષ્ટ વિખ્યાત જો. ૭

સમસ્ત રાજા સંતોષિયા જો, કૃષ્ણજીએ ત્યાં તેહ જો;
સખા સમસ્ત સંતોષિયા જો, એવા ગોકુલવાસી એહ જો. ૮

વસુદેવજી નંદજીને ભેટિયા જો, વળી જશોમતી દેવકી માત જો;
વાત પુત્રની માંહોમાંહે કરી જો, જલ નયણે ભરિયાં આપ જો. ૯

પછે નંદજી બલદેવ ભેટિયા જો, વળી કૃષ્ણ કૃપાલ જો;
દેખી જલ નયણે વહે જો, જયમ શ્રાવણ [1]વરસે મેહ જો. ૧૦

જશોદા કૃષ્ણજીને મળ્યાં જો, ધાઇને ત્યાં એવ જો;
ભાલણપ્રભુ રઘુનાયજી જો, કંઠ ન મૂકે તેહ જો. ૧૧

## પદ ૪૭૧ રાગ નટનારાયણ.

જશોદા માત, કહે છે વાત, સાંભળો ભ્રાત, વલવલતાં મેલી ગયા. કહો કયમ કીજે. ૧
હું દુખણી માત, શી કહું વાત, એહુએ ભ્રાત, ત્યજીને ગયા દ્વારકાં. ક૦ ૨
નિર્ગુણ તન, વિસારી [2]મન, દોહેલે ગયા દન, હૈડું મુજ ફાટે નહી. ક૦ ૩
એક જ એહ, નવ લખિયું તેહ, ભૂંડું કર્યું એહ, કાગલ મેશ ખૂટી ગઇ. ક૦ ૪
તારે દેવકી માત, વસુદેવ તાત, બલભદ્ર ભ્રાત, ધાવ હું કાં વિસારી. ક૦ ૫
એક વાર દેવ, આવો એવ, અવશ્યમેવ, ભાલણપ્રભુ રઘુનાથજી. ક૦ ૬

---

૧ મ-૧ વરસોત જો. ૨ પ્ર-૧ વિસારી દીન, દોહેલે રહ્યું મન. ૩ પ્ર-૧-૨ જમ પાંપણને નેત્ર રાખે. ૭ ભગિની-બહેન-૧૦ મેહ-મેઘ.

## પદ ૪૭૨ રાગ ગોડી.

દેવકી કહે સુણો જશોદા, તમે ભગિની છો મારીજી;
કૃષ્ણ હલધર ઉછેરિયા, શી સેવા કરૂં તારી. બોલે સુંદરી. ૧
જયમ પાંપણ નેત્ર(ને) રાખે, ત્યમ તેં રાખ્યા તનજી;
એવાં વચન સુણી જશોદા, જલ ભરે લોચન. બો૦ ૨
જશોદા કહે દેવકી સુણો, મેં પીયારો નવ જાણ્યોજી;
નિશ્ચે તમો શું કહો છો મારો, પ્રાણઆધાર અહીં આણ્યો. બો૦ ૩
મારે સ્વપ્નવત્ થયું, વરસ અગીયાર ત્યાં જેહજી;
કૃષ્ણ દીપકઉત્સવ વહી ગયો, મારે હુતાશની રહી એહ. બો૦ ૪
તમો પાળ્યા મુજને શું કહો છો, એ તો પ્રાણઆધારજી;
દુષ્ટ હૃદે તો નથી ફાટતું, મારૂં આણે ઠાર. બો૦ ૫.
એમ કહી જશોદા રડયાં, ગદગદ કંઠે તેહજી;
ત્યારે દેવકી પ્રતિબોધ દે, તમો શું દુઃખ આણો એહ. બો૦ ૬
દેવકી કહે એને પોતાનું, કો નથી ત્યાં તેહજી;
ભાલણપ્રભુ રઘુનાથને, ઘણો છે તમશું નેહ. બો૦ ૭

## પદ ૪૭૩ રાગ દેશાખ.

જશોદાજી દુઃખ પામિયાં જો, એટલે ગોપી સાથ જો;
કૃષ્ણજીને દીઠા સહી જો, ચિત્રામણ જાણે આપ જો. ૧
કોએ મુખ બોલે નહી જો, શબવત્ થઇ છે તેહ જો;
સહુ કો આશ્ચર્ય પામિયું જો, દેખી ગોપીનો નેહ જો. ૨
જાગીને તે ઉચ્ચર્યાં જો, ઝાલોને દેવમુરાર જો;
રખે નાસે કહાનજી જો, ધૂર્તલક્ષણ [૧]અપાર જો. ૩
ભલા તમો શ્રી કૃષ્ણજી જો, તું ન જાણ્યો પરબ્રહ્મ જો;
નહી તો નેહ શાને કર્યો જો, છેહ દીધો ગોવિંદ જો. ૪

૧ પ્ર-૨ આપ જો. ૩ પીયારો-પરાયો. ૪ સ્વપ્નવત્-સ્વપ્નની પેઠે. દીપક-ઉત્સવ-દીવાળીનો ઓચ્છવ. હુતાશની-હોળી. ૬ પ્રતિબોધ-શીખામણ.

શી શી લીલા સંભારૂં જો, કહેતાં નાવે પાર જો;
ફરીને લીલા સંભારી જો, ગોપી રુદન કરે અપાર જો. ૫

સ્વામી સર્વ સુંદરી દેખાડિયે જો, પેલી અણુપરણી જે દાસ જો;
તે કૂબડી દેખાડિયે જો, અમારી શોક્ય તે આપ જો. ૬

કૃષ્ણજી હસ્યા ત્યારે સહી જો, ગોપી ગ્રહી સર્વ દેવસુરાર જો;
એકાંતે પ્રભુ ચાલિયા જો, તેશું રમિયા આપ જો. ૭

આલિંઘન સર્વ કોને કર્યું જો, વિરહ સંબંધી તાપ જો;
પછે કૃષ્ણજીએ વિચારિયું જો, એને જ્ઞાન હવું હવે આપ જો. ૮

ગોપી પ્રત્યે કૃષ્ણજી કહે જો, સઘળે મારૂં રૂપ જો;
જયમ પવન વ્યાપી રહ્યો જો, કામભાવ કહે ભૂપ જો. ૯

મારૂં વચન ચિત્તવિષે કરજો જો, હૃદે રાખજો સુજને આપ જો;
તમને મુક્તિ છે સહી જો, તેમાં સંદેહ નહી લગાર જો. ૧૦

ત્યારે કરસંપુટ કરી કહે જો, સ્વામી અભિલાષ જ એહ જો;
મુક્તિનો દાતા તું સહી જો, ભાલણપ્રભુ રાઘવ તેહ જો. ૧૧

## પદ ૪૭૪ રાગ ગોડી.

કહે શુકદેવ: સાંભળ રાય, તુજને હું કહું;
ત્યાશીમે અધ્યાયે, જે કથા લહું. ૧

ત્યાર પછી શ્રીકૃષ્ણ, યુધિષ્ઠિરને મળ્યા;
સમાચાર તો સર્વ, કહ્યા અતિ ભલા. ૨

ત્યારે પાંચે ભ્રાતે, સ્તુતિ કીધી ઘણી;
જોડીને બે હાથ, શ્રી ભગવાન તણી. ૩

શ્રીશુકના મુખથી જેહ, અમૃત શ્રવતું સહી;
કથા રૂપિયું તેહ, તેમાં સંદેહ નહી. ૪

કાંન રૂપિયું પાત્ર, પાન કરે ત્યાં સહી;
અભિમન્યુ કેરો તન, પરીક્ષિત રાય સહી. ૫

વલતા કહે શુક દેવ, સાંભળ રાય આંહાં;
કૌરવ પાંડવ સર્વ, મળી બેઠા ત્યાંહાં.

શ્રીકૃષ્ણની સઘલી નાર, બેઠી છે મળી;
ત્યાં પરસ્પર ભગવાન, વારતા કહે સહી. ૭

ત્યાં રુક્મિણી આદે આઠ, પટરાણી જ્યાંહાં;
સોલ સહસ્ત્ર પ્રત્યે વચન, દ્રૌપદી કહે ત્યાંહાં. ૮

તમો કયમ પામ્યા શ્રીકૃષ્ણ, પરણ્યા તે પેર કહો;
સર્વ કારણ[1] જેહ, પોતાનું લહો. ૯

ત્યારે પ્રથમ રુક્મિણી નાર, એવું કહે સહી;
સાંભળ દ્રુપદકુમારી, તુજને કહું અહીં. ૧૦

શિશુપાલ આદે ત્યાંહ, બીજા રાય ઘણા;
આવી [2]મદ ભગવાન, હરિયા[3] તેહ [4]તણા. ૧૧

મારા તાત ને વળી ભ્રાત, પોતે વિચાર કરી;
શિશુપાલને તેહ, પરણાવત ખરી. ૧૨

પછે મુજને શ્રીભગવાન, ત્યાંથી લેઇ ગયા હરી;
ભાલણપ્રભુ રઘુનાથ, મુજને એમ વરી. ૧૩

## પદ ૪૭૫ રાગ ગોડી.

સતભામા વલતું વદે, સુણો તમો પાંચાલીજી;
તે હું વિસ્તારી કહું, મને પરણ્યા જ્યમ વનમાલી. સાંભળ સુંદરી. ૧

મારે પિતાએ કૃષ્ણતણે શિર, મણિની ચોરી દીધીજી;
તેહ કલંક ઉતારવા કહું, કૃષ્ણે જે પેર કીધી. સાં૦ ૨

જાંબુવંત રિંછશું યુદ્ધ કીધું, દિન તો અઠ્ઠાવીશજી;
જાંબુવતી સહિત મણિ લાવ્યા, દ્વારકાંમાંહે જગદીશ. સાં૦ ૩

તે મણિ મારા તાતને આપ્યો, પાછો જુગજીવનજી;
લાજ્યો તે મનમાં ઘણું, નીચું કરી રહ્યા વદન. સાં૦ ૪

---

૧ પ્ર-૨ કારણનો નેહ, પોતાનો લહો. ૨ પ્ર-૨ મંચ. ૩ પ્ર-૨ હરિએ. ૪ પ્ર-૨ હણ્યા. ૪ વદન-મુખ.

પછે મુજને પરણાવીને, લાગ્યો હરિને ચરણજી;
પછે કાલિંદી કહે હું કહું, જયમ પરણ્યા અશરણશરણ. સાં૦ ૫

હું તપ કરતી હતી ત્યાંથી, વરિયા શ્રીભગવાનજી;
પછે ભદ્રા કહે હું કહું, તે તો ધરજો કાન. સાં૦ ૬

મારે પિતાએ સ્વયંવર માંડયો, મળ્યા બહુ રાજાનજી;
તે જીતી મુજને પરણ્યા, સુંદર શ્યામલવાન. સાં૦ ૭

નાગ્નજીતી કહે હું કહું, જયમ પરણ્યા દેવમુરારજી;
સાત વૃષભ એક વારે નાથી, કીધો અંગીકાર. સાં૦ ૮

મિત્રવૃંદા કહે મુને મારે, પિતાએ પરણાવીજી;
પૂર્વફલ સંચે કરીને, હું હરિને ચરણે આવી. સાં૦ ૯

લક્ષ્મણા કહે એક વાર, આવ્યા નારદ મુન્યજી;
કૃષ્ણકથા તાત આગલ કહી, ત્યારે ચમક્યું તેનું મન. સાં૦ ૧૦

બાપે મોટું પણ પોંક્યું, બાંધ્યો મચ્છ આકાશજી;
ઉપર તે દીસે નહી એક, જલમાંહે પડે આભાસ. સાં૦ ૧૧

મોટા મોટા રાજા મળિયા, તેણે કાંઇ નવ ચાલ્યુંજી;
જરાસંધ બલભર ઉઠીને, ધનુષ્ય હાથમાં ઝાલ્યું. સાં૦ ૧૨

મચ્છ જોઇ પાછો વળ્યો, કહ્યું અહીં નહી મારો લાગજી;
પછે અર્જુને ધનુષ ચઢાવ્યું, ક્રોધભેર દેઇ પાગ. સાં૦ ૧૩

બાણ ધનુષથી મેલિયું, પણ તે મચ્છ ન વેધાણોજી;
શ્રી કૃષ્ણે લીલાએ કરી, ધનુષનો ચેલો તાણ્યો. સાં૦ ૧૪

મૂકી બાણ મચ્છ વેધિયો, આવી પડયો તે ભોમજી;
કંઠમાંહે વરમાળ જ ઘાલી, દેવે રહીને વ્યોમ. સાં૦ ૧૫

એણીપેર મુજને પરણિયા, સ્વામી શ્રી ભગવાનજી;
દ્વારકાં જાતાં મારગ રૂંધ્યો, મળ્યા ઘણા રાજાન. સાં૦ ૧૬

તેને મારી પછે મુજને, કંચનપુરી લેઇ આવ્યાજી;
સ્વજન કુટુંબમાંહે, ઘણેરું રૂડું ભાવ્યા. સાં૦ ૧૭

---

૧૧ પણ–મૂળમાં 'પોણ' છે. ૧૪ ચેલો–ચીલો. ૧૫ ઘાતી–ઘાલી. વ્યોમ–આકાશ.

સોલ સહસ્ર એક સો કહે છે, પાંચાલી કહું તમનેજી;
જે પ્રકારે શ્યામ સુંદર, કહું વરિયા અમને. સાં૦ ૧૮

નરકાસુરે સઘલા રાજાની, કન્યા એકઠી કીધીજી;
નરકાસુરને મારીને, અમ સઘલાંને [1]લીધી. સાં૦ ૧૯

દ્વારકાંમાંહે મોકલિયો, અમો સઘલો સાથજી;
રૂડું મુહૂર્ત્ત જોઇને પરણ્યા, ભાલણપ્રભુ રઘુનાથ. સાં૦ ૨૦

## પદ ૪૭૬ રાગ ગોડી.

ચોરાશીમો અધ્યાય એહ સાંભળ, પરીક્ષિત રાજાનજી;
મોટા ઋષિ દર્શનને આવ્યા, તેનાં કહું હું નામ. સાંભળ રાયજી. ૧

વેદવ્યાસ નારદ ચ્યવન, દેવલ ને વિશ્વામિત્રજી;
ભરદ્વાજ પરશુરામ ને ગૌતમ, વસિષ્ઠ પવિત્ર. સાં૦ ૨

ગાવલ ભૃગું અત્રિ માર્કંડેય, બૃહસ્પતિ ને શુકદેવજી;
દત્તાત્રય અગસ્ત્ય અંગિરા, વામદેવ આવ્યા ખેવ. સાં૦ ૩

એ આદે સઘલા આવિયા, કરવાને દર્શનજી;
પાંડવ સહિત કૃષ્ણજી ઉઠી, ઉભા થયા રાજન. સાં૦ ૪

સમસ્તની પૂજા કરી, સ્તુતિ કરે છે દેવમુરારજી;
ભાગ્ય આજ મોટું અમારૂં, જે તમો પધાર્યા બાર. સાં૦ ૫

દેવ તીર્થ કાલે ફલે પણ, માનુભાવ દર્શનજી;
ત્રણ તાપ નિવારિયા ને, અમો કર્યા પાવન. સાં૦ ૬

વૈશ્વાનર સૂર્ય ચંદ્રમા, તારા પૃથ્વી પાણીજી;
ઘણા કાલ સેવે ફલ આપે, એમ કહે શારંગપાણિ. સાં૦ ૭

વલતા શ્રી ભગવાન પ્રત્યે, ઋષિજી કહે વચનજી;
ચૌદ લોકના નાથ છો, તમો શ્રી જીગજીવન. સાં૦ ૮

મોટા હોયે તે સર્વને, મોટા કરીને જાણેજી;
જે[2] કો દીન હોયે તે ઉપર, દયા ઘણી આણે. સાં૦ ૯

---

૧ પ્ર-૧ દીધી. ૨ પ્ર-૧ જે કોયે નાના હોયે, તે ઉપર ઘણેરી આણે. ૬ માનુભાવ-મોટામનવાળા, મહાશય. ત્રણતાપ-અધ્યાત્મિક, અધિભૌતિક અને અધિદૈવિક.

લોકવ્યવહાર તમો કરો છો, સ્વામી જગજીવનજી;
પૃથ્વીમાંહે અમો સહુ, કહાવું મોટા મુન્ય. સાં૦ ૧૦

પણ તારી માયા ન જાણું, સ્વામી શ્રી ભગવાનજી;
સકલ વિશ્વ તારી ઇચ્છાએ, ઉપજે શ્યામલવાન. સાં૦ ૧૧

જે કો તુજને ઓલખે, તેના મનોરથ થાયેજી;
જે કો મોહ પામી ન સંભારે, તે તો નરકે જાયે. સાં૦ ૧૨

જ્યમ નિદ્રાવશ સૂતો પોતાની, દેહને નવ જાણેજી;
ત્યમ પાપી મોહમદે ભર્યા, અહંકાર મન આણે. સાં૦ ૧૩

પણ તુંને ઇશ્વર નવ જાણે, [1]એવા તે મન મૂઢજી;
અમો સદા તારાં ચરણ ઉપાસુ, સ્વામી ગરુડારૂઢ. સાં૦ ૧૪

તે આજ અમો પ્રત્યક્ષ પામ્યા, સ્વયં તારૂં દર્શનજી;
પછે કૃષ્ણચરણ હૃદે ધરીને, આજ્ઞા માગે મુન્ય. સાં૦ ૧૫

એવે વસુદેવે કહ્યું અમો, ગૃહસ્થ છું ઋષિરાયજી;
કીધાં કર્મ ક્યમ છૂટિયે, તેવો કહો ઉપાય. સાં૦ ૧૬

નારદ ઋષિ સહુને કહે, હરિ માયા જુઓ આજજી;
સ્વયં ભગવાન પ્રગટ થયા છે, [2]તેને કરિયે પ્રણામ. સાં૦ ૧૭

[3]કર્મ છૂટવાનો ઉપાય આપણને, પૂછે છે વસુદેવજી;
જ્યમ શ્રી નારાયણને ત્યજીને, કરે અન્ય દેવની સેવ. સાં૦ ૧૮

જ્યમ ગંગાતટના વાસી, મેલી ગંગાનું વારજી;
કૂપ તડાગ જલતણી, ઇચ્છા ધરે અપાર. સાં૦ ૧૯

પુરુષોત્તમ સ્વયં પ્રગટ થયા છે, નથી જાણતા તેહજી;
જાણિયે છે મોહમદ અતિશે, પ્રગટ થયો ત્યાં એહ. સાં૦ ૨૦

વસુદેવાદિક યાદવ સઘલા, દીસે છે મૂરખ રાયજી;
ભાલણપ્રભુ રઘુનાથજી, પૂછે આપણને ઉપાય. સાં૦ ૨૧

---

૧ પ્ર-૨ એવા તમે મોટાજી. ૨ પ્ર-૧ તેને કહી ન જાયે. ૩ પ્ર-૧ કર્મ છૂટીને આપણને, ઉપાય પૂછે વસુદેવજી. ૧૯ વાર-(સં. વારિ) જલ. તડાગ-તલાવ.

## પદ ૪૭૭ રાગ ગોડી.

ઋષિજી કહે વસુદેવને, તેં પૂછયો જે [1]ભેદજી;
મૂકાવાની ગતિ કહું તમને, સાંભળ રાજા [2]વેદ. ઋષિજી ઉચ્ચરે. ૧

ગૃહસ્થ પુરુષને દાન યાગ તપ, ભક્તિ દેવની કરવીજી;
તે કૃષ્ણાર્પણ સર્વે કરે, શ્રદ્ધા એવી ધરવી. ઋ૦ ૨

ન્યાયે કરીને ધન [3]ઉપાવું, તે દાન વિપ્રને દેવુંજી;
[4]પુત્ર જ ત્યાં ઉપજાવવા, ભોગબદ્ધ થઇ નવ રહેવું. ઋ૦ ૩

જેણે કાલે ભોગ કહ્યો છે, તેણી વેલા (તે) કરવોજી;
પર્વ દિવસ પરિત્યાગ જ કરવો, ગર્વ કાંઇ નવ ધરવો. ઋ૦ ૪

તેથી પુત્ર જે ઉપજે, તે સુધર્મી હોયજી;
દેવ પિતૃ ને માનુષ કેરો, ટળે તે રણિયો સોય. ઋ૦ ૫

વિદ્યા ભણીને પિતૃ તણું રણ, એ છૂટે નિર્વાણજી;
પુત્ર ઉપજાવીને માનુષતું, રણ છૂટે નિર્વાણ. ઋ૦ ૬

યાગ કરીને દેવતણું રણ, છૂટે ત્યાં નિરધારજી;
પછે સર્વ સંગ ત્યાગ કરીને, જાયે વનમુઝાર. ઋ૦ ૭

ચોથે આશ્રમ જઇને બેસે, સેવે જુગજીવનજી;
વસુદેવ પ્રણામ કરીને, બોલ્યા એહ વચન. ઋ૦ ૮

તમો મોટા ઋષિ મળ્યા છો, યજ્ઞ આજ્ઞા દીજેજી;
[5]ત્યારે ઋષિજી અતિ ભલું, યાગ કાર્ય તે કીજે. ઋ૦ ૯

પછે કહેત બેવ સામગ્રી કીધી, [6]ઋષિના પાગ પખાલ્યાજી.
યજ્ઞતણો આરંભ જ કીધો, [7]દાન દેઇ ઋષિ વાળ્યા. ઋ૦ ૧૦

ઘણા રાયજીએ યજ્ઞ કીધા, યાદવ શોભા પામ્યાજી;
વસ્ત્ર સર્વ રાજાને આપ્યાં, શોક મનના વામ્યા. ઋ૦ ૧૧

---

૧ પ્ર. ૨ ઉપાય. ૨ પ્ર. ૧ ભેદ. ૩ પ્ર. ૧ ઉપરાજે ઉપાયે. ૪ પ્ર. ૨ પુત્ર ઉપજાવવા યોગ્ય થઇને, ગૃહસ્થ થઇને રહેવું. ૫ પ્ર. ૨ ત્યારે ઋષિજી ઉચ્ચરે, પ્રભુ કહે તે કીજેજી. ૬ પ્ર. ૨ ઋષિ ચર્ચ્યા જમ રીઝેજી. ૭ પ્ર. ૨ ઘણા દાન દેઈ વાળ્યા. ૨ યાગ-યજ્ઞ. ૪ પર્વ દિવસ-પર્વણીનો દિવસ, ૫ રણિયો-ઋણિયો.

બ્રાહ્મણને ઘણાં સુવર્ણ આપ્યાં, વાગ્યાં ઘણાં નિશાણજી;
અપ્સરા ત્યાં નૃત્ય કરે છે, ગાંધર્વ ગાયે ગાન. ઋ૦ ૧૨

એણીપેર આનંદશું, કીધો પૂરણ યાગજી;
વસુદેવને તો સ્ત્રીઓ ઘણી છે, દેવકી આદે આપ. ઋ૦ ૧૩

ઋષિ સઘલાને દાન જ આપ્યાં, એણીપેર કીધો યાગજી;
નારાયણને સમર્પીને, મનવાંચ્છિત ફલ લીધું. ઋ૦ ૧૪

પછે રામહૃદે તીર્થમાં આવ્યા, યજ્ઞસ્નાન ત્યાં કીધુંજી;
પછે અનેક રાયને પહેરામણી આપી, તેનું કારજ સીધ્યું. ઋ૦ ૧૫

એમ રાજા સમસ્ત ચલાવ્યા, આનંદ્યાં જશોદા માતજી;
તેને ત્યાં પોતે રહ્યા, ભાલણપ્રભુ રઘુનાથ. ઋ૦ ૧૬

## પદ ૪૭૮ રાગ દેશાખ.

નંદજી ને કૃષ્ણ બે રહ્યા જો, એકાંત બેઠા એહ જો;
પ્રભુજી વિનય કરે બહુ જો, પૂર્વકથા કહે તેહ જો. ૧

અમો કંસને ભયે ત્યાં સહી જો, કાંઈ સેવા ન થઇ જો;
આજ રાજ્યમદે દેખતા નથી જો, તમો ક્ષમા કરજો વાત જો. ૨

અવગુણ કોટિ વિસરજો જો, તમો ગુણ મારો ગ્રહેજો એક જો;
સંસારમાંહે મારે કો નથી જો, વા'લું તમ વ્યતિરેક જો. ૩

નંદજી ત્યારે બોલિયા જો, નયણે જલની ધાર જો;
ગલસૂંડાં બેસી ગયાં જો, તમે સાંભળો કૃષ્ણ કૃપાળ જો. ૪

સ્વામી પૂર્ણ બ્રહ્મ તું અવતર્યો જો, તારો પાર ન જાણું તેહ જો;
સોલ સહસ્ર શત નારીઓ જો, વળી આઠ અધિક છે એહ જો. ૫

બ્રહ્માદિક ભૂલ્યા સહી જો, તો હું કોણ જ માત્ર જો;
એકવાર સુને હૃદે ચાંપિયે જો, તારી માતાને સંભારજો આપ જો. ૬

સ્વામી એક જાચુંછું તમ કને જો, અંતે શ્રી ભગવાન જો;
ચરણકમલ તારે રાખજે જો, તું આદિ પુરુષ છે રામ જો. ૭

એમ મળીને ઉઠિયા જો, વહે નયણે જલની ધાર જો;
કૃષ્ણજી કરે પહેરામણી જો, વસ્ત્ર ધનનો નહી પાર જો. ૮

---

૧ મ-ર સ્વામી એ કથા કહું તમનેજો. પદ ૪૭૮-૪ ગળસૂંડાં-ગળું, કંઠ.

પાત્ર રૂપા ને સોના તણાં જો, ના ના કહેતાં નાથ જો;
શકટ ભરાવી સાથે મોકલ્યાં જો, સંતોષ્યાં માત ને તાત જો. ૯

પાગ લાગીને વોળાવિયા જો, જશોદાને કરે પ્રણામ જો;
એક ઘડી મુને મ વિસારશો જો, તારો દાસ છું ભગવાન જો. ૧૦

જશોદાજી જડચિત્ત થયાં જો, મુખ દેખાડી ફેરડયાં લોચન જો;
કહાન થકાં અલગાં કર્યાં જો, શેં ન પડે પાપી તન જો. ૧૧

તપ અધુરાં [1]અમ તણાં જો, તમથી વછોયાં ભગવાન જો;
આપીને ઝૂટી લીધું *જયમ જો, [2]ત્યમ થયું મારે ભગવાન જો. ૧૨

કહે કૃષ્ણ માત એમ કાં કરો જો, તારે પાસે છું [3]નિદાન જો;
વાસ દ્વારકાં જઇ રહ્યા જો, મારો વાસ ગોકુલમાંહે માત જો. ૧૩

પાગ લાગીને વોળાવિયા જો, જ્યમ જડવત્ [4]દેહે જાયે જો;
રાજા સર્વ વોળાવિયા જો, કૃષ્ણે આજ્ઞા આપી ત્યાંહે જો. ૧૪

એ લીલા જે સાંભળે જો, ભાવે કરે જે ગાન જો;
દ્વારકાં માંહે પછે આવિયા જો, ભાલણપ્રભુ શ્રીરામ જો. ૧૫

## પદ ૪૭૯ રાગ ગોડી.

શુકદેવ કહે પરીક્ષિતને, સાંભળને તું રાયજી;
અધ્યાય પંચાશીમે કથા, જ્ઞાનતણી [5]કહું આંહ. સાંભળ રાયજી. ૧

એક સમે વસુદેવ દેવકી, બેઠાં છે ત્યાં બેહજી;
ત્યાં કૃષ્ણને બલદેવ બેહુએ, બેઠા છે [6]વળી તેહ. સાં૦ ૨

કુરુક્ષેત્ર વિષે વસુદેવને, નારદે કહ્યુંતું જેહજી;
તે સાંભર્યું પૂર્ણ હરિ, બ્રહ્મ અવતરિયો એહ. સાં૦ ૩

ત્રણ લોક તું ઉપજાવે છે, વસુદેવ કરે છે સ્તુતિજી;
પૃથ્વી તેજ ઉદક ને વાયુ, સઘળે તારી ગતિ. સાં૦ ૪

બુદ્ધિ જ્ઞાન તે તુંય છે, અને વિશ્વનો નાથજી;
સકલ વિશ્વ તારે વિષે છે, એમ કહે જોડી હાથ. સાં૦ ૫

---

૧ પ્ર-૨ અમો કર્યાં જો, તો તમારો શો વાંક જો. ૨ પ્ર-૨ તમથી કુંવર મારા ભગવાનજો. ૩ પ્ર-૧ નાથજો. ૪ પ્ર-૨ દેહી. ૫ પ્ર-૨ કહેવાય. ૬ પ્ર-૧ ત્યાં.
* પ્ર-૧-૨ અમો.

તારેવિષે છે મતિ અમારી, ભક્તિભાવની રીતિજી;
પુત્રભાવ જાણી અમો, નથી ધરતા પ્રીતિ. સાં૦ ૬

એમ કહ્યું ત્યારે શ્રીભગવાને, મનમાં એવું આણ્યુંજી;
જે વસુદેવ દેવકી મારૂં, કારણ નિશ્ચે જાણ્યું. સાં૦ ૭

ત્યારે શ્રીભગવાનજીએ, માયા ત્યાં દેખાડીજી;
તમો કહ્યું તે તો સાચું, પંચભૂત પ્રાણી રહ્યો વ્યાપી. સાં૦ ૮

ત્યારે દેવકી બોલિયાં, જે કંસે માર્યા તનજી;
તેહ તમો આણીને આપો, જાચું છું ભગવન. સાં૦ ૯

દેવકીનાં વચન સુણીને, માયા [1]સંવરી તેહજી;
પાતાલે પધારિયા, ભાલણપ્રભુ તો તેહ. સાં૦૧૦

## પદ ૪૮૦ રાગ સામેરી.

ચાલ્યા પાતાલમાંહે, બલિ રાજા છે જ્યાંહે;
કૃષ્ણ ને બલભદ્ર એહ, પૂજ્યા રાયે તેહ.

### ઢાળ.

રાજાએ પૂજા કરીને, ચરણ તો પખાલિયા;
ચરણોદક તે મસ્તક મૂક્યાં, પાગ જઇને લાગિયા. ૧

પ્રસન્ન મન કરીને ત્યાં, સ્તુતિ ઘણી કીધી ત્યાંહિ હો;
કેટલાએક દિને સ્વામી, પધાર્યા તમો આંહિ હો. ૨

ગૃહરૂપી આ કૂપમાંહે, પડ્યા છું સ્વામી અમો;
એ કારણથી તારજો, સ્વામીજી કહું છું અમો. ૩

ત્યારે બલિરાજાએ કૃષ્ણવિષે, આત્મસમર્પણ [2]કીધુંજી;
હાથ જોડી પરિવાર સાથે, [3]આદર ભાવ ત્યાં કીધુંજી. ૪

આગલ રહી વિનતિ કીધી, કૃષ્ણ ત્યારે એમ વદે;
પહેલે મનુવિષે પુત્ર જ, અવતર્યા જે કહ્યું ખરૂં. ૫

---

૧ પ્ર-૨ સાંચરી. ૨ પ્ર-૨ કીધું સહી. ૩ રહ્યો તે ઉભો સહી. ૧૦ સંવરી-એંચી લીધી, પદ ૪૮૦-૪ આત્મસમર્પણ-મન કે દેહનું અર્પણ કરવું.

એક સમે બ્રહ્માજીએ, સરસ્વતી ઉપાસ્યાં સહી;
રૂપ દેખી મોહ પામિયા, પૂઠે ત્યાં દોડયા સહી. ૬

મરીચપુત્ર તાહરે, એવું દેખીને હસ્યા;
નિન્દિત કર્મ બ્રહ્માનું જોઇ, વચન એવું અભ્યસા. ૭

હસ્યા માટે બ્રહ્માજીએ, શાપ ત્યાં દીધો સહી;
આસુરી યોનિ તમો પામો, એવી ત્યાં વાણી કહી. ૮

અસુરને ઘેર પુત્ર થઇને, અવતર્યા ત્યાં તેહ હો;
ભાલણપ્રભુ રઘુનાથને ત્યાં, આદિ કહું છું એહ હો. ૯

## પદ ૪૮૧ રાગ સામેરી.

તપ કરે છે જેહ, તીર્થ વિષે જઇ તેહ;
આજ્ઞા પિતાની પાખે, તેને તાપસ શાપે.

### ઢાળ.

શાપ તે ત્યારે હવો, તમો પિતાની વિના આજ્ઞા;
તપ કરો છો તો પિતાને, હાથે મરજો ખરા. ૧

તે દેવકીને વિષે અવતર્યા, કાલનેમિ કંસ અવતાર હો;
કંસે તેને મારિયા તે, આવ્યા આણે ઠાર હો. ૨

દેવકી ત્યાં શોક કરે છે, લેઇ માતાને આપશું;
[1]આપાપણે સ્થાનક જાશે, શાપથી મૂકાવશું. ૩

ત્યારે ખટ પુત્ર લેઇ, કૃષ્ણજી ને બલદેવ હો;
દ્વારકાંમાંહે આવિયા, દેવકીને આપ્યા એવ હો. ૪

પછે દેવકીએ ઉત્સંગ લીધા, પંચપાન ત્યાં કરાવિયું;
મરીચના ખટ પુત્ર કેરૂં, દિવ્ય તન ત્યારે થયું. ૫

વિમાન બેસી આપણે, પરલોક તે પામ્યા સહી;
એ કથા જે સાંભળે, તેને પુત્રશોક હોયે નહી. ૬

સકલ પાપથી મૂકાયે ને, મનના મનોરથ પૂરા કરે;
ભાલણપ્રભુ રઘુનાથજી, તે અંતે તેને ઉદ્ધરે. ૭

---

૧ પ્ર–ર વાચા પાળી માતની, વચન તેનું થાપશું. અભ્યસા–બોલ્યા.

## પદ ૪૮૨ રાગ ગોડી.

કહે શુક સાંભળ રાય, તુજને હું કહું;
છ્યાશીમે અધ્યાયે, કથા જે લહું. ૧

કૃષ્ણજીની ભગિની જેહ, નામ સુભદ્રા સહી;
તેનો તો વિવાહ, તુજને કહું અહીં. ૨

પાંડુ કેરા તન, અર્જુન રાય સહી;
તીર્થ અટણને કાજ, નિસરિયો ત્યહીં. ૩

સર્વ તીર્થ કરી ત્યાં તેહ, આવ્યો પ્રભાસ સહી;
અર્જુને સુણ્યો વિવાહ, દુર્યોધનનો સહી. ૪

એવું સાંભળી તાપસવેષ, પોતે ત્યાં ધર્યો;
સુભદ્રાને કાજ, દ્વારકાંમાં પરવર્યો. ૫

ત્યાં રહ્યા ચાતુર્માસ, યાદવે સેવા કરી;
એક વાર બલદેવ, તેડી આવ્યાં સહી. ૬

ભોજન કરવા કાજ, આવ્યા છે જેહ;
સુભદ્રા ત્યાં નાર, અર્જુને દીઠી તેહ. ૭

સુભદ્રાએ અર્જુનને, દીઠા તે ત્યાંહાં;
બેહુનાં થયાં એક ચિત્ત, હર્ષ ન જાયે કયહાં. ૮

ત્યારે અર્જુને જાણ્યું એમ, સુભદ્રાને હરૂં;
ત્યાં સમય ન દીઠો એહ, મન વિચાર્યું ખરૂં. ૯

એક વાર યાદવ સર્વ, રથ બેસીને સહી;
ગઢ જોવાને કાજ, વેગે ચાલ્યા [૧]ત્યહીં. ૧૦

હવે સુભદ્રા જેહ, કન્યા સાથે આવી સહી;
અર્જુન નિસર્યા તેહ, મન વિચાર કરી. ૧૧

અધમાર્ગ આવ્યા આપ, તેવે વિચાર કર્યો;
જઈને બેઠા રથ, પોતે તેહ ખરો. ૧૨

---

૧ પ્ર-ર વહી. ૫ તાપસવેષ-તપસ્વીનો વેષ. ૮ કયહાં-કહાં.

રથ તે તેણી વાર, અલગો હાંક્યો સહી;
યોદ્ધાએ તેણીવાર, જઈને વાત કહી. ૧૩

કહ્યું અર્જુન રાય, કન્યા જાયે હરી;
આજ્ઞા આપો રામ, સુભદ્રા લાવું ખરી. ૧૪

પૂઠે ધાયા યોધ, અર્જુને માર્યા ખરા;
ક્રોધે હલધર રાય, પોતે તે નિસર્યા. ૧૫

ત્યારે ત્યાં કૃષ્ણદેવ, સ્તુતિ કરીને કહે;
કહોજી કોને દેશો કન્યા એહ, એહથી [1]રાખી પરે; ૧૬

અન્ય પુરુષનો સ્પર્શ, એને થયો સહી;
કન્યાવ્રત તો ભ્રાત, એનું ભાગ્યું તહીં. ૧૭

કન્યા એહ અણાવી, યોગ્ય એ તો છે નહીં;
આપણ ફોઇઆઇ ભ્રાત, એને તો આપો સહી. ૧૮

બલદેવ પ્રીછવ્યા એહ, વાત કહી ખરી;
પહેરામણી ત્યાં ભ્રાત, એને જોઇયે [2]કરી. ૧૯

કૃષ્ણતણે વચન, પરણાવી સહી;
પહેરામણી અનેક, લેઇને આવ્યા ત્યહીં. ૨૦

સુભદ્રાવિવાહ એહ, તેનો ભેદ કહ્યો;
કહે છે ભાલણજન, બુદ્ધિમાને લહ્યો. ૨૧

## પદ ૪૮૩ રાગ ગોડી.

શ્રુતદેવ એક બ્રાહ્મણ છે, તેનો મિથિલા દેશમાં વાસજી;
તે કૃષ્ણતણો અતિ ભક્ત છે, [3]જ્ઞાતા અતિપ્રકાશ. સાંભળ રાયજી. ૧

શ્રુતદેવ બ્રાહ્મણ ગૃહસ્થ છે, પણ યથાલાભ સંતોષજી;
સકલ ઇંદ્રિય કૃષ્ણ ચરણે, અને છે નિર્દોષ. સાં૦ ૨

જનક રાજા રાજ્ય કરે છે, પણ કૃષ્ણને ચરણે મનજી;
એવા ભક્ત જાણી રથ બેસી, આવ્યા જુગજીવન. સાં૦ ૩

૧ પ્ર-૨ રાખે ખરે. ૨ પ્ર-૧ ખરી. ૩ પ્ર-૨ જ્ઞાન. ૨ યથાલાભ-લાભ પ્રમાણે.

પ્રથમ ઓખામંડલ ને, સૌરાષ્ટ્ર ને સિદ્ધપોરજી;
પાટણ મારવાડ દેશમાં, આવ્યા નંદકિશોર. સાં૦ ૪

પંચાલ દેશને મથુરાં ને, કોસલ નગરમાં આવ્યાજી;
એણે મારગ થઇ કૃષ્ણજી, મૈથિલ [૧]દેશ સધાવ્યા. સાં૦ ૫

જે જે દેશમાં પધાર્યા ત્યાં, લોકે પૂજા કીધીજી;
જનક [૨]રાજા સામો આવ્યો, આશીષ એની દીધી. સાં૦ ૬

બ્રાહ્મણે દંડવત સહિત, નમસ્કાર ત્યાં કીધાજી;
રાજાએ ઘણા પ્રણામ [૩]કર્યા, કાર્ય અમારાં સીધ્યાં. સાં૦ ૭

રાજા કહે સ્વામી સુણો, સકલ બ્રાહ્મણ ત્યાં એહજી;
સહુને તેડી ઘેર પધારો, પવિત્ર કરો મુને તેહ. સાં૦ ૮

ત્યારે શ્રુતદેવ કહેવા લાગ્યો, મુજ ઘેર પધારો એહજી;
બેહુએ ભક્ત સરખા જાણીને, બે રૂપ કર્યાં પછે તેહ. સાં૦ ૯

બે ભક્તતણે બલે કરી, બેના મનોરથ પૂર્યાજી;
કોણે ભેદ જાણ્યો નહી, ન રહ્યા [૪]કોઇ અધુરા. સાં૦ ૧૦

રાજાએ એમ જાણિયું જે, આવ્યા [૫]મારે ઘેરજી;
શ્રુતદેવે જાણિયું જે, પધાર્યા મારે ઘેર. સાં૦ ૧૧

સુવર્ણપાટ માણેક જડ્યા, રાયે આપ્યાં આસનજી;
પછે શ્રી કૃષ્ણનાં ચરણ પખાલ્યાં, તેણે સમે રાજન. સાં૦ ૧૨

ચરણોદક લઇ મસ્તક મેલ્યાં, ચંદને ચર્ચ્યાં અંગજી;
પુષ્પમાલા તો સમર્પી, આરોગાવ્યા [૬]શ્રીરંગ. સાં૦ ૧૩

પછે કૃષ્ણચરણ ઉત્સંગ લેઇને, ચાંપે છે રાજનજી;
ઘણા દિન મારે ઘેર [૭]રહો ને, ઉલટ રાખી મન. સાં૦ ૧૪

શ્રુતદેવ તે બ્રાહ્મણે પૂજા કરી, આપ્યું કુશ આસનજી;
ચરણ પખાલી કૃષ્ણનાં, [૮]ચરણામૃત કરે સુન્ય. સાં૦ ૧૫

---

૧ પ્ર-૧ દેશ ત્યાં શિધાવ્યા. ૨ પ્ર-૧ રાય. ૩ પ્ર-૧ કરીને એમ કહેવા લાગ્યો. ૪ પ્ર-૧ રહ્યા સર્વ અધુરા. પ્ર-૨ કાંઇ. ૫ પ્ર-૧ મારે પધાર્યા ઘેર. ૬ પ્ર-૧ ભગવાન. ૭ પ્ર-૧ રહીને, કુલ કરો પાવન. ૮ પ્ર-૨ ને નૃત્ય કરે સુન્ય.

તુલસીમંજરી ઝાઝી આણી, તેના ગુંથ્યા હારજી;
કંઠ વિષે આરોપિયા, કહ્યું લીજે દેવ મુરાર. સાં૦ ૧૬

મૃણ્મય પાત્રે આરતી, પ્રભુજીની ત્યાં કીધીજી;
ફળ પત્ર આણીને મૂકયાં, [1]સાદર સઘલી લીધી. સાં૦ ૧૭

ચરણોદક સઘલે કુટુંબે, લેઇને મસ્તક મેલ્યાંજી;
માટીને પાત્રે ઉદક શીતલ, પ્રભુજીને પાવા દીધાં. સાં૦ ૧૮

સામા મણચીનાં સહી, અન્ન પ્રભુને આરોગાવ્યાંજી;
આપણું વસ્ત્ર એક કટકો હતો, [2]તે અંગ ધરી નૃત્ય કીધાં. સાં૦ ૧૯

પછે તેના મન વિષે ત્યાં, અતિ આનંદ થાયજી;
વિચાર એવો કરવા લાગ્યો, કહે ભાલણ મહિમાય. સાં૦ ૨૦

## પદ ૪૮૪ રાગ મારૂ.

એવો વિચાર કરે મનમાંહે, શુક સનકાદિક સરખા જ્યાંહે. ૧
અષ્ટાંગ યોગ તો સાધે તેહ, સ્વપ્ને તેને નાવે એહ. ૨
તે મુહૂર્ત્ત તો સ્વામી જેહ, [3]મારે ઘેર આવ્યા છે એહ. ૩
ઘણી સ્તુતી કીધી છે તેહ, એવું કહેવા લાગ્યા તેહ. ૪
[4]મૂરખ માનુષ દેહને પામી, તારાં ચરણ ન [5]સેવે સ્વામી. ૫
તેનો સ્પર્શ કરે ત્યાં જેહ, મહા પાપી તો કહિયે તેહ. ૬
એ કારણથી શ્રી અવિનાશ, તારે ચરણે દેજે વાસ. ૭
શ્રુતદેવ કેરો સાહી હાથ, એણી પેર કહે વૈકુંઠનાથ. ૮
મોટું ભાગ્ય તારૂં તો તેહ, કોણ કોણ ઋષિ આવ્યા એહ. ૯
સકલ વર્ણમાં મોટા એહ, બ્રાહ્મણ મારૂં રૂપ જ તેહ. ૧૦
તે બ્રાહ્મણની પૂજા [6]કીધી, તે મેં સર્વે માની લીધી. ૧૧

---

૧ પ્ર-૧ ૨ માં સાધર છે. ૨ પ્ર-૨ તે આગલ ધરાવ્યાં. ૩ પ્ર-૨ ત્યાંહે. ૪ માનુષ દેહ પામી જેણે, ૫ પ્ર-૨ સેવ્યાં તેણે. ૬ પ્ર-૧ કરી. ૧૭ મૃણ્મય પાત્ર-માટીનું વાસણ. ૧૯ સામામણચી-હલકાં ધાન્ય.

શ્રુતદેવ ને વળી રાજા જેહ, એને વૈકુંઠ આપ્યું તેહ. ૧૨
વૈકુંઠ તેને આપી સ્વામ, [1]પુરી આવ્યા ભાલણપ્રભુ રામ. ૧૩

## પદ ૪૮૫ રાગ ગોડી.

કહે શુકદેવ સાંભળ રાય, તુજને કથા કહું;
સત્યાશીમે અધ્યાયે, વેદની સ્તુતિ લહું. ૧

રાજા પરીક્ષિત પૂછે એહ, બ્રહ્મ સ્વરૂપ સહી;
વેદે કીધી સ્તુતિ, મુને કહો અહીં. ૨

શુકદેવ કહે એક વાર, મહા કલ્પાંત હતું;
વલતું શ્રી ભગવાન, વિશ્વ [2]કર્યું નવું. ૩

ઇંદ્રિય મન ને પ્રાણ, તે નિપજાવ્યા સહી;
મોટા મોટા ઋષિ, તપ કરે છે ત્યહીં. ૪

પરમેશ્વરનાં ચરિત્ર, ગાયે છે ત્યાં જેહ;
નર નારાયણે વચન, પૂર્વે કહ્યું છે તેહ. ૫

નારદને કહ્યું જેહ, તે હું તુને કહું;
કથા તણો પ્રસંગ, જે બુદ્ધિમાને લહું. ૬

એક વાર નારદ મુન્ય, અટણ કરે છે ત્યહીં;
બદરીકાશ્રમ મુઝાર, વેગે આવ્યાં વહી. ૭

ત્યાં મોટા મોટા ઋષિ, બેઠા ધ્યાન ધરે;
નર નારાયણ ત્રૈલોક્ય, કારણ તપ કરે. ૮

ઘણા ત્યાં ઋષિ બેઠા છે, નારદજી ત્યાં સહી;
નર નારાયણ કહે ત્યાંહિ, ઋષિજી સુણતાં ત્યહીં. ૯

પૂર્વે જન લોકમાંહે, બ્રહ્માશું વાદ થયો;
તે કહું તુને આજ, જાણી હરખ ખરો. ૧૦

ત્યાં સ્વયંભૂએ એકવાર, યજ્ઞ આરંભ્યો સહી;
બ્રહ્માના સુત ચાર, વેગે આવ્યા ત્યહીં. ૧૧

---

૧ પ્ર–૨ દ્વારામતી. ૨ પ્ર–૧ રૂપ ધર્યું. ૩ મહા કલ્પાંત–મોટા કલ્પનો છેડો.
૧૧ સ્વયંભૂ–બ્રહ્મા.

ત્યારે હું નહોતો શે પાસ, સ્વામી પુછું સહી;
[1]નારાયણ કહો એહ, મુજને સંદેહ ત્યહી. ૧૨

[2]શ્વેત દ્વીપની માંહે, તું ગયો હતો સહી;
ત્યારે એ સંવાદ, થયો હતો અહીં. ૧૩

સનકાદિક ત્યાં ચાર, માંહેથી એક કહે,
ત્રણ સાંભળે ત્યાંહ, ભાલણ એમ લહે. ૧૪

## પદ ૪૮૬ રાગ મારૂ.

ચોમાંહે તપ સરખું એહ, સરખું જ્ઞાન તો કહાવે તેહ. ૧
એક સમે ત્યાં શ્રીભગવાન, વિશ્વ સંવરી શ્યામલવાન. ૨
પોઢ્યા શેષશાયી અવિનાશ, ઘણા કાલ ત્યાં વસિયાં વાસ. ૩
પ્રથમ શ્વાસથી પ્રગટ્યા [3]વેદ, તેનો કોય ન જાણે ભેદ. ૪
વેદે સ્તુતિ કરી તેણે ઠાર, જગાવિયા (શ્રી) દેવ મુરાર. ૫
જ્યમ સેવક જગાડે રાય, હરિને ત્યમ જગાડ્યા ત્યાંય. ૬
અઠ્ઠાવીશ જ શ્લોક[4] કહેવાય, વેદે સ્તુતિ કીધી ત્યાંય. ૭
સ્વામી જાગ્યા [5]અવિદ્યા છાંડી, [6]કહે પછે કહું વાત જ માંડી. ૮
તારી માયા સામું કટાક્ષે આજ, લગારેક જુઓ મહારાજ. ૯
તે [7]ગર્ભવંતી થાયે નિરધાર, ગુણ પ્રસવે ત્રણ આણે ઠાર. ૧૦
સાત્વિક રાજસ તામસ જેહ, તેણે કરી વિશ્વ નિપજે એહ. ૧૧
એવી તારી માયા છે જેહ, તેનો અમો ન જાણું [8]છેહ. ૧૨
સકલ વિશ્વ દીસે તુજમાંહે, તો તારી સ્તુતિ કરૂં આંહે. ૧૩
જ્યાં જ્યાં પુરુષ મે'લે ચરણ, ત્યાં ત્યાં દીસે [9]શ્રીવર્ણ. ૧૪
ત્યમ જે પદાર્થ છે આંહાં, તે તો દીસે છે તુજ માંહાં. ૧૫
જે કોએ આવ્યા તારે શરણ, તે તો પામ્યાં તારાં ચરણ. ૧૬
તેને તો માયાનો ભય, તારાં ચરણથી વિમુખ જે હોય. ૧૭
તેને માયાનો ભય ટલિયો, ભવસાગર તારે નામે [10]તરિયો. ૧૮

---

૧ પ્ર–૨ નારાયણ કહે એહ, તુજને કહું સહી. ૨ પ્ર–૨ સપ્તદ્વીપ. ૩ પ્ર–૧ દેવ. ૪ પ્ર–૧–૨ માં 'લોક' શબ્દ છે. ૫ પ્ર–૨ અવદ્ય. ૬ પ્ર–૨ કહેવી છે. ૭ પ્ર–૨ ભગવતી, ૮ પ્ર–૨ એહ. ૯ પ્ર–૧ ધરેણ. ૧૦ પ્ર–૧ ટળીયો.

તારા ચરણથી વિમુખ છે જેહ, શ્વાન સૂકર કહિયે ત્યાં તેહ. ૧૯
ગર્ધવની પેરે ભરે છે પેટ, તે મુક્તિ નહી પામે નેટ. ૨૦
કેટલા એક હ્દેમાં રાખે, પરમેશ્વર કેરા ગુણ ભાખે. ૨૧
કોએક બ્રહ્મા શિવને ધાય, કો ભાલણ પ્રભુના ગુણ ગાય. ૨૨

## પદ ૪૮૭ રાગ ગોડી.

કેટલા એક તો વાણીએ, કૃષ્ણ તણા ગુણ ગાયજી;
કો કૃષ્ણકથા રૂપી પીએ અમૃત, કર્ણકચોલે ત્યાંય. શ્રી ભગવાનજી. ૧

કેટલા તારૂં ભજન કરે, તેને પુરુષ તો કહિયેજી;
જે તારા ચરણથી વિમુખ છે, તે માનુષ નવ લહિયે. શ્રી૦ ૨

કો પુરૂષ યોગાભ્યાસે, તારાં પામે ચરણજી;
કો દૈત્ય [1]વૈરભાવે પામે, તે તો તારૂં શરણ. શ્રી૦ ૩

ગોપી સર્વ કામબુદ્ધિએ, પામી તારાં ચરણજી;
[2]કંસાસુર ભય પામિયો, સ્વામી અશરણ શરણ. શ્રી૦ ૪

બ્રહ્માદિક તારી આજ્ઞામાંહે, પ્રવર્તે છે એહજી;
સ્વામી તારે આપણો પીયારો, શત્રુ મિત્ર નથી તેહ. શ્રી૦ ૫

જે કો તારૂં ભજન કરે તેને, સંસાર ન પીડે એહજી;
[3]નાવ જેમ નાવિક વિના, સમુદ્રનો પાર ન પામે ( તેહ ). શ્રી૦ ૬

[4]તમ સત્સંગ વિના સંસારનો, પાર કો નવ પામેજી;
એવું જાણી ભજન કરે તે, ગર્ભ તણાં દુઃખ વામે. શ્રી૦ ૭

તારાં ચરણ કમલ [5]મકરંદ તણો રસ, જે કો પીશે જનજી;
તેને સ્વર્ગ પૃથ્વી રાજ્ય તણા, ભોગ ઉપર નહી મન. શ્રી૦ ૮

જ્યાં લગી કામવાસના ઉભી, ત્યાં લગી છે દુઃખજી;
તારાં ચરિત્ર શ્રવણે નવ સુણીયાં, તે ક્યાંથી પામે સુખ. શ્રી૦ ૯

---

૧ પ્ર-૨ વૈરબુધ્યે. ૨ પ્ર-૨ કો સુર ભયે કરી ઉભો, ૩ પ્ર-૨ નાવી જેમ નાવે ફરે, સમુદ્રનો પાર ન પામે તેહ. ૪ પ્ર-૨ તમશું સંગત સાધ્યા વિના, સંસારનો પાર ન પામેજી. ૫ પ્ર-૧ મધુકર. ૮ ચરણ કમલ મકરંદ-ચરણ રૂપી કમલનું મધ. ૯ કામવાસના-કામની ઇચ્છા.

તારી લીલા અમો નવ જાણું, વળી બ્રહ્માદિક નવ જાણેજી;
જે કો તારાં ચરણ અનુસરે, તે તારૂં પદ પામે. શ્રી૦ ૧૦

એવી સ્તુતિ વેદે ત્યાં કીધી, ત્યારે જાગ્યા શ્રી ભગવાનજી;
પછે સકલ વિશ્વની [1]સ્થિતમર્યાદા, [2]કીધી શ્યામલવાન. શ્રી૦ ૧૧

શ્રી નારાયણે સનકાદિકની, વલતી પૂજા કીધીજી;
નારદને તે જ્ઞાન કહ્યું, ઋષિ વ્યાસને બુદ્ધિ દીધી. શ્રી૦ ૧૨

મુજ આગલ વ્યાસે કહ્યું, તે તુજ આગલ મેં ભાખ્યુંજી;
કૃષ્ણકથા રૂપી અમૃત તે, મેં તો સર્વ ચાખ્યું. શ્રી૦ ૧૩

શ્રીકૃષ્ણ બ્રહ્મા રુદ્રાદિકના, સ્વામી છે નિરધારજી;
ભાલણપ્રભુ રઘુનાથને, [3]રાખો હૃદે મુઝાર. શ્રી૦ ૧૪

## પદ ૪૮૮ રાગ સામેરી.

શુકદેવ કહે સુણ રાય, અધ્યાય સત્યાશી પૂર્ણ થાય;
અઠયાશીમે અધ્યાય, રાજા પૂછે ત્યાંય.

### ઢાળ.

જ્ઞાન પૂછે રાજાને, બ્રહ્મા ને મહાદેવ હો;
[4]તેને ભજે છે તે ભોગી નિશ્ચે, ભોગ પામે છે ખેવ હો. ૧

વિષ્ણુને જે ઉપાસે, નિર્ધન તે હોયે સહી;
દુઃખ પામે છે શા માટે, શુકદેવ કહો મુને [5]અહિં. ૨

શુકદેવ કહે તેં ભલું પૂછ્યું, તારો પિતામહ ધર્મરાય હો;
મહાભારત યુદ્ધ કરીને, કૃષ્ણને પૂછ્યું ત્યાંય હો. ૩

શ્રીકૃષ્ણ યુધિષ્ઠિર પ્રત્યે કહે છે, જેને હું કૃપા કરૂં;
પ્રથમ સંસારનો [6]ભોગ ટાલું, વિઘ્ન તો સઘલાં હરૂં. ૪

વળી ભોગથી અલગો કરૂં ને, વિષયથી કરૂં આપ હો;
ઉદ્યમ કરે તે ભાંજી નાખું, પમાડું તનમાં તાપ હો. ૫

---

૧ પ્ર-૨ સૃષ્ટિ મધ્યેથી અભ્યાસા. ૨ પ્ર-૧-૨ દીધી. ૩ પ્ર-૧ તેણે રાખ્યો. ૪ પ્ર-૨ તેનો ભેદ તે ભાગે નહી, નવનિધિ પામે ખેવ હો. ૫ પ્ર-૧-એહ. પ્ર-૨ સહી, ૬ પ્ર-૨ ગર્વ. ૧૧ સ્થિત મર્યાદા-સ્થિર-સ્થાપિત કરેલી હદ.

વળી સર્વથી નિર્વૃત્તિ, [1]મારા દાસને પ્રેમે મળે;
તેને રુદ્ર અજ ઈંદ્રનાથી, અધિક આપું [2]તેટલે સરે. ૬

[3]મન શુદ્ધ કરીને તીર્થે, સમર્પે મુને [4]દેહ;
તેને મુજ સરખો કરૂં, કારણ મારૂં ત્યાં એહ. ૭

બ્રહ્મા રુદ્ર તે થોડે ભજને, વે'લી તો કૃપા કરે;
ભક્તિ કરતાં પડે વાકું તો, બાળીને ભસ્મ કરે. ૮

તે તો હું કરૂં નહી, મારો જે ત્યાં દાસ હો;
ભાવ કભાવે જે ભજે, તેને આપું વૈકુંઠવાસ હો. ૯

આદે એક જ જ્ઞાન છે, તે કહું તમને સાંભળો;
ભાલણપ્રભુ રઘુનાથ કહે છે, યોગ [5]મારગમાં ભળો. ૧૦

## પદ ૪૮૯ રાગ સામેરી.

પૂર્વે ત્યાં મહાદેવ, વૃકાસુરને ત્રુઠયા ખેવ;
તે કહું આખ્યાન, સાંભળ તું રાજાન.

### ઢાળ.

એક વાર વૃકાસુરે, એવી ઇચ્છા મન ધરી;
બ્રહ્મા વિષ્ણુ મહાદેવ ભણી, તે જાયે છે ઇચ્છા કરી. ૧

નિસરતાં નારદ મળ્યા, ત્યારે નારદને પૂછે સહી;
[6]ત્રણ લોકમાં કોણ વે'લું ત્રુઠે, તેને હું ભજું [7]જઈ. ૨

ત્યારે નારદ ઇમ કહે, મહાદેવ ભણી જા તુંહ હો;
આગે રાવણ બાણાસુરને, ત્રુઠયા છે કહું [8]એહ હો. ૩

એવું સાંભળીને વૃકાસુર, મહાદેવ આરાધે ત્યાંહાં;
અગ્નિ કેરા કુંડ કરી, દેહ હોમે છે તેહમાં. ૪

સાત દહાડા પોતાનું, માંસ હોમ્યું ત્યાં સહી;
મસ્તક છેદી હોમવા લાગ્યો, મહાદેવજી આવ્યા [9]ત્યહીં. ૫

કુંડમાંહેથી પ્રગટ થઇને, શીશ છેદતો રાખિયો;
મહાદેવ કેરા સ્પર્શ થકે, દેહ તેનો [10]ઉગારીઓ. ૬

---

૧ પ્ર-૧ મહાદાસને. ૨ પ્ર-૨ ત્યાં. ૩ પ્ર. ૨ મન શુદ્ધ કરી કરીને, ૪ પ્ર-૧ સ્નેહ. ૫ પ્ર-૧ મન ધરો. ૬ પ્ર-૧ ત્રણમાંહે. ૭ પ્ર. ૧ જાઇ. પ્ર-૨ સહી. ૮ પ્ર-૨ રુદ્ર હો. ૯ પ્ર-૨ વહી. ૧૦ પ્ર-૨ તેનો દેહ તો ઉત્તમ થયો. ૬ નિર્વૃત્તિ-સુખ.

મહાદેવજી ત્યાં પ્રસન્ન થઇને, કહે માગ આપું તુને;
ત્યારે વૃકાસુર ઇમ બોલિયો, સ્વામી વર માગું તુજ કને. ૭
સ્વામી એ માગું છું તમ કને, જેને માથે મૂકું હાથ હો;
તે બળીને ભસ્મ થાયે, આપો શંકર તાત હો. ૮
મહાદેવ કહે તારે હશે, માગ્યું જે તે તો સહી;
બ્રાહ્મણપ્રભુ રઘુનાથજી, અનર્થ થયો ત્યાં સહી. ૯

## પદ ૪૯૦ રાગ સામેરી.

વૃકાસુર તો એહ, પાર્વતી દીઠાં તેહ;
મનમાં જાણ્યું એહ, મહાદેવને બાળું તેહ.

### ઢાળ.

મહાદેવને જો ભસ્મ કરૂં તો, ઉમયા આવે મુજ કને;
એવું ચિત્તવી મહાદેવને, શિર હાથ મૂકે જેટલે. ૧
મહાદેવજી કહે આ ભલો ભક્ત જ, મારો તો ઉપન્યો;
પાર્વતી લેવા મન કરે છે, મુજને બાળીને ખરો. ૨
મહાદેવ વલતા ત્યાંથી નાઠા, ભસ્માંગદ પૂઠે ધસ્યો;
[1]બ્રહ્મલોક સ્વર્ગલોક ભમીને, પછે શંકર ત્યાં થાકી રહ્યા. ૩
થાકીને મહાદેવજી ત્યાં વિમાસે, પોતાના મનમાં સહી;
મુને કોણે નવ રાખ્યો, દૈત્યને ભયે કરી. ૪
વૈકુંઠપતિને શરણ જાઉં (તો), દૈત્યથી તે છૂટિયે;
એવું વિમાસીને ધાઇ આવ્યા, વિષ્ણુ કને ત્યાં સર્યા. ૫
મહાદેવ દેખી આવતા, વિષ્ણુએ દીઠા સહી;
બટુક કેરો વેપ લીધો, સ્વામીએ [2]જાણ્યું સહી. ૬
ત્રાહિ ત્રાહિ ત્યાં રાખિયે, એમ શંકર કહેવા લાગ્યા ત્યાંહાં;
તારા ચરણથી તો ગંગા ચાલ્યાં, પવિત્ર કરે સહુને આંહાં. ૭
મચ્છ અવતાર પૂર્વે ધરી, શંખાસુર માર્યો સહી;
ગોપીની તમો આશા પૂરી, તમો દૈત્યથી રાખો અહીં. ૮

૧ પ્ર-ર ભૂર્લોક. ૨ પ્ર-ર માગ્યું. ૬ બટુક-આઠ વર્ષની અંદરનો બાળક.

મહાદેવને ત્યાં જાતા મૂકી, વિષ્ણુ સામા આવિયા;
મહાદેવ ધાઇ ઘરમાં પેઠા, બાર ત્યાં દેવરાવિયાં. ૯

હસી હરિએ એમ કહ્યું, ક્યાં થકી આવ્યા તમો;
ભાલણપ્રભુ રઘુનાથજી કહે છે, આશ્ચર્ય તો પામ્યા અમો. ૧૦

## પદ ૪૯૨ રાગ સામેરી.

હરજી કહે છે એહ, મુજને કહોને તેહ;
ધસતો તું તો રાય, કહેને તું ક્યાં જાય.

### ઢાળ.

ક્યાં જાશો કહો અમને, ક્યાં થકી આવ્યા તમો;
વામન બ્રાહ્મણ પ્રત્યે કહે છે, કારણ તો કહિયે અમો. ૧

મહાદેવે વરદાન આપ્યું, દૈત્ય કૃષ્ણ આગળ કહે;
કૃષ્ણ વલતા એમ કહે, મહાદેવ જૂઠું બોલ્યા છે એહ. ૨

વરદાન એનું સાચું નોહે, એ ભૂત પ્રેતનો નાથ હો;
એનું સાચું જૂઠું જણાશે, સ્મશાનવાસી આપ હો. ૩

એ પરીક્ષાને કારણે તું, માથે મેલે હાથ હો;
દૈત્ય અજ્ઞાની થયો, માયા મૂકી પોતે [1]યદુનાથ હો. ૪

દૈત્ય અજ્ઞાની થયો, ઇશ્વરી માયાએ કરી;
આપણે માથે હાથ મૂક્યો, બળી ભસ્મ થયો ત્યહીં. ૫

મહાદેવ સંકટથી મૂકાવ્યા, [2]બહાર આવો તાત હો;
શંકર કહે સ્વામી દૈત્ય બાળ્યો ? નહી આવું હું આપ હો. ૬

વિષ્ણુ કહે તે દૈત્ય બાળ્યો, તે તમારી કૃપાએ આપ હો;
નિર્ભય થઇને આવો મળીએ, જાયે તનનો તાપ હો. ૭

મહાદેવજી બ્હીતા નિસર્યા, દૈત્ય પડયો દીઠો સહી;
વિષ્ણુ તેં મુને જીવતો, નિશ્ચે તો રાખ્યો અહીં. ૮

વિષ્ણુ કહે તમો દુષ્ટને, એવા વર મ આપશો;
કૈલાસ જાઓ નિશ્ચિંત થઇને, વિષ્ણુ કહે દુઃખ [3]માણશો. ૯

---

૧ પ્ર–૨ યુગનાથ હો. ૨ પ્ર–૨ હરિ આવ્યા ત્યાં તેહ હો; શંકર કહે હું નહીં આવું, દૈત્ય બાળે નાથ હો. ૩ પ્ર–૧ કાં ધરો.

મહાદેવજી કૈલાસ આવ્યા, એ કથા જે સાંભળે;
કહે ભાલણ સંસારના, તેને કષ્ટ તો સઘલાં ટળે.

### પદ ૪૯૨ રાગ ગોડી.

કહે શુક સાંભળ રાય, તુજને કથા કહું;
ઋષિકેરો ત્યાં વાદ, જે વિસ્તારે લહું.
૧સરસ્વતીની તીર, માંહે યજ્ઞ કરે;
ત્યાં વાદ માંહોમાંહે, તે ઋષીશ્વર કરે.
એક કહે બ્રહ્મા મોટા, એક કહે વિષ્ણુ સહી;
એક કહે મહાદેવ, મોટા તે જાણો અહીં.
તેની પરીક્ષા જોવા કારણ, ભૃગુ ઋષીશ્વર જેહ;
સઘલે મળીને મુન્ય, મોકલિયા તેહ.
પ્રથમ બ્રહ્મસદન, બ્રહ્મા કને ગયા;
કીધો નહી નમસ્કાર, પોતે ઉભા રહ્યા.
ત્યારે બ્રહ્માને ચઢયો કોપ, ભૃગુ આવ્યા તેહ;
ન કીધો નમસ્કાર, આવીને એહ.
બ્રહ્માનો શમાવી કોપ, શંકરલોક ગયા;
આવ્યા સામા તાત, મનમાંહે હરખ ૨ઘણો.
આવીને મહાદેવ, જેટલે મળે સહી;
વગલો રહેને આપ, તુને આભડું નહી.
સ્મશાનવાસી તું એહ, આલું ચર્મ ધરે;
ભસ્મે ખરડે દેહ, રખે તું સ્પર્શ કરે.
ભૃગુને કરવા પ્રહાર, હાથ ત્રિશૂલ ધર્યું;
ઉમયાએ જાણ્યું એહ, મહા વિપરીત ક
વાર્યા શંકર નાથ, મોટા ઋષિ એહ;

શંકર છાંડ્યો ક્રોધ, ભૃગુ વિષ્ણુલોક ગયા;
લક્ષ્મીને ઉત્સંગ, પ્રભુ પોઢી રહ્યા.
મુને આવતો દેખી એહ, પોતે સૂતો સહી;
કીધો પાટુ ઘાત, હૃદેમાંહે સહી.
ઉઠી શ્રી ભગવાન, ભૃગુનાં ચરણ ગ્રહ્યાં;
તલાંસે વૈકુંઠનાથ, વચન એમ કહ્યાં.
સ્વામી તમારાં ચરણ, કોમલ છે સહી;
ઘણા દૈત્યનો કીધો ઘાત, હૃદે કઠિન અહીં.
આજ થકી ત્યાં વાસ, લક્ષ્મી કરે અહીં;
તારા ચરણનો ઘાત, કોમલ થયું ત્યહીં.
તારા ચરણનું લાંચ્છન જેહ, હૃદે જ રહેજો સહી;
પવિત્ર થયો હું તો તેહ, હરિએ વાણી કહી.
વલતા ત્યાં મુનિજન, દષ્ટાંત જોઇ એહ;
આવ્યા સરસ્વતીની તીર, ઋષિ પાસે તેહ.
સર્વ કથા ત્યાં એહ, ઋષિને સમર્પી સહી;
એક ભજવા વૈકુંઠનાથ, બીજું કોઇ નહી.
કૃષ્ણકથા અમૃત, પ્રેમે પીએ જેહ;
પુનરપિ નહીં ગર્ભવાસ, હરિપદ પામે તેહ.
ત્રણ લોકમાંહે તેહ, પૂજાશે સહી;
કૃષ્ણકથા અમૃત જેહ, મુખ [૧]કહેશે ત્યહીં.
ઋષિતણો સંવાદ, [૨]રાજા મેં લહ્યો;
કહે ભાલણ વિસ્તાર, જાણ્યો તેવો કહ્યો.

### પદ ૪૯૩ રાગ ગોડી.

એકવાર દ્વારાવતી માંહે, કહે ઋષિ સાંભળ રાયજી;
એક બ્રાહ્મણનો [૩]બાલ, જણુત એવ મૃત્યુ થાય. સાંભ

---

૧ પ્ર–૨ ઉચરશે. ૨ પ્ર–૨ જે ત્યાં મેં લહ્યો. ૩ પ્ર–૧ જામાત્ર, મૃત્યુ પામ્યો ત્યાંહે. ૧ જણુત–જણતાં.

મૃતકને તે લેઇ આવિયો, યાદવની સભા મુઝારજી;
કહે, તમારે અધર્મે, મારો પુત્ર મૂઓ અકાલ. સાં૦ ૨

તમો લોભી દુષ્ટ છો, બ્રહ્મસેવા રહિત છો તેહજી;
એવું કહીને તે તો બાલક, દેત દીધો એહ. સાં૦ ૩

એણીપેર આઠ પુત્ર બ્રાહ્મણના, તે તો પામ્યા [1]મરણજી;
એક પુત્ર ત્યાં મૃત્યુ પામ્યો, તેને લઇ આવ્યો [2]સુન્ય. સાં૦ ૪

એમ કહ્યું જે સભામાંહે, કો ક્ષત્રિનો નથી તનજી;
અર્જુન ત્યાં બેઠા હતા, તેણે સુણ્યું વચન. સાં૦ ૫

યાદવને ઘણો ક્રોધ કર્યો, અને તુચ્છ કહ્યાં વચનજી;
ક્ષત્રિ હોએ તો મારા પુત્રને, રક્ષા કરે રાજન. સાં૦ ૬

એવું કહીને અર્જુન ઉઠ્યા, હવે જો મરે તારો તનજી;
તો હું દેહ ધરૂં નહી, એમ કહે રાજન. સાં૦ ૭

વલતો બ્રાહ્મણ એમ કહે, આ બેઠા કૃષ્ણ બલદેવજી;
પ્રદ્યુમ્ન અનિરુધ સાંબ બેઠા, તેણે ન ચાલ્યું એહ. સાં૦ ૮

તો ત્યાં તારૂં શું ચાલશે, અર્જુન કહે વચનજી;
એ તો રાખી નવ શકે પણ, હું તો રાખીશ તારો તન. સાં૦ ૯

મારે ગાંડીવ ધનુષ ને, (વળી) અક્ષય ભાથા એહજી;
તારા પુત્રને હું ધનુષે રાખીશ, કાંઇ કષ્ટ મ આણીશ તેહ. સાં૦ ૧૦

એવું કહીને બ્રાહ્મણ વાળ્યો, તેની સ્ત્રીને થયા દશ માસજી;
એવે બ્રાહ્મણ તેડવા આવ્યો, અર્જુનને અવાસ. સાં૦ ૧૧

પુત્ર પ્રસવવાનો કાલ થયો, હવે કાંઇ કરોને પેરજી;
અર્જુને ત્યારે ઘર પછવાડે, બાણ ઠાઠ બાંધી એહ. સાં૦ ૧૨

ક્યહીં વાયુ પ્રવેશ કરે નહી, એવું કરીને બેઠાજી;
પુત્ર પ્રસવ જ્યારે હવો, ત્યારે હૈયે ધોખો પેઠો. સાં૦ ૧૩

પહેલે બાળક જે મરતાં, તેનું શરીર માત્ર જ રહેતુંજી;
દેહ જીવ સાથે ગયો, અર્જુન ચિંતામાંહે પેઠો. સાં૦ ૧૪

---

૧ પ્ર-ર મૃતજી. ૨ પ્ર-૨ તરત. ૩ દેન-અગ્નિદાહ અગ્નિ સંસ્કાર.

અર્જુનને તે બ્રાહ્મણ સહી, લેઇ ગયો સભા મુઝારજી;
અર્જુને જુઓ રક્ષા કીધી, દેહ સહિત ગયો કુમાર. સાં૦ ૧૫

એ રક્ષા તો શું કરે, જે નગર વૈરાટની માંહેજી;
પુરુષ ટળીને સ્ત્રી થઇ રહ્યો, ૧ધિક્ જીવિત એનું આંહે. સાં૦ ૧૬

સમસ્ત યાદવ સંઘાતે, શ્રીકૃષ્ણ રાખી ન શકિયાજી;
તો તમો શું શકો રાખી, મિથ્યા વાણી બકિયા. સાં૦ ૧૭

ત્યાર પછે ત્યાં ક્રોધ ચઢાવી, જમલોક જો(જ)ઇ જોયાજી;
અમરાવતી કૈલાસ નિહાળ્યું, બ્રહ્મલોક ત્યાં જોયા. સાં૦ ૧૮

પાતાલ સાત સાગર જોયા, ત્યાં ક્યહીં ન દીઠા બાલજી;
કહે ભાલણ અર્જુન કહે, દેહ ત્યજું તત્કાલ. સાં૦ ૧૯

## પદ ૪૯૪ રાગ દેશી ચાલતી.

અર્જુન ખોલી આવિયા જો, ક્યહીં ન દીઠા બાલ જો;
કાષ્ઠભક્ષ કહે હું કરૂં જો, એમ કહે મુખ ભૂપાલ જો. ૧

સૂત્ર દૈવતણું જુઓ સહી જો, કોણે વાંચ્છયું ન થાયે જો;
ઘણે ઠામ હરિએ રાખિયા જો, મરણ આવ્યું આંહે જો. ૨

મરવાની ગતિ ત્યાં કરે જો, ત્યારે કર સાહ્યા ભગવાન જો;
ચાલો પુત્ર દેખાડિયે જો, રથ બેઠા શ્યામલવાન જો. ૩

શ્રીકૃષ્ણે રથ ખેડિયો જો, સમુદ્રમાંહે ત્યાં તેહ જો;
સમુદ્ર સર્વ ખોલી વળ્યા જો, અષ્ટ કુલ પર્વત તેહ જો. ૪

અંધકાર ત્યાં આવિયો જો, અશ્વ ન ચાલે તેહ જો;
કૃષ્ણે સુદર્શન (ચક્ર) મેલ્યું જો, ઉદ્યોત થયો છે એહ જો. ૫

આગળ ચક્ર ચાલે સહી જો, પૂઠેથી રથ જાય જો;
પાર ત્યાં અંધકારનો નહીં જો, અર્જુન બ્હીવા લાગ્યા ત્યાંય જો૦ ૬

શ્રી કૃષ્ણે અર્જુન ચાંપિયા જો, રથ ઉપર ત્યાં તેહ જો;
કૃષ્ણે રથ જલમાંહે ખેડિયો જો, સુવર્ણ મંદિર દીઠાં તેહ જો. ૭

---

૧ પ્ર-૨ શું પરાક્રમ એનું આંહે. ૧ કાષ્ટભક્ષ કરૂં-અગ્નિમાં બળી મરૂં.

અનેક સ્તંભ માણેક તણા જો, શોભાનો નહી પાર જો;
એક જીભે તે કયમ કહું જો, જો બ્રહ્મા ન પામે પાર જો. ૮

વિસ્મય પામ્યા મન ઘણું જો, અર્જુન મનશું પામ્યા હાર જો;
શેષ નાગ ઉત્સંગે પોઢિયા જો, સ્વામી શ્રી જગદીશ જો. ૯

શ્યામ સુંદર પીતાંબર પે'ર્યાં જો, ચતુર્ભુજધારી ઇશ જો;
પાર્ષદ ત્યાં સેવા કરે જો, અષ્ટ સિદ્ધિ દાસી જગદીશ જો. ૧૦

રથથી કૃષ્ણ ને અર્જુન ઉતર્યાં જો, નમસ્કાર કર્યો ઇશ જો;
તે મુહૂર્ત પ્રત્યે કૃષ્ણ બોલિયા જો, વિપ્રના સુત આપો જુગદીશ જો. ૧૧

વલતા સ્વામી ત્યાં બોલિયા જો, સાંભળો કૃષ્ણ ઇશ જો;
મહીનો ભાર હવે ઉતર્યો જો, તો ધામ આવો તમો આપ જો. ૧૨

એવાં વચન કૃષ્ણે સુણ્યાં જો, સુખ પામ્યા વૈકુંઠનાથ જો;
એવું સાંભળી ત્યાં સહી જો, બ્રાહ્મણના દશ તન જો. ૧૩

ઋષિ પ્રત્યે બોલ્યા સહી જો, હજી ભાર છે ભગવાન જો;
એમ કહી રથ ખેડિયો જો, [1]અર્જુન સાથે છે એહ જો. ૧૪

દ્વારાવતીએ આવિયા જો, બ્રાહ્મણના તન આપ્યા એહ જો;
ત્યાં અર્જુન વિસ્મય પામ્યા જો, મારો મદ ટાળ્યો ત્યાં એહ જો. ૧૫

એવાં અનેક કાર્ય બીજાં કર્યાં જો, ભક્તની રક્ષા કીધી તેહ જો;
એણી પેર ધર્મ ચલાવીઆ જો, અધર્મનો કીધો નાશ જો. ૧૫

એ લીલા જે કો સાંભળે જો, કહે ભાલણ નાવે ગર્ભવાસ જો;

## પદ ૪૯૫ રાગ ગોડી.

શુકદેવ કહે પરીક્ષિતને, સાંભળ કહું ચરિત્રજી;
નેવુમે અધ્યાયે જે કથા, પૂરણ દશમ પવિત્ર. ઋષિજી ઉચ્ચરે૦ ૧

હવે કૃષ્ણ દ્વારકાં વિષે, રમે લીલા એકાંતજી;
સોલ સહસ્ર સાથે સુંદરી, વળી અનેક બીજી ત્યાંય. ઋ૦ ૨

એક સો આઠ વળી ઉપરે, શોભે આઠ વળી તેહજી;
સરોવર વાડી કૂપ ઘણા છે, ત્યાં રમે શ્રીભગવાન. ઋ૦ ૩

---

૧ પ્ર–૨ સુવર્ણ મંદિર ઠામ તેહ જો.

અર્જુનને તે બ્રાહ્મણ સહી, લેઇ ગયો સભા મુઝારજી;
અર્જુને જુઓ રક્ષા કીધી, દેહ સહિત ગયો કુમાર. સાં૦ ૧૫

એ રક્ષા તો શું કરે, જે નગર વૈરાટની માંહેજી;
પુરુષ ટળીને સ્ત્રી થઇ રહ્યો, [1]ધિક્ જીવિત એનું આંહે. સાં૦ ૧૬

સમસ્ત યાદવ સંઘાતે, શ્રીકૃષ્ણ રાખી ન શકિયાજી;
તો તમો શું શકો રાખી, મિથ્યા વાણી બકિયા. સાં૦ ૧૭

ત્યાર પછે ત્યાં ક્રોધ ચઢાવી, જમલોક જો(જ)ઇ જોયાંજી;
અમરાવતી કૈલાસ નિહાળ્યું, બ્રહ્મલોક ત્યાં જોયા. સાં૦ ૧૮

પાતાલ સાત સાગર જોયા, ત્યાં ક્યહીં ન દીઠો બાલજી;
કહે ભાલણ અર્જુન કહે, દેહ ત્યજું તત્કાલ. સાં૦ ૧૯

## પદ ૪૯૪ રાગ દેશી ચાલતી.

અર્જુન ખોલી આવિયા જો, ક્યહીં ન દીઠો બાલ જો;
કાષ્ઠભક્ષ કહે હું કરૂં જો, એમ કહે મુખ ભૂપાલ જો. ૧

સૂત્ર દૈવતણું જુઓ સહી જો, કોણે વાંચ્છયું ન થાયે જો;
ઘણે ઠામ હરિએ રાખિયા જો, મરણ આવ્યું આંહે જો. ૨

મરવાની ગતિ ત્યાં કરે જો, ત્યારે કર સાહ્યા ભગવાન જો;
ચાલો પુત્ર દેખાડિયે જો, રથ બેઠા શ્યામલવાન જો. ૩

શ્રીકૃષ્ણે રથ ખેડિયો જો, સમુદ્રમાંહે ત્યાં તેહ જો;
સમુદ્ર સર્વ ખોલી વળ્યા જો, અષ્ટ કુલ પર્વત તેહ જો. ૪

અંધકાર ત્યાં આવિયો જો, અશ્વ ન ચાલે તેહ જો;
કૃષ્ણે સુદર્શન (ચક્ર) મેલ્યું જો, ઉદ્યોત થયો છે એહ જો. ૫

આગળ ચક્ર ચાલે સહી જો, પૂંઠથી રથ જાય જો;
પાર ત્યાં અંધકારનો નહીં જો, અર્જુન બ્હીવા લાગ્યા ત્યાંય જો૦ ૬

શ્રી કૃષ્ણે અર્જુન ચાંપિયા જો, રથ ઉપર ત્યાં તેહ જો;
કૃષ્ણે રથ જલમાંહે ખેડિયો જો, સુવર્ણ મંદિર દીઠાં તેહ જો. ૭

---

૧ પ્ર-૨ શું પરાક્રમ એનું આંહે. ૧ કાષ્ઠભક્ષ કરૂં-અગ્નિમાં બળી મરૂં.

અનેક સ્તંભ માણેક તણા જો, શોભાનો નહી પાર જો;
એક જીભે તે કયમ કહું જો, જો બ્રહ્મા ન પામે પાર જો. ૮
વિસ્મય પામ્યા મન ઘણું જો, અર્જુન મનશું પામ્યા હાર જો;
શેષ નાગ ઉત્સંગે પોઢિયા જો, સ્વામી શ્રી જગદીશ જો. ૯
શ્યામ સુંદર પીતાંબર પે'ર્યાં જો, ચતુર્ભુજધારી ઇશ જો;
પાર્ષદ ત્યાં સેવા કરે જો, અષ્ટ સિદ્ધિ દાસી જગદીશ જો. ૧૦
રથથી કૃષ્ણ ને અર્જુન ઉતર્યાં જો, નમસ્કાર કર્યો ઇશ જો;
તે મુહૂર્ત પ્રત્યે કૃષ્ણ બોલિયા જો, વિપ્રના સુત આપો જગદીશ જો. ૧૧
વળતા સ્વામી ત્યાં બોલિયા જો, સાંભળો કૃષ્ણ ઇશ જો;
મહીનો ભાર હવે ઉતર્યો જો, તો ધામ આવો તમો આપ જો. ૧૨
એવાં વચન કૃષ્ણે સુણ્યાં જો, સુખ પામ્યા વૈકુંઠનાથ જો;
એવું સાંભળી ત્યાં સહી જો, બ્રાહ્મણના દશ તન જો. ૧૩
ઋષિ પ્રત્યે બોલ્યા સહી જો, હજી ભાર છે ભગવાન જો;
એમ કહી રથ ખેડિયો જો, [1]અર્જુન સાથે છે એહ જો. ૧૪
દ્વારાવતીએ આવિયા જો, બ્રાહ્મણના તન આપ્યા એહ જો;
ત્યાં અર્જુન વિસ્મય પામ્યા જો, મારો મદ ટાળ્યો ત્યાં એહ જો. ૧૫
એવાં અનેક કાર્ય બીજાં કર્યાં જો, ભક્તની રક્ષા કીધી તેહ જો;
એણી પેર ધર્મ ચલાવીઆ જો, અધર્મનો કીધો નાશ જો. ૧૫
એ લીલા જે કો સાંભળે જો, કહે બ્રાહ્મણ નાવે ગર્ભવાસ જો;

## પદ ૪૯૫ રાગ ગોડી.

શુકદેવ કહે પરીક્ષિતને, સાંભળ કહું ચરિત્રજી;
નેવુમે અધ્યાયે જે કથા, પૂરણ દશમ પવિત્ર. ઋષિજી ઉચ્ચરે૦ ૧
હવે કૃષ્ણ દ્વારકાં વિષે, રમે લીલા એકાંતજી;
સોલ સહસ્ર સાથે સુંદરી, વળી અનેક બીજી ત્યાંય. ઋ૦ ૨
એક સો આઠ વળી ઉપરે, શોભે આઠ વળી તેહજી;
સરોવર વાડી કૂપ ઘણા છે, ત્યાં રમે શ્રીભગવાન. ઋ૦ ૩

---

૧ પ્ર-ર સુવર્ણ મંદિર ઠામ તેહ જો.

ચક્રવ,ક ચકોર ઘણાં છે, કોયલ બોલે સારજી;
હંસ ત્યાં ક્રીડા કરે છે, મયૂર તણા ટહુકાર. ઋ૦ ૪

સમુદ્ર ખંડોખલી ખરી, ક્રીડા કરે તે માંહેજી;
સુંદરીઓ કૃષ્ણને છાંટે, કૃષ્ણ સુંદરીને છાંટે તેહ. ઋ૦ ૫

સમસ્ત સુંદરીનાં ચિત્ત, શ્રીકૃષ્ણે હર્યાં છે તેહજી;
કૃષ્ણને [૧]પાસે દેખતાં, એમ રમે છે એહ. ઋ૦ ૬

વ્યાકુલ થઇ છે માંહોમાંહે, એમ કહે છે વાણીજી;
ચક્રવાક પ્રત્યે બોલ્યા, તમો શું નાથે છાંડી. ઋ૦ ૭

એમ અનુક્રમે માંહોમાંહે, કહે છે ત્યાં એહજી;
બાલણપ્રભુ રઘુનાથજી, એમ મન હર્યાં છે તેહ. ઋ૦ ૮

અનેવજ્રુ અનિરૂદ્ધનો તન, યાદવાસ્થલીથી રહ્યો રાજન;
પ્રતબાહુનો સુબાહુ કુમાર, તેનો શાંતસેન કહાવે અપાર. ૯
તેનો સુત સેનક કહેવાય, નામ કહ્યાં તે સાંભળ રાય;
બીજા યાદવ કહાવે જેહ, પ્રભાસ યુદ્ધથી મૂઆ તેહ. ૧૦
તેના પુત્રતણી સંખ્યા નવ થાય, એક આહુક યાદવ કહેવાય.
તેને હતા લક્ષ કુમાર, સંગ્રામ વિષે ક્ષય પામ્યા અપાર. ૧૧
યાદવમાં અવતરિયા તેહ, દશમ સ્કંદ પૂર્ણ થયો એહ;
યાદવનું કુલ કહાવે જેહ, કૃષ્ણે પવિત્ર કીધું તેહ. ૧૨
લક્ષ્મીએ સોલ કલા પ્રમાણ, સેવ્યા સ્વામી શારંગપાણ;
દશમ સ્કંધતણી જે કથા, કહે ભાલણ બોલી યથા. ૧૩

## પદ ૪૯૭ રાગ ધનાશ્રી.

લીલા તે શ્રીકૃષ્ણ(ની), પ્રેમે બોલી એહ;
ભાવ કભાવે સાંભળે, ગર્ભવાસ નાવે તેહ. ૧
સંસારનાં સુખ ભોગવે, પુત્ર કલત્ર કહેવાય;
અંતે તારે ચરણે પામે, જે સુણે કૃષ્ણ કથાય. ૨
આગે મોટા રાય હવા, તેણે સુણી કૃષ્ણકથાય;
તે હરિપદ પામ્યા સહી, તેણે સાંભળ તું રાય. ૩
હવે કિંચિત્ બુદ્ધિ જેવી નહી, મારી મતિ છે મંદ;
સમુદ્રમાંહે ચંચ ભરી તે, થાવાને પાવન. ૪
વાંકો ચૂંકો ગોધૂમનો રોટલો, તેહ તો કહેવાય;
જ્યાંથી ભક્ષ તો કીજિયે, ત્યાંથી અમૃત થાય. ૫
ત્યમ કૃષ્ણકથા રસ અમૃત છે, તે પીતાં કો ન ધરાય;
દશમસ્કંદ પૂરો થયો, નેવું અધ્યાય કહેવાય. ૬
વૈકુંઠપદ તો તેહ પામે, હરિચરણે થયો વાસ;
બેહુ કરજોડીને કહે, ભાલણ હરિનો દાસ. ૭

**દશમસ્કંદ કથા સંપૂર્ણ.**

---

૨ કલત્ર-સ્ત્રી. ૫ ગોધૂમ-ઘઉં.

# કાંટાવાળાનાં પુસ્તકો

| નામ | કીમત |
|---|---|
| ૧. પાણીપત-વીરરસ કાવ્ય. | ૦- ૪-૦ |
| ૨. બે બેહેનો-સંસારી નવલકથા. | ૦- ૮-૦ |
| ૩. અંધેરી નગરીનો ગર્ધવસેન-કટાક્ષમય વાર્તા. | ૦-૧૨-૦ |
| ૪. દેશી કારીગરીને ઉત્તેજન ભાગ ૧. | ૦- ૪-૦ |
| ૫. ,, ભાગ ૨. | ૦- ૬-૦ |
| ૬. સંસાર સુધારો. | ૨- ૪-૦ |
| ૭. મહીસુરની મુસાફરી. | ૦- ૪-૦ |
| ૮. નીતિધર્મ-બાળકો માટે. | ૦- ૩-૦ |
| ૯. કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા ભાગ ૧. | ૨- ૦-૦ |
| ૧૦. ,, ભાગ ૨. | ૨- ૦-૦ |
| ૧૧. ભૂતળવિદ્યા-શાળોપયોગી. | ૦- ૫-૦ |
| ૧૨. સ્ત્રીજાતિનાં કર્તવ્ય. | ૧- ૦-૦ |
| ૧૩. રોષદર્શિકા સત્યભામાખ્યાન. | ૦-૧૨-૦ |
| ૧૪. પાંચાલી પ્રસન્નાખ્યાન. | ૦-૧૦-૦ |
| ૧૫. તપત્યાખ્યાન. | ૦-૧૦-૦ |